॥ श्रीविश्वकर्मणे नमः ॥

श्रीविश्वकर्माप्रणीतवास्तुविद्यायाम् ज्ञानप्रकाश



॥ श्रीविश्वकर्मणे नमः ॥

श्रीविश्वकर्माप्रणीतवास्तुविद्यायाम् ज्ञानप्रकाश

# दीपार्णव

मूल संस्कृत-शिल्पप्रभा नामक गुर्जर भाषा टीका समेत

: संपादक :

प्रभाशंकर ओघडभाइ सोमपुरा

शिल्पविशारद : स्थपति

पादलिप्तपुर नगरे (पालीताणा)

( सौराष्ट्र )

वि. सं. २०१६ ईस्वी. स. १९६०

ગ્રંથ પ્રાપ્તિસ્થાન :

પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પશાસ્ત્રી
ગોરાવાડી, પાલીતાણા (સૌરાષ્ટ્ર)

શ્રી ગુર્જર ગ્રંથ રત્ન કાર્યાલય
ગાંધી રોડ, અમદાવાદ.

સરસ્વતી પુસ્તક ભંડાર
રતનપોળ, હાથીખાના, અમદાવાદ.

શ્રી ભારતીય વિદ્યા ભવન,
ચોપાટી રોડ, મુંબઈ ૭.

એન. એમ. ત્રિપાઠી એન્ડ કુાં.
પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

શિલ્પી રવિશંકર જાદવજી, નવાપરા ચોક, પાલીતાણા (સૌરાષ્ટ્ર).



પ્રત ૧૦૦૦.

મૂલ્ય : પચીશ રૂપીઆ.
પોસ્ટેજ અલગ રૂ. બે.




મુદ્રકો :—

પૂર્વાર્ધ :
શ્રી જયંતીલાલ મોરારજી મહેતા,
ભાવનગર સમાચાર પ્રેસ : ભાવનગર.

ઉત્તરાર્ધ :
શ્રી ચંદુલાલ લલ્લુભાઈ ભટ્ટ,
અપના છાપખાના : ભાવનગર.




શ્રી સરસ્વતી

अक्षमालां पुस्तकं च
वीणावाद्यं च पद्मकम् ।
मयूर· हंसारुढां च
वंदेऽहं तां सरस्वतीम् ॥




શ્રી વિશ્વકર્મા

अक्षमालां कंबासूत्रं
पुस्तकं च चतुर्भुजम् ।
हंसस्थं च त्रिनेत्रं तं
वंदेऽहं विश्वकर्मणम् ॥




શ્રી ગણપતિ

गणेशाय नमः तस्मै
सर्वविघ्नविदारिणे ।
मूषारुढं चाद्यदेवं
वंदेऽहं तं गजाननम् ॥

# દીપાર્ણવ-સંક્ષિપ્ત અનુક્રમણિકા

તા. ક. :—ગ્રંથવાચન પહેલાં શુદ્ધિપત્રક જોઈ જવા વિનતિ છે.







# "दीपार्णव"-ग्रंथमां उपयुक्त थएला शास्त्रीय ग्रंथो

## ग्रंथसूचि – ऋणस्वीकार

**विश्वकर्मा प्रणित :**

१ सूत्रसंतान अपराजित
२ क्षीरार्णव
३ वृक्षार्णव
४ ज्ञानरत्नकोष
५ जयपृच्छाधिकार
६ सूत्रप्रतान
७ विश्वकर्मा प्रकाश

**मंडन सूत्रधार कृत :**

८ वास्तुसार
९ प्रासादमंडन
१० राजवल्लभ
११ रुपावतार
१२ रुपमंडन
१३ देवतामूर्ति प्रकरणम्

**नाथुजी विरचित :**

१४ वास्तुमंजरी
१५ प्रासादमंजरी

**वीरपाल विरचित :**

१६ बेडाया प्रासाद
१७ प्रासाद तिलक

**सूत्रधार राजसिंह विरचित :**

१८ वास्तुराज

**मल्लदेव विरचित :**

१९ प्रमाणमंजरी

**महाराज भोजदेव वि० :**

२० समरांगण सूत्रधार

**मयमुनि विरचित :**

२१ मयमतम्
२२ मानसार

**काश्यप मुनि वि० :**

२३ काश्यप शिल्प

**कुमार विरचित :**

२४ शिल्परत्नम्
२५ तत्वनिधि
२६ सच्छिल्प तंत्र

**वासुदेव पंडित वि० :**

२७ वास्तुप्रदीप

**शुक्राचार्य वि० :**

२८ शुक्रनीति

**वराहमिहिर विरचित :**

२९ बृहद् संहिता

**गर्गाचार्य विरचित :**

३० गर्गसंहिता

**व्यासमुनि वि० :**

३१ मत्स्यपुराण
३२ विष्णुधर्मोत्तर पु०
३३ अग्निपुराण
३४ भविष्य पुराण
३५ गरुड पुराण
३६ स्कंद पुराण
३७ उत्कलखंड

**आगम ग्रंथो :**

३८ सुप्रभेदागम
३९ कामिकागम
४० किरणागम
४१ अंशुप्रभेदागम
४२ सकलागम
४३ पूर्व किरणागम
४४ सिद्धांत शेखर
४५ सिद्धांत सार
४६ सार संग्रह
४७ जीर्णोद्धार दशक

**ठक्कुर फेरु विरचित :**

४८ वास्तुसार-वत्थुसार

**पादलिप्ताचार्य वि० :**

४९ निर्वाण कलिका

**जिनदत्तसूरि वि० :**

५० विवेक विलास

**वसुनंदि आचार्य वि० :**

५१ प्रतिष्ठा सार

**आचार्य धनेश्वर सुरि वि० :**

५२ शत्रुंजय माहात्म्य
५३ बृहद्वृत्ति
५४ प्रवचन सारोद्धार
५५ आचार दिनकर
५६ कुमारपाल भूपालचरित्र
५७ चतुर्विंशति स्तुति जिनानंद
५८ जिन चतुर्विंशतिका शोभन
५९ मंत्राधिराज

**हेमचंद्राचार्य वि० :**

६० त्रिषष्टि शलाका पुरुष

---

# શ્રી દીપાર્ણવ ગ્રંથ

---

## આમુખ-પુરોવાચન-પ્રશસ્તિ-શુભાશિષ

શ્રી યદુકુળ ભૂષણ-સૌરાષ્ટ્ર રાજ્યના ભૂતપૂર્વ રાજપ્રમુખ નવાનગરના નેક નામદાર મહારાજા જામસાહેબ શ્રી સર દિગ્વિજયસિંહજી બહાદુરના શુભાશિષ સાથે આમુખ.

શિલ્પશાસ્ત્રનું પ્રાચીન સાહિત્ય સંસ્કૃત ભાષામાં છે. તેમજ શિલ્પ વિષયની પ્રાચીન વિદ્યા તથા તેના ઉંડા અર્થ સમજનાર જ્ઞાતાઓ પણ અલ્પ સંખ્યામાં છે. આ સંજોગોમાં આવા એક ગ્રંથના પ્રકાશનની ઘણી જરૂર હતી. શિલ્પની જુદી જુદી શાખાઓનું કેટલુંક અપ્રકટ સાહિત્ય આ ગ્રંથમાં જોઇને ઘણો આનંદ થાય છે.

શ્રી સોમનાથ જેવા મહામેરૂ પ્રાસાદો આઠસો વર્ષ પહેલાં બંધાયલા. તેથી તેના શિલ્પના નિયમો વ્યવહારમાં ન હોઇ અમુક અંશે વિસ્મૃત થયેલા. શિલ્પ વિશારદ શ્રી પ્રભાશંકરભાઈ સોમપુરાના કુળમાં પરંપરાગત આ વિજ્ઞાન જળવાઈ રહેલ છે. અને સોમનાથ જેવા ભવ્ય મંદિરનું નવ નિર્માણ પ્રાચીન શિલ્પશાસ્ત્રના સંપૂર્ણ નિયમો મુજબ બાંધવાના શ્રી સોમનાથ ટ્રસ્ટના નિર્ણયને શ્રી પ્રભાશંકરભાઈ જેવા કુશળ સ્થપતિની દેખરેખ હેઠળ અમલમાં મૂકાયો છે. તે શ્રી સોમનાથ ટ્રસ્ટ માટે ગર્વનો વિષય છે.

દીપાર્ણવ શિલ્પ ગ્રંથનું મૂળ સંસ્કૃત, તેનો અનુવાદ અને તેની નીચે લાંબી ટીપ્પણ સમજુતી સાથે આપેલ છે. પાંચસોક પાનાનો આ ગ્રંથ, નકશાઓ, ડ્રોઈંગો, ફોટાઓ, કોષ્ટકો વિગેરે સાથે તૈયાર કરવામાં શ્રી પ્રભાશંકરભાઇએ લીધેલ શ્રમ માટે તેમને ધન્યવાદ ઘટે છે.

આવા પ્રાચીન અપ્રકટ વિદ્યાના નિષ્ણાતોના જ્ઞાનનો લાભ લેવામાં આવશે તો ભારતની ગૌરવ-શીલ વિદ્યાઓનું અસ્તિત્વ જળવાઇ રહેશે.

શ્રી સોમનાથ મંદિરના નવ નિર્માણ કાર્યના અંગે શ્રી પ્રભાશંકરભાઇના છેલ્લા દશ વર્ષના અમારા પરિચય દરમ્યાન શિલ્પશાસ્ત્રના ઉંડા મર્મ અને તેનું જ્ઞાન શ્રી પ્રભાશંકરભાઇ ધરાવે છે તેની અમને ખાત્રી થઇ છે. અને જણાવતાં હર્ષ થાય છે કે શ્રી સોમનાથ મંદિરના નવ નિર્માણમાં પ્રાચીન ભારતની સમૃદ્ધ શિલ્પકળાને તેમણે સજીવન કરી છે.

આપણી સરકારનો આવી વિદ્યા-કળાના જ્ઞાતાઓની કદર કરવાનો નિયમ છે. અને અમે ઇચ્છીએ છીએ કે તેઓના આવા સાહિત્ય પ્રકાશન અર્થે આર્થિક ગ્રાંટ આપી તેમજ આવી સ્થાયી કળાના નિષ્ણાતોને પદવી પ્રદાનથી વિભૂષિત કરી તેમની વિશેષ કદર કરવામાં આવે. અને આ રીતે તેમને તેમના કાર્યમાં વધારે પ્રોત્સાહિત બનાવવામાં આવે.

જામનગર તા. ૧૯-૧૧-૧૯૬૦

Digvijaysinhji
of Nawanagar.

## પુરોવાચનઃ-શ્રી કનૈયાલાલ મા. મુનશી

(ગુજરાતના જ્યોતિર્ધર, ઉત્તર પ્રદેશના નિવૃત્ત ગવર્નર સા., ગુજરાતી સાહિત્યમાં અસ્મિતા પ્રકટાવનાર)

ભારત પાસે વીશેક શતાબ્દીની શિલ્પ-સ્થાપત્યની જે પરંપરા છે અને તેમાં જે સમૃદ્ધિ ને સિદ્ધિના ઉચ્ચ શિખરો સર કર્યાનું વ્યક્ત થાય છે તે ઉપરથી એટલું તો સહેજે કહી શકાય કે એ વિષયનું પ્રાચીન સાહિત્ય પણ વિપુલ પ્રમાણમાં રચાયું હશે. મધ્યયુગમાં સાહિત્ય તેમજ કળામાં શાસ્ત્રીય નિયમો ને રૂઢિઓનું જે સર્વવ્યાપી વર્ચસ્વ છે, તે જોતાં શિલ્પ-સ્થાપત્યમાં પણ એકેએક વિભાગ, વિષય ને વિગતના ચોક્કસ નિયમો આપતાં શાસ્ત્રો હશે એવું માન્યા વિના ચાલે તેમ નથી. એવા થોડાક ગ્રંથો પ્રકાશિત થયા પણ છે. પરંતુ અપ્રકાશિત સાહિત્ય પણ ઓછું નથી. ભારતના કેટલાક પ્રદેશોમાં પ્રાચીન સમયથી સ્થપતિઓની અને શિલ્પીઓની પેઢી દરપેઢી અતૂટ પરંપરા અત્યાર સુધી ચાલુ રહી છે. ને તેમાંથી કેટલાક પાસે તેમની કળાને લગતાં શાસ્ત્રોનો હસ્તલિખિત સંગ્રહ પણ હોય છે. પ્રસ્તુત ગ્રંથનો આવા સંગ્રહમાંથી ઉદ્ધાર થાય છે. અને તે પણ એક પ્રાચીન પરંપરાના સ્થપતિના હાથે.

શ્રી પ્રભાશંકર સોમપુરા પ્રાચીન પ્રણાલી જાળવી રાખતા સોમપુરા નામે વિખ્યાત સ્થપતિ કુળમાં જન્મ્યા છે. પુરાણો પ્રમાણે ભૃગુઋષિના ભાણેજ અને પ્રભાસના પુત્ર વિશ્વકર્મા એ તેમના મૂળ પુરૂષ ગણાય છે. પોતે સોમનાથ વિગેરે અનેક મંદિરોનું નિર્માણ કરનારા અને કુશળ અને ખ્યાતનામ સ્થપતિ તો છે જ, પણ પ્રસ્તુત વિશ્વકર્મા વિરચિત 'દીપાર્ણવ' પુસ્તકના સંપાદનથી તેઓ વાસ્તુશાસ્ત્રના પણ નિષ્ણાત જ્ઞાતા હોવાનું આપણને પ્રતીત થાય છે.

'દીપાર્ણવ' મંદિર નિર્માણને લગતો પ્રાચીન સંસ્કૃત ગ્રંથ છે. શ્રી સોમપુરાએ મુળગ્રંથ સાથે તેના પર જે 'શિલ્પ-પ્રભા' નામે ટીકા આપી છે તેમાં મૂળના વિષયને અંગત અનુભવને આધારે સાંગોપાંગ સમજાવ્યો છે. એટલું જ નહિ પરંતુ અનેક સ્થળે વાસ્તુશાસ્ત્રના વિશાળ સાહિત્યમાંથી અવતરણો આપીને, અને સંખ્યાબંધ આકૃતિઓ, ચિત્રો ને છબીઓ રજુ કરીને પ્રતિપાદિત વિષયને એવો સ્ફૂટ કર્યો છે કે સામાન્ય વાચક પણ તે સરળતાથી સમજી શકે. પ્રસ્તાવનામાં તેમણે વાસ્તુવિદ્યાનો ઈતિહાસ, પ્રાચીન શાસ્ત્રકારો, શિલ્પીઓ, સ્થાપત્ય શૈલીઓ વિગેરે વિષયોનું માહિતીસભર વિહંગાવલોકન કર્યું છે ને એ રીતે ગ્રંથની મૂલ્યવત્તામાં વૃદ્ધિ કરી છે.

મૂળ ગ્રંથ વિશ્વકર્માને નામે છે. પણ ગ્રંથની ભાષા એટલી પ્રાચીન જણાતી નથી. કેટલીક પારિભાષિક સંજ્ઞાઓ પ્રાકૃત કે દેશ્ય જેવી છે. તે જોતાં અત્યારે જે સ્વરૂપમાં છે તે સ્વરૂપે 'દીપાર્ણવ' બારમી તેરમી શતાબ્દીથી આગળના સમયમાં મૂકી શકાય તેમ લાગતું નથી; પરંતુ આવા ગ્રંથોમાં અમુક અંશે પરંપરાગત જ્ઞાન સંગ્રહાયું હોય છે, એ પણ વિસરવાનું નથી.

શ્રી સોમપુરા સામાન્ય કેળવણી પામ્યા હોવા છતાં તેમણે સ્વપ્રયત્ને આ વિષયનો તલસ્પર્શી અભ્યાસ કર્યો છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. કળા અને વિદ્યા ઉભયનો સુયોગ સાધનાર આવા સ્થપતિઓ ને શિલ્પીઓ જ પ્રાચીન ભારતની સમૃદ્ધ પરંપરાને જીવંત રાખી રહ્યા છે. તેમના ગુજરાતી વિવરણથી વસ્તુશાસ્ત્રનું પરંપરાગત જ્ઞાન તેમણે વિશાળ વર્ગને સુલભ કરી આપ્યું છે. આવા પુસ્તકનું પ્રકાશન કરવા માટે ભારતીય વિદ્યાભવને જે હાર્દિક ફાળો આપ્યો છે તેને પણ અભિનંદન ઘટે છે.

ભારતીય વિદ્યા ભવન, મુંબઈ — ક. મા. મુનશી

તા. ૩૦-૧૦-૧૯૬૦

The Diparnava has been ably edited and translated into Gujarati by shree P. O. Sompura, who is the best living traditional architect of Gujarat, combining a rare understanding of the ancient silpa texts with a best knowldge and experience of actual construction of temples in accordance with the traditional Gujarat School. It is a monumental work of research involving interpretation of many obscure architectural terms. It is an indispensable work of reference for all students of Indian architecture and deserves to be translated into English and Hindi.

Bhopal-7
Dated: 13-10-1960.

Krishna Deo,
Superintendant-Temple Survey Project,
Norih Region-Govet. of India.

---

**કેન્દ્ર સરકારના ટેમ્પલ સર્વે પ્રોજેક્ટ સુપ્રિન્ટેન્ડન્ટ શ્રી. કૃષ્ણદેવજીની પ્રશસ્તિ:—**

"દીપાર્ણવ" ગ્રંથ પર ગુજરાતના પરંપરાગત શિલ્પશાસ્ત્રના અજબ જ્ઞાતા શ્રી. પ્ર. ઓ. સોમપુરાનો સુંદર ટીકા સાથેનો આ અનુવાદ ગ્રંથ ઉત્તમ છે. ગ્રંથ જોતાં જ ગુજરાતની પ્રાચીન મંદિર રચના-પદ્ધતિના પોતાના વિશાળ જ્ઞાન તથા અનુભવ જોડે આ પ્રાચીન શિલ્પશાસ્ત્રોની તેમની અદ્‌ભુત ઊંડી સમજ સ્પષ્ટ દેખાય છે. શિલ્પ સ્થાપત્ય વિષયના ઘણા શબ્દો ઘટાવેલો આ ગ્રંથ શોધખોળના ક્ષેત્રની એક નમુનેદાર કૃતિ છે. તેમણે અનેક ફોટો ચિત્રો તેમજ ઘણા બધા લાઇન-બ્લોક-આલેખનો આપી આ ગ્રંથની ઉપયોગીતામાં ખૂબ વૃદ્ધિ કરી છે. હિંદુ શિલ્પશાસ્ત્રના દરેક વર્ગના અભ્યાસી જીજ્ઞાસુઓ માટે આ ગ્રંથ અમૂલ્ય છે. આ ગ્રંથ અંગ્રેજી તેમજ હિંદી ભાષામાં ઉતારવા યોગ્ય છે. તા. ૧૩-૧૦-૧૯૬૦

કૃષ્ણદેવ

---

**દ્વારકા વિદ્યાપીઠના પૂજ્ય શંકરાચાર્યજી મહારાજના શુભાશીર્વાદ.**

શુભ સંદેશ અને આશીર્વાદ.

શિલ્પકલા વિશારદ શિલ્પજ્ઞ શ્રી. પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરાએ પ્રકટ કરેલ આ 'દીપાર્ણવ' નામનો ગ્રંથ ખૂબ પ્રશંસાને પાત્ર છે. શિલ્પકલાના ખજાનારૂપ આ ભારત દેશમાં વર્તમાનમાં વિવિધ કારણોને લીધે શિલ્પ-સ્થાપત્ય કળાના ગ્રથો ક્ષીણ થતા જાય છે. રાજ્યાશ્રય રહિત બનેલા શિલ્પીઓ અન્ય ધંધામાં પડતા જાય છે. એ કારણે આ કળાનો આ દેશમાં સર્વપ્રકારે હ્રાસ થતો જાય છે. તેવા સમયે પ્રસિદ્ધ જ્યોતિર્લિંગ શ્રી સોમનાથજીના મહાપ્રાસાદની અજબ અસાધારણ રચનામાં કુશળ શિલ્પજ્ઞ મહોદય શ્રી. પ્રભાશંકરજીએ પ્રાચીન ગ્રંથ 'દીપાર્ણવ' ની પોતે રચેલી શિલ્પપ્રભા નામે ગુર્જર ટીકા સાથે લોકોપકારની દૃષ્ટિથી આ ગ્રંથ પ્રકટ કર્યો છે. તે કારણે જગદ્‌ગુરૂ શ્રી શંકરાચાર્યજી મહારાજને પરમ આનંદ થાય છે. આવા અલભ્ય ગ્રંથમાં રહેલી કોઇ વ્યાકરણની અશુદ્ધિ દ્વિતીય સંસ્કરણ વેળા વિદ્વાનોની સૂચનાનુસાર સુધારી લેવામાં આવશે.

શ્રીમદ્ જગદ્‌ગુરૂ શ્રીચરણની શુભાશિષો છે કે આ ગ્રંથનો દીર્ઘકાળ ખૂબ પ્રચાર થાઓ! તથા ભગવાન દ્વારકાધીશની અને પ્રભુ ચંદ્રમૌલીશ્વરની અસીમ કૃપાથી ગ્રંથકર્તા ચિરંજીવ બની આવા અનેક ગ્રંથોનું પ્રકાશન કરતા રહો!

જગતગુરૂની આજ્ઞાથી

મંત્રી-મહાબલ ભટ્ટ

કાશી વિદ્યાલયના કલા-સ્થાપત્ય વિભાગના અધ્યાપક, સુપ્રસિદ્ધ પુરાતત્ત્વજ્ઞ ડૉ. વાસુદેવ શરણ અગ્રવાલજીની "દીપાર્ણવ" ગ્રંથની ભૂમિકામાંથી ઉધ્ધૃત :—

શ્રી. પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા સૌરાષ્ટ્રકે ઇસ સમય પ્રખ્યાત સ્થપતિ હૈ. પ્રાચીન મંદિર નિર્માણકે શિલ્પકા જૈસા પ્રકૃષ્ટ અનુભવ ઉન્હે હૈ વૈસા કમ દેખનેમેં આતા હૈ. યહી કારણ હૈ કિ સોમનાથકે મધ્યકાલીન ભગ્ન શિવમંદિરકે સ્થાન પર જબ નયે મંદિરકે નિર્માણકા નિશ્ચય કિયા ગયા તો ઉસ કાર્યકે લીયે સબકા ધ્યાન શ્રી પ્રભાશંકરભાઇકી ઓર હી ગયા ઔર વહ કાર્ય ઉન્હીકો સોંપા ગયા. ઉસ સમય સાર્વજનિક ઇચ્છા યહ થી કિ સ્થાપત્ય ઔર શિલ્પકી દૃષ્ટિસે મધ્યકાલિન સૌરાષ્ટ્રકે મહાન દેવપ્રાસાદોકી જો પરંપરા થી ઉસી શૈલીકા અવલંબન લેતે હુએ નયે મંદિરકા ભવ્ય સ્વરૂપ કલ્પિત કિયા જાય. શ્રી પ્રભાશંકરજીને સોમનાથ પાટનમેં અર્વાચીન શિવમંદિરકા નિર્માણ પ્રાચીન વાસ્તુશાસ્ત્રકે અનુસાર હી સંપન્ન કરાયા. ઉસમેં પ્રાચીન વાસ્તુવિદ્યાચાર્યોંકે કૌશલકા નયા સંસ્કાર દેખકર પ્રસન્નતા હોતી હૈ.

શ્રી પ્રભાશંકરભાઇસે હમારા પ્રથમ પરિચય લગભગ ૧૨ વર્ષ પૂર્વે નઇ દિલ્હીમેં હુઆ થા બહુત દિનોસે હમારી ઇચ્છા કિસી એસે વ્યકિતકે દર્શનકી થી જો મધ્યકાલિન શિલ્પ-ગ્રંથોકી પારિભાષિક શબ્દાવલીકા જ્ઞાન રખતા હો. ઔર જો પ્રાચીન મંદિર અવશિષ્ટ હૈં ઉનકે સાથ મિલાકર ઉન ગ્રંથોકી વ્યાખ્યા સમજ સકે. શ્રી પ્રભાશંકરકે રૂપમેં ઇસ પ્રકારકે સ્થપતિસે મેરા સાક્ષાત પરિચય હુઆ. શ્રી પ્રભાશંકરજીને અપની પ્રતિભાકા સદુપયોગ એક નયે ગ્રંથકે ઉદ્ધારમેં કિયા હૈ. સ્થાપત્ય ઔર મંદિર નિર્માણ સબંધી દીપાર્ણવ નામક સંસ્કૃત ગ્રંથકા ગુજરાતી અનુવાદ ૫૬૦ નકશોંકે સાથ ઉન્હોને તૈયાર કિયા હૈ ઔર પ્રકાશિત હો ગયા હૈ. ભારતમેં નાના પ્રકારકે શિલ્પોંકી ઔર વિશેષતઃ વાસ્તુ ઔર સ્થાપત્યકી પરંપરા લગભગ ૫ સહસ્ત્ર વર્ષોંસે ચલી જાતી હૈ. વાસ્તુવિદ્યા નિતાંત વ્યાવહારિક જ્ઞાન હૈ. કિતુ યહ કર્તૃકી વિદ્યા હૈ, જો ક્રિયાકુશળ હૈ વહી ઉસકા સચ્ચા જાનકાર હૈ.

ઇસ પ્રકારકે સાહિત્યકા જીસ રૂપમેં પ્રકાશન હોના ચાહિએ, ઉસકા એક અચ્છા ઉદાહરણ શ્રી પ્રભાશંકરજીને 'દીપાર્ણવ' ગ્રંથકે ઇસ સંસ્કરણ દ્વારા પ્રસ્તુત કિયા હૈ. ઇસ ગ્રંથમેં સત્તાઇસ અધ્યાય હૈ. પૂર્વાર્ધકે ઉન્નીસ અધ્યાયોમેં પ્રાસાદ નિર્માણ સંબંધી વિધિકા વિસ્તારસે વર્ણન હૈ, ઇનમેં જગતી, પ્રાસાદપીઠ, મંડોવર, શિખર, મંડપ ઔર સંવરણા યે પ્રકરણ અત્યંત મહત્વપૂર્ણ હૈ. ગ્રંથમેં મંડોવરકે સ્વરૂપ નિર્માણકા વિસ્તારસે વર્ણન કિયા ગયા હૈ, ઔર ઉસકે વિવિધ થરોંકે સંસ્કૃત નામ ઔર પરિભાષાંએં એવં ઉનકી ઊંચાઇ ઔર નિર્ગમકા ઉલ્લેખ આયા હૈ. યહી ભારતીય વાસ્તુ-વિદ્યાકી માન્ય લોક પદ્ધતિ થી. ઔર આજ ભી જહાં યહ કલા પશ્ચિમી આક્રમણસે સુરક્ષિત હૈ વહાં વાસ્તુવિદ્યાચાર્ય સ્થપતિ યા શિલ્પી ઇસ પ્રકાર સંપૂર્ણ જાનકારી પ્રાયઃ કંઠસ્થ રખતે હૈ.

શ્રી પ્રભાશંકરજીને ઇસ એક ગ્રંથકી પરિભાષાઓકો સ્પષ્ટ કરનેમેં જો પરિશ્રમ કિયા હૈ ઉસસે ઉસકા પાંડિત્ય ઔર અનુભવ તો પ્રકટ હોતા હી હૈ કિંતુ હમારા વિશ્વાસ હૈ કિ સમસ્ત વાસ્તુશાસ્ત્રકે સુસ્પષ્ટ અધ્યયનકા એક નયા દ્વાર ભી ઉન્મુક્ત હોતા હૈ. ઉનકે દિખાએ માર્ગસે દીપાર્ણવ ગ્રંથકી પરિભાષાઓકો જાનકર અન્ય કિલષ્ટ ગ્રંથોકા ભી મર્મ સમજનેમેં સહાયતા મિલેંગી. ઇસકે લિયે હમ શિલ્પ-વિશારદ સ્થપતિ શ્રી પ્રભાશંકરજી સોમપુરાકે અત્યંત અનુગૃહિત હૈ. ઇતને અધિક ચિત્રો કે સાથ ઇસ દીપાર્ણવ ગ્રંથકા પ્રકાશન ઉનકે અધ્યવસાયકા પ્રમાણ હૈ. શરત્ પૂર્ણિમા. સં. ૨૦૧૭ વાસુદેવ શરણ અગ્રવાલ.



ના. જામસાહેબ, શ્રી ક. મા. મુનશીજી અને મુંબઈ ગવર્નર શ્રી શ્રીપ્રકાશ અને શિલ્પ-વિશારદ શ્રી પ્રભાશંકરભાઈ તથા શ્રી ભગવાનજીભાઈ કલાકાર



સોમનાથ મંદિર નિર્માતા શ્રી પ્રભાશંકરભાઇ, શ્રી ગોવિંદવલ્લભ પંત (કેન્દ્ર ગૃહ પ્રધાન) તથા શ્રી રસિકભાઇ પરીખ (સૌરાષ્ટ્રના મુખ્ય પ્રધાન) સોમનાથના મંડપમાં શિલ્પ સંબંધી ચર્ચા કરે છે.

**સોમનાથ પ્રાસાદના નિર્માતા** શિલ્પ-વિશારદ પ્રભાશંકરભાઈ સાથે રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદજી નકશાઓ રસપૂર્વક જોઇ રહ્યા છે.

દેહોત્સર્ગ (પ્રભાસ) ઉપર. **સોમનાથ પ્રાસાદના નિર્માતા** શિલ્પવિશારદ પ્રભાશંકરભાઇ, રાષ્ટ્રપતિ ડૉ. રાજેન્દ્રપ્રસાદજી અને ના. જામસાહેબ:

# श्री विश्वकर्मा प्रणीत वास्तुविद्यायां ज्ञानप्रकाश दीपार्णवे पूर्वार्ध अनुक्रमणिका ।

**॥ इति पूर्वार्ध अनुक्रमणिका ॥**

# अथ दीपार्णव उत्तरार्ध ( जिन दर्शन ) अनुक्रमणिका ।

---

## સિદ્ધાંત વાચસ્પતિ પ્રશાંતમૂર્તિ ન્યાયવિશારદ જ્યોતિ: શિલ્પ મહોદધિ સુપ્રસિદ્ધ પ. પૂ. જૈનાચાર્ય શ્રીમદ્ વિજયોદયસૂરીશ્વરજી મહારાજના શુભાશીર્વાદઃ—

॥ ૐ **अर्हनमः** ॥ શિલ્પક્ષેત્રે પ્રકાશરૂપ વિશ્વકર્મા વિરચિત –**"દીપાર્ણવ"** નામે આ શિલ્પગ્રંથનું ગુર્જર ભાષાનુવાદ સહિત સંપાદન કાર્ય શિલ્પશાસ્ત્રી શ્રી પ્રભાશંકરભાઈ શિલ્પ વિશારદે કરેલું છે તે શિલ્પ-સ્થાપત્યના કાર્યોમાં ઉપકારક બનો !

નિર્વિઘ્ન આરાધનાની ધાર્મિક પ્રવૃત્તિઓમાં શિલ્પ સાહિત્ય અનુભવી ભોમીયાનું કામ કરે છે. પ્રાચીન મહાપુરૂષો પણ આ વસ્તુનું સમર્થન કરે છે. જૈન આગમોમાં પણ શિલ્પ સાહિત્ય વિષયક ઉલ્લેખો મળે છે. આ દીપાર્ણવ ગ્રંથમાં જૈન શિલ્પાનુસાર જીનપ્રાસાદ,

મેરૂપર્વત, ઇત્યાદિ આઠ અધ્યાય
જીન પરિકર, સમવસરણ, અષ્ટાપદતીર્થ, નંદીશ્વર દ્વીપ,
આપ્યા છે તેથી ખરેખર આ ગ્રંથ પ્રાસાદ ઉપરના કળશ સમાન છે.

આર્ય સાહિત્યના વિવિધ વિષયક ગ્રંથોનું સર્જન પ્રાયઃ સંસ્કૃત ભાષામાં થયેલું છે.
આ ભાષાના જ્ઞાન માટે તેના વ્યાકરણના જ્ઞાનની જરૂર રહે છે. તો જ મૂળ ગ્રંથકારનો-
ભાવ યથાર્થ સમજી સમજાવી શકાય. એક વિદ્વાને કહ્યું છે કે વ્યાકરણના જ્ઞાનથી પદ-
સિદ્ધિ થાય છે, પદસિદ્ધિથી અર્થનિર્ણય થાપ છે, અર્થનિર્ણયથી તત્વજ્ઞાન અને તત્વ-
જ્ઞાનથી મોક્ષ થાય છે. અર્થાત્ વ્યાકરણનું જ્ઞાન અંતે મોક્ષ સાધક બને છે. તેથી તે જ્ઞાન
આવશ્યક છે. પ્રસ્તુત ગ્રંથમાં શિલ્પની ભાષાનું વ્યાકરણ વારસાગત બનેલ શિલ્પીઓને
સહજ સાધ્ય જણાય છે. તેથી આ ગ્રંથનો પાઠક વર્ગ ભાવ પર દૃષ્ટિ રાખે એમ ઇચ્છું છું.

શિલ્પ-વિશારદ સ્થપતિ શ્રી પ્રભાશંકરભાઇ ઓઘડભાઇ જીનમંદિરો, દેરાસરો, ઉપાશ્ર-
યો, ધર્મશાળાઓ, જ્ઞાનશાળાઓ આદિ ધાર્મિક સર્જન અંગે લગભગ ૩૭ વર્ષથી એક
ધારા અમારા પરિચયમાં આવ્યા છે. તેમના સુપુત્ર શ્રી બળવંતરાય સ્થપતિ પણ છેલ્લા દસેક
વર્ષથી અમારા પરિચયમાં રહ્યા છે; તે પણ આત્મહિતના ધ્યેયથી આર્ય સ્થાપત્ય તથા
સદ્ધર્મના આદર્શો અપનાવી પ્રગતિ સાધો !

આ ગ્રંથનું સંપાદન તથા પ્રકાશન પરંપરાના સદ્ધર્મની આરાધનાના સાધનરૂપ હોઇ
પૂર્ણ આદરપાત્ર વિજયવંત બનો એવી શુભેચ્છા ! શુભં ભવતુ. વિ. સં. ૨૦૧૬ શ્રાવણ શુદિ ૮.

**પૂજ્ય આચાર્યશ્રીની આજ્ઞાથીઃ-ઉપાધ્યાય દક્ષવિજયગણી.**

---

## શ્રી દ્વારકા શારદાપીઠાધીશ્વર શ્રી ૫. પૂ. જગદ્‌ગુરૂશ્રી ૧૦૦૮ શ્રી શંકરાચાર્ય સ્વામીશ્રી અભિનવ સચ્ચિદાનન્દતીર્થજી મહારાજના શુભ આશીર્વાદઃ—

**क्रमांक ११४१ : द्वारका ( सौराष्ट्र )—दिनांक—भाद्रपद शुक्ल सप्तम्यां वि. सं. २०१६**

**शुभस्सन्देश—आशीराशिश्चः—**

शिल्पकलाविशारदेन श्री प्रभाशंकर ओघडभाई सोमपुरा शिल्पिवरेण प्रकाशितोयं ग्रंथ "दीपार्णव" नाम सुतरां संश्लाघनीयतामर्हति । शिल्पकला करभूते भारते किल देशेस्मिन् सम्प्रति विभिन्नकारणैश्शिल्पस्थापत्य कलाग्रंथा ह्रासमुपगता । शिल्पिनश्च राजाश्रयं विना अन्यान्य कार्यरतास्समभूवन् इति देशे कलाया अस्यास्सर्वथा ग्लानिनिरभूत् ।

तादृशेवसरे प्रसिद्ध ज्योतिर्लिङ्ग श्री सोमनाथ महामन्दिरं अवितरसाधारणं निर्मिमाणेन कुशलशिल्पिना प्रभाशंकर महोदयेन प्राचीनोयं ग्रंथ दीपार्णवस्वनिर्मित गुर्जरानुवादेन समं लोकोपकृतिमालक्ष्य प्रकटीक्रियते इति जगद्‌गुरुचरणानां चेत । सुतराम्प्रसन्नतामकलयति ।...

श्रीमज्जगद्‌गुरुचरणीयाश्शुभा आशिषा लसन्तुतरा यदयं ग्रंथप्रचार प्रचुरमाप्नुयात् । ग्रंथनिबन्धा चैतादृशनैकग्रंथान् प्रकाशयन् चिरंजीयात् भगवतोश्रद्वारकाधीश श्री चन्द्रमौलीश्वरयोनुकम्पयाऽमितया इतिशम् ॥

**श्री जगद्‌गुर्वाज्ञया-महाबल भट्ट-मंत्री.**

( ગુજરાતી ભાષાંતર અન્યત્ર આપેલું છે. )

---

॥ શ્રી ગણેશાય નમઃ ॥ શ્રી વિશ્વકર્મણે નમઃ ॥ શ્રી હરિ-સ્મરણમ્ ॥

# પ્રસ્તાવના

## દીપાર્ણવ.

ભારતીય શિલ્પ-સ્થાપત્ય (વાસ્તુ વિદ્યા)ના તલસ્પર્શી અભ્યાસ માટે તેના સમર્થ આચાર્યોના ગ્રંથોના અનુશીલન જરૂરી છે. દોઢસોક વર્ષ પૂર્વે આ વિદ્યાના એક પ્રખર અભ્યાસી રામરાજનો લખેલો નિબંધ વાંચી દેશ-વિદેશના કલાપ્રેમી વિદ્વાનો છક થયા હતા. ભારતના મધ્યભાગમાં આવેલ વિંધ્ય પર્વતાવલિના ઉત્તર ભાગમાં જે શિલ્પકળા વિકસી ફાલીફૂલી છે તેને 'નાગરાદિ' શિલ્પ કહે છે. તેમજ દક્ષિણ ભારતમાં વિકસેલા આ અદ્ભુત સ્થાપત્યને 'દ્રવિડાદિ' શિલ્પ કહે છે. આ બે મુખ્ય શાખા ઉપરાંત આંધ્ર તથા હૈશાળ સમુદ્રતટ પ્રદેશમાં વિકસેલી સ્થાપત્ય કલાને 'વેસરાદિ' શિલ્પ કહે છે. આ ત્રણેનું મૂળ તો એક જ છે. પણ તે દરેકનો ચોકસ કારણોને લીધે સાવ સ્વતંત્ર વિકાસ થયો છે. તેથી જ તેમના ગ્રંથો ભિન્ન-ભિન્ન લખાયા છે. પણ તે વાંચતાં સ્પષ્ટ લાગે છે કે તેના સિદ્ધાન્તોમાં સામ્ય છે.

## વેદ-ઉપનિશદ્-પુરાણોમાં વાસ્તુવિદ્યાઃ

ભારતિય શિલ્પસ્થાપત્ય (વાસ્તુવિદ્યા)ના પ્રારંભ કાળનો ચોકસ નિર્ણય થઇ શકતો નથી. પણ ઋગવેદ, બ્રાહ્મણ ગ્રંથો, રામાયણ-મહાભારત-પુરાણો, બૌદ્ધગ્રંથો, કૌટિલ્યનું અર્થશાસ્ત્ર ઇ૦ ગ્રંથોમાં આપેલાં વિધાનો ઉપરથી આપણને સ્થાપત્ય કલાના વિકાસની ઝાંખી થાય છે. રાજગિરિની જરાસંધકી બેઠક, અશોકના સ્તંભો તથા મૌર્યયુગના સ્થાપત્યના અવશેષો પરથી આ કલાના ઉદ્‌ગમની કંઈક ઝાંખી થાય છે. શતપથ બ્રાહ્મણમાં તથા ઐતરેય બ્રાહ્મણમાં ઇંદ્રના વજ્રના આકારનો, તથા યજ્ઞકુંડના અષ્ટકોણ આકારનો ઉલ્લેખ છે. ગૃહ્યસૂત્રમાં ઘરને સપ્રમાણ રચી તેના પ્રત્યેક દિશાના સ્તંભને સ્પર્શ કરી પૂર્વમાં 'સત્ય તથા શ્રદ્ધા,' પશ્ચિમમાં 'બળ તથા અધિકાર,' ઉત્તરમાં 'બ્રાહ્મણ તથા ક્ષત્રિય', અને દક્ષિણમાં 'યજ્ઞ તથા દાન' એમ બોલી સ્વાસ્થરૂપ શિખર, નીતિનિયમરૂપ મુખ્ય સ્તંભ અને દિવસ રાત્રિ રૂપ બે દ્વારની ભાવના કરવાનો ઉલ્લેખ છે. આ ધાર્મિક ક્રિયાકાંડ પરથી સાબીત થાય છે કે સ્થાપત્યકળા ભારતમાં બહુ પ્રાચીન કાળથી જ વિકસતી ગઈ છે. ઇ. સ્વી. પૂર્વે ત્રણ હજાર વર્ષથી માંડી ઈસ્વી. પંદરમી સદી સુધીના સાડાચાર હજાર વર્ષ દરમ્યાન રચાયલા ગ્રંથોમાં વાસ્તુવિદ્યા સાથે જોડેલા ક્રિયાકાંડના વર્ણન ગૃહ્યસૂત્રો, તંત્રગ્રંથો તથા વાસ્તુશાસ્ત્રના ગ્રંથોમાં જોવામાં આવે છે. આ કર્મકાંડમાં વાસ્તુભાગમાં વાસ્તુ-પુરૂષનું પૂજન, ભૂમિની પસંદગી, તથા તેને સંતુષ્ટ કરવાના વિધાન, વાસ્તુપતિ ઈન્દ્ર, સોમ, યમ, વરૂણ, વાયુ દેવોના પૂજન તથા સ્તુતિના સ્તોત્રો આપ્યાં છે. વાયુપુરાણ તથા માર્કંડેય પુરાણમાં વિધાન છે કે પર્વત શિખરો પર તેમજ સમુદ્ર કાંઠે માનવીનો વાસ હતો. તેથી શરદી, ગરમી, વર્ષા ને ભૂખથી લોકો

દુઃખી થતા હતા. તેથી સમૂહ જીવન અર્થે દુર્ગમ જંગલોમાં તથા પર્વતો પર કિલ્લા રચી ગામ બાંધી ઘર બનાવી માનવીએ રહેવા માંડયું. "સમરાંગણસૂત્ર" ગ્રંથમાં કહે છેઃ ત્રેતાયુગમાં માનવીઓ વન-પર્વતો પર, નદી-સરોવરો પર વનરાજીમાં દેવો સાથે વિહાર કરતા હતા તથા કલ્પદ્રુમ પાસેથી સર્વ ભોગ પદાર્થ મેળવતા હતા. જ્યારે આ કલ્પદ્રુમ (કલ્પવૃક્ષ) અલોપ થયાં ત્યારે તેમણે અન્ય વૃક્ષો નીચે વાસ કર્યો. જ્યારે વૃક્ષ નીચેના વાસથી થાકયા ત્યારે અણિદાર પત્થરો વડે સુકાં વૃક્ષોને કાપી કાષ્ટના ઘર બાંધ્યા, જેમાં એકથી દસ સુધીના શાલા (ઓરડા) બાંધતા હતા. અને આ કાષ્ટ ઘરોને વજ્રપાત તેમજ વિજળીથી સુરક્ષિત કરવા સારૂ ઇન્દ્રની સ્તુતિ કરતા. તેમજ વાયુ તથા વરૂણ દેવની સ્તુતિ તેમના કોપમાંથી બચવા સારૂ કરતા હતા. ઘરમાં મૂકેલા સ્તંભોના આકાર પરથી તે સ્તંભના નામ આપતા હતા. ચોરસ સ્તંભને બ્રહ્મકાંડ, અષ્ટખુણી સ્તંભને વિશ્નુકાંડ, ગોળ સ્તંભને શિવકાંડ કહેતા હતા. આમ આ કાષ્ટના મકાનો રામાયણ યુગ, મહાભારતયુગ, કૌટિલ્ય યુગ તેમજ બૌધ યુગ સુધી થતાં હતાં.

ઋગવેદના સાતમા મંડળના બે અધ્યાયમાં ઘરને સુદૃઢ સ્તંભો સાથે નિરોગી તથા પશુ-ધાન્ય-સંપત્તિવાન કરવા સારૂ વાસ્તુપતિ ઇન્દ્રની સ્તુતિ આપી છે. અહીં ઇન્દ્રનેજ દેવોના સ્થપતિ ત્વષ્ટા કહ્યા છે. વિશ્વકર્માનું નામ તો સમગ્ર વિશ્વના સૃષ્ટા તરીકે આપ્યું છે અને તેમના પુત્રનું નામ ત્વષ્ટા આપી તેના શિષ્ય વિભુની સ્તુતિ આપી છે. તેમજ વસુ, ગૃહપતિ, અગ્નિ, સોમ, મરૂત ઈ૦ દેવોનાં સ્તુતિસ્તોત્રો આપ્યાં છે, જે રૂઢી આજપણ ચાલુ છે. (આવા ક્રિયાકાંડનું નામ બૌધ ગ્રંથોમાં 'પાસાદ મંગલમ્' આપ્યું છે) ઋગવેદમાં વાસ્તુવિદ્યાના જ્ઞાતા અગસ્ત્ય તથા વસિષ્ઠનાં નામ આપેલાં છે. અને ત્વષ્ટા તથા રિભુએ ઇન્દ્રનું વજ્ર બનાવ્યું હતું એવો ઉલ્લેખ છે. અહીં પુર (શહેર) તથા હર્મ્યના નામ આવે છે. ઈન્દ્રે અસુર શંબરના પુરનો નાશ કર્યો એવો ઉલ્લેખ છે. પત્થરના બાંધેલા મજબુત ૧૦૦ પુર હતાં તેનો તેમજ સપ્રમાણ મકાનની રચનાનો ઉલ્લેખ અહીં મળે છે. સહસ્ર દ્વાર-વાળા ખૂબ વિશાળ વરૂણના ઘરનાં સુદૃઢ સહસ્ર સુંદર સ્તંભવાળા ચિત્ર તથા વરૂણના ઘરનાં તેમજ મજબુત રૂપાળાં દ્વારોવાળાં પુષ્કરીય સરોવરના ઘાટના દેવોનાં ઘરનાં વર્ણન છે. રૂપાળાં દ્વારનાં નામ વિરાટ, સમ્રાટ, પ્રભવી, ભૂયસી ઈ૦ આપ્યાં છે. તેમજ સ્તંભના નામ પણ શુંભ, વિશુંભ ઇ. આપતા હતા. અષ્ટકોણ સ્તંભ બહુ લોકપ્રિય હતો. યજ્ઞકુંડ ગરૂડના આકારના રચતા હતા. આ સર્વ ઉલ્લેખો પરથી એ યુગમાં પણ સુંદર, સપ્રમાણ, સુદૃઢ વિશાળ બાંધકામ થતાં હતાં એ વસ્તુ ફલિત થાય છે. તેથી સ્થાપત્ય કલાનો પ્રારંભ ઋગવેદ અગાઉ ઘણા વર્ષ પૂર્વથી થયેલો હોવો જોઇએ. દ્રવિડાદિ સ્થાપત્યના સમર્થ સ્થપતિ અગસ્ત્ય તથા ત્વષ્ટાના નામ આ વેદમાં મળે છે. વળી સ્થાપત્યકળામાં કુશળ ગંધર્વોના રાજા નગ્નજિત પણ ઋગવેદ યુગમાં થયા હતા એવું કેટલાક માને છે.

અથર્વ વેદના સૂકતોમાં પણ સ્થાપત્ય કળાના ઘણા શબ્દો મળે છે. શિલ્પ

શબ્દનો સૌ પ્રથમ ઉલ્લેખ બ્રાહ્મણ ગ્રંથોમાં થયો છે. મૂર્તિપૂજાનો પ્રારંભ પણ વૈદિક બ્રાહ્મણ યુગમાં જ થયો છે. અલબત્ત ઋગવેદ કે બ્રાહ્મણ ગ્રંથોમાં વાસ્તુવિદ્યા પર જુદા સ્વતંત્ર અધ્યાય મળતા નથી. છતાં આ વિદ્યાની નોંધો એકત્ર થઈ શકે તેમ છે. સૂત્રગ્રંથોમાં ભારતમાં વિકસેલી વાસ્તુવિદ્યાના ઘણા સિધ્ધાંત મળે છે. સામવેદના ગૃહ્યસૂત્રો–ગોભીલમાં વાસ્તુવિદ્યાના સિધ્ધાંતો આપ્યા છે. ઘરનું સ્થાન તથા તે પરથી ઘરધણીનો ભાગ્યોદય ઈ૦ વસ્તુના વર્ણન છે. બળ–કીર્તિ વાંછનારે ઘરનું દ્વાર પૂર્વમાં, સંતાન તથા પશુધનની ઈચ્છાવાળાએ દ્વાર ઉત્તરમાં, તેમજ શ્રેયની ઈચ્છાવાળાએ દ્વાર પશ્ચિમમાં મૂકવાનું વિધાન છે. તેમજ ઘર ફરતાં રોપવાના વૃક્ષોના સ્થાનનું પણ સૂચન છે. પીપળો કે આસોપાલવ પૂર્વમાં, ઉંબરો ઉત્તરમાં, ન્યગ્રોધ પશ્ચિમમાં કદી ન રોપવાં. વળી પૂર્વમાં ઇન્દ્રને, ઇશાનમાં વાયુને, વાયવ્યમાં યમને, નૈરૂત્યમાં પિતૃને, પશ્ચિમમાં વરૂણને, ઉત્તરમાં સોમને તથા પાતાલમાં વાસૂકીને બલિ દેવાનાં વિધાન છે. ગૃહ્યસૂત્રમાં ગૃહારંભમાં કરવાની ધાર્મિક ક્રિયાના ત્રણ અધ્યાય આપ્યા છે, જેમાં ભૂમિને ભારે વંદનીય ગણી તેનું પૂજન–સ્તુતિ આપી છે. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં પણ વાસ્તુવિદ્યા પર ત્રણ અધ્યાય આપ્યા છે, જેમાં ખાડા ટેકરા તથા વૃક્ષરાજી જોઇને ભૂમિની પરીક્ષાનું વિધાન છે. એજ મુજબ માટીના રંગ તથા સ્વાદ પરથી પણ ભૂમિપરીક્ષા કરવા કહ્યું છે. સફેદ મીઠી માટીવાળી જમીન બ્રાહ્મણ માટે, લાલ માટીવાળી ભૂમિ ક્ષત્રિય માટે, અને પીળી માટીવાળી ભૂમિ વૈશ્ય માટે ઉત્તમ ગણી છે. તેમજ જમીનના ચોરસ, લંબચોરસ અગર લંબગોળ તથા ગોળ આકાર પરથી પણ આ પરીક્ષા કરવા કહેલું છે.

## શિલ્પનો ઉદ્દગમ

શિલ્પના ઉદ્દગમકાળના નિર્ણયનો પ્રશ્ન વિવાદાસ્પદ છે. છતાં ઉપર નિર્દિષ્ટ કરેલા વૈદિક તેમજ પુરાણ યુગના સાહિત્યમાંના ઉલ્લેખો પરથી તેનું કંઈક અંશે અનુમાન થઈ શકે છે. પ્રાચીન આર્યયુગમાં શિલ્પકળા ઘણા સાદા રૂપમાં હતી. ઘાસ, વાંસ, કાષ્ટ કે માટી જેવા અલ્પજીવી પદાર્થોનો આ ઋષિમુનિઓએ પર્ણકૂટીઓની રચનામાં ઉપયોગ કર્યો હતો. તેથી આ યુગનું નામ માલણ કે છાજણયુગ અપાય છે. તે પછી બીજો કાષ્ટ યુગ બેઠો. તેમાં લાકડું ઘડવાની કળા હસ્તગત કરી કાષ્ટ ઘડીને ઘરો બંધાયા. આ કાષ્ટયુગ ખૂબ લાંબો ચાલ્યો, જેનો વિકાસ થતાં કાષ્ટ ઉપર ઘાટ–નકસી કામ થવા માંડ્યું. આ કાષ્ટયુગ પછી ભીની માટીના ચોસલાં પકવીને ઈંટો બનાવવાની કળા હસ્તગત થઇ. કાષ્ટ દ્રવ્ય અલ્પજીવી હોવાના કારણે તેનાં કોઈ અવશેષ અત્યારે મળતાં નથી. કાષ્ટ સાથે ભીંતોમાં ઈંટોનો ઉપયોગ થતો ગયો. છતાં છાપરા, છત, પીઢીયા, બડોદ, પાટ, બારી–દરવાજામાં કાષ્ટ છૂટથી વપરાતું હતું, જેનો ઉલ્લેખ ઋગવેદ સાહિત્યમાં મળે છે. દ્રવિડ સંસ્કૃતિના પ્રાચીન સાહિત્યમાં પણ આવા ઉલ્લેખ છે. પ્રાચીન ઐતિહાસિક સાહિત્યમાં દેવાલયોના ઉલ્લેખો મળે છે. પણ કયા યુગમાં તેનો કેવો આકાર હતો

તે ચોકસ જણાતું નથી. રામાયણમાં દેવાલયો-દિવ્ય વિષ્ણુમંદિરનો ઉલ્લેખ છે. મહાભારતમાં પણ મહેલો તથા સભાગૃહોના વિવિધ વર્ણનના શાબ્દિક ચિત્રો છે. અલબત્ત માનવ વિકાસની સાથોસાથ શિલ્પવિજ્ઞાનનો પણ વિકાસ થતો ગયો છે. કેમકે સંસારમાં પ્રત્યેક પ્રાણીને પોતાનો જન્મ થતાં જ ટાઢ-તડકો વર્ષાની પ્રાકૃતિક અગવડો સામે રક્ષાની જરૂર સમજાય છે. તેથી જ વાસ્તુવિદ્યાનો પ્રારંભ સ્થૂળરૂપે આદિકાળથી જ થયેલો ગણી શકાય. ભૂમિ પર વસનાર પ્રાણીઓના જમીન ખોદીને કરેલા દર અગર પક્ષીઓએ વૃક્ષ પર બાંધેલા માળાની માફક જ માનવીએ ઘાસની પર્ણકૂટી બનાવી અગર પર્વતોની ગુફાની શોધ કરી તેમાં વાસ કર્યો છે. આમ માનવ નિવાસના પ્રારંભ પછી સામુહિક વાસનું ગ્રામ સ્વરૂપ અને પછી નગરરૂપ બનેલું જોઈ શકાય છે. માનવ સભ્યતાના વિકાસ સાથે જ શિલ્પવિજ્ઞાનનો વિકાસ ક્રમશઃ થતો ગયો છે.

ભારતીય સ્થાપત્યોમાં કાષ્ટ-ઈંટ યુગ પછી પાષાણનો પ્રયોગ પહાડોમાં ગુફા કોતરવાની પ્રથાથી શરૂ થયો. દેશના પ્રત્યેક ભાગમાં ગુફા કોતરી શકાય તેવી ગિરિમાળાઓ છે. પ્રથમ ગુફાને સાદા રૂપમાં અને પછી ઘાટ-નકસીથી અલંકૃત કરવા લાગ્યા. આમાંની કેટલીક ગુફાઓની છતો કાષ્ટની પ્રતિકૃતિરૂપ છે. તે પરથી લાગે છે કે આ કળા કાષ્ટ પરથી પાષાણમાં ઉતરેલી છે. આવી કળામય ગુફાઓની છત તથા દિવાલો પર પૌરાણિક ધાર્મિક પ્રસંગો નમુનેદાર મૂર્તિઓ સાથે આળેખ્યા છે, જે કામ બેથી અઢી હજાર વર્ષ પૂર્વેથી માંડી આઠમી સદી સુધી ચાલેલું જણાય છે, જેના દર્શન કરતાં આજપણ કળાકાર તાજુબ થાય છે. અને પરદેશીઓ તેના ચિત્રો લઇ ધન્ય બને છે. આમ આ ગુફાઓ કોતરવાની પ્રથા પછી વિવિધ પાષાણોના વિભાગો વડે દેવાલયો રચવાની પ્રથા શરૂ થઈ છે. સપાટ જમીન પર આવું ઈસ્વી ૪૫૦ લગભગ બાંધેલું દેવાલય સાંચી પાસે મળે છે. સ્થાયી સ્થાપત્યના પ્રાથમિક સ્વરૂપે જોવામાં આવતી મુખ્ય ગુફાઓમાં મહાબલિપુરમ્, કાર્લા, ધારાપુરી, નાસીક, ભજ, અજન્તા, ઈલોરા, તેમજ બિહાર ઓરીસામાં ઉદયગિરિ, ખંડગિરિ ઈ૦ ગુફાઓ દર્શનીય છે. જ્યાં શિલ્પીઓએ જડ પાષણને સજીવરૂપ આપી પુરાણના કાવ્યને હૂબહૂ દેખાડ્યું છે; જેનું દર્શન કરી ગુણજ્ઞ પ્રેક્ષકો શિલ્પીની સર્જક શકિતની પ્રશંસા કરતા ધરાતા નથી. અહીં ટાંકણાના શિલ્પવડે તથા પીંછીના ચિત્ર વડે આ શિલ્પીઓ અમર કૃતિઓ સરજી ગયા છે. અખંડ પહાડમાંથી કોતરેલી ઈલોરાનો કાવ્યમય વિશાળ મંદિરની રચના તો શિલ્પીની અદ્ભુત ચાતુર્યકળાનો અજોડ નમુનો છે.

શિલ્પના ઉદ્ભવ અંગે વાસ્તુગ્રંથોની પૌરાણિક વાતોમાં એક મનોરંજક કથા છે. જે અપરાજિત સૂત્રસંતાન (અધ્યાય ૩૨) માં સંક્ષિપ્ત રૂપે અને સમરાંગણ સૂત્રધારમાં સવિસ્તર આપેલી છે. પૃથુ રાજાના રાજભયથી ત્રસ્ત થયલી પૃથ્વી સૃષ્ટિકર્તા બ્રહ્માજી પાસે ફરીયાદ કરવા ગઈ. તે વેળા વિશ્વકર્મા ત્યાંજ બેઠા હતા. પૃથ્વીએ પોતાના પર થતા ત્રાસનું નિવેદન કર્યું. તેથી બ્રહ્માજીએ રાજા પૃથુને બોલાવ્યા

અને હકીકત પૂછી. પૃથુએ બ્રહ્માજીને પ્રાર્થના કરી "હે જગન્નાથ! આપે મને જગતનો સ્વામી બનાવ્યો. પૃથ્વી પર તો ખાડા, ટેકરા-પર્વતાદિ છે. તેથી વર્ણાશ્રમ ધર્મને યોગ્ય લોકોના વાસ માટે સમતલ પૃથ્વી બનાવ્યા વિના કેમ ચાલે?" મહારાજા પૃથુનું આ નિવેદન શ્રવણ કરીને બન્નેને નિર્ભય બનાવતાં બ્રહ્માજી બોલ્યા, "હે મહીપાલ! આપ મહી-પૃથ્વીનું વિધિવત્ પાલન કરો તોજ આ પૃથ્વી નિઃસંદેહ નિષ્પાપ બની તમારા તેમજ સમસ્ત પ્રાણિજાતિના ઉપભોગને યોગ્ય બનશે. તમારાં સ્થાનાદિ મનોરમ છે. માટે તમે સર્વ સિદ્ધિના પ્રવર્તક ભૃગુના ભાણેજ પ્રભાસના પુત્ર આ વિશ્વકર્માનું બહુમાન કરીને તેની સેવા સંપાદન કરો. તે બૃહસ્પતિ જેવા પ્રખર બુદ્ધિમાન છે. તેણે સ્વર્ગપતિ ઈન્દ્રની રાજધાની દેવપુરીનું નિર્માણ કર્યું છે અને ભારે ખ્યાતિ મેળવી છે. તેઓ તમારા રાજ્યમાં પુર-ગ્રામ-નગરો વસાવશે. જેથી આ પૃથ્વી સ્વર્ગ સમાન વસવા યોગ્ય બનશે. માટે હે વત્સ! તમે જાવ, તમારૂં કાર્ય કરો અને હે પૃથ્વી! તું પણ ભય છોડીને રાજા પૃથુની પ્રિયંકર બન. અને વિશ્વકર્મા! તમે પણ મહારાજા પૃથુના પ્રિય ઇચ્છીત કાર્ય કરો." આમ પૃથુ રાજાએ વિશ્વકર્માની સેવા સંપાદન કરી અને પૃથ્વીને શિલ્પ સ્થાપત્યથી અલંકૃત કરી.

## સંહિતા તથા સ્મૃતિ ગ્રંથોમાં સ્થાપત્ય.

चतुःप्रकारं स्थापत्यमष्टधा च चिकित्सितम् ।
धनुर्वेदश्च सप्तांङ्गो ज्योतिषं कमलालयात् ॥ समरांगणसूत्र. अ. ४४

ચતુર્વિધ સ્થાપત્ય, અષ્ટાદશ આયુર્વેદ તથા જ્યોતિષ્ એ સર્વ શાસ્ત્રોના મૂળ પ્રવર્તક બ્રહ્માજી છે. ચતુર્વિધ સ્થાપત્યમાં (૧) પુરનિવેશાદિ (૨) ભવનનિર્માણાદિ, (૩) પ્રાસાદ વાસ્તુશાસ્ત્ર તથા (૪) જળાશયાદિ ગણાય છે.

વાસ્તુ વિદ્યા એ અથર્વવેદનું એક અંગ છે. જેવો ઋગ્વેદનો આયુર્વેદ, યજુર્વેદનો ધનુર્વેદ, સામવેદનો ગંધર્વ વેદ તેવોજ અથર્વ વેદનો ઉપવેદ વાસ્તુશાસ્ત્ર છે. શુક્રાચાર્ય કહે છેઃ-

विद्याह्यनंताश्च कलाः संख्या तु नैव शक्यते ।
विद्या मुख्याश्च द्वात्रिंशच्चतुः षष्टिकलास्मृताः ॥ १ ॥

અનંત વિદ્યા તથા અસંખ્ય કલાની ગણત્રી થઈ શકતી નથી. પરંતુ મુખ્ય વિદ્યા બત્રીશ છે અને મુખ્ય કળા ચોસઠ છે. આ વિદ્યા તથા કળાની સામાન્ય વ્યાખ્યા આપતાં તેઓ કહે છે કેઃ-

यद् यत्स्याद् वाचिकं सम्यक्कर्म विद्याभिसंज्ञकम् ।
शक्तो मूकोऽपि यत्कर्तुं कलासंज्ञं तु तत्स्मृतम् ॥ २ ॥

જે કાર્ય વાણીથી થઈ શકે છે તેને વિદ્યા કહે છે. અને મુંગો પણ જે કાર્ય કરી શકે છે તેનું નામ કળા છે. શિલ્પ, ચિત્ર, નૃત્ય ઈ મૂક ભાવે પણ થઈ શકે છે તેથી તે દરેકને કળા કહે છે.

प्रासादप्रतिमारामगृहवाप्यादिसत्कृतिः ।
कथिता यत्रतच्छिल्पशास्त्रमुक्तं महर्षिभिः ॥ ३ ॥

દેવમંદિર, રાજમહેલ, પ્રતિમા, ઉપવનગૃહો, સરોવરાદિ જળાશયો, નગર, કિલ્લા આદિ રચનાની વિદ્યાને મહર્ષિઓએ શિલ્પશાસ્ત્ર કહ્યું છે.

શુક્રાચાર્યે ૬૪ કળા, સમુદ્રપાલે જૈનસૂત્રોમાં ૭૨ કળા, યશોધરે કામસૂત્રમાં ૬૪ કળા ( અવાંતર ભેદે ૫૧૨ કળા ) કહી છે. લલીત વિસ્તારમાં ૬૪ કળાઓ, કામસૂત્રમાં ૨૭ અને શ્રીમદ્ ભાગવતમાં ૬૪ કળા ગણાવી છે. તેમાં મુખ્યત્વે (૧) માલાકાર (માળી), (૨) લોહકાર (લુહાર), (૩) શંખકાર (શંખના આભુષણ બનાવનાર) (૪) કુબિન્દર (વણકર), (૫) કુંભકાર (કુંભાર), (૬) કંસકાર (કંસારા), (૭) સૂત્રધાર (૮) ચિત્રકાર (ચિતારા), (૯) સુવર્ણકાર (સોની)–આમ કળામાં વિવિધ હુન્નરો સમાવ્યા છે. નૃત્ય, ગીત, વાદિત્ર, કાવ્ય, સાહિત્ય એ સર્વ પણ કળા છે. મહાભારતમાં વિશ્વકર્માને હજાર શિલ્પના સૃષ્ટા કહ્યા છે. મનુષ્યોએ આજીવિકાના સાધન તરીકે જે કળાનો ઉપયોગ કર્યો તે વ્યવસાયના વર્ગના જુથની જ્ઞાતિઓ થઈ છે.

पृथक् पृथक्रियाभिर्हि कलाभेदस्तु जायते ।
यां यां कलां समाश्रित्य तन्नाम्या जातिरुच्यते ॥ ४ ॥

વિવિધ કળા વિવિધ ક્રિયા વડે થાય છે. મનુષ્ય જે જે કળાનો આશ્રય લે છે તે તે કળા પરથી તેની જાતિનું નામ પડે છે. આમ કળાના વર્ગ પ્રમાણે ધંધાદારી જ્ઞાતિઓના સમૂહ બંધાયા છે.

ભૃગુસંહિતામાં મહર્ષિ ભૃગુએ (૧) ધાતુ ખંડ (૨) સાધન ખંડ (૩) વાસ્તુ ખંડ વર્ણવ્યા છે જેમાં ધાતુખંડના ત્રણ વર્ગ–કૃષિ (ખેતી), જળ તથા ખનીજ કહ્યાં છે. ખેતી કરવી, જળબંધો બાંધવા અને ભૂમિમાંથી ખનીજ દ્રવ્ય ખોદી કાઢવું. સાધન ખંડમાં **नौकारथाग्नियानानां कृतिः साधनमुच्यते**–નૌકા, રથ, અગ્નિયાન ( રેલ્વે ) આ ત્રણ વાહનો કહ્યાં છે, જેમાં જળમાં નૌકાયાન, પૃથ્વી પર રથયાન તથા અગ્નિયાન અને હવામાં વ્યોમયાનઃ–**आकाशे अग्नियानं च व्योम यानं तदेवहि**–આમ જળચર, ભૂચર, ખેચર ત્રણે વાહનો કહ્યાં છે.

**वेश्मप्राकारनगररचना वास्तुसंज्ञितम् ॥** વાસ્તુ ખંડમાં મકાનો કિલ્લાઓ નગરો, જળાશયો કહ્યાં છે. મહર્ષિ ભૃગુ ભૂમિ–પરીક્ષાના ૭ પ્રકાર ગણાવે છેઃ (૧) વર્ણ (૨) ગંધ, (૩) રસ, (૪) પ્લવ, (૫) દીક્, (૬) શબ્દ, (૭) સ્પર્શ. અહીં શબ્દ–

અવાજની પરીક્ષામાં છ પ્રકાર બતાવ્યા છે. ૧ ઘોડા, ૨ હાથી, ૩ વેણુવાંસ, ૪ વીણા-તાર, ૫ સમુદ્રનો ઘુઘુંરાટ, ૬ દુદુંભિ નગારાનો અવાજ. સ્પર્શ માટે **सुख संस्पर्श जान्विता** એમ કહ્યું છે. વળી વાસ્તુદ્રવ્ય (બિલ્ડીંગ મટીરીયલ્સ) વિષે મહર્ષિ ભૃગુ કહે છેઃ-

**शिलेष्टिकासुधादारुमृत्स्नामृल्लोष्टलोहकाः ।**
**एतानि शिल्पद्रव्याणि मुख्यत्वेन निरूपिताः ॥ भृगुसंहिता अ. ६**

પાષાણ, ઇંટ, ચુનો, લાકડું, માટી,....અષ્ટ લોહ (મિશ્ર ધાતુ)-આ વસ્તુઓ મુખ્યત્વે શિલ્પના વાસ્તુદ્રવ્યો જાણવા. વળી મહર્ષિજી માપ સારૂ હસ્ત પ્રમાણ, ઓળંભો આદિ અષ્ટ સૂત્ર વિષે પણ સવિસ્તર નોંધ આપે છે. વળી શિલ્પ કર્મમાં ઘણા ગુણો મળતા હોય અને દોષ અલ્પ-થોડા આવતા હોય તો તે કાર્ય કરવામાં બાધ નથી એમ તેમણે કહ્યું છેઃ-**अल्पदोषं बहुगुणं कार्यं कर्म प्रयत्नतः ।** ઘણા ગુણ સાથે થોડા દોષ રહી જતા હોય તોપણ તે કાર્ય પ્રયત્ને કરીને કરવું. (તેની શંકા ન રાખવી).

પ્રાચીન શિલ્પગ્રંથોમાં લોહનો દેવાલયમાં નિષેધ કરેલો છે.

**काष्ठमृदिष्टके चैव पाषाणे धातुरत्नजे ।**
**उत्तरोत्तरदृढ द्रव्यं लोहकर्म विवर्जयेत ॥**

વાસ્તુદ્રવ્યોમાં કાષ્ટ, ઇંટ, પાષાણ, ધાતુ અને રત્ન આ દ્રવ્યો અનુક્રમે એકેકથી ચડીયાતા વધુ દ્રઢ મજબુત કહ્યાં છે. પરંતુ લોહ દ્રવ્યનો ત્યાગ કરવો.

વર્તમાન વૈજ્ઞાનિક કાળમાં બાંધકામોના દ્રવ્યોમાં અનેક શોધખોળો થઈ રહી છે. પરંતુ કેટલાક સ્થળે હવામાનને પ્રતિકુળ દ્રવ્યો નુકસાનકારક થઇ પડે છે તેથી શાસ્ત્રકારોએ તેનો નિષેધ કર્યો છે. આજે વૈજ્ઞાનિક શોધખોળથી જુદી જુદી જાતના વાસ્તુદ્રવ્યો બનાવવામાં આવે છે.

કેટલાક એમ માને છે કે લોહની પ્રતિમાનું શાસ્ત્રોમાં વિધાન છે. પણ તે લોહ નહિં; પરંતુ પંચ ધાતુ-મિશ્ર ધાતુને લોહ ધાતુ કહેવામાં આવી છે.

## વાસ્તુશાસ્ત્રના મહાન પ્રાચીન પ્રણેતા.

મત્સ્યપુરાણમાં અને અન્ય શિલ્પગ્રંથોમાં વાસ્તુશાસ્ત્રના અઢાર આચાર્યોના નામ આપ્યાં છે. વાસ્તુશાસ્ત્ર પર ઉત્તમ કોટીના શિલ્પ ગ્રંથોની રચના તેમણે કરેલી કહેવાય છે. અન્ય શાસ્ત્રો પર પણ તેમણે ગ્રંથો રચ્યા છે. પ્રાચીનકાળના ઋષિ-મુનિઓ અરણ્યના શાંત વાતાવરણમાં રહીને વિદ્યાના જીજ્ઞાસુઓને પોતાના આશ્રમમાં રાખીને વિદ્યાદાન આપતા હતા.

भृगुरत्रिर्वसिष्ठश्च विश्वकर्मा मयस्तथा ।
नारदो नग्नजिच्चैव विशालाक्षः पुरंदरः ॥ १ ॥

ब्रह्मा कुमारो नंदीशः शौनको गर्ग एव च ।
वासुदेवोऽनिरुद्धश्च तथा शुक्रबृहस्पती ॥ २ ॥

अष्टादशैते विख्याताः शिल्पशास्त्रोपदेशकाः ।

૧ ભૃગુ, ૨ અત્રિ, ૩ વસિષ્ઠ, ૪ વિશ્વકર્મા, ૫ મય, ૬ નારદ, ૭ નગ્નજિત, ૮ વિશાલાક્ષ, ૯ પુરંદર, ૧૦ બ્રહ્મા, ૧૧ કુમાર, ૧૨ નંદીશ, ૧૩ શૌનક, ૧૪ ગર્ગ, ૧૫ વાસુદેવ, ૧૬ અનિરુદ્ધ, ૧૭ શુક્ર, અને ૧૮ બ્રહસ્પતિ એ શિલ્પશાસ્ત્રના વિખ્યાત અઢાર આચાર્યો હતા.

બૃહદ્ સંહિતાદિ ગ્રંથોમાં આ ઉપરાંત બીજા સાત વધુ–મનુ, પરાશર, કાશ્યપ, ભારદ્વાજ, પ્રલ્હાદ, અગસ્ત્ય અને માર્કંડેયના નામ પણ આપ્યાં છે.

ઉપરના અઢારે ઋષિમુનિઓ વાસ્તુશાસ્ત્રના ઉપદેશક અને આચાર્યો હતા. તેઓના લખેલા ગ્રંથો પ્રાપ્ત થતા નથી. પણ એ ગ્રંથોના કોઈ છૂટક અધ્યાયો મળે છે. અગર અન્ય શિલ્પગ્રંથોમાં આ આચાર્યોના મતના અવતરણ આપેલાં છે.

અગ્નિપુરાણ (અ. ૩૯માં) લોકાખ્યાયિકામાં આવતા શિલ્પશાસ્ત્ર પરના નીચેના ૨૫ ગ્રંથોની નોંધ મળે છે. તે તંત્રગ્રંથો છે છતાં તેમાં શિલ્પશાસ્ત્રના ઘણા ઉલ્લેખો છેઃ–(૧) પંચરાત્ર, (૨) સપ્તરાત્ર, (૩) હયશીર્ષતંત્ર, (૪) ત્રૈલોકયમોહનતંત્ર, (૫) વૈભવતંત્ર, (૬) ચૌશ્કરતંત્ર, (૭) નારદીયતંત્ર, (૮) શાંડિલ્યતંત્ર, (૯) વૈશ્વકતંત્ર, (૧૦) શૌનકતંત્ર, (૧૧) જ્ઞાનસાગર, (વાસિષ્ઠ) તંત્ર, (૧૨) પ્રલ્હાદતંત્ર, (૧૩) ગાર્ગ્યતંત્ર, (૧૪) ગાલવતંત્ર, (૧૫) સ્વાયંભુવતંત્ર, (૧૬) કપિલતંત્ર, (૧૭) તાક્ષતંત્ર, (૧૮) નારદીયતંત્ર, (૨) (૧૯) આત્રેયતંત્ર, (૨૦) નારસિંહ તંત્ર, (૨૧) આનંદતંત્ર, (૨૨) આરૂણતંત્ર, (૨૩) બોધાયનતંત્ર, (૨૪) આર્ષતંત્ર, (૨૫) વિશ્વોકત તંત્ર.

ઉપરાંત આ અઢારે પ્રસિદ્ધ સ્મૃતિકાર આચાર્યોના રચેલા સંહિતાગ્રંથોમાં પણ શિલ્પના ઉલ્લેખો છે. ઉપર આપેલા ૨૫ ગ્રંથોના નામ પરથી જ સિદ્ધ થાય છે કે નારદ, શાંડિલ્ય, શૌનક, વસિષ્ઠ, પ્રલ્હાદ, ગર્ગ, ગાલવ, સ્વાયંભુવ, કપિલ, અત્રિ, નૃસિંહ તથા વિશ્વકર્મા આ તંત્ર ગ્રંથો તથા શિલ્પગ્રંથોના લેખકો હતા. પણ કમભાગ્યે આમાંના કેટલાંયે ગ્રંથ ઉપલબ્ધ નથી. પણ મધ્યયુગના શિલ્પગ્રંથકારોએ આ પ્રસિદ્ધ ઋષિમુનિઓના મતદર્શક પ્રમાણ આપેલાં છે.

દા. ત. બ્રહદ્સંહિતામાં શિલ્પાચાર્ય વરાહમિહિરે ગર્ગનો મત પ્રમાણ રૂપે આપેલ છે. વળી મય, નગ્નજિત અને વસિષ્ઠના નામો પણ તેમાં આપ્યાં છે.

પુરાણોમાં આપેલા સ્થાપત્ય વર્ણનોમાં ત્રણ મુખ્ય શિલ્પવિશારદના નામો મળે છે. (૧) વિશ્વકર્મા (૨) મય (૩) પુરોચન; જેમની અલૌકિક શક્તિના વર્ણન તથા દેવાસુર યુદ્ધના માટેના તેમના રચેલા રથો તથા અસ્ત્રશસ્ત્રના નામ આપેલાં છે. "મનુષ્યાલય ચંદ્રિકા"માં વિશ્વકર્મા અને કુમારના નામો આપેલાં છે. ગર્ગ, પરાશર, નારદ, વસિષ્ઠ અને અત્રિ એ પાંચેની સંહિતા વર્તમાનકાળમાં મળે છે. તેમાં જ્યોતિષ સાથે શિલ્પની પણ ઓછીવત્તી ચર્ચા આપી છે. ઉપરોક્ત વાસ્તુશાસ્ત્રના ગ્રંથકર્તા ઋષિમુનિઓનો યથાશક્ય પરિચય નીચે આપ્યો છેઃ-

૧. **વિશ્વકર્મા** :-રામાયણ મહાભારતમાં અને પુરાણોમાં વિશ્વકર્માનું નામ દેવોના શિલ્પી તરીકેના ઉલ્લેખોમાં આવ્યું છે. વાસ્તુશાસ્ત્રના સાહિત્યમાં પ્રથમ સૌથી વધુ પ્રસિદ્ધ વિશ્વકર્માનું નામ છે. સ્કંધપુરાણનાં પ્રભાસખંડમાં ઉલ્લેખ છે કે અષ્ટવસુમાં પ્રભાસના પુત્ર વિશ્વકર્મા થયા. જે ભૃગુઋષિની બહેનના પુત્ર હતા. તેમણે મામા પાસેથી શિક્ષણ લીધુંઃ-પ્રભાસક્ષેત્રમાં પ્રભાસ અને તેના પુત્ર અર્થાત્ વિશ્વકર્મા ( પ્રભાસવાસી સોમપુરા શિલ્પી ) થયા. આમ સોમપુરા શિલ્પી વિશ્વકર્માની પુરાણોકત ઉત્પતિ ગણી શકાય.

વિશ્વકર્મા પ્રકાશમાં પ્રારંભમાં કહ્યું છે કે શિવે પ્રાચીન વાસ્તુશાસ્ત્ર પરાશર ઋષિને શિખવ્યું. તેમણે બ્રહદ્રથને, બ્રહદ્રથે વિશ્વકર્માને અને વિશ્વકર્માએ જગતના કલ્યાણાર્થે લોકોમાં તે પ્રવર્તાવ્યું છે. ( અન્ય ગ્રંથોમાં આ શાસ્ત્ર શિવને બદલે ગર્ગે પરાશરને શિખવ્યાનો ઉલ્લેખ છે ). વિશ્વકર્મા-વિશ્વકર્તા-પ્રજાપતિ-બ્રહ્મા; શિલ્પશાસ્ત્રોના કર્તા વિશ્વકર્મા; અને લોકવાર્તાના વિશ્વકર્મા એ ત્રણે ભિન્ન છે. કેટલાક વિદ્વાનો નિઃસંદેહ માને છે કે ગુપ્તકાળ પહેલાં વાસ્તુશાસ્ત્રના રચનારા વિશ્વકર્મા નામે એક વિદ્વાન પુરુષ હતા. તેમના નિરૂપેલા સિદ્ધાંતો ઘણા લોકપ્રિય થયેલા. તેથી આર્યશાસ્ત્રોમાં તેમને વિષે અનેક વાર્તાઓ મળે છે. આર્ય શિલ્પીઓ વિશ્વકર્માનું પૂજન કરે છે. હેમાંદ્રીએ તેનું મૂર્તિસ્વરૂપ આપેલ છે. સ્કંધ પુરાણમાં ઉલ્લેખ છે કે વિશ્વકર્મા પ્રભાસના પુત્ર મહાન શિલ્પી સ્થપિતિ તેમજ પ્રજાપતિ હતા. અગ્નિપુરાણે વિશ્વકર્માને અનેક મનુષ્યોને આજીવિકા દેનારા હજારો શિલ્પકળાના સર્જક તરીકે ઓળખાવ્યા છે. ગરૂડપુરાણમાં તેમને દેવોના પ્રખ્યાત શિલ્પી કહ્યા છે. મહાભારત અને રામાયણના મહાકાવ્યોમાં તેમના ઉલ્લેખો ઘણા ઘણા મળે છે. તેમણે વિસ્મયકારી કળાયુક્ત રાજપ્રાસાદો બાંધ્યા, દેવોને યુદ્ધના અસ્ત્રશસ્ત્ર, રથો અને વિમાનો બનાવી આપ્યાં હતા. દેવોના આ સૂત્રધારે લોકકલ્યાણને સારૂ જ પૃથ્વી પર વાસ્તુશાસ્ત્રની રચના કરી છે. વિશ્વકર્મા બ્રહ્માના અવતારરૂપ પણ મનાય છે. તેમનો ઉદ્‌ગમ બ્રહ્માના મુખથકી થયો એવું **"માનસાર"** ગ્રંથનું વિધાન છે. સુવર્ણની લંકા અને શ્રીકૃષ્ણની દ્વારિકાની રચના તેમણે કરી આપી હતી. સૂર્ય, કુબેર, ઇન્દ્ર તથા અગસ્ત્યને તેમણે જ ભવનો બાંધી આપ્યાં હતા. બ્રહ્માને સારૂ પુષ્પક રથ પણ તેમણે જ બનાવી આપ્યો હતો. હિમાલયની વિનંતિથી સભાગૃહની

વિસ્મયકારી રચના તેમણે કરી તથા તેને પશુપક્ષીના ચિત્રોથી અલંકૃત કર્યો હતો. તેમજ ભારત નાટ્યશાસ્ત્રને અનુરૂપ નાટ્યગૃહ તેમણે ત્વરિત બાંધી આપ્યું હતું. અનેક વાસ્તુશાસ્ત્રના ગ્રંથોની તેમણે રચના કરી છે.

જૈનગ્રંથોમાં પાંડવોની રાજમહેલસભાની રચના "અર્જુનના મિત્ર મણિચુડ વિદ્યાધરે" કરી હતી એવો ઉલ્લેખ છે. "વિદ્યાના બળવડે ઈન્દ્રની સભા જેવી નવીન સભા રચી. તેમાં મણિમય સ્તંભો ઉભા કર્યાં હતાં. સ્ત્રીના ચરિત્રની જેમ રત્નની ક્રાંતિથી ભૂમિ (જમીનતળ) અનેક વર્ણવાળી જણાતી હતી. દેવોને પ્રિય અપ્સરાના જેવી રત્નમય-પુતળીઓ બનાવી હતી, ભીંતો બુદ્ધના મતની પેઠે ક્ષણમાં દેખાય અને ક્ષણમાં ન દેખાય તેવી બનાવી હતી. એવી સભા રચીને સુવર્ણના સિંહાસન પર યુધિષ્ઠિરને બેસાડી મણિચૂડ વિદ્યાધરે પોતાની મિત્રતા સફળ કરી હતી" આથી જણાય છે કે જૈનગ્રંથોમાં વિશ્વકર્માને મણિચૂડ વિદ્યાધર તરીકે ઓળખાવ્યા છે.

જૈનગ્રંથોના કથન મુજબ ચક્રવર્તિ રાજા પાસે ચૌદ રત્નો હોય છે, તેમાં શિલ્પી, જ્યોતિષી, રત્ન, ખડ્ગ, સ્ત્રી આદિ રત્નો હોય છે. આ ચક્રવર્તિ રાજા ઇચ્છા થાય ત્યારે વર્ધકીરત્ન-શિલ્પીને આજ્ઞા કરી ત્વરિત રચના તૈયાર કરાવતા હતા. આ વર્ધકી રત્ન-વિશ્વકર્મા રૂપ હતા.

છઠ્ઠા મનુ ચાક્ષુસના વંશમાં વિશ્વકર્મા અવતરેલા એવું વિધાન છે. છતાં વિશ્વકર્મા કયા યુગમાં થયા તે પ્રશ્ન છે. પરંતુ પ્રત્યેક યુગમાં પોતે હતા અગર તેમના અંશસ્વરૂપ પ્રત્યેક યુગમાં વાસ્તુશાસ્ત્રના નિષ્ણાતો વિશ્વકર્માના નામે ઓળખાતા હતા. હાલ પણ દ્રવિડમાં સોમપુરા જેવા બ્રાહ્મણ જાતિના શિલ્પીઓ વિશ્વકર્મા તરીકે ઓળખાય છે. તેવી જ રીતે ઉડીયા (ઓરીસ્સા)માં મહાપાત્ર શિલ્પીઓ પોતાને વિશ્વકર્મા સ્વરૂપ માને છે. શિલ્પના ગહન જ્ઞાનવાન પુરુષ વિશ્વકર્મા સ્વરૂપ જ છે. તેથી તેમણે રચેલા ઉત્તમ વાસ્તુશાસ્ત્રના ગ્રંથો પણ વિશ્વકર્માના જ ગણાયા છે.

પાશ્ચાત્ય વિદ્વાન ડો. એચ. કેર્ન કહે છે કે ઈસ્વી. છઠ્ઠી સદીના પ્રારંભમાં વરાહમિહિરના પ્રખ્યાત યુગમાં વિશ્વકર્માની હૈયાતી હતી. પણ કેર્નની આ માત્ર ભ્રમણા જ છે. વિશ્વકર્મા તો યુગે યુગે થયા છે.

વિશ્વકર્માના માનસ ચાર પુત્રો જય, મય, સિધ્ધાર્થ અને અપરાજિત નામે હતા. કોઈ ગ્રંથોમાં સિધ્ધાર્થના બદલે ત્વષ્ટાનું નામ આવે છે. સિધ્ધાર્થે (ત્વષ્ટા) એ લોહકર્મ-યંત્રકર્મમાં કુશળતા મેળવી હતી. બાકીના ત્રણ પુત્રો (શિષ્યો)એ વિશ્વકર્મા પાસેથી પ્રશ્નો પૂછીને વિદ્યા સંપાદન કરી હતી, તેથી લગભગ બધા શિલ્પગ્રંથોના ગુરૂ વિશ્વકર્મા અને શિષ્ય વચ્ચેના સંવાદરૂપે જ મળે છે. સોમપુરા, દ્રવીડી અને ઉડીયાના શિલ્પીઓના વૃતાંત પરથી જણાય છે કે વિશ્વકર્મા શબ્દ શિલ્પીનું એક વિશેષણ જ હતું, જેનો અર્થ આજના એંજીનીયર થાય છે.

બ્રહ્માંડપુરાણમાં એવું વિધાન છે કે વિશ્વકર્માના ગૌણવર્ણની કોઇ કન્યા સાથે થયેલા લગ્નથી થયેલી સંતતિને પણ તેમણે આ કાર્યમાં યોજી હતી.

૨ **મય**–ઉપર કહ્યું તેમ મય વિશ્વકર્માના ચાર પુત્રોમાંના એક પુત્ર હતા. વળી ઘણા માને છે કે વિશ્વકર્મા દેવોના શિલ્પી હતા. અને મય દાનવોના સ્થપતિ હતા. યુધિષ્ઠિર રાજાના વિચિત્ર સભાગૃહની રચના મયે કરી આપેલી તેવો મહાભારતમાં ઉલ્લેખ છે. દાનવોની નગરી પણ તેમણે બાંધેલી. માનસાર ગ્રંથમાં ઉલ્લેખ છે કે બ્રહ્માના ચાર મુખમાંથી શિલ્પીઓ ઉદ્દ્ભવ્યા. તેમાં દક્ષિણ મુખમાંથી મય ઉદ્દ્ભવ્યા. બૃહદ્ સંહિતામાં પ્રાસાદ વિષયમાં તેમજ વજ્રલેપ બાબતમાં મયના મતને પ્રમાણ-રૂપે સ્વીકાર્યો છે. તેથી જણાય છે કે મયના વાસ્તુશાસ્ત્ર પરના ગ્રંથો છઠ્ઠી સદી અગાઉના રચેલા છે. તેમનો **મયમતમ્** નામે ગ્રંથ છે. મયના દ્રવિડ શિલ્પ પરના ગ્રંથોમાં ઉલ્લેખ છે કે અન્ય દેવો અને ઋષિમુનિઓ આગળ ઉચ્ચારેલી બ્રહ્માની વાણી મયે એકત્રિત કરી. મયરચિત નીચેના ગ્રંથો છે.

(૧) મયમતં (૨) વાસ્તુશાસ્ત્ર (૩) મયવાસ્તુ (૩) મયવાસ્તુશાસ્ત્ર (૪) મયશિલ્પશાસ્ત્ર.

લોકોકિત છે કે હજારો વર્ષ પહેલા મય શિલ્પી અને તેનો શિલ્પી સમુદાય સમુદ્રપાર (પાતાળભૂમિ) (અમેરિકા) તરફ જઈ વર્તમાન મેકસીકો પ્રદેશમાં વસ્યો. હાલમાં તેઓ અન્ય પ્રજાથી ભિન્ન એવી "માયા" નામથી ઓળખાય છે. તેઓના રીતરિવાજ, ધર્મ અને ધર્મમંદિરો પૃથક્ છે. અમેરીકાની ઈજનેરી કળામાં કુશળમાં કુશળ મેકસીકનો ગણાય છે. એ સર્વ મયના વંશજ મનાય છે. ત્યાં મયનું અપભ્રંશ "માયા" થયેલું લાગે છે. કેમકે મુખ્ય પુરુષના નામ પરથી જ જાતિ ઓળખાય છે.

૩ **નગ્નજિત**–તે પણ દ્રવિડ શિલ્પના આચાર્ય હતા. વરાહમિહિર નગ્નજિતના વાકયોને પ્રમાણ તરીકે ટાંકે છે. વળી નગ્નજિત નામના એક સ્થાપત્યપ્રિય રાજા પણ થઈ ગયા, જેમણે 'ચિત્રલક્ષણ' નામે ગ્રંથ રચ્યો છે. પૃથ્વી પર પ્રથમ ચિત્રની ઉત્પતિ સાથે નગ્નજિતનું નામ જોડાયેલું છે. આ નગ્નજિતનો 'ચિત્રલક્ષણ' ગ્રંથ ભારતમાં દુઃપ્રાપ્ય છે, પરંતુ તિબેટન ભાષામાં તેનું ભાષાંતર થયેલું છે. તે પરથી તેનું જર્મન ભાષાંતર થયું છે. તે ગ્રંથના પ્રારંભિક બે અધ્યાયોમાં નગ્નજિતે નામ સાથે ચિત્રવિદ્યાની વાર્તા આપેલી છે. તેમાં બ્રહ્માએ નગ્નજિતને કહ્યું કે તમો દેવી શિલ્પી વિશ્વકર્મા પાસે જાઓ. તે તમને ચિત્રવિદ્યા કળાનું શિક્ષણ આપશે.

શિલ્પી નગ્નજિત ઋગ્વેદકાલીન દ્રાવિડ વાસ્તુવિદ્યાના આચાર્ય હતા. શતપથ બ્રાહ્મણમાં રાજન્ય નગ્નજિતના વાસ્તુ સિદ્ધાંતોનું ખંડન કરેલું છે. તે નારદના શિષ્ય હતા એવો પણ ઉલ્લેખ છે.

૪ **વસિષ્ઠ**–બ્રહ્માના પ્રાણમાંથી પ્રસિદ્ધ ઋષિ વસિષ્ઠનો જન્મ થયેલ. તેમના પતિન મહાસતી અરૂંધતી હતાં. સપ્તર્ષિ તેમના પુત્રો છે આમ તેમનું કુટુંબ,

જ્ઞાનસાગર હતું. વાસિષ્ઠતંત્રના વાસ્તુગ્રંથના તે પ્રણેતા હતા તેવું અગ્નિપુરાણમાં વિધાન છે. વરાહમિહિરે બૃહદ્સંહિતામાં વસિષ્ઠઋષિના પ્રમાણો 'પ્રતિમાલક્ષણ'માં આપેલાં છે. તેમની રચેલ વસિષ્ઠ સંહિતામાં શિલ્પ અને જ્યોતિષનો વિષય છે.

૫ **અત્રિ**-સ્મૃતિગ્રંથકાર અત્રિ મુનિ વાસ્તુશાસ્ત્રના આચાર્ય પણ હતા. સપ્તર્ષિમાંના તેઓ એક છે. તે બ્રહ્માની ચક્ષુમાંથી જન્મ્યા. મત્સ્યપુરાણમાં તેમને વાસ્તુશાસ્ત્રના ગુરૂ કહ્યા છે. અગ્નિપુરાણ તેમને આત્રેયતંત્રના વાસ્તુગ્રંથના કર્તા ગણાવે છે.

૬ **નારદ**-આ શુદ્ર માતા અને બ્રાહ્મણ પિતાના પુત્ર દેવર્ષિ ગણાય છે. માનસારમાં ઉલ્લેખ છે કે વાસ્તુશાસ્ત્રના એક પ્રણેતા નારદ રૂષિ હતા. તેમના રચેલા 'નારદીય તંત્ર' નામે ગ્રંથનો અગ્નિપુરાણમાં ઉલ્લેખ છે. "નારદીય શિલ્પશાસ્ત્ર" નામનો એક ગ્રંથ મારા ગ્રંથ સંગ્રહમાં છે.

૭ **ગર્ગ**-આ પ્રસિદ્ધ મહર્ષિ બ્રહ્માના પુત્ર હતા. તેમના "ગાર્ગતંત્ર" ગ્રંથની રચનાનો અગ્નિપુરાણમાં ઉલ્લેખ છે. વરાહમિહિરના પ્રાસાદલક્ષણ નામે ગ્રંથમાં ગર્ગના મતને પ્રમાણ રૂપે માન્યો છે.

૮ **કુમાર**-વાસ્તુશાસ્ત્રના આ આચાર્ય 'કુમારાગમ' નામે ગ્રંથના કર્તા હતા તેવો 'મનુષ્યાલય ચંદ્રિકા' શિલ્પગ્રંથમાં ઉલ્લેખ છે. ('શિલ્પરત્નમ્' નામના ગ્રંથના કર્તા શ્રી કુમાર સોળમી સદીના પાછલા ભાગમાં કેરલ દેશમાં થઈ ગયા છે).

૯ **શૌનક**-વાસ્તુશાસ્ત્રના આ આચાર્ય-ઉપદેશક 'શૌનકતંત્ર' નામના શિલ્પગ્રંથના કર્તા હતા તેવો અગ્નિપુરાણમાં ઉલ્લેખ છે.

૧૦ **વિશાલાક્ષ**-તે રાજનિતિશાસ્ત્રના પ્રસિદ્ધ મુનિ હતા. કૌટિલ્યે નીતિશાસ્ત્ર તથા અર્થશાસ્ત્રમાં વિશાલાક્ષને પ્રમાણરૂપે માન્યા છે. સોમદેવ નામના એક જૈન લેખકે પોતાના "યશઃસ્તિલક ચંપુ" નામના ગ્રંથમાં તેને નીતિશાસ્ત્રના પ્રણેતા કહ્યા છે. પરંતુ મત્સ્યપુરાણમાં વાસ્તુવિદ્યાના આચાર્ય તરીકે તેમનો ઉલ્લેખ છે.

૧૧ **શુક્ર**-દૈત્યોના પ્રસિદ્ધ ગુરૂ શુક્ર વાસ્તુશાસ્ત્રના આચાર્ય હતા. અનેક વિદ્યા કળામા તેઓ પારંગત હતા. 'નીતિવાકયામૃત' અને 'યશઃસ્તિલક ચંપુ' નામના ગ્રંથો રચનાર જૈન વિદ્વાન સોમદેવ શુક્રના નીતિશાસ્ત્રના ગ્રંથને પ્રસિદ્ધ પ્રમાણરૂપ માને છે. તેમના શુક્ર નીતિગ્રંથમાં વૈજ્ઞાનિક વિષયો ઉપરાંત વ્યવહાર, રાજનીતિ, આયુર્વેદ અને શિલ્પની પ્રત્યેક શાખા પર સવિસ્તર હકીકત આપી છે.

૧૨ **બૃહસ્પતિ**-સર્વ વિદ્યામાં નિષ્ણાત દેવોના આ ગુરુ વાસ્તુશાસ્ત્રના પણ આચાર્ય ઉપદેશક હતા, તેવો માનસારમાં ઉલ્લેખ છે.

૧૩ **પ્રલ્હાદ**-અગ્નિપુરાણના ઉલ્લેખ મુજબ તે વાસ્તુશાસ્ત્રના આચાર્ય-ઉપદેશક હતા અને "પ્રલ્હાદતંત્ર" નામનો શિલ્પગ્રંથ તેમણે રચેલો છે. 'ચિત્રલક્ષણ' માં

વિશ્વકર્મા સાથે પ્રલ્હાદનું પણ નામ મળે છે. હિરણ્યકશિપુના પુત્ર પ્રલ્હાદ આનાથી ભિન્ન હતા કે કેમ તેનો ઉલ્લેખ મળતો નથી. અગ્નિપુરાણની આખ્યાયિકામાં વર્ણવેલા પચીશ તંત્રગ્રંથોમાં તંત્ર તથા જ્યોતિષ સાથે શિલ્પ પણ આપેલ છે.

## ભારતનો શિલ્પી વર્ગ

ભારતના પ્રત્યેક પ્રાંતમાં પ્રાચીન શિલ્પનો અભ્યાસી વર્ગ વસે છે. અને તેઓ પોતપોતાની (નાગરાદિ, દ્રવિડાદિ કે ભૂમિજાદિ) જાતિના પ્રાસાદોની રચના કરે છે. પરંતુ કાળ બળે કે ધર્મ પ્રત્યેના દુર્લક્ષે કે વિધર્મીઓની ધર્માંધતાના કારણે અમુક પ્રાંતોમાં તે વર્ગ સાવ નષ્ટ થઈ ગયો છે. તેથી તે પ્રાંતની શિલ્પ શૈલી (પદ્ધતિ) મૂળ કેવા પ્રકારની કયા કાળમાં હતી તે જાણવાનું સાધન પણ આજે રહ્યું નથી. દા. ત. બંગાળ, બિહાર, સિંધ, સરહદપ્રાંત, કાશ્મીર ઈત્યાદિ પ્રાંતોમાં પ્રાચીન શિલ્પ જેવી વસ્તુનું અસ્તિત્વજ રહેવા પામ્યું નથી. બિહારમાં ખોદકામમાંથી સુંદર અવશેષો મળે છે. પણ વિધર્મીઓના આક્રમણના લીધે પંજાબ, ઉત્તર પ્રદેશ તથા સરહદ પ્રાંતની જેવી તેની પણ સ્થિતિ થઇ છે.

ઉપર કહ્યો તેવો શિલ્પનો અભ્યાસી વર્ગ તેરમી ચૌદમી સદી સુધી પ્રત્યેક પ્રાંતમાં હતો. તેમણે શિલ્પના ગ્રંથો પણ જાળવી રાખેલા, જેમાં આપેલા નિયમાનુસાર પોતાના પ્રાંતની શિલ્પ શૈલીના સ્થાપત્યોની રચના તેઓ કરતા હતા.

## સોમપુરા શિલ્પીઓ

શિલ્પનો આ અભ્યાસી વર્ગ પશ્ચિમ ભારતમાં સોમપુરા બ્રાહ્મણ શિલ્પીઓનો છે. સ્કંધપુરાણના પ્રભાસ ખંડમાં તેમની ઉત્પત્તિનો ઉલ્લેખ છે. પૂર્વે સૌરાષ્ટ્રમાં સોમ-પુરી (સોમનાથ પ્રભાસપાટણ)માં ક્ષય દોષના શ્રાપના નિવારણાર્થે ચંદ્રે સોમયજ્ઞ કર્યો. તેમાં તેજસ્વી બ્રાહ્મણોને આમંત્ર્યા હતા. કાર્ય પૂર્ણ થયેથી ચંદ્રે સોમપુરી ગ્રામ રત્નાદિ ભેટો સાથે સોમપુરા બ્રાહ્મણોને આપી સંતુષ્ટ કર્યા. તેમાંના શિલ્પ-કાર્યમાં પ્રવીણ બ્રાહ્મણોએ તીર્થની યજમાન વૃત્તિ કે દાન સ્વીકારવાની અનિચ્છા બતાવી. તેમણે શિલ્પજ્ઞ ગૃહસ્થ તરીકે રહેવાનો આગ્રહ સેવ્યો.

સોમપુરા શિલ્પીઓની ઉત્પત્તિ વિશે પુરાણોમાં ઉલ્લેખો છે. સોમપુરા શિલ્પીને પવિત્ર માનેલ છે. તેમની ઉત્પત્તિ અને તેઓએ શિલ્પ કર્મનો સ્વીકાર કેમ કર્યો તે હવે જોઇએ:-

**प्रभासेह्युत्पतिर्यस्य शिल्पकर्म प्रदायिना**
**सोमपुरा ज्ञाति रूपोहि देहः श्री विश्वकर्मणः ॥ १ ॥**

**सोमनाथाज्ञयाकेचित् सोमपुरारिति स्मृताः**
**पाषाण कर्म कर्तारो विश्वकर्मानुगामिनः ॥ २ ॥**

चतुराशीति विंज्ञेया ब्राह्मणा द्विजकर्मणि
धर्मशास्त्र गुणैर्युक्ता भोगैश्वर्यैर्विभूषिता ॥ ३ ॥

પ્રભાસક્ષેત્રમાં જેની ઉત્પત્તિ છે તેવા શિલ્પ કર્મના જ્ઞાતા સોમપુરા વિશ્વકર્મા સ્વરુપ છે. સોમનાથજીની આજ્ઞાવડે વિશ્વકર્માના અનુગામી પાષાણ કર્મના કર્તા, ચોરાશી કળાના જ્ઞાતા, ચોરાશી પ્રકારના બ્રાહ્મણોમાં ધર્મશાસ્ત્રના ગુણથી યુક્ત, ભોગ અને ઐશ્વર્ય વડે શોભતા એવા દ્વિજ કર્મમાં અનુરક્ત સોમપુરા બ્રાહ્મણો થયા.

शिल्पिनः हृदये ब्रह्मा हस्तयोर्विष्णुशंकरौ ।
चंद्रादित्यौ च चक्षुषोः सर्वांगे मात्र देवता ॥ ४ ॥

ઉપર કહ્યા તેવા સોમપુરા શિલ્પીના હૃદયમાં બ્રહ્મા વસે છે. તેના બન્ને હાથમાં વિષ્ણુ અને શિવ રહે છે. તેની બે આંખોમાં સૂર્ય અને ચંદ્ર બિરાજે છે. અને તેના અંગોપાંગમાં સર્વ દેવતાઓ વસે છે. આ સર્વ વિધાન "સોમપુરાણ" નામે ગ્રંથમાં આપ્યું છે.

સોમપુરા શિલ્પીઓએ ધંધા તરીકે શિલ્પનો વ્યવસાય ગૃહણ કર્યો. શરૂમાં સામાન્ય કેળવણી લેતા હતા. તેથી સંસ્કારી ને કેળવાયલા હતા. પણ પાછળથી એકલા ધંધા તરફ લક્ષ આપી કેળવણી તરફ દુર્લક્ષ કર્યું. જેથી શિલ્પના સંસ્કૃત ગ્રંથોમાં તેઓ બહુ થોડું સમજતા થયા. છતાં પેઢી દર પેઢીનો ધંધો હોવાથી શિલ્પના સંસ્કાર જળવાઈ રહ્યા. પુત્ર પિતા પાસેથી શિલ્પના ક્રિયાત્મક જ્ઞાનનો લાભ પામતો. તેથી પુસ્તકોની જરૂરીયાત ઓછી રહેતી. તેથી જુની શિલ્પગ્રંથની પોથીનું પૂજન કરી સંતોષ પકડતા થયા. અને પુસ્તકને મિલકત ગણવા લાગ્યા. પુસ્તકો જીર્ણ થતાં અભણ લહિયા પાસે તેની નકલો લખાવતા. જેમાં પાર વિનાની અશુદ્ધિઓ પ્રવેશ પામી. પરિણામે શિલ્પ ગ્રંથોમાં અપભ્રંશ ખૂબ પ્રસર્યું. મૂળ શબ્દો શોધવાનું પણ કઠણ થયું. અજ્ઞાનના લીધે તેમજ વિદ્યા-ચોરીના ભયે ગ્રંથો પટારામાં પડી ઉધઇના ભોગ બન્યા; તો કોઇ અગ્નિનો પણ ભોગ થયા. બાકી રહ્યા તે ખૂબ જ અશુદ્ધ છે. પુસ્તકોને તેના મૂળ સ્વરૂપમાં મૂકવા સારૂ અખૂટ ધીરજ, ધન અને તેના ક્રિયાત્મક જ્ઞાનની જરૂર છે.

સ્કંધ પુરાણમાં ઉલ્લેખ છે કે "દેવોએ શિલ્પ સ્થાપત્યનો વ્યવસાય સોમપુરા શિલ્પીને અર્પણ કર્યો." આ સોમપુરા શિલ્પીઓ પશ્ચિમ ભારતના સૌરાષ્ટ્ર, ગુજરાત, લાટ, કચ્છ, મેવાડ, રાજસ્થાન (મરૂભૂમિ) આદિ પ્રદેશોના રાજ્યોમાં સારો સત્કાર પામ્યા અને ત્યાંજ વસવાટ કર્યો. આજ પણ કેટલાક શિલ્પીઓ મેવાડ-મારવાડમાં ખેતરો જમીનો ધરાવે છે. આ જ્ઞાતિના અમુક કુટુંબોએ પરંપરાનો શિલ્પનો અભ્યાસ જારી રાખી શિલ્પવિદ્યાને જાળવી રાખી છે. અલબત્ત તેમનો

અભ્યાસ બહુ અલ્પ છે. પરંતુ તેઓ રૂઢી પરંપરાથી મંદિરાદિ બાંધે છે. તેમની પાસે શિલ્પનો ગ્રંથ સંગ્રહ પણ ઓછા વત્તા પ્રમાણમાં હોય છે. આજ પણ તેઓ એ જ કામના નિષ્ણાત છે.

ઇસ્વી પાંચમી શતાબ્દિમાં દશપુર-ગ્વાલિયર રાજ્યના મંદસૌરના શિલાલેખમાં લાટ દેશના સોમપુરા શિલ્પીઓ માળવા અને રાજપુતાનાના પ્રદેશોમાં પાંચમી શતાબ્દિમાં આવ્યા તેવો ઉલ્લેખ છે. તેમાં લાટ દેશના વિહારોના પણ ઉલ્લેખો મળે છે.

તેમજ રાષ્ટ્રકૂટવંશીય કૃષ્ણ રાજાએ આઠમી સદીમાં ઇલોરાના કૈલાસ નામના અદ્‌ભૂત પ્રાસાદની રચના એકજ આખા પહાડમાંથી કોતરાવી છે. તેણે લાટ દેશ (દક્ષિણ ગુજરાત) ના શિલ્પીઓને નિમંત્રી આ રચના કરાવી છે તેવું તેના તામ્રપત્રો પરથી જણાય છે. લાટદેશના આ શિલ્પીઓ સોમપુરા શિલ્પીઓ હતા.

## અન્ય પ્રાંતોના શિલ્પીઓ

આવી જ કોમ પૂર્વ ભારતના ઉડીયા ઓરિસ્સા પ્રાંતમાં છે; જે મહારાણા નામથી ઓળખાય છે. તેઓ "મહાપાત્ર"નું અપભ્રંશ મહારાણા થયું એમ માને છે. આજ પણ શિલ્પનું સુંદર કામ તેઓ કરે છે. તેમની પાસે તે પ્રાંતની શૈલીના શિલ્પગ્રંથોનો ઠીક સંગ્રહ પણ છે. તેમનું ગણિત આપણા ગુજરાતની રીતને મળતું છે. ઓરિસ્સાના પુરી અને ભુવનેશ્વરના અનેક મંદિરોની કૃતિ તેઓના વડીલોની છે. કહે છે કે ભુવનેશ્વરમાં હજારો મંદિરો હતા. તે સર્વની રચના આ મહારાણા શિલ્પીઓએજ કરેલી હતી. આજે આ વિશ્વકર્મા મહારાણાના ત્યાં માત્ર ૩૪ કુટુંબો જ છે. જેમાં મહાપાત્ર અને મહારાણા એ બે પદવીઓ ત્યાંના શિલ્પીઓ વિશેષ ધારણ કરે છે. ઉડીયામાં આજેઆવા જગન્નાથપુરીમાં ૩૦ ત્રીશ કુટુંબ, યાજપુરમાં બે કુટુંબ અને ભુવનેશ્વરમાં બે કુટુંબ વસે છે. આંધ્ર રાજ્યમાં પણ એવી જ શિલ્પી કોમ હતી. પણ આજે તેમની સુંદર કૃતિ બહુ જ અલ્પ દેખાય છે. પણ તે પ્રદેશના ખોદકામમાંથી અમૂલ્ય કળામય કૃતિઓ પ્રાપ્ત થાય છે. તે જોઈ તેમના પ્રત્યે માન ઉપજે છે. હમણાં જ બંધાતા નાગાર્જુનના બંધમાં આવું આખું શિલ્પનગર આવી જાય છે. તેથી કળા રસિકો તેની રક્ષાનો માર્ગ શોધી રહ્યા છે. વરંગુલમાં ઉભેલી આંધ્ર કળા કૃતિઓ સુંદર છે. વિધર્મી રાજ્ય શાસનના કારણે નષ્ટભ્રષ્ટ થયેલ આંધ્ર સ્થાપત્યોના અવશેષ આજે અરણ્યોમાં પડેલા છે.

ઈ. સ. પૂર્વેની પહેલી શતાબ્દિમાં સાંચીના સ્તૂપનો દક્ષિણ દરવાજો પ્રથમ બંધાયો. તે શ્રી સાતકર્ણી આંધ્રરાજાના શિલ્પીઓના પ્રમુખ સ્થપતિ આનામદાએ પોતાના ખર્ચે બંધાવ્યાનો લેખ છે. ઇસ્વીસનની પહેલી સદીમાં આંધ્ર રાજ્યશાસન પુર બહારમાં હતું. તે સમયમાં આંધ્ર કળા ખૂબ ખીલી હતી.

દ્રવિડમાં પણ આવો જ શિલ્પી વર્ગ હતો. આ દ્રવિડ શિલ્પ વ્યવસાયના કુળ

પરંપરાના ધંધાવાળા એક કુંચિતકૃષ્ણુ નાયડુ નામે શ્રીરંગમ્‌ના વતની શિલ્પી મને એ પ્રદેશમાં મળેલા. પણ તે દ્રવિડના જુના શિલ્પી વર્ગ–જ્ઞાતિના નહોતા તેમ તેમની પાસે આ વિદ્યાના કોઈ ગ્રંથો પણ નહોતા. રૂઢિ પરંપરાના કારણે શિલ્પ-કામમાં તે કુશળ હોય તેમ લાગ્યું. તેણે કહેલું કે દ્રવિડની શિલ્પી જ્ઞાતિ પોતાને વિશ્વકર્માના વંશજ બ્રાહ્મણ કુળના હોવાનો દાવો કરે છે. તેમના કેટલાંક કુટુંબો સીલોન (લંકા)માં વસે છે. કુંભકોણમ પાસે શિલ્પીઓનું એક આખું નાનું ગામ વસેલું છે. તેઓ ધાતુકામ તથા મૂર્તિરચના કળામાં પ્રવીણ છે.

તેરમી સદીમાં થયેલા હેમાદ્રિપંત યાદવ વંશના દેવગિરિના નૃપતિ મહાદેવ તથા રામદેવના પ્રસિદ્ધ પ્રધાન હતા. આ વિદ્વાન પુરૂષ “ચતુર્વર્ગ-ચિંતામણિ” તથા “રાજપ્રશસ્તિ” જેવા ગ્રંથોના લેખક હતા. મોડી લિપિની શોધ તેની જ છે. તે ધાર્મિક વૃત્તિના પરમ ભક્ત હતા. તેણે પોતાના રાજાને પ્રેરણા આપી એ પ્રદેશમાં ત્રણસો મંદિરો બંધાવ્યાનો ઉલ્લેખ મળે છે. તેમને એ પ્રદેશના મહાન સ્થપતિ પણ માને છે. તેમના બાંધેલા આ ત્રણસો મંદિરોની ચોકસ રચના પરથી તે શૈલિ હેમાદ્રિપંત નામે ઓળખાય છે.

મ્હૈસુર પ્રદેશમાં પણ આવો શિલ્પી વર્ગ છે. પણ હું તેમને મળી શકયો નથી. હયશાળ રાજ્ય કુળે બંધાવેલા હલીબડ, બેલુર તથા સોમનાથપુરમ્‌ના મંદિરોની કૃતિ ઉત્તમ આશ્ચર્યકારક છે. તેના ડંકનાચાર્ય નામે મહાન શિલ્પાચાર્ય ઇસ્વી ૧૧૧૭માં થયા. તે યુગના અન્ય શિલ્પીઓમાં મલ્લિતમ્મા, બાલેયા, ચંદ્દેયા, બામયા, ભર્મયા, નાનજય અને યાલમસીયાના નામ પ્રસિદ્ધ છે. વર્તમાન કાળમાં મ્હૈસુરમાં શિલ્પસિદ્ધાંતિ શિવલિંગ સ્વામી નામે એક વૃદ્ધ શિલ્પી હતા. તેઓ શિષ્યોને પ્રાસાદ શિલ્પનો અભ્યાસ કરાવતા હતા તેમજ પ્રતિમા વિધાનનું પ્રત્યક્ષ શિક્ષણ દેતા હતા. મ્હૈસુર–કર્ણાટકની શિલ્પશૈલિ વેસર કે વિરાટ જાતિની કહેવાય છે. ઉત્તર દ્રવિડની શિલ્પશૈલિ મધ્યમ વેસર છે.

ભારતના અન્ય પ્રાંતોમાં ધર્માંધતા, વટાળ પ્રવૃતિ તથા ધર્મ પરિવર્તનના કારણે શિલ્પીઓની જાતિ નષ્ટ થયલી લાગે છે. સંભવ છે કે આ જાતિ શિલ્પના કામના અભાવે બીજા વ્યવસાયમાં પણ પડી ગયેલ હોય.

મધ્ય પ્રદેશ, ઉત્તરપ્રદેશ આદિ ઉત્તર ભારતના કેટલાક ભાગમાં “જાંગડ” નામની શિલ્પીઓની એક જાતિ છે. પરંતુ તેઓ કાષ્ટ કર્મ, સાદું પાષાણ કામ, ચિત્રકામ અને ખેતી આદિ વ્યવસાય કરે છે. તેમાંના કેટલાક લોહનું કામ પણ કરે છે. તેઓ વિશ્વકર્માને પોતાના ઇષ્ટ દેવ માને છે. ઉત્તર પ્રદેશમાં શાસ્ત્રીય બાંધ-કામ કરે તેવો વર્ગ હજુ જાણવામાં આવ્યો નથી. પાષાણનું સાદું કામ કરનાર કારીગરોનો વર્ગ ત્યાં છે જ.

જયપુર અલવર તરફના પ્રદેશમાં ગૌડ બ્રાહ્મણ જાતિના શિલ્પીઓ છે. તેઓ પ્રાસાદ શિલ્પ કરતાં પ્રતિમા–મૂર્તિ વિધાનના વ્યવસાયમાં વધુ પ્રવીણ છે. તેઓ

મકાનોનું બાંધકામ પણ કરે છે. તેમની પાસે કોઈ કોઈ શિલ્પ ગ્રંથ પણ મળે છે.

ધર્માંધતાનો વધુમાં વધુ ભોગ સરહદ અને બંગાળ પ્રાંત થયા છે. તેથી ત્યાં શિલ્પી વર્ગનું નામ નિશાન નથી રહ્યું તે દુઃખની વાત છે.

ગુજરાતમાં વૈશ્ય, મેવાડા, ગુર્જર અને પંચાળ એ ચાર પણ શિલ્પી વર્ગની જ જ્ઞાતિઓ છે. તેઓ પોતાને શ્રી વિશ્વકર્માના પુત્રો હોવાનો દાવો કરે છે. શિલ્પ કર્મ કરનારા લોકો હંમેશા પોતાના વ્યવસાયના આદ્ય દેવને પિતા તુલ્ય માને છે. આ વૈશ્ય, મેવાડા અને ગુર્જર ભાઈઓ વિશેષ કરીને કાષ્ટ કર્મ કરે છે. પંચાળ ભાઈઓ લોહ કર્મથી પોતાની આજીવિકા ચલાવે છે. પણ તે સૌ વિશ્વકર્માને પોતાના ગુરૂ-પિતા માને છે.

શિલ્પ ગ્રંથોમાં સ્પષ્ટ આદેશ છે કે કોઈ કાર્ય એક શિલ્પીના હાથે જ સંપૂર્ણ કરાવવું. કાર્યારંભ પહેલાં શિલ્પીની નિપુણતાની ખાત્રી કરીને તેને કાર્ય સોંપવુ. જો તેમ ન કરવામાં આવે તો મતિભેદ-કે ક્રિયાભેદના કારણે તે કાર્ય શાસ્ત્ર સિદ્ધ ન થાય તો યજમાન અને શિલ્પીને વિઘ્નકર્તા બને છે. માટે કાર્ય કરાવનાર અને કરનારે પરસ્પર સંપૂર્ણ વિશ્વાસ ધરાવવો જોઈએ. તો જ કાર્ય સિદ્ધ થાય છે. તેથી જ શાસ્ત્રકારે કહ્યું છે.

एकहस्ते तु कल्याणं द्विहस्ते मृत्युरेव च ।
गृहदेवैकशिल्पिनं भाषितं विश्वकर्मणा ॥

એક જ શિલ્પીના હાથથી થયેલ કાર્યથી કલ્યાણ થાય છે. બે હાથથી થયેલ કાર્યથી મૃત્યુનો સંભવ રહે છે. માટે ગૃહકાર્ય કે દેવાલયમાં એકજ શિલ્પીના હાથે કાર્ય કરાવવું. એવું વિશ્વકર્માએ કહ્યું છે.

## સ્થાપત્યાધિકારી

શાસ્ત્રમાં ઉલ્લેખ છે કે યજમાને ગુણદોષ પારખીને શ્રેષ્ટ શિલ્પીનો સત્કાર કરી કાર્યારંભ કરાવવો. શાસ્ત્રકારો સ્થપતિના ગુણદોષ સંબંધે કહે છે કે ગુણવાન, શાસ્ત્રજ્ઞ, ગણીતજ્ઞ, ધાર્મિક, સદાચારી, ચારિત્ર્યવાન, મિષ્ઠભાષી, અકપટી, અલોભી, ઘણા બંધુવાળો, નિરોગી શારિરિક દોષ (ખોડ) વગરનો, વ્યસન રહીત અને ચિત્ર રેખાના કર્મમાં પ્રવીણ સ્થપતિ હોવો જોઈએ. સ્કંધપુરાણના પ્રભાસખંડમાં સોમપુરા શિલ્પીને સર્વ શ્રેષ્ટ ગણેલ છે.

શાસ્ત્રકારોએ બાંધકામના અધિકારીના વર્ગ પાડેલા છેઃ- (૧) સ્થપતિ (૨) સૂત્રગ્રાહી (૩) તક્ષક (૪) વર્ધકીઃ-એ ચારેના કર્તવ્યની પણ નોંધ આપી છેઃ-

૧ સ્થપતિ-સ્થાપત્યની સ્થાપનામાં સંપૂર્ણ યોગ્યતાવાળો સ્થપતિ (ચીફ એંજીનીયર)

૨ સૂત્રગ્રાહી સ્થપતિના ગુણને અનુસરનારો સ્થપતિનો પુત્ર કે શિષ્ય; જેને

શિલ્પીઓની ભાષામાં "સુતર છોડો" કહે છે. નકશા દોરનાર ડ્રાફ્ટસમેન-ઉપરાંત બધા કાર્યનું મંડાણ કરે તેવો નિપુણ, સ્થપતિનો આજ્ઞાપાલક સૂત્રગ્રાહી (આર્ચિટેકટ)

૩ તક્ષક=સૂત્રમાન પ્રમાણને જાણનારો; નાના મોટા પાષાણ કાર્ય કરનાર કરાવનાર; સાદું નકશી કે રૂપ કામ કરનાર; સદા પ્રસન્ન ચિત્તવાળો; સ્થપતિ પ્રત્યે સદ્ભાવ ધરાવનાર તક્ષક જાણવો.

૪ વર્ધકી=શાસ્ત્રમાં તેના બે પ્રકાર કહ્યા છે. એક તો કાષ્ટ કાર્ય કરનાર વર્ધકી (સુત્રધાર=સુતાર); તથા બીજો માટી કાર્યમાં નિપુણ (મોડેલીસ્ટ) ગુરૂ ભકત વર્ધકી જાણવો.

વર્તમાન કાળમાં સોમપુરા શિલ્પીઓને કચ્છમાં "ગઇધર" કહે છે. ગજધર (ગજને ધારણ કરનાર)નો તે અપભ્રંશ છે. સૌરાષ્ટ્ર ગુજરાતમાં સોળમી સતરમી સદીમાં "સુત્રધાર" કહેતા. સોમપુરા શિલ્પી વર્ગમાં એક બીજા વેવાઇઓને "ઠાર" નામે સંબોધતા. આ "ઠાર" શબ્દ (સુત્ર)-"ધાર"નો અપભ્રંશ છે. ઓગણીશમી સદીમાં અંગ્રેજી રાજ્ય શાસન કાળમાં કારીગરોના સમુહના ઉપરીને મીસ્રી શબ્દથી સંબોધવાનું શરૂ થયું. આ મીસ્રી શબ્દ પ્રત્યેક કારીગરોના ઉપરીને લાગુ પડે છે. તેથી શિલ્પીઓને મીસ્રી શબ્દથી સંબોધવું યોગ્ય નથી. શિલાને ઘડનારો તે શિલાવટ-તેનું અપભ્રંશ રૂપે "સલાટ" શબ્દ છે. શિલાવટ શબ્દ ઉત્તર ભારતમાં આજ પણ પ્રચલિત છે.

(જૈન ગ્રંથોમાં ઉલ્લેખ છે કે ચક્રવર્તી રાજા પાસે ચૌદ રત્નો સદા હાજર રહેતા હતા. જેથી આ રાજા જે ચીજની ઈચ્છા કરે તેવી જ તે વસ્તુ તેની પાસે ખડી થાય. આ ચૌદ રત્નોમાંના એકનું નામ વર્ધકી આપે છે. તેનું કામ રાજા જેવી ઇચ્છા-આજ્ઞા કરે તેવું જ સ્થાપત્ય-બાંધકામ ત્વરિત ઊભું કરી દેવાનું હતું. (તેથી જ લોકવાર્તાના પ્રસંગોમાં વિશ્વકર્માએ એક રાતમાં આ રચના ઊભી કરી એવું બોલાય છે.)

## સ્થાપત્યનો વિકાસ:

ભારતીય સ્થાપત્યનો વિકાસ ધાર્મિક ભાવથી બંધાતા દેવ-મંદિરો, જળાશ્રયો ઈ. ને આભારી છે. કિલ્લા, નગરો, રાજભવનો જેવી સ્થાપત્ય રચના દ્વારા રાજાઓ તથા ધનાઢયોની ઉદાર વૃત્તિથી જ આ વિકાસ થયો છે, જેના પ્રાચીન ભગ્ન અવશેષો છેક ઈસ્વી પૂર્વે પાંચમી સદીના મળે છે. શિલ્પ-સ્થાપત્ય તથા વિદ્યા કળાકૌશલ્યની સમૃદ્ધિ આ દેશમાં અજોડ હતી, જેના વર્ણન અતિ પ્રાચીન મહાકાવ્યોમાં પણ આપેલાં છે.

દીર્ઘ કાળના વ્યવહારૂ અનુભવ પછી જ શિલ્પશાસ્ત્રના નિયમો રચાયા હતા. એવું પ્રાચીન સ્થાપત્યોના કાળક્રમ પરથી અનુમાન બંધાય છે. યુરોપના શિલ્પરસજ્ઞ ગ્રીસ દેશના શિલ્પનિષ્ણાતોએ પણ આ નિયમો પાળ્યા હતા. આ દેશની સમુદ્ર યાત્રાર્થે ઈસ્વી પૂર્વથી જ આવતા આરબ તેમજ યુરોપીય વિદ્વાનો દ્વારા એ નિયમો તે પ્રદેશોમાં પ્રસર્યા હતા.

સ્થાપત્યોમાં મુખ્યત્વે દેવમંદિરાદિના વિવિધ વિભાગની ઘાટ પદ્ધતિનો વિકાસ ક્રમશઃ પૃથક્ પૃથક્ કાળમાં તેમજ દેશના પ્રત્યેક પ્રાંતમાં ક્રમે ક્રમે સ્વયં થતો ગયો છે. ધાર્મિક માન્યતા-ભાવના-સાધનાના યોગે ભિન્ન ભિન્ન ઘાટ ઉદ્ભવ્યા છે. તેથી અમુક પદ્ધતિ ચોકસ સંપ્રદાયની છે એમ કહેવું તે ભૂલ ભરેલું છે. અમુક ઘાટ અમુક સંપ્રદાયે પ્રવર્તાવ્યો તેથી તે બ્રાહ્મણી, બૌધ કે જૈન સંપ્રદાયની શૈલી છે એ વિધાન બીનપાયાદાર છે. દેશના ચોકસ વિભાગમાં પ્રવર્તતા એક કે બીજા સંપ્રદાયની શૈલિમાં દેશના એ વિભાગમાં કાળ બળે નવમી-દસમી સદી સુધી શિલ્પકૃતિમાં પરિવર્તનો થતાં જ ગયાં છે. તે પછી જ તેની રચનાના ચોકસ સિદ્ધાંતો નક્કી થયા હશે એમ માનવું પડે છે. દાખલા તરીકે નવમી દસમી સદીના દેવમંદિરોના મૂળ પ્રાસાદને ફરતું છજું જોવામાં આવતું નથી; તેમજ દેવમંદિરની ભિંતના થરવાળા પણ તેમાં ઓછા જોવામાં આવે છે. તેમજ થરવાળામાં ખાસ દેવસ્વરૂપો પણ હોતા નથી. વળી તેનું પીઠ-કુંભાનું કામ વર્તમાન કાળના નિર્માણ કરતાં સાદું હતું. દશમી સદીની અગાઉની રચનામાં પીઠ ઈત્યાદિનું શિલ્પ પણ પાછલા કાળથી ભિન્ન થયલું દેખાય છે. એથી દેવમંદિરોની રચનાના રૂઢ નિયમો પાછલા કાળમાં બંધાયા હતા એમ ચોકસ માનવું પડે છે.

પરદેશી વિદ્વાનો ભારતીય શિલ્પકળાના સાંપ્રદાયિક ભેદ પાડીને શિલ્પ રચનાને ઓળખાવે છે તે તદ્દન ખોટું છે. એ તો માત્ર પ્રવર્તમાન શિલ્પ પદ્ધતિના કાળભેદ અગર પ્રાંતીય ભેદ છે. આ દેશની શિલ્પકળાનું વિશિષ્ટ લક્ષણ તો તેના બાંધકામના ઘાટની સહેતુક રચના છે. જે વૈદિક, જૈન કે બૌધ કોઈ પણ સંપ્રદાયના મંદિરમાં સ્પષ્ટ દેખાય છે.

## શિલ્પ શૈલીના પ્રકારઃ

વિશ્વકર્મા પ્રણિત ગ્રંથોમાં આ વસ્તુ સ્પષ્ટ આપી છે. ભારતના વિવિધ પ્રાંતમાં શિલ્પની ચૌદ જાતિઓ પ્રવર્તતી હતી, જેમાંની આઠ ઉત્તમ ગણાય છે. દેશના કયા ભાગમાં તે જાતિના પ્રાસાદોની રચના થતી હતી તેનો પણ તેમાં ઉલ્લેખ છેઃ-

नागरा द्राविडाश्चैव भूमिजा लतिनास्तथा ।
सांधाराश्च विमानाश्च मिश्रकाः पुष्पकांकिताः ॥

एते चाष्टौ शुभाज्ञेयाः शुद्धच्छंदाः प्रकीर्तिताः ।
देश-जातिकुल-स्थान-वर्णभेदैरुपस्थिताः ॥

(૧) નાગરાદિ, (૨) દ્રાવિડાદિ, (૩) ભૂમિજાદિ, (૪) લતિનાદિ, (૫) સાંધારાદિ, (૬) વિમાનાદિ, (૭) મિશ્રકાદિ, (૮) પુષ્પકાદિ એ આઠ જાતિના પ્રાસાદો (ચૌદ જાતિમાં) શુદ્ધ છંદના દેશ-જાતિ-કુળ સ્થાન પ્રમાણે વર્ણ-રૂપ-ભેદે ઉપસ્થિત

થયા છે. વળી આગળ કયા પ્રાંતમાં કઈ જાતિના પ્રાસાદોની રચના થાય છે તે પણ કહેવામાં આવ્યું છે. ગંગાદેશ, અહિરાજ્ય, કામરૂ (આસામ), ગૌડ, બંગ, તુરુષ્કોદંડ (હાલનો ચૌલ દેશ), નાલેશ્રી, નીલસંભવ, મલય દેશ, કર્ણાટક, કલિંગ, કાન્યકુબ્જ, વૈરાટ, કોકણુ, દક્ષિણાપથ, જયંતી, માલવદેશ, કાંચીપ્રદેશ. કલિંજર પ્રદેશ, મગધ, મથુરા, હીમાલય, આશ્રયપ્રદેશ, દંડકારણ્ય, સૌરાષ્ટ્ર, ગુર્જર, લાટ, કાશ્મિર, સિંધુ, ખુરાસાણુ તથા તેજોગક્ષણુ પ્રદેશોમાં આ પ્રકારના પ્રાસાદો થતા હતા. પ્રાસાદોની આ જાતિઓના ઉદ્‌ભવનો ઇતિહાસ શિલ્પગ્રંથોમાં આપ્યો છે કે હિમાલયની ઉત્તરે દારૂકાવનમાં જે જે લોકોએ જે જે પ્રકારે-જે જે આકારે શિવજીના પૂજનની રચના કરી હતી તે પરથી પ્રાસાદના આ ઘાટ-આકૃતિ ઉદ્‌ભવી છે. આ સર્વ જાતિના પ્રાસાદો કયા પ્રાંતોમાં કેવા સ્વરૂપના રચાતા હતા તેના સંશોધનની જરૂર છે, જે સંશોધન કાર્યમાં વિદ્વાન શિલ્પજ્ઞતાઓને રોકીને રાષ્ટ્રિય સરકારે આ ઉપયોગી શ્રેષ્ઠ પુરાતત્વકામ ત્વરિત કરવું ઘટે છે.

દ્રવિડ ગ્રંથોમાં તો માત્ર ત્રણ જાતિના પ્રાસાદોનો જ ઉલ્લેખ છે. (૧) દક્ષિણમાં દ્રવિડાદિ, (૨) ઉત્તરમાં નાગરાદિ તથા (૩) મધ્યમાં વેસરાદિ (વૈરાજ્યાદિ) જાતિના પ્રાસાદની શિલ્પ રચના વર્ણવી છે. વળી કેટલાક વિદ્વાનો શિલ્પની કેટલીક શૈલિને શાસનકર્તા રાજ્યકુળના નામ પરથી ઓળખાવે છે. ચાલુક્ય શૈલિ, પલ્લવ શૈલિ ઈ૦. પણ ઉપર કહ્યું તેમ આ વિધાન ખોટું છે.

## શિલ્પગ્રંથોઃ

આયુર્વેદ, ધનુર્વેદ, વાસ્તુવિદ્યા (શિલ્પ સ્થાપત્ય), જ્યોતિષ, ગણિત ઈ૦ અનેક વિદ્યાનો પ્રાદુર્ભાવ ભારતમાં જ થયો છે. યુરોપાદિ દેશોમાં આરબ તથા ગ્રીક પ્રજા માર્ફત આ વિદ્યા પરદેશોમાં ફેલાઈ છે. આ પ્રત્યેક વિદ્યાના સિદ્ધાન્તોનું વર્ણન તે તે વિદ્યાના પ્રાચીન સંસ્કૃત ગ્રંથોમાં એ કાળના નિષ્ણાત પ્રસિદ્ધ ઋષિમુનિઓએ કર્યું છે; અને તે ગ્રંથો તેમના નામ સાથે જોડાયલા છે. વર્તમાન યુગના એન્જીનીયરીંગને ટપી જાય એવું એ અમૂલ્ય સાહિત્ય છે. ભારતમાં વિધર્મી મુસ્લીમ ધર્માંધ શાસકોના હાથે સ્થાપત્યોની સાથે તેના ગ્રંથોનો પણ વિનાશ થયો. એથી પ્રત્યેક પ્રાંતમાં વિકસેલી સ્થાપત્ય કળાના અમૂલ્ય નમુના અપ્રાપ્ય બનવાથી તેના અભ્યાસનું સાધન પણ આજે રહ્યું નથી. આમ ઘણાક શિલ્પગ્રંથો વિધર્મીઓના હાથે નાશ પામ્યા. ઉપરાંત શિલ્પીઓની સંકુચિત વૃત્તિના કારણે પણ આ ગ્રંથો કાળક્રમે ઉદ્ધઈનો ભોગ બન્યા. એથી જે કંઈ શિલ્પ-સાહિત્ય રડયુંખડયું જળવાઈ રહ્યું તે છિન્નભિન્ન અવસ્થામાં હસ્તલિખિત પ્રતોમાં મળે છે. સાંગોપાંગ સંપૂર્ણ ગ્રંથ મળી શકતા નથી. દેવમંદિરો બાંધનાર શિલ્પીઓ પાસે પોતાના ધંધાની જરૂરીયાત પુરતો જ કોઈ કોઈ ગ્રંથનો ભાગ જળવાઈ રહ્યો છે. ગ્રંથનો બાકીનો ભાગ મળતો નથી. વળી આવી હસ્તલિખિત પ્રતો પરથી થયેલી નકલોમાં પાર વિનાની અશુદ્ધિઓ જોવામાં આવે છે. કેમકે આ કારીગર વર્ગમાં સંસ્કૃત ભાષાના જ્ઞાનનો અભાવ હોય છે.

પ્રાચીન ઋષિમુનિઓ તત્વવેત્તા હતા. તેમણે અનેક વિદ્યા કળાના શાસ્ત્રોની રચના કરી છે. વાસ્તુવિદ્યાના ૧૮ આચાર્યો-રૂષિમુનિઓએ જે ગ્રંથો રચેલા છે, તે સાહિત્ય આજે પુરૂં ઉપલબ્ધ નથી. શ્રી વિશ્વકર્માના રચેલા ક્ષીરાર્ણવ, **વૃક્ષાર્ણવ**, દીપાર્ણવ, અપરાજિત, જ્ઞાનપ્રભકોષ, વિશ્વકર્મા-પ્રકાશ, વાસ્તુશાસ્ત્રકારીકા, જયગ્રંથ-આટલા ગ્રંથો હાલ જોવામાં આવે છે. જે સર્વ મારા ગ્રંથ સંગ્રહમાં ઉપલબ્ધ છે. બારમીથી સોળમી સદી સુધીના કાળમાં શિલ્પજ્ઞ નિષ્ણાત વિદ્વાનોએ શિલ્પશાસ્ત્રના ગ્રંથો રચેલા છે. જે ગ્રંથોનું આજે ચોકસ અંશે અધ્યયન થાય છે. પંદરમી સદીના પ્રસિદ્ધ નિષ્ણાત શિલ્પીશાસ્ત્રી સોમપુરા મંડનનો જન્મ ગુજરાત પાટણમાં સૂત્રધાર શ્રીક્ષેત્ર (ખેતા)ના ઘેર થયો હતો. અને એ પિતા-પુત્રને મેવાડમાં ચિતોડના મહારાણા કુંભાજીએ નિમંત્રીને રાજ્યાશ્રય આપ્યો હતો. (૧) સૂત્રધાર મંડને રચેલા દસેક ગ્રંથો મળે છે.:-(૧) દેવતા-મૂર્તિ પ્રકરણમ્, (૨) પ્રાસાદ મંડન, (૩) રાજવલ્લભ વાસ્તુશાસ્ત્ર, (૪) રૂપમંડન, (૫) વાસ્તુમંડન, (૬) વાસ્તુશાસ્ત્ર, (૭) વાસ્તુસાર, (૮) આયતત્વઃ (૨) સૂત્રધાર મંડનના ભાઇ નાથુજીએ રચેલો 'વાસ્તુમંજરી'ના ત્રણ અધ્યાયનો ગ્રંથ પણ મળે છે. (૩) મહારાજા ભોજરાજ રચિત પ્રસિધ્ધ "સમરાંગણ સૂત્રધાર" નામે ગ્રંથ છે. (૪) વિદ્વાન સોમપુરા શિલ્પી સૂત્રધાર વીરપાલે "ખેડાયા પ્રાસાદ તિલક" નામે ગ્રંથ રચ્યો છે. (૫) ઠક્કુર ફેરૂનો રચેલો 'વત્તુસાર' (વાસ્તુસાર) નામે ગ્રંથ છે. (૬) પંડિત વાસુદેવ રચિત "વાસ્તુપ્રદીપ" (૭) સૂત્રધાર મલ્લ રચિત "પરિમાણ મંજરી" (૮) સૂત્રધાર રાજસિંહનો "વાસ્તુરાજ," (૯) સૂત્રધાર ગણેશનો "વાસ્તુ કૌસ્તુભ" (૧૦) સૂત્રધાર ગોવિંદના (અ) "કલાનિધિ" (બ) વાસ્તુ-ઉધ્ધાર," (૧૧) સૂત્રધાર કૌશિકનો "વાસ્ત્વધ્યાય," (૧૨) સુખાનંદના "સુખાનંદ વાસ્તુ રત્ન તિલક પટલ" છે. ઉપરાંત 'સૂત્રપ્રતાન' ગ્રંથના ૪ અધ્યાય તથા 'દેવ્યાધિકાર સંભવ' ગ્રંથના ૭ અધ્યાય મળે છે. ઉપરના સર્વ વિશ્વકર્માના નાગરાદિ શિલ્પ ગ્રંથો પ્રસિદ્ધ સૂત્રધાર મંડને સોળમી સદીમાં અસ્તવ્યસ્ત સ્થિતિમાં જોયા. તે સર્વ ગ્રંથોનું સંકલન કર્યું અને આ નાગરાદિ ગ્રંથો સ્પષ્ટ સંક્ષિપ્ત રૂપમાં મૂકી વાસ્તુવિદ્યાનો તેણે ઉદ્ધાર કર્યો છે. શિલ્પશાસ્ત્ર સાહિત્યના ભારદ્વાજ ગોત્રના આ મહાન ઉદ્ધારક સૂત્રધાર મંડને મેવાડ-ઉદયપુર રાજ્યનો આશ્રય પામીને ચિતોડગઢમાં વાસ કરીને આ મહાન કાર્ય કાર્યું છે. જે માટે શિલ્પજગત તેમનું ભારે ઋણી છે.

પુરાણોમાં પણ વાસ્તુવિદ્યા પર ઉલ્લેખો મળે છે. મત્સ્યપુરાણ, અગ્નિપુરાણ, ગરૂડપુરાણ, વિષ્ણુ-ધર્મોત્તર પુરાણ ઈ૦માં આ ઉલ્લેખો જોવામાં આવે છે. ઉપરાંત આગમ ગ્રંથો, ક્રિયાકાંડના ગ્રંથો, જ્યોતિષગ્રંથો, તંત્રગ્રંથો, સૂત્રગ્રંથો, નીતિશાસ્ત્રના ગ્રંથોમાં પણ શિલ્પના અંગેના ઉલ્લેખો મળે છે.

નાગરાદિ શિલ્પગ્રંથો ઉપરાંત દ્રવિડાદિ શિલ્પગ્રંથો ઘણા છે. એ પ્રદેશ પર ધર્મઝનુની મુસ્લીમોનું આક્રમણ પ્રમાણમાં ઓછું થયું છે. તેથી આ દ્રવિડાદિ શિલ્પ સાહિત્ય ત્યાં જળવાઈ રહ્યું છે. તેમના મુખ્ય ગ્રંથોમાં (૧) અંશુમાન ભેદાગમ, (૨) કાશ્યપશિલ્પ, (૩) માનસાર, (૪) વૈખાનસાગમ, (૫) મયમતમ્, (૬) શિલ્પ-

શાસ્ત્રમ, (૭) મનુષ્યાલય ચંદ્રિકા, (૮) વાસ્તુવિદ્યા, (૯) શ્રી તત્વનિધિ, (૧૦) મય-શાસ્ત્રમ્, (૧૧) પ્રતિમા લક્ષણાધ્યાય, (૧૨) ઈશાન શિવગુરૂદેવ પદ્ધતિ તંત્ર, વિશ્વ-કર્મા પ્રકાશ, (૧૪) વાસ્તુસાર સંગ્રહ, (૧૫) વાસ્તુબંધ, (૧૬) હય શિર્ષ પંચરાત્રમ્, (૧૭) શિલ્પ રત્નમ્, (૧૮) બૃહદ્ શિલ્પશાસ્ત્ર, (૧૯) અભિલષિતાર્થ ચિંતામણિ, ઈ. ગ્રંથો છે. જેમાંના ઘણા હાલ મુદ્રિત પણ મળે છે.

મધ્યકાળમાં જુના શિલ્પગ્રંથો અસ્તવ્યસ્ત થતાં તેના કેટલાક ભાગ છૂટા પડી ગયા, જે જુદા ગ્રંથ તરીકે કેટલાક શિલ્પીઓ પાસે મળે છે. પણ એ તો કોઇ મોટા ગ્રંથના થોડા અધ્યાય જ છે. દાખલા તરીકે, આયતત્વ, કેશરાજ, નિર્દોષ વાસ્તુ, ગૃહપ્રકરણ, પ્રાસાદમંજરી, સમવસરણ, પુણ્યવિદ્વી, દેવપ્રતિષ્ઠા, વાસ્તુપૂજા, જીનપ્રાસાદ, ઋષભાદિપ્રાસાદ, કેશરાદિ મેરૂ પ્રાસાદ, એકોનવિંશતિ મેરૂ પ્રાસાદ, વિજયાદિ પ્રાસાદ જેવા ઘણા નાના નાના ગ્રંથો જોવામાં આવે છે. આ દરેક કોઈ એક અગર બીજા મોટા ગ્રંથના માત્ર અધ્યાય જ છે. અને આ ગ્રંથોમાં રાજપ્રાસાદ, દેવપ્રાસાદ, જળાશયો, આરામ-વાટિકાઓ, નગર-રચના, સામાન્ય ગૃહો આદિ વિષયો ચર્ચેલા છે. મારા પોતાના ગ્રંથ સંગ્રહમાં ઉપરના ગ્રંથો મુદ્રિત તેમજ હસ્ત લિખિત એકત્ર કર્યા છે. "વૈમાનિક પ્રકરણ" નામે એક હસ્તલિખિત ગ્રંથ છે; જે ભરદ્વાજ ઋષિના રચેલા 'યંત્ર સર્વસ્વ' નામના ગ્રંથનો એક અધ્યાય જ છે. વૈજ્ઞાનિક દ્દષ્ટિએ આ ગ્રંથ અદ્દભુત છે. આ ગ્રંથમાં આપેલ વસ્તુ પચાસેક વર્ષ પૂર્વે આપણા સુધરેલા સમાજ પાસે કોઈ શિલ્પીએ રજુ કરી હોત તો તેને પાગલ જ ગણી કાઢયો હોત. પણ આજે પાશ્ચમના વૈજ્ઞાનિકોએ આ વસ્તુ સિદ્ધ કરી બતાવી છે. આપણા આવા ગ્રંથોમાં આપેલી હકીકતના સંશોધનની જવાબદારી આપણી સર-કારની છે. તેથી આપણી પ્રાચીન વિદ્યા પર પ્રકાશ પડશે અને વિજ્ઞાન ક્ષેત્રે નવી દિશા ઉઘડશે.

## કળાને પ્રોત્સાહન

ભારતમાં રાજાઓ, ધર્માધ્યક્ષો તથા શ્રીમંત વર્ગે શિલ્પકળાને સદા પ્રોત્સાહન આપી તેને જીવંત રાખી છે. તેઓ તેને પોતાનો પ્રધાન ધર્મ માનતા હતા. પણ આજે આ ત્રણે વર્ગ અદ્દશ્ય થતા જાય છે. અને એ રીતે આ કળાની કદર કર-નાર સમાજ ઘસાતો જાય છે. ખેદ સાથે કહેવું પડે છે કે વર્તમાન રાજય-સરકાર ભારતીય શિલ્પસ્થપત્ય પ્રત્યે ઉદાસીનતા સેવે છે. સરકારે પાટનગર-દીલ્હીમાં લલિત-કળા એકેડેમી નામની સંસ્થા ઉભી કરી છે. પણ આ સંસ્થામાં તો મુખ્યત્વે નાટક ચેટક કે નૃત્ય-સંગીત જેવી ક્ષણિક મનોરંજક કળાનેજ સ્થાન છે. સ્થાયી સ્થાપત્ય-કળા તેમજ એ કળાના પ્રાચીન ગ્રંથોના સંશોધન પ્રત્યે સાવ દુર્લક્ષ જ સેવાય છે; તેથી ભારતીય કળાના મર્મજ્ઞ સજ્જનોએ આ પ્રશ્ન ઉપાડી લઇ તેનો પ્રચાર કરી આ કળાના ઉત્તેજનાર્થે પ્રબળ પ્રયાસ કરવો ઘટે છે. રહ્યાસહ્યા પ્રાચીન વિદ્યાના સેવકોને પ્રોત્સાહિત કરી એ વિદ્યાના સંશોધનનું કાર્ય ત્વરિત હાથમાં લેવા

પ્રયાસ થવા જોઇએ. રાજ્ય સરકારોની જેટલી જ આપણી વિદ્યાપીઠો-યુનીવર્સીટી-ઓની પણ આ ફરજ છેઃ ભારતીય શિલ્પકળાના સંપૂર્ણ વિકાસ માટે આ વિદ્યાને આપણી એન્જીનીયરીંગ કોલેજોમાં પણ સ્થાન આપવું જોઈએ અને તેના ગ્રંથસ્થ (થીયોરેટીકલ) જ્ઞાન સાથે સક્રિય (પ્રેકટીકલ) જ્ઞાનની વ્યવસ્થા પણ થવી જોઇએ.

## સ્થાપત્યને વહેમ માનતા સુધારકો.

આપણા પ્રાચીન કાળના ઋષિ મુનિ પ્રણિત ગ્રંથોનો બુદ્ધિપૂર્વક અભ્યાસ કર્યા વિના તેને વહેમ કે હંબગ ગણી કાઢવું એ ટુંકી બુદ્ધિનું લક્ષણ છે. પુરાણ ગ્રંથોમાં વાયુયાન આદિના વર્ણન છે, જેને અગાઉ આવા સુધરેલા ગૃહસ્થો હાંસીપાત્ર ગણતા હતા. પરંતુ બુદ્ધિબળ તથા પરિશ્રમ વડે પરદેશી વૈજ્ઞાનિકોએ બલુનો-એરોપ્લેનો-જેટ વિમાનો જગત સમક્ષ ખડાં કર્યા પછી આપણી પુરાણ-ગ્રંથસ્થ વસ્તુઓને વહેમ-હંબગ ગણવાનો હવે અવકાશ જ રહ્યો નથી. વળી ભારતના સુધરેલા ગણાતા ટુંકી બુદ્ધિના પુરૂષો માને છે કે દેવમંદિરો તથા અન્ય સુંદર કળામય સ્થાપત્યો પાછળ દ્રવ્ય ખર્ચવું એ મૂર્ખાઇ છે; પણ તેને બદલે સ્કુલો-કોલેજોને ઉત્તેજન આપવું તેમાં જ દ્રવ્યનો સદ્વ્યય છે. પણ આ ટુંકી બુદ્ધિના પુરૂષો ભૂલી જાય છે કે યુગોથી વિકાસ પામેલ શિલ્પ-સ્થાપત્યના વિદ્યા-સંસ્કાર ટકાવી રાખી દેશનું ગૌરવ વધારનારી આ કળાની પાછળના દ્રવ્યનો ઉપયોગ એ પણ એક ભારે સદ્વ્યય જ છે, જેથી દેશનું ગૌરવ જાળવનારી આ વિદ્યા-કળા ટકી રહેશે. બુદ્ધિશાળી સજ્જનોએ ઉદાર દૃષ્ટિથી આ વસ્તુનો વિચાર કરવો ઘટે છે. વિદ્યા-કળાને ઉત્તેજન દેવાનું સદ્કાર્ય તો રાજ્ય-તથા સમાજનો ધર્મ છે. સ્વદેશા-ભિમાની પુરૂષોએ આ વસ્તુ પ્રત્યે રાજા-પ્રજાનું લક્ષ દોરવું જોઇએ.

## ગૌરવપ્રદ ભારતીય શિલ્પ.

**પ્રાચીન સ્થાપત્ય તથા સાહિત્ય વડે જ દેશની સંસ્કૃતિનું મૂલ્ય અંકાય છે. આ વિદ્યાકળા તો દેશનું અમોલું ધન છે. શિલ્પ-સ્થાપત્ય માનવ જીવનનું અત્યંત ઉપયોગી મર્મભર્યું અંગ છે.** તે દ્વારા જ પ્રજાજીવનનો વિકાસ, સુઘડતા, ધ્યેય, કળાપ્રિયતા સ્પષ્ટ જોઈ શકાય છે. આ કળા હૃદય તેમજ ચક્ષુ બન્નેને આકર્ષે છે. શિલ્પ-સૌંદર્ય એ માત્ર તરંગ નથી. પણ હૃદયનો સભર ભાવ છે. જગતમાં ભારતનું સ્થાપત્ય ઉત્તમ કોટીનું દેશને ગૌરવ લેવા સરખું છે. ભારતના સર્વ સાહિ-ત્યનો પ્રારંભ ધર્મબુધ્ધિથી થયેલો છે. તેથી શિલ્પશાસ્ત્ર પણ ધર્મભાવના સાથે સંક-લિત થયું છે, જેની બુદ્ધિપૂર્વકની રચના પ્રાચીન ઋષિ-મુનિઓએ કરેલી છે.

શિલ્પની કેટલીક શૈલીજ ભારતની આધ્યાત્મિક વિચાર ધારામાંથી ઉદ્ભવી છે. પુર્નજન્મના સિધ્ધાંત મુજબ જીવપ્રાણી વિકાસ સાધતાં અનેક ઉચ્ચ કોટીની યોની-ઓમાં જન્મતાં જન્મતાં આખરે બ્રહ્મમાં વિલીન થાય છે. આ સિધ્ધાંત દેવમંદિરના શિખરરૂપ-શંકુના આકારે મૂકયો છે, જેમાં ભારતીય શિલ્પ-પધ્ધતિ અંડસૃષ્ટિના સિધ્ધાન્તની વિલીનતાનું દર્શન કરાવે છે. શિલ્પની આધ્યામિક ભાવનાનું જ આ

એક સ્પષ્ટ ચિન્હ છે. ધર્મ પ્રવૃત્તિથીજ ધાર્મિક સ્થાપત્ય ભારતમાં ઉભાં થયાં અને તે દ્વારા જ શિલ્પી વર્ગને ઉત્તેજન મળ્યું છે. પ્રાચીન કાળમાં શિલ્પીને બ્રહ્માના પુત્ર ગણી તેનું પૂજન થતું. એશીયા ખંડમાં-જાપાનમાં બુધ્ધ ધર્મનો પ્રચાર થતાં એ દેશની રાજ્યમાતાએ પ્રજામાં સહર્ષ ઢંઢેરા દ્વારા ઈચ્છા પ્રદર્શિત કરી હતી કે મારા રાજ્યના નગરો તથા ઉપવનોમાં શિલ્પીઓના ટાંકણાનો ગુંજારવ સદા થતો રહે!

ભારતના શિલ્પીઓએ પુરાણના પ્રસંગોને પાષાણમાં સજીવ કોતર્યા છે. તેમના ટાંકણાની સર્જનશકિત પરમ પ્રશંસાને પાત્ર છે, પત્થરો પરના શિલ્પ પરથી શૌર્ય તથા ધર્મબોધ પ્રાપ્ત થાય છે. જડ પાષાણને વાચા આપનારા આવા કુશળ શિલ્પીઓ પણ કવિ જ છે, જે ભારે ધન્યવાદને પાત્ર છે. અલબત્ત કળા કોઈ ધર્મ કે જાતિની નથી. એ તો સમગ્ર માનવ સમાજની છે ભારતીય શિલ્પીઓએ આ કળા દ્વારા સ્વર્ગ-વૈકુંઠને પૃથ્વી પર ઉતાર્યું છે અને રાષ્ટ જીવનને સમૃદ્ધ કરી પ્રેરણા આપી છે. આવી આપણી સ્થાપત્ય કળા પ્રત્યે આજે રાજ્યકર્તા સરકાર બેદકાર બની છે .શ્રીમંત વર્ગ દુર્લક્ષ સેવતો થયો છે. એ જ દેશનું દુર્ભાગ્ય સૂચવે છે. જડ પાષાણમાં પ્રેમ, શૌર્ય, હાસ્ય, કરૂણા કે કોઈ ભાવ મૂર્તિમંત કરવો બહુ કઠણ છે. ચિત્રકાર તો રંગરેખાથી તે દર્શાવી શકે છે. પણ શિલ્પી આવી રંગની મદદ વિના જ પાષાણમાં ભાવાત્મક સર્જન કરે છે ત્યાં જ તેની અપૂર્વ શકિત રહેલી છે.

## મૂર્તિપૂજા.

ભારતના પ્રત્યેક સંપ્રદાયમાં મૂર્તિ પૂજન પ્રાધાન્ય સ્થાને છે. તેના પ્રારંભ કાળ વિષે વિદ્વાનોમાં મતભેદ છે. વેદોમાં પણ મૂર્તિ વિષે ઉલ્લેખો છે. ધ્યાન યોગની સિધ્ધિ સારૂ જ્ઞાની મહાપુરૂષો પ્રતિમાની આવશ્યકતા સ્વીકારે છે. વેદ કાળમાં યજ્ઞના ક્રિયાકાડમાં દેવોને સ્તુતિ સાથે બલિ આપતા હતા. આ દેવોના આયુધ, વાહન, શક્તિ ઈત્યાદિની કલ્પના પરથી પ્રતિમાના સ્વરૂપ રચાયા છે. ભક્તિમાર્ગમાં પ્રતિમા પૂર્ણ આલંબન રૂપ છે. તેથી મૂર્તિપૂજા જરૂરી મનાઈ છે. આ માન્યતાનો મૂળ પ્રારંભ નિરાકાર લિંગ પૂજનથી થયો છે. તે પછી જ સાકાર મૂર્તિઓની કલ્પના થઈ. ધાર્મિક દષ્ટિએ સાધક, સાધ્ય અને સાધનમાં અનુક્રમે ભકત, મોક્ષ અને મૂર્તિ-પ્રતિમા મનાય છે. આ પ્રતિમાની સ્થાપના માટે ઉભા કરેલા સ્થાપત્યને મંદિર-દેવાલય.કહે છે. આપણા સર્જક, પાલક, સંહારક દેવો બ્રહ્મા, વિશ્નુ, મહેશ છે. બ્રહ્માની પ્રતિમાનું પૂજન બહુ સ્વલ્પ થાય છે. વિશ્નુ, શિવ, શકિત, ગણેશ સૂર્ય-આ પંચ દેવોની પ્રતિમાના પૂજન માટે ભારતમાં સ્થળે સ્થળે મંદિરો રચાયાં છે. દક્ષિણ-દ્રવિડમાં સ્કંધ-કાર્તિકસ્વામી બહુ પૂજાય છે. સૂર્ય-પૂજન પાછલા કાળમાં શરૂ થયું હતું. પણ પછીથી સૂર્યપૂજા અસ્ત પામી. મધ્યકાળના સૂર્યદેવના ભગ્ન મંદિરો નજરે પડે છે. વર્તમાન કાળમાં તે નવાં બંધાતા નથી. વિવિધ સ્થાનના મહાત્મ્ય પ્રમાણે દેવ દેવીઓના મંદિરો ભારતના પ્રત્યેક પ્રાંતમાંરચાયાં છે.

તક્ષ શિલા-ગાંધારની કળાના અવશેષરૂપ બુદ્ધ યુગ પછીની જે સુંદર મૂર્તિઓ

મળે છે તેના સૌંદર્યનો યશ યુરોપી વિદ્વાનો ગ્રીક શિલ્પીઓને આપે છે. પણ તે વસ્તુ જ બીન પાયાદાર છે. પ્રત્યેક દેશમાં પોતપોતાની આગવી જ શિલ્પ શૈલી ઉદ્ભવી છે. એથી યુરોપી વિદ્વાનોની ભારતીય શિલ્પને ગૌણુ ગણી કાઢવાની આ કલ્પના મિથ્યા છે. ઉલટી ગ્રીક કળા ગાંધાર કળામાંથી ઉદ્ભવી હોય તેમ દેખાય છે–એવું વિધાન કેમ કોઈ કરતું નથી? ભારતીય કળાએ તો જગતના શિલ્પ સ્થાપત્યમાં ઘણો કિંમતી અજોડ ફાળો આપ્યો છે.

મનુ આદિ પ્રાચીન સ્મૃતિકારોએ નૃત્ય-ગીતની કળાના અતિ સેવનમાં નીતિ-નાશનો ભય જોઈને તેના આવા કળાકારને અપરાધી ગણી શિક્ષા સૂચવી છે. અને તેને અપમાનિત કરી નગરમાંથી બહિષ્કૃત કરવા સુધીની આજ્ઞા ફરમાવી છે. એ જ નૃત્ય-ગીતની કળાને વર્તમાન કાળમાં રાજ્યાશ્રયે ભારે ઉત્તેજન મળી રહ્યું છે. જ્યારે સ્થાયી સુંદર શિલ્પકળા પ્રત્યે દુર્લક્ષ સેવાય છે ત્યારે ક્ષણિક મનોરંજનની કળા રાજ્યાશ્રય પામી સન્માન પામે છે. એને પણ કાળની વિચિત્રતા જ માનવી પડે છે. વસ્તુને નગ્ન સ્વરૂપે આળેખી અભદ્ર વિકારો જાગ્રત કરનારને આપણા શાસ્ત્રકારો અપરાધી ગણે છે. પણ આધુનિક વિવેચકો કહે છે કે નગ્ન દેહ તો કુદરતી છે. તેના પર બનાવટી વસ્ત્રોનો ઢાંક પિછોડો કરવાથી કળા મારી જાય છે. તેમને મારો એક જ પ્રશ્ન છે કે શું કળા સાથે નીતિને કંઇ સબંધ જ નથી?

મૂર્તિ-વિધાનમાં બધા જ શિલ્પીઓ સરખા કર્તવ્યશીલ હોતા નથી. અપ્રતિમ કુશળતા વિના કોઈએ મૂર્તિ ઘડવી જ નહિ એવો પ્રતિબંધ શકય નથી. તેથી ભિન્ન ભિન્ન શિલ્પીઓના હાથે નિર્માણ થયેલી મૂર્તિઓમાં કમી અધિક સૌંદર્ય નજરે પડે છે. કળા-કૃતિ કુદરત સાથે સામ્ય સાધતી હોવી જોઇએ એવું સૌંદર્ય-પૂજકો માને છે. આ દૃષ્ટિએ ભારતીય કળા-કૃતિઓને જોતાં ભારતીય શિલ્પીઓ કુદરત કરતાં ભાવનાને વિશેષ પ્રબળ માને છે એમ સ્પષ્ટ દીસે છે.

## સુપ્રસિદ્ધ સ્થપતિયો.

જુદા જુદા કાળમાં જે સોમપુરા સ્થપતિઓ થઈ ગયા તેમના ક્રમવાર ઉલ્લેખો મળવા દુર્લભ છે .જે કંઈ મળ્યું છે તે પરથી અહીં નોંધ લીધી છે. સોમપુરા શિલ્પી મુખ્યત્વે પાષાણ કામ કરે છે. ઉપરાંત ધાતુ કામમાં પણ તેઓ નિષ્ણાત હતા. તેમના પ્રાચીન કાળના ધાતુ કામના નમુનાઓ તેમજ મધ્યકાળના નમુનાઓ આજે પણ જોવામાં આવે છે. આવી એક ધાતુ પ્રતિમા વડોદરા પાસે આકોટામાંથી મળેલી છે. જીવીત સ્વામીની મહાવીરની દિક્ષા પહેલાંની આભુષણવાળી ઉત્તર ભારતની શ્રેષ્ટ સમૃદ્ધ ધાતુ શિલ્પની આ સુંદર ખંડિત મૂર્તિ ગુપ્તકાળની પાંચમી સદીની મરૂમંડળના શાર્ઙ્ધર નામના શિલ્પીની બનાવેલી છે. ધાતુ મૂર્તિના બીજા એક નિર્માતા ગુજરાતના શિલ્પી "શિવનાગ" નામે હતા, તેણે વિ. સં. ૭૪૪ માં

બનાવેલ કાઉસગ્ગની ધાતુ પ્રતિમાઓ કળાના ખજાના રૂપ છે. તે હાલ સજ્જન શેઠ પાસે વાતપરા ગઢમાં છે. તે પર લેખ છે કે

साक्षात्पितामहेनैव सर्वरूपविधायिना ।
शिल्पिना शिवनागेन कृतमेतज्जिनद्वयम् ॥

સાક્ષાત પિતામહ બ્રહ્માની જેમ સર્વ પ્રકારના રૂપોના સર્જક શિલ્પી શિવનાગે આ બે જિનમૂર્તિ બનાવી છે. વિ. સં. ૭૪૪ બંગાળમાં પાલ રાજ્યકાળમાં નવમી સદીમાં ધાતુ કામના કુશળ કળાકાર-ધીમન અને દીતપાલ નામે શિલ્પીઓ હતા.

અગાઉ કહ્યું તેમ સાંચી સ્તૂપની દક્ષિણ દિશાનો કળામય દરવાજો ઈસ્વી પૂર્વની ૧ લી સદીમાં પદરના ખર્ચે બાંધનાર આંધ્રના શ્રી સાતપર્ણી રાજાના મુખ્ય સ્થપતિ આનામદ્દા હતા. કુમારદેવીનો સારનાથ નામે શિલાલેખ શિલ્પી વામને કોતરેલ. અર્જુન વર્માની ધારાપ્રશસ્તીનો શિલાલેખ ઉતમ રૂપકાર સિંહાકના પુત્ર શિલ્પી રામદેવે કોતર્યાનો ઉલ્લેખ છે.

વિ. સં. ૯૯૯ માં મૂળરાજ સોલંકીના સ્થપતિ ગંગાધરે સિદ્ધરાજના ભવ્ય રૂદ્રમહાલયની રચના કરેલી. તે કામની પૂર્ણાહુતી તેના પુત્ર પ્રાણધરે કરેલ. વિ. સં. ૧૦૨૦ ના અરસામાં વિમળ મંત્રીના આબુના સુપ્રસિદ્ધ મંદિરના નિર્માતા ગણધર નામે શિલ્પી હતા. વિ. સં. ૧૨૧૦ ના અંદાજે સોલંકી યુગમાં હીરાધર નામે શિલ્પી થઈ ગયા, જેણે ડભોઈના સ્થાપત્યની રચના કરેલી છે; જેની લોક વાર્તા સુપ્રસિધ્ધ છે.

વિ. સં. ૧૨૮૫ ના સમયમાં ગુજરાતના રાજ્યમંત્રી વસ્તુપાળ તેજપાળે આબુના લૂનસુન મંદિરની રચના સોમપુરા શ્રી શોભનદેવ સ્થપતિના હાથે કરાવી છે. આ શોભનદેવ તે કાળના વિશ્વકર્માના અવતાર સમા કુશળ ધીર ગંભીર સ્થપતિ હતા. જૈન સમાજમાં તેમની પ્રતિષ્ઠા મહાન જૈનાચાર્યોના જેટલી હતી. તેનો પુરાવો કુંભારીયાજીના એક શિલાલેખ પરથી મળે છે. વસ્તુપાળના ચરિત્રકારે સંસ્કૃત પદ્મમાં શોભનદેવની પ્રસંશા કરતા શ્લોકો આપેલા છે. "હે શોભનદેવ! આ મંદિરનું અસ્તિત્વ રહેશે ત્યાં સુધી તમારી અક્ષય કીર્તિ ચીરકાળ રહેશે અને તમારી અમર નામના ગવાશે."

પ્રમાણ મંજરી નામે કાષ્ટ શિલ્પ ગ્રંથના કર્તા શિલ્પી નકુલનો પુત્ર મલ્લ દેવ અગ્યારમી સદીનો કુશળ સ્થપતિ હતો.

વિ. સં. ૧૪૯૫ના અરસામાં રાજસ્થાનના પાલી પ્રગણાના રાણકપુરના સુપ્રસિદ્ધ જૈન ચતુર્મુખ મહાપ્રાસાદની રચના "દેપાક" નામના સોમપુરા શિલ્પીએ કરેલી છે. સિદ્ધપુરના રાજવિહારના તે કાળે ઉભેલા ભવ્ય પ્રાસાદની રચના પરથી તેની પ્રતિકૃતિરૂપ આ મંદિર દેપાકે બાંધ્યાના ઉલ્લેખો છે. આ રાજવિહાર પ્રાસાદનું તળ

પ્લાન આ ગ્રંથના પાછલા ભાગમાં ઉત્તરાર્ધના પરિશિષ્ટમાં આપેલ છે. તેનાથી ચતુર્થાંશ રાણકપુરનો ધરણી વિહાર પ્રાસાદ છે. દેપાકની લોક કથા પણ પ્રચલિત છે.

વિ. સં. ૧૧૭૩માં દક્ષિણ કર્ણાટકના બેલુરના સુપ્રસિદ્ધ મંદિરના નિર્માતા શિલ્પી ડંકનાચાર્ય હતા. પંદરમી સદીમાં મેવાડના કુંભા રાણાના રાજ્યમાં ચિતોડગઢ પરના કેટલાક સ્થાપત્યોની રચના સુપ્રસિદ્ધ સૂત્રધાર સ્થપતિ મંડને કરેલ છે. તેના પિતા ખેતા મૂળ અણહીલપુર પાટણના હતા. મેવાડ રાજ્યના નિમંત્રણથી તેણે ત્યાં નિવાસ કર્યો હતો. સૂત્રધાર ખેતાના જેષ્ટપુત્ર મંડન સુપ્રસિદ્ધ સ્થપતિ હતા. તેણે અનેક શિલ્પગ્રંથોની રચના કરી છે. તેમજ શિલ્પના અશુદ્ધ અને અસ્તવ્યસ્ત થયેલા ગ્રંથોને વ્યવસ્થિત કર્યા છે. તે શ્રી વિશ્વકર્માના અવતાર સ્વરૂપ હતા. આ મહાપુરૂષે શિલ્પકળાની ભારે સેવા કરી છે. તેના નાનાભાઈ નાથુજી પણ કુશળ શિલ્પી હતા. તે વાસ્તુ મંજરી ગ્રંથના કર્તા હતા. ચિતોડના કીર્તિસ્થંભના ઉપલા માળે ખેતાપુત્ર મંડનના આખા કુળ પરિવારની મૂર્તિઓ કંડારેલી છે.

સત્તરમી સદીમાં મેવાડમાં કાંકરોલી પાસે રાયનગર પાસેના વિશાળ સરોવર રાયસાગરનો કાંઠો 'નવ ચોકીઓ'ના નામે હજારેક ફૂટ લાંબો આરસથી બાંધેલો છે. એ વેળા મહારાણાએ તેમાં મુખ્ય શિલ્પીને ગામ ગરાસ અને સત્તર હજાર દ્રમ (તે કાળના સિક્કા) બક્ષીસમાં આપી સન્માન કર્યાનો લેખ ત્યાં કોતરેલ છે. પાસેના રાયનગર નામે શહેરમાં તે કાળે ત્રણસો ઘર સોમપુરા શિલ્પીઓના હતા. શિલ્પ સ્થાપત્યના ઉત્તેજનના અભાવે અને ત્યાંની આરસની ખાણોના માલના ઉપાડના અભાવે હાલ તેમનું એક પણ ઘર ત્યાં નથી.

વિ. સં. ૧૫૬૬ની સાલની અચળગઢ આબુની ધાતુની જૈન ચોમુખની મૂર્તિઓ શિલ્પી વાચ્છાના પુત્ર દેવાના પુત્ર અર્બુદના પુત્ર હરદાસે બનાવ્યાનો ઉલ્લેખ મળે છે. તેની જોડેની વિ. સં. ૧૫૧૮ની ચોમુખની એક ધાતુ મૂર્તિ ડુંગરપુર નિવાસી શિલ્પી લુંભા અને લાંપાએ ભરી છે તેવો લેખ તે પર કોતરેલો છે.

વિ. સં. ૧૮૮૫માં પાલીતાણાના જૈનોના પવિત્ર શત્રુંજ્ય પહાડની બે ભિન્ન ભિન્ન ટેકરીઓ હતી. જગ્યાના અભાવે બંને ટેકરીયોની વચ્ચેનો ગાળો પુરી મોટી ટુંક માટેની સમતલ જગ્યાની યોજના સ્થપતિ શ્રી રામજી લાધારામે કરી હતી અને તેમણે શેઠ મોતીશાહને વિશાળ ટુંક તે સ્થળે બાંધી આપી. શ્રી રામજી મહા કુશળ સ્થપતિ હતા. તે યુગના વિશ્વકર્મા સ્વરૂપ હતા. શિલ્પની કેટલીક રૂઢિમાં સાદાઈ લાવવાનો ચિલો તેમણે જ પાડેલો છે. તેમણે યુવાવસ્થાથી માંડી વૃદ્ધાવસ્થા સુધીના અરધી સદી જેટલા કાળમાં ઘણા સ્થાપત્યોની રચના ગુજરાત સૌરાષ્ટ્રમાં તે યુગમાં કરેલ છે. શત્રુંજ્ય પર તેમણે ત્રણ ટુંકો બાંધેલી છે. મુંબઈ જેવી ઉગતી નગરીમાં ભાયખલાના જૈન મંદિરો તેમણે બાંધેલા છે. તેઓ આ ગ્રંથ લેખકના ચોથી પેઢીએ પ્રપિતામહ થાય છે.

અમદાવાદનું શેઠ હઠીસીંગનું જૈન બાવન જીનાલય વિ. સં. ૧૯૦૦માં સોમપુરા

શિલ્પી પ્રેમચંદજીએ બાંધેલ છે. ભારતીય સ્થાપત્યના કેટલાક અમુલ્ય નમુના રૂપ કળામંદિરોના સ્તંભો પર બંધાવનારના નામો કોતરેલા મળે છે. પરંતુ કમનસીબે આ અમુલ્ય કળાનો વારસો મુકી જનાર શિલ્પીના નામો મળતા નથી. એવા નિઃસ્પૃહ સ્થપતિઓને અમારા નમ્ર ભાવે શતશઃ વંદન છે.

## ભારતના પ્રત્યેક પ્રાંતના વિવિધકાળના દર્શનીય સ્થાપત્યો.

ભારતના પ્રત્યેક સંપ્રદાયમાં મૂર્તિ સાધ્ય સાધન-પ્રધાન છે. આદિ કાળમાં નિરાકાર શિવલિંગની પૂજા થતી. પાછળથી સાકાર રૂપે અન્ય દેવોની કલ્પના થતાં મૂર્તિપૂજાનો પ્રચાર થયો. આથી આ દેવમૂર્તિઓના મંદિરોની અગત્ય ઉભી થઇ. તેની રચનામાં દેવનું સ્થાન-ગર્ભગૃહ, પ્રાર્થના મંડપ, નૃત્ય મંડપ એમ ક્રમશઃ વિકાસ પામતાં દેવ મંદિરની પુરી રચના થઈ છે.

પ્રત્યેક મંદિરમાં ઓછાવત્તા ખંડોનો આધાર દ્રવ્ય તથા સ્થાન પર છે. આ રચના સામાન્યતઃ ઉત્તર ભારતના મંદિરોમાં જોવામાં આવે છે. જ્યારે દ્રાવિડ મંદિરો તો એક નાની નગરી જેટલા વિસ્તારમાં હોય છે. નીજમંદિર અને પ્રાર્થના મંડપો તો ત્યાં પણ ઉત્તર ભારતના જેવાજ હોય છે. પરંતુ દ્રાવિડ મંદિરોમાં સુંદર કળામય ભવ્ય પ્રદક્ષિણા પથ એક, બે, ત્રણ કે સાત સુધીની સંખ્યામાં હોય છે. મંદિરની સુરક્ષા માટેના ઉત્તરોતર કિલ્લા જેવા આ માર્ગ છે. જળાશ્રયો, ભજન મંડપો, અન્ય પરિવાર-દેવોના બીજા મંદિરો, બજાર અને ખુલ્લા ચોકો પણ તેમાં હોય છે.

આવા વિશાળ સ્થાપત્ય સમુહ રૂપ આ મંદિરો ગ્રેનાઇટ-કાળમીંઢ પત્થરોથી કરોડો રૂપીયાના ખર્ચે જુદા જુદા સંપ્રદાયોના વિખ્યાત રાજકુળોએ બંધાવ્યા છે. મંદિર નિર્માણ એ ભાવ પ્રધાન છે. પ્રત્યેક ભાવિક ભકત ભગવાનના સાકાર રૂપનું પૂજન અર્ચન કરીને પોતાને ધન્ય માને છે. દ્રાવિડ રાજ્ય વંશોમાં પાંડય, ચૌલ, ચેરા અને પલ્લવ રાજ્યો પછી ચાલુકય રાજકુળો પણ પોતાનું રાજ્ય તે દેવનું સામ્રાજ્ય માનતા હતા અને પોતાના રાજ્યની અઢળક આવકને દેવદ્રવ્ય ગણતા હતા. પરિણામે ત્યાં આવાં વિશાળ દેવ મંદિરો નિર્માણ થયાં છે.

ઉત્તર ભારતના રાજ્યવંશોની પણ ભાવના કાંઈ કમ ન હતી. ગુજરાતમાં દશમીથી તેરમી સદી સુધી એવા વિશાળ સ્થાપત્યો રાજાઓએ ઉભાં કર્યાં છે. સિદ્ધપુરનો રૂદ્રમહાલય અને રાજપ્રાસાદ, તથા સહસ્રલિંગ સરોવરની વિશાળ રચના સોલંકી રાજાઓએ કરી છે, એમ ઈતિહાસ સાક્ષી પુરે છે. આવા વિશાળ સ્થાપત્યોનો વિધર્મીઓની ધર્માંધતાના કારણે નાશ થયો. પરિણામે મંદિર રચનાના સંકુચિત સ્વરૂપનો ઉદ્‌ભવ થયો. ભારતના પ્રત્યેક પ્રાંતની શિલ્પ શૈલીમાં ભિન્નતા જોવામાં આવે છે. ઓરિસ્સા-ઉડીયા, મધ્યપ્રદેશ, ગુજરાત રાજસ્થાન, દ્રવિડ, હયશાળ, કાશ્મિર-બંગાળ, બિહાર વગેરે પ્રાંતોના આજે ભારતના રહ્યાસહ્યા સ્થાપત્યોની માનસિક યાત્રા કરી આપણે તેનું વિહંગાવલોકન કરીએ. :-

ઓરીસ્સા-ઉડીયાના કેશરી વંશના ચોથીથી અગ્યારમી સદી સુધીના છસ્સો વર્ષના રાજ્ય કાળ દરમીયાન સાત હજાર મંદિરો ભુવનેશ્વરની આસપાસ બંધાયા. તેમાં હાલ પાંચસો મંદિરો વિદ્યમાન છે. તેમાં સિંહરાજનો ભવ્ય પ્રાસાદ, મુક્તેશ્વરનું કળાપૂર્ણ મંદિર; રાજારાણીનું સુંદર મંદિર, તેમજ ૧૩૦૦×૭૦૦ ફુટના માપના જળપૂર્ણ પવિત્ર બિન્દુ સાગરના કાંઠા પાસેના મંદિરો દર્શનીય છે.

કોણાર્કનું ભવ્ય સૂર્ય મંદિર ખંડીયર હાલતમાં છે. છતાં દૈવી સંપત્તી રૂપ કળાના ભંડાર સમું તે આજે ઉભું છે. પૂર્વ ભારતનું આ સૂર્ય મંદિર અને પશ્ચિમનું આપણું મોઢેરાનું સૂર્ય મંદિર બંને કળાના ભંડાર સમા છે.

જગન્નાથપુરી આસપાસના વિષ્ણુ આદિ દેવ મંદિરો ભવ્ય કળા કારીગીરીથી ભરપુર છે. પૂર્વના યાત્રાધામ જગન્નાથજીના મંદિરમાં શ્રીકૃષ્ણ, બલદેવજી અને સુભદ્રા એમ ભાઈબહેનની ત્રિમૂર્તિઓ મુખ્યત્વે પૂજાય છે. જ્યારે અન્ય તીર્થોમાં લક્ષ્મી-નારાયણનાં દેવદેવીનાં યુગ્મ પૂજાય છે.

મધ્ય ભારતના બુંદેલખંડના ખજુરાહોમાં ૮૫ મંદિરોમાંથી હાલ વીશ જ ઉભાં છે. પાસે કલિંજરનો સુપ્રસિદ્ધ કિલ્લો હતો. રાજા વંગદેવે દશમી શતાબ્દિમાં કંદર્પ મહાદેવનું સુપ્રસિદ્ધ મંદિર બંધાવેલ છે. અહીં આઠ મંદિરો જૈનોના છે. એક ચોસઠ યોગીનીનું મંદિર ૧૦૪×૬૦ ફુટના માપનું ચોકવાળું નવમી શતાબ્દિનું ઉભું છે. જેની મૂળ બંધાયેલી ૬૫ દેરીઓમાંથી હાલ ૩૨ અવશિષ્ટ છે. કંદર્પ મહાદેવનું મંદિર ૧૦૯ ફૂટ ઉચું, ૧૧૬ ફૂટ લાંબુ અને ૬૦ ફૂટ પહોળું છે. આવાં મંદિરો આઠ દશ જ છે. તેની છત કોતરકામથી વિભૂષિત છે. તેમાં બે થી ત્રણ ફુટ ઉંચી મૂર્તિઓની સંખ્યા ૮૭૨ છે. બીજી નાની મૂર્તિઓ તો હજારો છે. અહીંનું શિલ્પ અનોખું છે. અહીં ચારસો વર્ષ સુધી રહી આ ઉત્તમ કળાધામનું નિર્માણ શિલ્પીઓએ પોતાની પંદર સોળ પેઢી સુધી કરેલું છે. લક્ષ્મણજીના મંદિરની તુલનામાં આવે તેવું મંદિર ભારતમાં ભાગ્યે જ હશે.

ગ્વાલિયરનું સહસ્રબાહુ ( સાસબહુ )નું મંદિર ઈ. સ. ૧૦૯૩ માં બાંધેલું છે. તે વાસ્તુકળાના એક ભવ્ય અનોખા નમુના રૂપ છે. ઉદયાદિત પરમાર રાજાના ઉદયેશ્વરના સાત મજલાના મંદિરના અંગ પ્રત્યાંગ પર કળાકારોએ તન મન અર્પણ કરીને અદ્ભૂત કારીગીરી કંડારી છે. ગ્વાલીયરમાં તેલીનું મંદિર પણ સુંદર ઉલ્લેખનીય છે. કેટલાક મંદિરો કલચૂરિ રાજાઓના બંધાવેલા છે. અહીં ચોસઠ યોગિણીનું મંદિર ઉત્કૃષ્ટ નમુનાનું હજુ વિદ્યમાન છે. દેવગઢના પ્રાચીન ભગ્નાવશેષનું શિલ્પ ગુપ્ત કળાના ઉત્કૃષ્ઠ નમુનારૂપ છે. જબલપુરના મંદિરના અવશેષો પણ પ્રસંશનીય છે.

ગુજરાત અને રાજસ્થાનની સ્થાપત્ય શૈલી નાગરાદિ પ્રકારની છે. રાજસ્થાનના રાજપુત રાજ્યોના સમુહ બળ વડે એ પ્રદેશના મંદિરો સુરક્ષિત રહી શકયાં છે. તેમાં જેસલમેર, ચિતોડ, ઉદયપુર, આમેર, જોધપુર, શીરોહી, બિકાનેર ઇત્યાદીના

મંદિરો લગભગ અખંડિત છે. ઓશિયા (બિકાનેર) માં સૂર્યના બાર મંદિરો છે. ત્યાંની કળા ગુપ્ત કાળ પછીની રચનાની કૃતિ છે. જયપુર તથા જોધપુરની હદમાં ગુપ્ત કાળના પાંચમી સદીના મંદિરોના અવશેષો મળે છે. ઉદયપુર રાજ્યમાં એક-લિંગજીના મંદિરો કળામય બારમી તેરમી સદીના છે. સોળમી સતરમી સદીનું ઉદયપુરનું જગદીશનું ભ્રમવાળું મંદિર સુંદર છે. કાંકરોલી પાસે રાયસાગરના કાંઠે નવચોકીનું સ્થાપત્ય દર્શનીય છે. જોધપુર રાજ્યનું રાણકપુરનું ચતુર્મુખ જૈન ભવ્ય વિશાળ મંદિર કારીગીરીના ઉત્તમ નમુના રૂપ સોમપુરા "દેપાક" શિલ્પીની અદ્ભૂત કળાકૃતિ છે. ગુજરાતના સિદ્ધપુરના રાજપ્રાસાદના પુરાણા સ્થાપત્યની પ્રતિકૃતિ રૂપ આ રાણકપુરની કૃતિ છે એવો પુરાતત્વજ્ઞોનો ઉલ્લેખ છે. કમનસીબે સિદ્ધપુરના એ રાજપ્રાસાદનું આજ ચારસો પાંચસો વર્ષ થયાં અસ્તિત્વજ રહ્યું નથી.

ભારતના અન્ય પ્રદેશોની સાથે સરખાવતાં ગુજરાત સુખી અને ઉદ્યોગશીલ ગણાય છે. ગુજરાતની ઉત્તરે આવેલ આબુ પહાડ ઉપરના દેલવાડાના જૈન મંદિરો અને અંબાજી આરાસણ–કુંભારિયાજીના મંદિરોના નિર્માતા વિમળશાહ અને વસ્તુપાળ હતા. આબુના વસ્તુપાળના કળાપૂર્ણ મંદિરના સ્થપતિ સોમપુરા શોભનદેવ શ્રી વિશ્વકર્માના અવતાર સમા હતા. આબુ અચળેશ્વરના શિવ અને જૈન મંદિરો સુંદર નકશીદાર છે. સફેદ દુધ જેવા આરસના બાંધેલા આબુ દેલવાડાના કળાના ઉત્કૃષ્ટ નંમુના રૂપ આ પ્રાસાદો જગતની બેનમુન શિલ્પ કૃતિ છે. સ્તંભો, છત, ઘુમટો, દિવાલોનો પ્રત્યેક પાષાણ બારિક નકશીથી ભરપુર છે. તે બધા અગ્યારમીથી બારમી સદીના મંદિરો છે.

જૈનોના પહાડી તીર્થોમાં આબુ, શત્રુંજય, ગિરનાર, સમેતશિખર ઉપરના જૈન મંદિરો પ્રસંશનીય છે. પવિત્ર શત્રુંજય પહાડ પર હજારો કળામય મંદિરો અને મૂર્તિઓ છે. તેથી તેને વિદેશીઓ "સીટી ઓફ ટેમ્પલ" (મંદિરોનું નગર)ના નામથી ઓળખાવે છે. અહીં ૧૧ મી સદીથી માંડી અઢારમી સદી સુધીમાં મંદિરો બાંધેલા છે ને હજુ બંધાય છે. મંદિરોના સમૂહને અહીં ટુંક કહે છે. તેવી અહીં નવ ટુંકો છે. તેમાંની મોતીશાહની ટુંક આદિ બે ત્રણ ટુંકોનું બાંધકામ જગ્યાના અભાવે બે પહાડો વચ્ચેનો ગાળો પુરી ભૂમિ સમતલ બનાવી કુશળતાપૂર્વક કર્યું છે. આ મોતીશાહની ટુંક બાંધનાર શિલ્પી રામજી લાધારામ (આ ગ્રંથ લેખકના પ્રપિતામહ) વિશ્વકર્મા રૂપ હતા. શત્રુંજય તલાટી પર આગમોદ્ધારક શ્રી સાગરાનંદ સૂરીશ્વરજીના ઉપદેશથી જૈનોના પવિત્ર આગમસૂત્રો પાષાણ પર અંકિત કરીને એક વિશાળ "આગમ મંદિર" બાંધ્યું છે તે તથા અણહીલપુર પાટણના પંચાસરનું બારમી સદીની કળાકૃતિરૂપ બાવન જીનાલયનું કળાપૂર્ણ વિશાળ જૈન મંદિર, તેમજ તીર્થોદ્ધારક આચાર્યશ્રી વિજયનેમિસૂરીશ્વરજીની પ્રેરણાથી કદમગિરી તીર્થ, અને પ્રભાસપાટણનુ વિશાળ જૈન મંદિર એ સર્વ ભવ્ય કળાપૂર્ણ જૈન મંદિરો આ લેખકના રચેલા દર્શનીય છે.

ઉત્તર ગુજરાતના ગામડાઓમાં દશમી સદીના સુંદર મંદિરો પૃથક્ પૃથક સ્થ-ળોએ છે. કપડવણજનો કુંડ અને પ્રતોલ્યા તેમજ વડનગરના તોરણ–પ્રતોલ્યાની કળા અનુપમ છે. મોઢેરાનું સૂર્ય મંદિર, મંડપ અને કુંડ દશમી અગ્યારમી સદીના કળાના ભંડાર સમા છે. ગુજરાતની સુંદર કળાના વારસા રૂપ આ મહામુલી શિલ્પ સ્થાપ-ત્યની કૃતિના અનુપમ અવશેષ અહીં જોવા મળે છે. ગુજરાત સૌરાષ્ટ્રના સોમપુરા શિલ્પીઓ દેવમૂર્તિઓ તથા પ્રાણી પક્ષી આદિ મૂર્તિ વિધાન સર્જવામાં કેવા કુશળ હતા તેની મોઢેરા, આબુ, કુંભારીયાજી તથા પાટણની કલાકૃતિ સાક્ષી પુરે છે. આ કૃતિ ભારતના અન્ય સ્થાપત્યોની કૃતિથી અનોખી છે. મૈસુર રાજ્યના અગીયારમી સદીના હયશાળ રાજ્ય કુળોએ બંધાવેલ હલેબીડ, બેલુર અને સોમનાથપુરમ તથા ઓરિસાના કોણાર્ક, ખજુરાહો, દેવગઢની કળાના ઉત્તમ નમુનાથી પણ ચઢીયાતી મોઢેરા આબુની કળા–કૃતિઓ પ્રસંશનીય છે. તેનું મૂર્તિ વિધાન ઉચ્ચ કોટિનું છે.

સિદ્ધપુરના સરસ્વતીના તીરે બાંધેલા ભવ્ય રૂદ્રમહાલયના ઉભેલા છુટક ભાગોના અવશેષ પરથી તેની ભવ્યતાનો ખ્યાલ આવે છે. દશમી સદીમાં આરંભેલો આ ગૌરવભર્યો અતિ ભવ્ય, કળાપૂર્ણ મહાપ્રાસાદ ત્રીજી પેઢીએ સંપૂર્ણ થયો. તેની ફરતા રૂદ્રના કળામય ૧૧ પ્રાસાદો હતા. તેમાંના પાંચેક તો પાછળથી મસિદના રૂપમાં ફેરવાયેલા સ્પષ્ટ માલુમ પડે છે. તારંગાનું ભવ્ય જૈનમંદિર બારમી સદીનું છે. ઓગણીસમી સદીમાં શિલ્પી પ્રેમચંદજીનું બાંધેલું અમદાવાદનું હઠીસિંહનું વિશાળ બાવન જીનાલયનું સુંદર મંદિર દર્શનીય છે.

સૌરાષ્ટ્રમાં અનેક પુરાણા સ્થાપત્યો પણ ઉલ્લેખનીય છે. પ્રભાસપાટણ ક્ષેત્રના મંદિરોમાં સોમનાથજીના ઈતિહાસ પ્રસિદ્ધ મંદિરની કીર્તિ અને સમૃદ્ધિ હજારો વર્ષથી ગવાય છે. તેના ભગ્ન મંદિરનો નવેસરથી જીર્ણોદ્ધાર પ્રસિદ્ધ સરદાર સ્વ૦ વલ્લભભાઈ પટેલની પ્રેરણાથી ના૦ શ્રી જામસાહેબ અને માનનીય શ્રી ક૦ મા૦ મુનશીજીના ઉત્સાહથી ટ્રસ્ટ દ્વારા થઇ રહ્યો છે. પ્રાચીન ભવ્ય શિલ્પની અગીયારમી સદીની પ્રતિકૃતિ રૂપ આ મંદિર પચ્ચીશેક લાખ રૂા. ના ખર્ચે બંધાયું છે. તેમાં સાતેક લાખનું રૂપ નકશી કામ તથા દસેક લાખના નૃત્ય મંડપનું કામ બાકી છે, જે ભાવિક હિન્દુ ધાર્મિક પ્રજાની ઉદારતા પર અવલંબે છે.

શ્રી સોમનાથજીનો ભવ્ય પ્રાસાદ ભારતના અન્ય નીજ મંદિરોમાં મોટામાં મોટો ગણી શકાય તેવો ઉત્કૃષ્ટ પ્રકારનો અગીયારમી સદીના ચાલુક્ય કાળની પદ્ધતિનો રચ્યો છે. દેવ સ્વરૂપો, દેવી–દેવાંગના, કિન્નર, યક્ષ, ગંધર્વ–વિદ્યાધરોની મૂર્તિઓ મનુષ્ય કદની છે. નવ મજલાનું પોણાબસો ફૂટ ઉંચું શિખર, ત્રણ ગેલેરીઓવાળો ભવ્ય મંડપ, તે પરની સંવરણા, કળામય વિતાન (ઘુમટ)નું નકશીકામ એ સર્વ શિલ્પની અદ્દભૂત કૃતિ છે. આ ભવ્ય મંદિરની મુલાકાતે આવનારા યુરોપ, અમેરિકા, જાપાનના વિદેશી મુસાફરો તથા પુરાતત્વવિદો આવી કૃતિ આ કાળમાં ઉભી થતી જોઇને અચંબો પામે છે અને પ્રશ્ન કરે છે કે “ભારતમાં આ કળાના શિલ્પીઓનો વર્ગ શું હજુ

હૈયાત છે ?" કળા રસિકો અને સ્થાપત્ય અભ્યાસીઓ સોમનાથજીની આ રચના જોઈ તેની કળાની પ્રસંશા કરે છે. શિલ્પ ગ્રંથોના આધારે બંધાયેલ આ "કૈલાસ મહામેરૂ પ્રાસાદ" નું નિર્માણ આ ગ્રંથના લેખકના હસ્તે થઇ રહ્યું છે.

બરડા ડુંગરના ધુમલીના મંદિરો સાતમી આઠમી સદીથી માંડી બારમી સદી સુધીના છે. પંચાળનું ત્રિનેત્રેશ્વરનું, ગોપનું, કદવારનું આદિ પ્રાચીન શૈલીના છુટા છવાયા સ્થાપત્યો જીર્ણ અવસ્થામાં સૌરાષ્ટ્રમાં ઉભેલાં છે. હિન્દુ ધર્મના ચાર ધામો-માનું પશ્ચિમ તીર્થ દ્વારિકાધીશનું ભવ્ય જગતમંદિર સમુદ્ર તટ પરના ઉંચા ટેકરા પર દીવાદાંડી રૂપ છે. ત્યાંના બીજા મંદિરોમાં રૂક્ષ્મણિજીના મંદિરની કળાકૃતિ પ્રશંનીય છે.

દક્ષિણ ગુજરાતના પુરાણા સ્થાપત્યોમાં ઉલ્લેખનીય ડભોઈનો મજબુત કળામય દુર્ગ તથા મંદિરો છે. તેના સર્જક સુપ્રસિદ્ધ હીરાધર નામે સોમપુરા શિલ્પીની લોકકથા પ્રસિધ્ધ છે. આ હીરાધર રૂદ્રમહાલયના મહાન શિલ્પી ગંગાધરના પુત્ર પ્રાણધરના પ્રપૌત્ર હતા તેમ કહેવાય છે. રૂદ્રમહાલયના સ્થાપત્ય જોડે શિલ્પી અને જ્યોતિષીની લોક કથા પણ સંકળાયલી છે.

ગુજરાતના સ્થાપત્યોમાં કળાપૂર્ણ વાવો, સરોવરો, ઓવારાઓ તથા તે યુગના યુદ્ધબળના સાક્ષીરૂપ ઉભેલા કિલ્લાઓ તથા તેના દરવાજાઓ છે. ઝીંઝુવાડા, પ્રભાસપાટણ, ડભોઇ, જુનાગઢ અને ચાંપાનેરના દુર્ગો અજેય મનાતા હતા. તે સર્વ પ્રેક્ષણીય છે.

**દક્ષિણ ભારતના** દ્રવિડ મંદિરના સ્થાપત્યો ઉત્તર ભારતની અપેક્ષાયે ભિન્ન છે. ઘણા વિશાળ વિસ્તારમાં પ્રસરેલા દ્રવીડ મંદિરોની ભવ્યતા મીસરના પુરાણા મંદિરો જેવી છે. દક્ષિણના મહારાજ્યોમાં પાંડય, ચૌલ, ચેરા અને પલ્લવ રાજ્ય-શાસકો પછી ચાલુકય રાજ્યનો ઉદય થયો. જગતના ઇતિહાસમાં લાંબામાં લાંબા કાળ સુધી કોઇ વંશે રાજ્યશાસન કર્યું હોય તો દક્ષિણના પાંડય વંશનું રાજ્ય ૨૬૦૦ વર્ષ સુધી ટકી રહ્યું હતું.

દ્રવિડના રાજ્યકુળોની ધર્મપ્રિયતાના પરિણામે ભવ્ય દ્રવિડ મહાશિલ્પોના નિર્માણ થયા છે. નગરો, જળાશયો, મંદિરો અને કિલ્લાઓ બંધાયા છે. આઠમી સદી પછી બૌદ્ધ ધર્મનું પતન થતાં જ શૈવ વિષ્ણુ અને જૈન સંપ્રદાયોના આચાર્યોના પ્રભાવથી ભવ્ય મંદિરો રાજ્યાશ્રયે ઉભા થયાં છે. મોટાં રાજ્યો પોતાની આવકના અઢળક દ્રવ્યને દેવદ્રવ્ય ગણીને ભવ્ય નગર જેવા મંદિરો બાંધવામાં પરસ્પર સ્પર્ધા કરતા હતા. અગાઉ કહ્યું તેમ દ્રવિડ શૈલીના મંદિરોની રચના ઘણી વિશાળ હોય છે. બહારના પ્રવેશદ્વાર પર ભવ્ય ઉન્નત ગોપુરમ્ મૂળ મંદિરથી પણ ઉંચું બાંધે છે. મંદિરના ચોકમાં જળાશ્રયો, ભજન મંડપો અને અન્ય દેવ દેવીઓના નાના મોટાં



હલેબીડ ( મૈસુર રાજ્ય )ના કળાયુક્ત પ્રાસાદ મહાપીઠ મંડોવર અને
અનોખા પ્રકારનું શિખર

દીપાર્ણવ



દ્રવિડ મંદિરના શિખરોના બે પ્રકાર

દીપાર્ણવ

મંદિરો હોય છે. મંદિરમાં પ્રવેશતાંજ પહેલી બજાર આવે છે. આ રીતે દ્રાવિડ મંદિરની એક નાના નગર જેવી રચના હોય છે.

દક્ષિણ ભારતના દ્રાવિડ શિલ્પમાં તે તે યુગની મોટી મોટી ભવ્ય પ્રતિમાઓ, પુરાણોની વાર્તાઓના દૃશ્યો, સ્થંભોની વિવિધ આકૃતિઓ, છતની કોરણી તથાં વિશાળ બાંધકામ જોતાં મન પ્રસન્ન થાય છે. પ્રવેશતાંજ મહાકાય ગોપુરમ પાંચ સાત કે બાર માળનો હોય છે. દક્ષિણના કેટલાક ભાગોમાં ચોથી પાંચમી સદીના મંદિરો જીર્ણાવસ્થામાં છે. દ્રાવિડના લગભગ બધા સ્થાપત્યો મોટા મોટા વિશાળ કાય સખ્ત ગ્રેનાઈટની વીસથી પચ્ચીશ ફૂટ લાંબી શિલાઓથી બાંધેલા છે.

પાંડય રાજાઓની રાજધાની મદુરામાં હતી. મદુરામાં નાયક વંશના રાજા વિશ્વનાથે નિર્માણ કરેલ મદુરાનું ભવ્ય મંદિર ઈ. સ. ૧૬૨૩ માં શરૂ કરી બાવીશ વર્ષે પુરૂં કરેલું છે. દ્રાવિડમાં આ અનુપમ મંદિર સૌથી લાંબુ (૭૩૦×૮૫૦ ફૂટના માપનું) છે. તેના પ્રદક્ષિણા કિલ્લાને નવ ગોપુરમ્ છે. દરેક કિલ્લામાં અકેક તળાવ અને ચોક તથા હજાર સ્તંભોનો એક સભામંડપ છે. તેનું એક ગોપુરમ્ ૧૫૨ ફૂટ ઉચું છે.

**શ્રીરંગમ્** મંદિર સર્વોતમ કળાના નમુનાનું વિષ્ણુ મંદિર છે. તેને વિજય નગરમના રાજાએ બંધાવેલા સાત કિલ્લાઓ છે. બારસો સ્તંભોનો સભામંડપ ૪૬૦ ફૂટ લાંબો અને ૧૩૦ ફૂટ પહોળો છે. તેનું ગોપુરમનું અલંકરણ અજોડ છે. કાવેરી નદીના ટાપુ પર રામાનુજ સંપ્રદાયના આ મંદિરને નાના મોટા અઢાર ગોપુરમ્ છે. તેમાં બે તો બહુજ વિશાળ ઉન્નત છે.

**ચિદમ્બરમ્**–દ્રવિડના પ્રાચીન શૈવ મંદિરોમાં ચિદમ્બરનું શિવાલય દર્શનીય છે. તેને એક કિલ્લો, મધ્યમાં તળાવ; તેની એક તરફ પાર્વતી મંદિર; બીજી તરફ સહસ્ત્ર સ્તંભ મંડપ તથા પશ્ચિમે શિવ ગર્ભગૃહ છે. સ્તંભોની કળા બહુ સુંદર છે. તેના મૂળ ગર્ભગૃહનો ધ્વંસ થયેલ છે. અહીંની વિશાળ નટરાજની સુપ્રસિદ્ધ મૂર્તિ પાંચમી શતાબ્દિમાં કાશ્મિરના રાજા હીરણ્યવર્મા ચક્રવર્તિએ લંકા જીત્યા પછી સ્થાપેલ છે. વીર ચૌલ નામક રાજાએ દશમી શતાબ્દિમાં તે બંધાવ્યાનું પણ કહેવાય છે. કુંભકોણમ સમૂહના અનેક મંદિરો અને જળાશયો સુંદર કળામય છે.

**તાંજોર**–ચૌલ રાજાની રાજધાનીના તાંજોર નગરમાં દશમી સદીનું બૃહદીશ્વરનું શિવમંદિર દ્રવિડ શૈલીથી ભિન્ન છે. બસો ફૂટ ઉંચું શિખર નાગરાદિ શૈલીને મળતું બુદ્ધ ગયાના શિખરની આકૃતિ જેવું છે. તેનો પડછાયો પડતો નથી તેવું કહેવાય છે. ત્યાંનું ગોપુરમ્ ૯૦ ફૂટ ઉંચું છે. શ્યામ પાષાણનો નંદી એક જ પત્થરનો સોળ ફૂટ લાંબો છે. મંદિરને તેર મજલા છે. ત્યાં સોળમી શતાબ્દીનું સુબ્રહ્મણ્યમનું મંદિર છે.

**કાંજિવરમ્**-શિવકાંચિ-વિષ્ણુ કાંચી એમ બે વિભાગમાં કાંજીવરમ્ તીર્થ છે. શિવ કાંચિમાં બે કિલ્લાનું ભારે મોટું મંદિર છે. તેના ગોપુરમ પાસે ચિમ્દમ્બરમ્ શિવ અને નંદીની વિશાળ સુવર્ણની મૂર્તિઓ છે. ત્યાં એક સરોવર છે. વિષ્ણુ કાંચિમાં વરદરાજ નામક વિષ્ણુનું વિશાળ મંદિર પાંચ કિલ્લાવાળું છે. અહીંના મંદિરના મંડપના ખુણા પર ઝુકતા છજામાં પત્થરોના અંકોડા સાથે જોડેલો પત્થરનો એક ઘંટ લટકે છે. જે અજબ શિલ્પ કળા છે.

યવન આક્રમણના ભયથી કાંચિ, તથા ચિદંમ્બરમને શ્રીરંગમ્ના જેવા ઉંચા કિલ્લાઓ વિજયનગરના રાજાઓએ બંધાવેલા. ત્યારથીજ મૂળ મંદિરના શિખર કરતાં ગોપુર ઉંચા બાંધવાની પ્રથા શરૂ થઈ છે, તે શિલ્પશાસ્ત્રમાં સાર દોષ યુક્ત ગણાય છે.

પલ્લવ રાજ્ય કુળના મહેંદ્ર વર્માએ ઈ. સ. ૬૨૫ માં મદ્રાસથી ૨૫ માઈલ કાંચીના સમુદ્ર તટ પર **મામલ્લપુરમ્** ( મહાબલિપુરમ્ )માં પત્થરોની ભેખડો કાપીને સાત વિશાળ રથ-મંદિરો કોતરાવ્યા છે. તેમાં પાંચ પાંડવોના રથ તથા વરાહ અને મહિષાસુર મર્દિની દુર્ગાના બે એમ સાત મંદિરો કંડારેલા છે. ધર્મરાજ રથમાં નૃસિંહની મૂર્તિ છે. ભીમ રથ બે મજલાનો ૪૮×૨૫ ના માપનો છે. બીજા રથોની અપેક્ષાએ આ સર્વોત્તમ વાસ્તુકળાના નમુના રૂપ છે.

**તિરૂવલ્લુર**-મદ્રાસથી ૩૦ માઈલ પશ્ચિમે આવેલું છે. ૯૪૦ ફૂટ લાંબા અને ૭૦૧ ફીટ પહોળા વિશાળ મંદિરમાં શિવ પાર્વતીની ભવ્ય મૂર્તિઓ છે.

**રામેશ્વરનું** સુપ્રસિદ્ધ શિવ મંદિર ૧૧ મી શતાબ્દિના દ્રવિડ કળાના સર્વોત્તમ નમુના રૂપ ભવ્ય વિશાળ છે. મૂળ મદિર ૫૦×૩૦ ના માપનું બહાર છે. પાંચ કિલ્લાઓ વીશ ફીટ ઉંચા છે. ચાર ઉંચા ગોપુરમ છે. તેમાં અંદર બહાર શ્રીરામ ચરિત્રના અદ્દ્ભૂત દશ્યો કોતરેલાં છે. બે સ્તંભોની હારવાળી પ્રદક્ષિણાની લંબાઈ ચાર હજાર ફુટની છે. જે વીશથી ત્રીશ ફુટ પહોળી અને પચ્ચીશેક ફુટ ઉંચી છે. છત સુંદર અલંકૃત છે. સામસામા બે વિશાળ સ્થંભોમાં જુદી જુદી આકૃતિઓ મનુષ્ય કે અશ્વની પુરા કદની કોરેલી છે. સમુદ્ર તટ પર ગંધમાદન પર્વત નામે ટાપુ પર બાંધેલું આ રામેશ્વરનું મંદિર બહુ પ્રાચીન કહેવાય છે.

**કન્યાકુમારી, ત્રિવેંદ્રમ, વેલોર** આદિ મંદિરો દ્રવીડીઅન કળાના સર્વોતમ પ્રતિનિધિ રૂપ છે. તેમાં ઉત્તમ કોટિનું ભવ્ય મૂર્તિવિધાન છે. દ્રવિડ મંદિરોના પ્રદક્ષિણા માર્ગના સામસામા બે વિશાળ સ્તંભોમાં હાથી ઘોડા કે મનુષ્યોની પુરા કદની આકૃતિઓ જોરદાર રૂપે કોરેલી હોય છે. જે નજરે જોતાં જ તેની વિશાળ ભવ્યતાનો ખ્યાલ આવે છે.

**તુંગભદ્રાના** કિનારે હંપી કિષ્કિંધા પાસે ઈ. સ. ૧૩૩૬ માં વિજયનગરની સ્થાપના વિદ્યારણ્ય નામે સ્થપતિ અને જ્યોતિષીના હાથે થઈ છે. તેની વિશિષ્ટ શૈલી

દક્ષિણ દ્રવિડથી કંઈક ભિન્ન છે. ત્યાં વિરૂપાક્ષ શિવનું કળાપૂર્ણ ભવ્ય મંદિર છે. ઈ. સ. ૧૫૪૨ માં અચ્યુત રાવળે વિઠ્ઠલ સ્વામીનું મંદિર બંધાવવા માંડ્યું; પરંતુ તે પૂર્ણ ન થઇ શકયું. તેનો ભવ્ય શ્રૃંગારમય મંડપ અજોડ છે. વિશાળ વ્યાલ શાર્દુળ પ્રવેશ દ્વાર પર છે. વિજયનગર સામ્રાજયની એ કાળની સમૃદ્ધિ અને જાહોજલાલી જગતમાં આશ્ચર્યમુગ્ધ કરે તેવી હતી. ત્યાં હીરાની ખાણો હતી. આ વૈભવશાળી અને તેજસ્વી ત્રણસો વર્ષના હિંદુ રાજ્યનો અંત એક ખેડુત ( સોની )ની સ્વરૂપવાન કન્યાના કારણે ઉભા થયેલા કલેશના પરિણામે આવ્યો. અને આસપાસના મુસ્લીમ સુલતાનોના હાથમાં આ હિન્દુ રાજ્ય આવ્યું. તુંગભદ્રા નદીના કિનારા પર ત્રણ માઈલના વિસ્તારમાં આજે વિજયનગરના અવશેષો વિપુલ પ્રમાણમાં વેરણ છેરણ પડયા છે. ત્યાં અનેક ખંડિત મંદિરો છે. ખુલ્લામાં પડેલી એક જ પાષાણથી કોરેલી પચ્ચીશ ફૂટ ઉંચી પ્રચંડ ભવ્ય નૃસિંહજીની મૂર્તિ દર્શનીય છે.

ઉતર દ્રવિડમાં વર્તમાન મૈસુર રાજ્ય વિસ્તારમાં પ્રાચીન હયશાળ રાજ્ય કાળના અગ્યારમી બારમી સદીના ત્રણ પ્રસંશનીય મંદિરો ભારતની શિલ્પ સમૃદ્ધિના મુકુટ રૂપ છે. હયશાળ રાજાઓના પ્રસિદ્ધ શિલ્પકાર · ડંકનાચાર્યે આ મંદિરોનું નિર્માણ કર્યું હતું. ત્યાંની લોક કથામાં તે પ્રસિદ્ધ છે. હયશાળ રાજ્યની શિલ્પ પદ્ધતિના મંદિરો દ્રવિડના અન્ય મંદિરોની કૃતિથી ભિન્ન છે. આ મંદિરોની કળા કૃતિનું વર્ણન એક સ્વતંત્ર પુસ્તક માગે છે. ભારતના દૈવી શિલ્પીઓએ અહીં સ્વર્ગ ખડું કર્યું છે. સોનીના જેવી બારીક કારીગીરી–ઘાટવાળું કામ અહીં નજરે પડે છે. આ હયશાળ રાજ્યવંશના એક પુરૂષે જ પાછલા કાળમાં વિજયનગરના રાજ્યની સ્થાપના કરી હતી. સોમનાથપુરમ્‌માં પ્રસન્ન કેશવના મંદિરના મંડપની ત્રણ દિશામાં ત્રણ ગર્ભગૃહો છે. તેમાં એકમાં પ્રસન્ન કેશવ, બીજામાં ગોપાલજી, અને ત્રીજામાં જનાર્દન સ્થાપિત છે. ત્રણે ગર્ભગૃહ પર ત્રણ શિખરો છે. નીચે મહાપીઠથી ઉપર સુધી કારીગીરીથી ભરપુર કોતરકામ છે. રામાયણ મહાભારત અને ભાગવતની કથા ઘટનાઓ પત્થરોમાં કંડારી છે. હલેબીડમાં હોયશળેશ્વર શિવમંદિર ઉંચા પ્લીંથ પર છે. તેની કારીગરી વિચિત્ર છે. ત્યાં એક બાજુ નાનું કેદારેશ્વરનું કળામય શિવ-મંદિર છે. બેલુર પ્રાચીન કાળમાં દક્ષિણનું કાશી કહેવાતું. ત્યાં ચિન્ન કેશવનું વિશાળ વિષ્ણુ મંદિર છે. તેને બે ઉત્તમ ગોપુરમ્ છે. ચંદ્રગિરીના એક જ પહાડ-માંથી કોરેલી કળાકૃતિરૂપ શ્રમણ બેલગુલાની સાઠ ફૂટ ઉંચી મહાકાય દિગમ્બર જૈન મૂર્તિ એક હજાર વર્ષ જુની છે. જે ટાઢ, તડકો અને વર્ષામાં આજે પણ અખંડ ઉભી છે.

આંધ્ર પ્રદેશના શિલ્પ સ્થાપત્યો આસપાસના મુસ્લીમ શાસકોના ધર્મઝનુનના કારણે બંગાળ બિહારની જેમ પૂર્ણ સ્વરૂપે જોવા મળતા નથી. બૌધ સંપ્રદાયના વૈજ્ઞાનિક આચાર્ય નાગાર્જુનના નામથી વસેલા સ્થળે માઈલોના ખોદકામમાંથી અને વરંગુલ આદિ અન્ય સ્થળેથી આંધ્રની અમૂલ્ય શિલ્પકૃતિઓના અવશેષ મળે

છે. હાલ બંધાતા નાગાર્જુન બંધના પાણી નીચે આ વિસ્તારની અમૂલ્ય શિલ્પ કૃતિ આવી જતી હોવાથી તેને બચાવી લેવા પ્રયત્ન ચાલી રહ્યા છે.

**કાશ્મિરમાં** પાંચમી સદીનું લડવાનું મંદિર, આઠમી સદીનું માર્તંડ સૂર્યનું, નવમી સદીનું અવંતીપુરનું, અને પાંડુકુંડ (જંબુ)નું એક વિશાળ મંદિર ૫૩ ગર્ભગૃહ-વાળું છે. માર્તંડના મંદિરની ફરતી ૭૩ દેરીઓ છે–આ બધા હિન્દુ મંદિરો ભગ્નાવશેષ છે. હિન્દુ કરતાં પાંચગણી મુસ્લીમ વસ્તીવાળા આ પ્રદેશમાં બીજી શી આશા રખાય ?

કાશ્મિરની શિલ્પ પદ્ધતિ નાગરાદિ શૈલીથી ભિન્ન છે. અહીં સ્તંભો પર અને દ્વાર પર ત્રિકોણાકાર ઘાટના ગેબલ જેવી આકૃતિ હોય છે. સ્તંભ, કુંભિ અને ઉપરના સરા (કેપીટલ)ના ઘાટ ભારતના અન્ય પ્રદેશોના સ્થાપત્યથી સાવ નિરાળા છે. ગાંધાર–પેશાવરના અવશેષો પરથી તથા ખાસ કરી ગાંધારના મૂર્તિ વિધાન પરથી પાશ્ચાત્ય વિદ્વાનો તેનું શિલ્પ ગ્રીક કળાકૃતિના અનુકરણરૂપ માને છે. પણ આ માન્યતા ગલત છે. ગાંધાર, સરહદ પ્રાંત અને કાશ્મિરની કૃતિ એક જ સરખી છે. આગળ કહ્યું તેમ કાળ બળે અને પ્રાંતિય ભેદે શિલ્પ શૈલીની આ ભિન્નતા છે. કાશ્મિર, ગાંધાર, પંજાબ, બંગાળ, બિહાર અને પ્રધાન હિન્દુ તીર્થધામ મથુરા, અયોધ્યા, પ્રયાગ, કાશી–બનારસ, ગયા તીર્થમાં ભારતીય શિલ્પની પ્રાદેશિક શિલ્પશૈલી ધર્માંધતાના કારણે પૂર્ણ સ્વરૂપે આજે જોવા મળતી નથી.

**નેપાલ તથા હિમાલયના** પાર્વતીય પ્રદેશના કેટલાક મંદિરો કાષ્ટની બનાવટના ચીની પેગોડાને મળતા છે. કેટલાક નાગરાદિ શૈલીના રૂપને મળતા છે. રાધાકૃષ્ણનું નેપાલનું મંદિર, પંજાબના આધુનિક મંદિરો અને હીમાલયના બદ્રીકેદારના રસ્તા પરના મંદિરો લગભગ નાગરાદિ શૈલીના છે.

સરહદ પ્રાંતમાં આઠસોક વર્ષથી હિન્દુઓની અલ્પ સંખ્યાના કારણે પ્રાચીન સ્થાપત્યોની આશા રાખવી જ નિરર્થક છે. ત્યાંનું ગાંધાર શૈલીનું મૂર્તિવિધાન અજબ કોટીનું હતું. તક્ષશિલાના ખોદકામમાંથી ઉચ્ચ કોટીના નમુનાઓ ઇ. સ. પૂર્વેથી માંડી આઠમી નવમી શતાબ્દિના મળે છે. બિહારના નાલંદાનું પણ તેમજ છે.

**બંગાળ બિહારમાં** પાલવંશીય વાસ્તુકળાના અવશેષો દટાયલા ભૂમિમાંથી ઉપલબ્ધ થાય છે. ત્યાં પૂર્ણ અવસ્થાના સ્થાપત્યોનો અભાવ છે. બંગાળમાં મુગલ કાળ પછી વર્તમાન કાળમાં ઉભાં થયેલાં મંદિરો કેશ મુંડેલા મસ્તક જેવા ઘુંમટવાળા, છત્રીસહિતની કમાનોવાળા, ભ્રષ્ટ શિલ્પના નમુના રૂપ છે. વાંસની ઝુંપડી કે કુબાની પ્રતિકૃતિ રૂપ આ મંદિરોમાં પ્રાચીનતાનો અંશ માત્ર નથી. બુદ્ધ ગયાનું પ્રાચીન મંદિર–બિહારની પ્રાચીન કૃતિનો આછો ખ્યાલ આપે છે. નાલંદાના અવશેષો પરથી એ પ્રદેશની શૈલીની કલ્પના થઇ શકે છે.

વિખ્યાત **નાલંદા** વિશ્વવિદ્યાલયના ખંડેરોમાંથી પ્રાચીન શિલ્પના પાષાણ અને

ધાતુના અમુલ્ય નમુના પ્રાપ્ત થયા છે. આ પાષાણુના અવશેષો ખંડિત છે. પણ ધાતુના નમુના ઓછા ખંડિત મળ્યા છે. નાલંદા વિદ્યા અને કળાનું પ્રખ્યાત ધામ હતું. અહીં જગતમાં અમુલ્ય ગણાતા બે અઢી હજાર વર્ષ પૂર્વેના જુના તાડપત્રોના હસ્તલિખિત અદ્ભૂત વિદ્યા, વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર, આયુર્વેદ, શિલ્પ, જ્યોતિષ, ખગોળ, ગણિત, તત્વજ્ઞાન, યોગદર્શન આદિ વિષયોના અજોડ લાખો ગ્રંથોના ઓરડાના ઓરડાઓ ભરેલા હતા. ધર્માંધતા અને અજ્ઞાનતાના કારણે ચૌદમી સદીમાં એ અમૂલ્ય ગ્રંથ ભંડાર એકજ ઝપાટે અગ્નિથી ભસ્મિભૂત થયો. આમ ભારતની પ્રાચીન વિદ્યા કળા અને વિજ્ઞાનના ગુઢ રહસ્યનો કમભાગ્યે નાશ થયો. સાતસો વર્ષના મુસ્લીમ શાસન કાળમાં હિન્દુ દેવાલયોનો ધ્વંસ થયો; કેટલાક મસ્જીદના રૂપમાં ફેરવાયા. કેટલાકના અવશેષોનો ઉપયોગ મસ્જીદ મકરબામાં થયો. આમ ધર્માંધતાએ પ્રાચીન ભારતીય કળાનો નાશ કર્યો છે.

**જાવા-સુમાત્રા:** ભારતની પૂર્વે સમુદ્રપાર હીંદી ચીન, અનામ (ચંપા) તથા તેની દક્ષિણ પૂર્વમાં કંબોડિયા; પશ્ચિમે શ્યામ (સીયામ, થાઈલેન્ડ), જાવા સુમાત્રા વગેરે દૂર પૂર્વના અગ્નિ એશિયાના ટાપુ પ્રદેશોમાં ભારતની સમુદ્ર-સાહસી, વેપાર-પ્રધાન પ્રજા દોઢ બે હજાર વર્ષથી વસેલી છે. ત્યાં હિન્દુ અને બૌધ ધર્મ પ્રસર્યો. તેના પરિણામે ત્યાંની પ્રજાના રીતરિવાજો અને ધાર્મિક ઉત્સવો ભારતીય હિંદુ ધર્મ પ્રમાણે ચાલે છે. ભારતીય પ્રજાએ ત્યાં શૈવ વૈષ્ણવ ધર્મની ભારે ઉન્નતિ કરી. એ પ્રદેશોમાં હિન્દુધર્મના મોટા મોટા ભવ્ય મંદિરો ઉભા કર્યા છે. કંબોડીયામાં અંકુરવટ નામનું વિશાળ મંદિર ઉંચા પ્લીંથવાળું રાજા સૂર્યવર્મા બીજાએ ઈ. સ. ૧૧૨૫માં બંધાવેલું છે. તેની કળામય દિવાલો પર રામાયણ મહાભારતની કથાઓના દ્રશ્યો કોતર્યાં છે. આ મંદિરના તળની રચના આગળ કહેલા સિદ્ધપુરના રાજપ્રાસાદ જેવી છે. જે રાણકપુરના ચતુર્મુખ જૈન મંદિરને મળતી છે. અફઘાનીસ્થાનના પહાડો તથા જંગલોમાં બૌધ ધર્મની વિશાળ મૂર્તિઓ મળે છે. એક પહાડની ઉભી સીધ્ધી ભેખડમાંથી ૨૦૦ ફુટ ઉંચી ઉભી બૌધ મૂર્તિ કોરેલી છે.

અમેરિકાના મેકસીકોમાં ભારતની મય જાતિના લોકો જઈ વસેલા. શિલ્પાચાર્ય મયની શિલ્પકળામાં કુશળ શિલ્પીઓ અમેરિકાના મેક્ષિકોમાં જઇને વસ્યા અને ત્યાં મંદિરો બાંધ્યા છે. આજે પણ મેકસીકનો જ અમેરિકાના સૌથી કુશળ એંજીનીયરો ગણાય છે.

**મુસ્લીમ શાસકો અને ભારતીય શિલ્પ :**-મુસ્લીમ શાસકોએ તેરમી ચૌદમી સદી પછી કેટલાક શહેરો વસાવી ભારતની સુપ્રસિદ્ધ રાજપુત શૈલીના રાજમહેલો અને મકાનો, દરગાહ, મકરબાઓ બંધાવ્યા છે. ભારતીય શિલ્પીઓ મકાન બાંધણીમાં અને તેની સુંદર સજાવટ કરવામાં એશિયામાં શ્રેષ્ટ અજોડ ગણાતા હતા. લક્ષ્મીના લોભે આ દેશપર ચઢી આવેલા પરદેશી બાદશાહો અહીંથી અઢળક લુંટના દ્રવ્ય-ઝવેરાત જોડે ભારતીય શિલ્પીઓને પણ સાથે લઈ ગયા અને સુંદર મકાનો

બંધાવી એ દેશના શહેરોને અલંકૃત કર્યા છે. આમ ભારતીય શિલ્પ-સ્થાપત્યનો પરદેશમાં પ્રચાર થયો છે. મુસ્લીમ શાસકોએ પોતાના શાસન કાળમાં ઉભા કરેલા સ્થાપત્યોના વર્ણન વિવેચન માટે એક જુદો જ લેખ આપવો જોઈએ. આ શાસકોએ પણ કળાને પોષણ આપ્યું છે તે આપણે ભુલવું ન જોઇએ. તાજમહાલ તેની આસપાસની સુંદરતાના કારણે, દક્ષિણનો બિજાપુરનો વિરાટ ઘુમટ અવાજના પ્રત્યાઘાતની ખુબીના કારણે પ્રસંશનીય છે. દીલ્હી-આગ્રા-ફતેહપુર-સીક્રી-લખનૌ-માંડવગઢ-અમદાવાદ-ચાંપાનેર આદિ શહેરો મુસ્લીમ બાદશાહો કે સુલતાનોએ પોતાની રીતે બંધાવ્યા છે. તથા મસ્જીદો, મકરબાઓ, રાજમહેલો, દીવાનેઆમ, દીવાનેખાસ, દરગાહો વગેરે સ્થાપત્યો, કિલ્લાઓ આદિ રાજપુત શિલ્પ શૈલી પ્રમાણે બંધાવ્યા છે. માંડવગઢનું સ્થાપત્ય ખુરાસાન શૈલીની પ્રતિકૃતિ છે. એકંદરે મુસ્લીમ સ્થાપત્યો પણ પ્રસંશનીય છે.

## ભારતીય શિલ્પી.

ભારતના પૃથક પૃથક ભાગના હિન્દુ શિલ્પ શૈલીના સ્થાપત્યોના વિહંગાવલોકન પરથી ભારતીય સ્થાપત્યનો વિકાસ, તેનું નિર્માણ, તથા તેના પ્રકારનો સ્પષ્ટ ખ્યાલ આવી શકે છે. ભારતીય કળા અધિક મૌલિક, અધિક વૈવિધ્યપૂર્ણ છે. તેના પ્રકારોમાં પણ નિત્ય નવીન વૈચિત્ર્ય છે. તેવું અન્યત્ર ભાગ્યે જ જોવા મળે છે. ભારતીય શિલ્પ સ્થાપત્ય આજ પણ જીવતી જાગતી કળા છે. યુરોપીયન શિલ્પીઓ સાથે ભારતીય શિલ્પીઓની તુલના કરતાં કહેવું પડે છે કે ભારતીય શિલ્પીનું લક્ષણ પોતાની કૃતિમાં કેવળ ભાવના ઉતારવાનું છે. યુરોપીય શિલ્પી તાદ્રશ્યતાનું નિરૂપણ-અનુકરણ કરે છે, જ્યારે ભારતીય શિલ્પીઓએ પોતાની કૃતિમાં પૃથ્થક્કરણીય ભાવના રેડવાનું કઠીન કાર્ય કર્યું છે.

ભારતીય અને પાશ્ચાત્ય શિલ્પિઓના મૂર્તિ વિધાનનું એક જ ઉદાહરણ લઈએ. અનેક કવિઓએ સ્ત્રીની પ્રકૃતિ-વિકૃતિના ગુણોના ગાન ગાયાં છે. તેના સૌંદર્યનું પાન કરાવનાર ભવભૂતિ અને કાલિદાસ જેવા મહાન કવિઓએ તેના રૂપ ગુણની શાશ્વત ગાથા ગાઇ છે. તેની પ્રકૃતિથી રિઝેલા ભારતીય શિલ્પીઓએ સ્ત્રી=સૌંદર્યને માતૃત્વભાવે પ્રદર્શિત કરી છે. જ્યારે યુરોપીય શિલ્પીએ વાસનાના ફળ રૂપે તેને કંડારી છે.

ભારતીય ગૌરવપૂર્ણ કળા ગુપ્ત કાળ પછી નવમીથી તેરમી શતાબ્દિ સુધી ખૂબ તેજથી જળહળી છે. તે પછીના ધર્માંધતાના કાળમાં આ કળા ખૂબ રૂંધાઇ. મ્લેચ્છોના આક્રમણો થયાં કર્યાં. સોમનાથ, થાણેશ્વર, કનોજ, કાશી, મથુરા, નાલંદા, અયોધ્યા વગેરે ઉત્તર ભારતના કળા ધામો પર દુર્ભાગ્યના ચક્ર ફરી વળ્યાં. ચારે બાજુ ધર્માંધતાના કુહાડાના પ્રહારો થયા. આમ છતાં પણ ભારતીય કળા-સંસ્કૃતિ જીવિત રહી છે. તેના દ્રઢ પાયા હલાવી શકાયા નથી. તેના રહ્યા સહ્યા

અવશેષો પણ ગૌરણપૂર્ણ છે. એકલા આ અવશેષો દેખીને પણ આજે વિદેશી કળા પારખુઓ આશ્ચર્યમુગ્ધ બને છે.

ભારતીય શિલ્પીઓએ ભારતીય જીવન દર્શન અને સંસ્કૃતિને પોતાનું સર્વોત્તમ લક્ષ માનીને રાષ્ટ્રના પવિત્ર સ્થાનો પસંદ કરીને ત્યાં પોતાનું જીવન વિતાવી વિશ્વની શિલ્પ કળાના ઇતિહાસમાં અદ્વિતિય વિશાળ ભવનો નિર્માણ કર્યાં છે. જે જોતાં જ સૌ કોઈ આશ્ચર્ય મુગ્ધ બને છે. ભારતીય શિલ્પકારોએ પહાડોના દુધિયા, મગીયા, રતુંબડા, શ્યામ, રેતાળવા કે ચુનાળવા પત્થરની દીર્ઘકાય શિલાઓ ખોદી કાઢીને ભૂખ અને તરસની પણ પરવા કર્યા વગર પોતાના ધર્મની મહત્તમ ભાવના રાષ્ટ્રના ચરણોપર ધરી છે. અને જનતા-જનાર્દન અને ધર્મ-સંસ્કૃતિના પ્રતિકનું પ્રસ્થાપન કર્યું છે. જનતાએ પણ શંખનાદ વડે પોતાના શિલ્પકારની અક્ષય કીર્તિને ચતુર્દિશ ફેલાવી છે. જગતે આવા શિલ્પીઓની અજબ સ્થાપત્ય કળાના કારણે ભારતને અજર અમર પદે સ્થાપેલ છે. આવા પુણ્યવાન શિલ્પીઓને કોટી કોટી ધન્યવાદ ઘટે છે.

## અંગત નોંધ.

સામાન્ય રીતે માણસને અંગત નોંધ આપતાં સંકોચ થાય છે. કેમકે કેટલાક વાચકોને તેમાં આત્મશ્લાઘાની ગંધ આવે છે. તેથી આ નોંધ લખતાં હું પણ સંકોચ અનુભવું છું. તેથી એ વિષે મૌન જ સેવવા મારો ઈરાદો હતો. પણ કેટલાક વડીલ મિત્રો તથા શુભેચ્છકોનો આગ્રહ હતો કે આવી નોંધ દ્વારા જીજ્ઞાસુ વાચકોને પ્રેરણા તથા દોરવણી મળે છે. માટે નિસંકોચ અંગત નોંધ અહીં આપવાના તેમના દબાણને વશ થઈ આ નોંધ અહીં આપું છું. જે માટે સુજ્ઞ વાચકો ક્ષમા કરશે એવી આશા છે.

શિલ્પ-સ્થાપત્ય અમારો વંશપરંપરાનો કૌટુંબિક વ્યવસાય છે. બાળવયે વધુ અંગ્રેજી વિદ્યાભ્યાસની મહેચ્છા હતી. પણ કુટુંબના આર્થિક કારણો આડે આવ્યાં અને ત્રણ અંગ્રેજી ધોરણથી વધુ અભ્યાસ થઈ શકયો નહિં. મારા સદ્દગત વડીલ બંધુ ભાઈશંકરભાઈના હાથ તળે હું શિલ્પ વ્યવસાયમાં જોડાયો. અને ક્રમશઃ શિલ્પકર્મ હાથ બેસતું ગયું. માણસ વિધિના હાથનું પ્યાદું જ છે. વ્યવસાયમાં જોડાયા પછી સમય મળ્યે ઘરના જુંના પટારામાં પડેલાં પોટલાં બહાર કાઢી અંદર બાંધેલા શિલ્પસંગ્રહની હસ્ત લિખિત પોથીઓ, ઓળીયાં, નોંધોના કાગળો, પૂર્વજોએ કરેલા બાંધકામના નકશા એ સર્વ ઉઘાડીને હું જોતો. આ પોથીઓ વાંચતો. કોઈ કોઈ પોથીમાં જુની ગુજરાતી ભાષામાં કરેલા અનુવાદ પણ શ્લોક સાથે આપેલા હતા તે ધ્યાનથી વાંચતો. દિવસે તો શિલ્પકર્મના ધંધાપર જતો. તેથી રાત્રે આ ગ્રંથવાંચન શરૂ કર્યું. સૌ પ્રથમ શિલ્પના પ્રાથમિક ગણિતનો 'આયતત્વ' નામે નાનો ગ્રંથ પિતાએ મુખપાઠ કરાવ્યો. કેશરાજ મુખપાઠ કર્યું. ત્યાર બાદ પ્રાસાદમંડનના ૪ અધ્યાય મુખપાઠ કર્યા. આ બધું હું કડકડાટ મોઢે બોલી જતો.

વળી તેમાં બતાવેલા ગણિત તથા અન્ય વિષયોની સક્રિય સમજ માટે હું આળેખન (ડ્રોઇંગ) પણ કરતો. અમારા શિલ્પસંગ્રહના કેટલાક ગ્રંથોની નકલો મેં જાતે કરવા માંડી. આયતત્વ તથા કેશરાજ જેવા ગ્રંથના અનુવાદ પેનસીલથી જુદી નોટબુકમાં ઉતારતો. એથી તે સવિશેષ સમજાતા હતા. જ્યાં જ્યાં વડીલોની સહાય જરૂરી લાગતી ત્યાં તેમની પાસેથી એ વિષય પુરો સમજી લેતો. અને કુટુંબમાં ચાર ભાઈઓમાં હું સૌથી નાનો હોવાથી આ કુળ પરંપરાની વિદ્યા બરાબર જળવાઇ રહેશે એ જોઈ કુટુંબના સૌ વડીલોને સંતોષ થતો.

શિલ્પ શાસ્ત્રના સંસ્કૃત ગ્રંથો ગુજરાતી અનુવાદ સાથે પ્રગટ થાય તો સામાન્ય શિલ્પી પણ તે સમજી શકે-એવા વિચાર મનમાં ઉઠતા હતા. શિલ્પનું સક્રિય જ્ઞાન તો દિવસે કામ પર હોઉં ત્યારે વડીલો દ્વારા મળતું હતું. રાત્રે બેસી ગુજરાતી અનુવાદ કરવા પ્રયત્ન કરતો. અનુવાદ કરવા કઠણ છે. છતાં દૃઢ સંકલ્પ કરીને તે કામ હાથમાં લીધું. વિ. સં. ૧૯૭૩માં પ્રાસાદ મંડનના અનુવાદનો પ્રારંભ કર્યો. જુની હસ્તલિખિત પ્રતોમાંના અપૂર્ણ અનુવાદ પુરા કરતો. તેમાં મુશ્કેલી તો ઘણી આવતી. શબ્દો-ભાષામાં તેમજ ક્રિયામાં મેળ બેસે તો જ એ અનુવાદ સામાન્ય શિલ્પી વર્ગને ઉપયોગી થાય. તેથી મનમાં ભાંજગડો ઉઠતી. મુંઝવણો થતી. આમાં પૂર્વજ વડીલોના દોરેલા નકશા કોઈવાર મદદરૂપ થતા. આમ શિલ્પકર્મ તથા શિલ્પગ્રંથોના વાચન સાથે મારા અભ્યાસનું ગાડું પ્રગતિ કરતું ગયું.

વિ. સં. ૧૯૭૫-૭૬-૭૭ દરમ્યાન કામકાજ અર્થે મુંબઈમાં ત્રણેક વર્ષ રહ્યો. તે વેળા મારો આ જ્ઞાન-પ્રાપ્તિનો હેતુ સફળ થવાની આશા બંધાઈ. જોકે તે સમયે બહુ સફળતા મળતી નહિં ત્યારે હું નિરાશ થતો. પણ વિધિને હજુ મારી કસોટી કરવાની બાકી હતી. વિ. સં. ૧૯૭૯માં તબીયતના કારણે મારા વ. બંધુ રેવાશંકર ભાઈ પાસે હું એકાદ વર્ષ ખંભાત રહ્યો. અને પ્રારબ્ધ-યોગે અંબાજી-કુંભારીયા-જીના જૈન મંદિરોનું જીર્ણોદ્ધાર કામ મને સુપ્રત થયું. તે સમયે મારી બહારની શિલ્પસ્થા-પત્યના ધંધા અંગેની યાત્રા શરૂ થઈ નહોતી. તેથી કુંભારીયાજીમાં જે પાંચેક વર્ષ હું રહ્યો તે દરમ્યાન સ્થિરતા તથા શાન્તિને લીધે મારા અનુવાદના કાર્યને વેગ મળ્યો. વળી "ક્ષીરાર્ણવ" તથા "દીપાર્ણવ" જેવા અઘરા ગ્રંથોના સંશોધનનું કાર્ય પણ મેં હાથમાં લીધું. રૂપમંડન, વાસ્તુમંજરી, વાસ્તુસારના અનુવાદ મેં અહીં જ કર્યા. અલબત્ત સંસ્કૃત ભાષાના મારા મર્યાદિત જ્ઞાનને લીધે આ સર્વ સાહિત્યનું ટાંચણ હું પેનસીલથી જ કરતો હતો. દરમ્યાન કૌટુંબિક આર્થિક સ્થિતિ પણ સુધરવા લાગી.

આપણા શિલ્પગ્રંથોમાં અશુદ્ધિ ઘણી છે. કેટલાક શબ્દોનું મૂળ શોધી તેની વ્યાકરણ શુદ્ધિનું કામ વિદ્વાનોને પણ કઠણ લાગે છે. પારિભાષિક શબ્દોમાં તો મોટા મહા મહોપાધ્યાયોને પણ સુઝ પડતી નથી. સારા ગ્રંથોની પ્રાપ્તિ માટે પ્રયત્ન ચાલુ જ હતા. મુંબઈ રૉયલ એશિયાટીક સોસાયટીની લાઈબ્રેરીના એક ચોપડામાં 'વૃક્ષાર્ણવ' ગ્રંથના કેટલાક અધ્યાયો જોયા. આ ગ્રંથ કંઈ સામાન્ય નથી. તેમાં

સાંધાર મહાપ્રાસાદો, રૂદ્રમહાલયો તથા મોટા ચતુર્મુખ પ્રાસાદના યમનિયમો આપેલા છે. તેમાં ઉંડા ઉતર્યા સિવાય આ ગ્રંથ સામાન્ય રીતે એકદમ સમજાય તેવો નથી. આવા મહાગ્રંથો હજુ લગણ કયાંય સંપૂર્ણ જોવામાં આવતા નથી. મને પણ તેના પંદરસેંહ શ્લોકજ પ્રાપ્ત થયા છે. વિ. સં. ૧૯૮૭ થી ૯૧ ના કદંબગિરિના મારા વાસ દરમ્યાન આ સર્વ ગ્રંથોના અનુવાદના ટાંચણમાં થોડા સુધારા વધારા કરીને મેં પાકા લખી નાંખ્યા.

મારા સદ્‌ગત વ. મિત્ર શ્રી. જગન્નાથ અંબારામના "બૃહદ્ શિલ્પશાસ્ત્ર"ના ગ્રંથોમાં રહેલી અશુદ્ધિઓ જોઈ મને દુઃખ થયું. વ્યાકરણ શુદ્ધિ વિના ગ્રંથનું પ્રકાશન નજ કરવું એ નિશ્ચય દૃઢ થયો. મારા વૃદ્ધ પરમ સન્મિત્ર સ્વ. શ્રી. નર્મદાશંકરભાઈએ વ્યાકરણ શુદ્ધિ સાથેનો "શિલ્પ રત્નાકર" નામે દળદાર ગ્રંથ પ્રકટ કર્યો તે જોઈ મને ખૂબ હર્ષ થયો. તેમના આ કાર્યમાં મેં પણ બનતી સહાય કરી હતી. પાંચેક વર્ષ પર જયપુરના મારા પરમ સ્નેહી વિદ્વાન મિત્ર પંડિત શ્રી ભગવાનદાસજી જૈન 'પ્રાસાદમંડન' ગ્રંથની ચર્ચા કરવા માટે જ મારે ત્યાં પ્રભાસ-પાટણ પધારેલા. તે વેળા મારા ગ્રંથોની પોથીઓનું દફતર જોઈને તેમને ભારે આશ્ચર્ય થયું. અને "તમે તૈયાર કરેલા આ સર્વ સાહિત્યનું પ્રકાશન કેમ કરતા નથી?" એવો પ્રશ્ન કર્યો. મેં તેમને વ્યાકરણ શુદ્ધિના પ્રશ્નની મારી મુંઝવણ જણાવી. ત્યારે તેમણે તે કામ સહર્ષ માથે લીધું. આમ વ્યાકરણ શુદ્ધિના પ્રશ્નના ઉકેલથી મારા ઉત્સાહને વેગ મળ્યો.

જ્યોતિષ, તંત્ર, આયુર્વેદના તથા શિલ્પના ગ્રંથોમાં વ્યાકરણ દોષ બહુ જોવામાં આવે છે. અસ્તવ્યસ્ત દશામાં પડેલા પ્રાચીન શિલ્પગ્રંથોનું સંશોધન સોળમી સદીમાં સમર્થ શિલ્પી મંડને કર્યું છે. વિશ્વકર્મા પ્રણિત "ક્ષીરાર્ણવ" ગ્રંથમાં એક વિષયના અધ્યાયમાં બીજો વિષય ચર્ચેલો છે. વળી ત્રીજે સ્થળે તો તે સાવ અપૂર્ણ હોય છે. કેટલાક અધ્યાયોના ભાવાર્થની જ ભલભલા વિદ્વાનોને પણ સમજ પડતી નથી. લહીયાઓએ હસ્તલિખિત પ્રતોમાં પરંપરાની ભૂલોના પુનરાવર્તન સાથે ઉમેરાજ કર્યા છે. સૌરાષ્ટ્ર, ગુજરાત, રાજસ્થાનમાંથી મળેલી પ્રતોમાં આ સર્વ વસ્તુનો મને જાત અનુભવ છે.

**દીપાર્ણવ:** "ક્ષીરાર્ણવ" ગ્રંથનું સંશોધન કરી ક્રમબધ્ધ સૂત્રમાં મૂકવાનો મારો પ્રયત્ન કંઇક અંશે સફળ થયેલો જોઈ મને આનંદ થાય છે. તે વાંચ્યા પછી જ તેની ખરી કદર તો વિદ્વાન વાચકો કરી શકશે. આ "દીપાર્ણવ" ગ્રંથનું પણ તેમજ હતું. તેનો પ્રથમ અધ્યાય તેમાં મળતો નથી. બીજાથી ચૌદમા સુધીના અધ્યાયો જ મળે છે. અને તે પછીના અધ્યાયો તો અમારા શિલ્પીઓના ગ્રંથ સંગ્રહમાં પણ મળતા નથી. આ સ્થિતિમાં આ ગ્રંથના સંશોધનનું કામ મેં માથે લીધું. શિલ્પ-શાસ્ત્રના ગણિતના મૂળવાળો ઉપગ્રંથ 'આયતત્વ' દીપાર્ણવનો પ્રથમ અધ્યાય જ છે. પ્રથમના ચૌદ અધ્યાયો સિવાય બાકીના ૧૩ અધ્યાય અન્ય ગ્રંથોની પોથીઓમાંથી પ્રાપ્ત થયા. આ સર્વ અધ્યાયોને સંગ્રહિત કરી "દીપાર્ણવ" ગ્રંથ બની શકે

૬

તેટલો સમૃદ્ધ કરી ગુજરાતી ભાષા ટીકા સાથે પ્રકટ કરવા નિર્ણય કર્યો. આમ આ પ્રસ્તુત ગ્રંથ પ્રકાશનનો મારો આ પ્રથમ પ્રયત્ન ઈશ્વરકૃપાથી સફળ થતો જોઈ મને હર્ષ થાય છે.

અન્ય કેટલાક-ક્ષીરાર્ણવ, વૃક્ષાર્ણવ, મયાર્ણવ, જયગ્રંથ, અપરાજીત, સૂત્રસંતાન આદિ ગુરૂશિષ્યના સંવાદરૂપ વિશ્વકર્મા પ્રણિત મહાગ્રંથો લાખ લાખ શ્લોકના કહેવાય છે. આ શિલ્પગ્રંથોમાં યંત્ર, નૃત્ય, વાદ્ય, સ્વર, ચિત્ર, કાવ્ય, છંદ આદિ કળાના પણ વિધાન કરેલા છે. આવો ૨૩૯ અધ્યાયનો દસેકહજાર શ્લોકનો મહાગ્રંથ 'અપરાજિત' ઉપલબ્ધ છે.

ગ્રંથના ભાષાનુવાદ તથા પ્રત્યેક અંગની ટીકા સાથે અન્ય ગ્રંથોના મતભેદોની નોંધ પણ આપવી જોઈએ. પ્રત્યેક વિષયનો મર્મ પણ સમજાવવો જોઇએ. એકલા ગ્રંથવાચનથી અગર ટીકાથી અર્થ સરતો નથી. પરંતુ ક્રિયાત્મક (પ્રેકટીકલ) જ્ઞાનના મર્મ આપવાથી જ ગ્રંથ સંપૂર્ણ બને છે. તે સાથે કોઠાઓ, નકશા, તથા ચિત્રો પણ આપવા જોઈએ. અહીં આ સર્વ સાથે વિષયને સ્પષ્ટ કરવા માટે ગ્રંથોના બન્યા તેટલા અવતરણો (રેફ્રન્સીઝ) પણ આપ્યાં છે. જેની વિદ્વાન વાચકો કદર કરશે એવી આશા છે.

**ક્ષમા યાચના:** એક વિદ્વાન કહે છે કે કવિની જીભમાં અને શિલ્પીના હાથમાં સરસ્વતી વસે છે. શિલ્પીની વાણી-ભાષામાં અશુદ્ધિ-વ્યાકરણની ત્રુટીઓ સહજે હોય છે. તે વસ્તુ ધ્યાનમાં લઈ સુજ્ઞ વાચકો આ ગ્રંથની વ્યાકરણાદિ દોષોની રહી જવા પામેલી અશુદ્ધિ પ્રત્યે ઉપેક્ષા બતાવી ગ્રંથનો મૂળ અર્થ-ભાવજ ગ્રહણ કરશે એવી આશા છે. અલબત્ત અહીં બની શકે તેટલી વ્યાકરણ શુદ્ધિનો પ્રયાસ કરવામાં આવ્યો છે. છતાં પણ છેવટ તો આ શિલ્પીઓની ભાષાનો ગ્રંથ છે. તેથી સહજ અશુદ્ધિ રહેજ. જ્યોતિષ, તંત્ર આદિ ગ્રંથોમાં પણ એજ વસ્તુ જોવામાં આવે છે. એક વિદ્વાન કહે છે:-

ज्योतिषे तंत्रशास्त्रे च विवादे वैद्यशिल्पके ।
अर्थ मात्रं तु गृह्णीयान्नात्र शब्दं विचारयेत् ॥

જ્યોતિષ, તંત્રશાસ્ત્ર, વિવાદગ્રંથ, આયુર્વેદ અને શિલ્પગ્રંથોમાં તેની ભાષાના શબ્દોનો બહુ વિચાર ન કરતાં તેના અર્થનેજ ગ્રહણ કરવો.

આથી સુજ્ઞ વાચકોને હંસવૃતિથી આ ગ્રંથ વાંચવા વિનતિ છે. જે કંઈ ક્ષતિ જણાય તે પ્રત્યે લક્ષ ખેંચવાથી બીજી આવૃતિમાં તેનો સહર્ષ સ્વીકાર થશે.

## આભાર દર્શન

વડોદરાના સ્વ. મહારાજા સયાજીરાવના લક્ષ્મીવિલાસ પેલેસના શિલ્પી તેમજ ભાવનગર દાદાસાહેબના વિશાળ જૈન મંદિરના તથા અન્ય ગુજરાત સૌરાષ્ટ્રના જૈન મંદિરોના નિર્માતા મારા પિતાશ્રીના કાકાશ્રી પ. પૂ. કૈલાસવાસી પ્રાણજીવન જેઠારામના ચરણે બેસી શિલ્પશાસ્ત્રના અભ્યાસનો મેં પ્રારંભ કર્યો. અને તેમણે

એ ક્ષેત્રમાં રસ જાગૃત કર્યો. તેમના ઋણનો અહીં ઉલ્લેખ કરતાં મને હર્ષ થાય છે. પંચાળના ત્રિનેત્રેશ્વર (તરણેતર)નો મહા શિલ્પપ્રાસાદ તથા અન્ય ઉત્કૃષ્ટ સ્થાપત્યોના નિર્માતા મારા કૈલાસવાસી પરમ પૂજ્ય પિતાશ્રીએ તથા મુંબઇ પાંજરાપોળનું ભવ્ય જૈન મંદિર તથા સૌરાષ્ટ્રના અન્ય જૈન મંદિરોના સ્થપતિ સ્વર્ગસ્થ વડીલ-બંધુ ભાઈશંકરભાઇએ મૂળથી જ શિલ્પ વિદ્યાના જે સંસ્કાર સીંચ્યા છે તેમનું ઋણ તો મારાથી વાળી શકાય તેમ નથી. તેમજ સ્વ. વડીલ બંધુ ત્રંબકલાલભાઈએ આ ગ્રંથની પ્રાથમિક ચર્ચાવેળા આપેલા કેટલાંક સલાહ-સૂચન માર્ગદર્શક બન્યાં છે તે માટે તેમનો ઉપકૃત છું. ઉપરાંત આ ગ્રંથ પ્રકાશનના દુર્ઘટ કામમાં વ. બંધુ રેવાશંકરભાઇએ પોતાના વિજ્ઞાન તથા ભક્તિના પચીસેક ગ્રંથોના લેખન પ્રકાશનના દીર્ઘ અનુભવનો લાભ આપી મારા આ ગ્રંથ-પ્રકાશનનું કાર્ય સરળ, સુઘડ, ક્રમબદ્ધ કરી આપ્યું છે. અને સીત્તેર વર્ષની વય છતાં પ્રકાશનના સર્વ કામનો બોજો ઉપાડી લઈ મને નચિંત કર્યો છે. તેમની ખંત તથા શ્રમ વિના આટલો વહેલો આ ગ્રંથ પ્રગટ થઈ શકત નહિં. આ સર્વ વડીલોના ઋણ સ્વીવારની નોંધ લેતાં મને હર્ષ થાય છે. તેમના શુભાશીર્વાદની કૃપાવર્ષા સદા મારા પર થતી રહો એવી જગન્નિયંતા શ્રીહરિ પાસે મારી નમ્ર યાચના છે.

સૌરાષ્ટ્ર સંયુક્ત રાજયના ભૂતપૂર્વ પ્રમુખ સાહેબ અને સોમનાથ ટ્રસ્ટના માનદ મુખ્ય સંચાલક નામદાર જામસાહેબ સર દિગ્વિજયસિંહજી બહાદૂરે સોમનાથ ટ્રસ્ટના ચેરમેન તરીકે શ્રી સોમનાથના ગગનચુંબી શિવાલય-મહામેરૂપ્રાસાદ-ની રચના દર-મ્યાન મારા પ્રત્યે અપૂર્વ કૃપા-સદ્‌ભાવ દર્શાવી સ્વજન જેવો ગણી વારંવાર જે ઉત્સાહ પ્રેર્યો છે તે માટે હું તેમનો સદાનો ઋણી છું. તેમણે આ ગ્રંથ-'દીપાર્ણવ' ની રચના થતી જાણી હર્ષ પ્રદર્શિત કરી સદા ઉત્સાહિત કર્યો છે; અને આ ગ્રંથ પર શુભાશીર્વાદાત્મક બે શબ્દો લખી આપવા કૃપા કરી છે તે માટે હું તેમનો ઋણી છું. ઉપરાંત આ કાર્યમાં મારા શુભેચ્છક માર્ગદર્શક સન્મિત્ર શ્રીમાન્ પ્રભુદાસ-ભાઈ હ. પ્રેમાણી સાહેબનો પણ હું ઉપકૃત છું.

પ. પૂ. જગતગુરૂ ૧૦૦૮ શ્રી દ્વારકાપીઠાધીશ્વર શંકરાચાર્યજી સ્વામીશ્રી અભિનવ સચ્ચિદાનંદતીર્થજી મહારાજે દીપાર્ણવ ગ્રંથ અંગે પાઠવેલા શુભાશીર્વાદ બદલ હું તેમનો પરમ ઉપકૃત છું. તેમજ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયોદયસૂરીશ્વરજી મહારાજ સાહેબે દીપાર્ણવ ગ્રંથની ઉપયુકતતા સાથે દર્શાવેલી શુભાશિષ માટે હું અંતરથી ઉપકાર માનું છું.

આ ગ્રંથનો આમુખ ગુર્જર સાહિત્યમાં અસ્મિતા પ્રકટાવનાર, અનેક સમૃદ્ધ પુસ્તકો દ્વારા ગુજરાતનું ગૌરવ વધારનાર, ઉત્તર પ્રદેશના ભૂતપૂર્વ ગવર્નર, શ્રીમાન કનૈયાલાલ મા. મુનશીજીએ મારા પરના પ્રેમભર્યા સદ્‌ભાવના કારણે લખી આપવા વચન આપ્યું હતું. તે તેમણે ત્વરિત લખી મોકલી જે ઉત્સાહ પ્રેર્યો છે તેમનું ઋણ ભૂલી શકાય તેમ નથી.

આ ગ્રંથ પ્રકાશન માટે પ્રોત્સાહન આપી વ્યાકરણ શુદ્ધિ ઉપરાંત પ્રુફ તપાસી

છેવટ શુદ્ધિપત્રક લખી દેવા માટે જયપુર નિવાસી વિદ્વાન પંડિતજી શ્રી ભગવાનદાસભાઈ જૈને જે શ્રમ લીધો છે તે માટે તેમનો હૃદયપૂર્વક ઉપકાર માનું છું.

ભારત સરકારના પુરાતત્વ ખાતાના મે. ડિરેકટર જનરલે શિલ્પ સ્થાપત્યના આવા પ્રાચીન ગ્રંથોના પ્રકાશન કાર્યમાં ઉત્સાહ બતાવી હિંદ સરકારનું લક્ષ્ય દોરી આ ગ્રંથ પ્રકાશનના ઉત્તેજનાર્થ રૂા. ચાર હજારની ગ્રાંટ મેળવી આપવા બદલ તેમનો તેમજ વડી સરકારના સાયન્ટીફીક રીસર્ચ એન્ડ કલ્ચરલ અફેર્સ ખાતાના આસિ. એજ્યુકેશનલ એડવાઈઝરનો પણ ઉપકૃત છું.

કાશી બનારસ હિન્દુ યુનીવર્સીટીના પ્રાચ્ય વિદ્યાના અધ્યક્ષ શ્રી વાસુદેવ શરણ અગ્રવાલજી શિલ્પ સ્થાપત્યના પ્રાચીન સાહિત્યમાં ઊંડો રસ ધરાવે છે. તેમણે આ દીપાર્ણવ ગ્રંથ વાંચી હર્ષ પામી જે માર્ગદર્શક ભૂમિકા સાથે શુભાશીર્વાદ મોકલ્યા છે તે માટે હું તેમનો ઋણી છું. ઉપરાંત પુરાતત્વ ખાતાના ટેમ્પલ સર્વે પ્રોજેકટના સુપ્રિન્ટેન્ડેન્ટ શ્રી. કૃષ્ણદેવજીએ મારા પ્રત્યે જે સદ્‌ભાવ બતાવી આ કાર્યમાં સાથ દઈ ગ્રંથ વિષે જે સહાનુભૂતિપૂર્ણ શબ્દો લખી મોકલ્યા છે તે બદલ તેમનો હૃદયપૂર્વક આભાર માનું છું. સંસ્કૃત સાહિત્યના રસજ્ઞ પાલીતાણાના જજ ડો. ભાનુશંકરભાઈ આચાર્યની જોડેની ચર્ચા પણ માર્ગદર્શક બની છે તેની સહર્ષ નોંધ લઉં છું.

આ ગ્રંથમાં છસેંહ જેટલા ચિત્રો, નકશા, કોઠા ઇ૦ આપેલા છે. તે અવકાશના સમયે બેસી મેં તૈયાર કર્યા છે. પણ બહારગામની મારી શિલ્પકાર્યના ધંધા અંગેની યાત્રાના લીધે મને પુરો સમય નહિં મળતો હોવાથી રૂપકામના સૌરાષ્ટ્ર-ગુજરાતના પ્રખ્યાત યુવાન શિલ્પી ધ્રાંગધ્રા નિવાસી શ્રી ચંદુલાલ ભગવાનજીએ કેટલાક ચિત્રો તૈયાર કરી આપેલ છે તેનો સહર્ષ ઉલ્લેખ સાથે ઉપકાર માનું છું. ઉપરાંત અન્ય કેટલાયે આલેખનો દોરવામાં મારા ભાણેજ ચિ. ભગવાનજી મગનલાલ પણ મને ખૂબ મદદગાર થયેલ છે તેની સહર્ષ નોંધ લઉં છું.

પ્રેમાળ વડીલ જેવો સ્વજનભાવ દર્શાવનાર શુભેચ્છક મિત્ર અને છાપકામની અનેક ગુંચો ઉકેલી આપી આ ગ્રંથ પ્રકાશનનું કામ સરળ કરી આપનાર ભાવનગર સમાચાર પ્રેસના માલેક શ્રી જયંતીલાલભાઈનો મારા પર પરમ ઉપકાર થયો છે જેની હું સહર્ષ નોંધ લઉં છું. તેમજ તેમના પ્રેસ-કામદારોએ પણ પ્રકાશનની કાળજી રાખી બનતું સુઘડ કામ કરી આપ્યું છે તે માટે ધન્યવાદ ઘટે છે. તેમજ આ ગ્રંથનો ઉત્તર ભાગ અપના છાપખાનામાં શ્રી ચંદુભાઈએ ત્વરિત છાપી આપવા બદલ તેમને તેમજ તેમના પ્રેસ-કામદારોને ધન્યવાદ ઘટે છે. વળી આ ગ્રંથમાં છાપેલા સર્વ લાઇન બ્લોક તથા હાફટોન ફોટો બ્લોક રાજકોટના રૂપમ્ બ્લોક મેકર્સ શ્રી બાબુભાઈએ કાળજીથી ત્વરિત તૈયાર કરી આપી મને આભારી કર્યો છેઃ-સર્વે સુખિનઃ સંતુ, સર્વે સંતુ નિરામયા; સર્વે ભદ્રાણિ પશ્યંતુ, મા કશ્ચિદ્ દુઃખં આપ્નુયાત્ ।। ઇતિશુભં. વિ. સં. ૨૦૧૬ના આશ્વિન વિજયાદશમી ગુરૂવાર.

તા. ૨૯-૯-૧૯૬૦ શિલ્પ-નિવાસ-પાલીતાણા ( સૌરાષ્ટ્ર )

**પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા.**

# दीपार्णव ग्रन्थ की भूमिका।



भूमिका-लेखक : एशिया खंड का सुप्रसिद्ध कला-स्थापत्य का मर्मज्ञ प्रखर पुरातत्वज्ञ
**डॉ. वासुदेवशरण अग्रवालजी**-अध्यापक-कला और स्थापत्य विभाग-काशी विश्वविद्यालय

श्री प्रभाशंकर ओघडभाई सोमपुरा सौराष्ट्र के इस समय प्रख्यात स्थपति हैं। प्राचीन मन्दिर निर्माण के शिल्प का जैसा प्रकृष्ट अनुभव उन्हें है वैसा कम देखने में आता है। यही कारण है कि सोमनाथ के मध्यकालीन भग्न शिवमन्दिर के स्थान पर जब नये मन्दिर के निर्माण का निश्चय किया गया तो उस कार्य के लिये सब का ध्यान श्री प्रभाशंकरभाई की ओर ही गया और वह कार्य उन्ही को सोंपा गया। उस समय सार्वजनिक इच्छा यह थी कि स्थापत्य और शिल्प की दृष्टि से मध्यकालीन सौराष्ट्र के महान् देवप्रासादों की जो परम्परा थी उसी शैली का अवलम्बन लेते हुए नये मन्दिर का भव्य स्वरूप कल्पित किया जाय। श्री प्रभाशंकरजी को भी अपनी योग्यता प्रदर्शित करने का सुयोग प्राप्त हुआ और उन्होंने सोमनाथ पाटन में अर्वाचीन शिवमन्दिर का निर्माण प्राचीन वास्तु शास्त्र के अनुसार ही सम्पन्न कराया। उस में जगती, प्रासादपीठ, मण्डोवर और शिखर इत्यादि की रचना और साज-सज्जा के रूप में प्राचीन वास्तु-विद्याचार्यो के कौशल का नया संस्कार देखकर प्रसन्नता होती है।

श्री प्रभाशंकरभाई से हमारा प्रथम परिचय लगभग १२ वर्ष पूर्व नई दिल्ली में हुआ था। बहुत दिनों से हमारी इच्छा किसी ऐसे व्यक्ति के दर्शन की थी जो मध्यकालीन शिल्प-ग्रन्थों की पारिभाषिक शब्दावली का ज्ञान रखता हो और जो प्राचीन मन्दिर अवशिष्ट हैं उनके साथ मिलाकर उन ग्रन्थों की व्याख्या समझा सके। श्री प्रभाशंकर के रूप में इस प्रकार के स्थपति से मेरा साक्षात् परिचय हुआ। उन्हें मन्दिर निर्माण के शास्त्र और प्रयोग दोनोका सुन्दर परिचय हे। हमने स्वयं अनेक शब्दोका उनसे संग्रह कीया और यह इच्छा प्रकट की कि वे शिल्प शास्त्रीय पारिभाषिक शब्दों का एक कोश ही तैयार कर दें। उन्होंने इस सुझाव को सहर्ष स्वीकार किया और जैसा उन्होंने मुझे सूचित किया है आजकल वे इस प्रकार के कोश का निर्माण कर रहे हैं। कई वर्ष पूर्व श्री प्रभाशंकरजीने राणा कुम्भा के राजकीय-स्थपति सूत्रधार मंडन के अति उपयोगी ग्रन्थ प्रासादमंडन की अपनी लिखी हुई गुजराती टीका हमारे पास भेजी थी। वह ग्रन्थ तो मुद्रित नहीं हुआ, किन्तु उसी की गुजराती और हिन्दी टीका जयपुर के पंडित भगवानदासने अनेक नकशों के साथ तैयार की है जो इस समय छप रही है। भाई प्रभाशंकर और पंडित भगवानदास दोनों का जन्म सौराष्ट्र मंडल के पादलिप्तपुर या पालिताना नगर में हुआ था जहां प्राचीन मन्दिर शिल्प की परम्परा के अनुकूल सूत्र अभि तक पाए जाते हैं। इसी बीच में श्री प्रभाशंकरजीने अपनी प्रतिभा का सदुपयोग एक नये ग्रन्थ के उद्धार में किया है। स्थापत्य और मन्दिर निर्माण सम्बन्धी दीपार्णव नामक संस्कृत ग्रन्थ का गुजराती अनुवाद ५६० नकशों के साथ उन्होंने तैयार किया है और वह इस विशद रुप में मुद्रित और प्रकाशित भी हो रहा है। भारत में नाना प्रकार के शिल्पों की और विशेषतः वास्तु और स्थापत्य की परम्परा लगभग ५ सहस्त्र वर्ष से चली जाती है। नाना रूपों में इसका विकास हुआ है। चैत्यगृह, स्तूप, तोरण-वेदिकाएं, देवमन्दिर, राजप्रासाद,

नगर, वापी, जलाशय, दुर्ग, स्तम्भ आदि के सहस्रों उदाहरण देश में इस समय भी सुरक्षित हैं। वास्तु विद्या नितान्त व्यावहारिक ज्ञान है। किन्तु यह करते की विद्या है। जो क्रियाकुशल है वही इसका सच्चा जानकार है, किन्तु प्रयोग के पीछे शास्त्र की भी दृढ सत्ता थी और निर्माण सम्बन्धी गणित का पूरा लेखा-जोखा प्रयोग कुशल स्थपतियों के पास रहता था जिसे मान कहते थे। सौभाग्य से इस विषय का 'मानसार' नामक एक विशिष्ट ग्रन्थ अभीतक सुरक्षित रह गया है। वह लगभग गुप्त युग के वास्तु और स्थापत्य का निर्देश करता है। श्री प्रसन्नकुमार आचार्य ने उसे मूल, अंग्रेजी अनुवाद और शब्दसूची के साथ सम्पादित किया है। संस्कृत साहित्य में प्राचीन वास्तु और शिल्पविद्या सम्बन्धी ग्रन्थों का भी पर्याप्त विस्तार मिलता है। उनमें से कुछ महत्वपूर्ण ये हैं:-अर्थशास्त्र (अ० २२-२३), मानसार, बृहत्संहिता (अ० ५३-५८), मंजुश्रीमूलकल्प, मत्स्यपुराण (अ० २५२, २५५, २५७, २५८, २६२, २६३, २६६, २७०), गरुड पुराण (अ० ४५-४८), अग्नि पुराण (अ० ४२-४६, ४६-५५, ६०, ६२, १०४-१०६), विष्णुधर्मोत्तर पुराण (चित्र-सूत्रप्रकरण), समराङ्गणसूत्रधार, मानसोल्लास, अपराजितपृच्छा, तंत्रसमुच्चय, ईशानशिवगुरुदेवपद्धति, मयमतम्, कामिकागम, अंशुमद्भेदागम, काश्यपशिल्प, वास्तुसार, शिल्परत्न, हयशीर्षपंचरात्र, लक्षण-सारसमुच्चय (३९०० श्लोकों का महत्वपूर्ण अप्रकाशित ग्रन्थ), प्रासादमण्डन, रूपमण्डन, क्षीरार्णव, दीपार्णव इत्यादि।

यह प्रसन्नता की बात है कि इस सूची के अधिकांश ग्रन्थ मुद्रित हो चुके हैं। किन्तु जिस रूप में शिल्पग्रन्थों का प्रकाशन होना चाहिए वैसा दो-एक को छोड कर शेष ग्रन्थों के सम्बन्ध में अभी तक नहीं हुआ है। वास्तुशास्त्र संबंधी साहित्य का प्रामाणिक संस्करण वही हो सकता है जिसमें पारिभाषिक शब्दों की व्याख्या की गई हो और विषय के स्पष्टीकरण के लिए मानचित्रो का आश्रय लिया गया हो। एक बडी आवश्यका इस बात की भी है कि जो देवप्रसाद या मन्दिर विद्यमान हैं उनके साथ शास्त्रीय वर्णन का तुलनात्मक अध्ययन किया जाय। तभी उन वर्णनों का मर्म और स्वरूप एवं पारिभाषिक शब्दों के लक्षण समझ में आ सकते हैं। जिस साहित्य का ऊपर उल्लेख किया गया है उस सब को आधार बना कर उसकी शब्दावली का कोष रूप में संग्रह करने और सचित्र व्याख्या करने की भी आवश्यकता है। अनुसंधान कार्य में सलग्न किसी भी विशिष्ट संस्था को यह कार्य अपने हाथ में लेना चाहिए। इसी के साथ यह भी आनुषंगिक रूप से कर्तव्य है कि जो शब्दावली पुराने शिल्पी या कारीगरों के पास अभी तक बच गई है उसका भी संग्रह समय रहते कर लिया जाय। विशेषतः राजस्थान, गुजरात, सौराष्ट्र, केरल, तमिलनाड, उडीसा और नेपाल में इस प्रकार की महत्त्वपूर्ण शब्दावली अभी तक प्राप्त की जा सकती है। यह कार्य परिश्रमसाध्य तो अवश्य है किन्तु प्राचीन भारतीय स्थापत्य की परिभाषाओं समझने के लिए अमृततुल्य भी है।

इस प्रकार के साहित्य का जिस रूप में प्रकाशन होना चाहिए, उसका एक अच्छा उदाहरण श्री प्रभाशंकरजीने 'दीपार्णव' ग्रन्थ के इस संस्करण द्वारा प्रस्तुत किया है। इस ग्रन्थ में सत्ताइस अध्याय हैं। पूर्वार्ध के उन्नीस अध्यायों में प्रासाद निर्माण संबंधी विधि का विस्तार से वर्णन है। इन में जगती (अ० ३), प्रासादपीठ (अ० ४), मण्डोवर (अ० ५), द्वार (अ० ६), शिखर (अ० ९), मण्डप (अ० १०) और संवरणा (अ० ११), ये प्रकरण अत्यन्त महत्त्वपूर्ण हैं। मध्यकालीन प्रासादों में जगती पीठ का महत्त्वपूर्ण स्थान था। प्रासाद या मंदिर के गर्भ गृह

की जितनी चौड़ाई हो उससे तिगुनी, चौगुनी या पांचगुनी चौड़ाई का जगती पीठ बनाया जाता था। उसे प्रासाद का अधिष्ठान भी कहते थे। जगती की ऊंचाई का अनुपात प्रासाद के मण्डोवर या कोठे की ऊंचाई के अनुसार रखा जाता था। (पृ० ३७)। यदि चोबीस हाथ या ३६ फुट ऊंचा प्रासाद हो तो जगती का उदय ८ हाथ या १२ फुट तक हो सकता था। इसी से उसके महत्त्व का अनुमान किया जा सकता है। उच्छ्राय या ऊंचाई को जगती के नाना प्रकार के थरों से अलंकृत किया जाता था। इन का भी ब्योरेवार उल्लेख प्रस्तुत ग्रन्थ में (पृ० ३८), एवं वास्तु-सार, प्रासादमण्डन आदि साहित्य में आया है। उदाहरण के लिए नीचे से शुरू कर के पहले जाड्यकुम्भ (हिन्दी जाड्मो), कर्णिका (हि० कनी), पद्मपत्र युक्त शीर्ष पत्रिका, क्षुरक (हि० खुरा), कुम्भक, कलश, अंतःपत्रक या अंतराल, कपोताली (हि० केवाल) पुष्पकण्ठ, इस प्रकार जगती के भव्य स्वरूप की कल्पना की जाती थी।

इस प्रकार की जगती के मध्य भाग में प्रासाद या देव मन्दिर का विन्यास किया जाता था। उसके पांच भाग मुख्य थे–पहला प्रासादपीठ, दूसरा मण्डोवर या कोठा या गर्भगृह, तीसरा शिखर, चौथा आमलकशिला एवं पांचवां ध्वज। प्रासदपीठ के कई प्रकार होते थे। जैसा विशाल मंदिर का उठान होता था उसी के अनुसार जगती और प्रासादपीठ की कल्पना की जाती थी। प्रासादपीठ में भी जाड्यकुम्भ, कणाली, ग्रासपट्टी (सिंहमुख या कीर्तिमुख) के अतिरिक्त विशेष शोभा के लिए कई प्रकार के थर रक्खे जाते थे। उन में अश्वथर, नरथर और हंसथर मुख्य थे। कुमारपाल युग में इन थरों का पूरा विकास हो गया था। नरथर में स्त्री पुरुषों के चौरासी आसनों में अंगमरोड की पूरी कला दिखाई जाती थी और ऐसा विश्वास था कि उस से मंदिर पर बिजली नहीं गिरेगी। मध्यकालीन बड़े मंदिरों में इन्हें स्पष्ट देखा जा सकता है। जाड्यकुम्भ के नीचे कई मोटे पत्थरों के मजबूत थर रक्खे जाते थे उन्हें भिट्ट कहते थे।

इसके ऊपर वास्तविक प्रासाद या मंदिर का निर्माण किया जाता था। उसके लिए प्राचीन शब्द गर्भगृह था किन्तु मध्यकाल में उसे मण्डोवर कहेने लगे। इस शब्द की व्युत्पत्ति सार्थक है। ऊंची जगती या पीठ को 'मण्ड' कहते थे ओर उसके ऊपर गर्भगृह के रूप में जो चोकोर या आयत कोठा बनाया जाता था वही मण्डोवर कहलाया। मण्डोवर के उदय या ऊंचाई को मूलनासिक जीतना रखते है, क्योंकि मूल से लेकर नासिका तक का उदय या प्रमाण इसके अंत-र्गत आता था। प्रासाद की भित्ति या ती एक दम सीधी सपाट होती थी या आगे चलकर उसी में रथ, प्रतिरथ, कोणरथ, ये कई भाग निर्गम और प्रवेशक की युक्ति से बनाए जाते थे। इन्हीं फालनाओं को मिलानेवाले छोटे भाग नन्दी कहलाते थे। ग्रन्थ में मण्डोवर के स्वरूप निर्माण का विस्तार से वर्णन किया गया है, और उसके विविध थरों के संस्कृत नाम और परिभाषाएं एवं उनकी ऊंचाई और निर्गम का उल्लेख आया है (पृ० ५६–७०)। इस विवरग से ज्ञात होता है कि प्रासाद का अंग–प्रत्यंग गणितीय प्रमाग से नियंत्रित था। प्रत्येक भाग की ऊंचाई, उसका निर्गम या प्रवेश एवं दूसरे भागों के साथ उसका अनुपात निश्चित्त था। ये सारी नाप–जोख प्रधान स्थपति के मस्तिष्क में विद्यमान रहती थी और तदनुसार ही अन्य शिल्पी प्रत्येक थर के एक-एक पत्थर को भूमि पर घड कर तैयार करते जाते थे, और वहीं से प्रासाद के उदय में एक थर के बाद दूसरे थर की उत्तरोत्तर रचना होती जाती थी। मानोन्मान की यह परिपाटी बंधी–बंधाई होती थी। जिसे परम्परागत नाप–जोख के अनुसार प्रासादों का निर्माण करने वाले अन्य शिल्पी

या सिलाट भी जानते थे। यही भारतीय वास्तुविद्या की मान्य लोक-पद्धति थी और आज भी जहां यह कला पश्चिमी आक्रमण से सुरक्षित है वहां वास्तुविद्याचार्य स्थपति या शिल्पी इस प्रकार संपूर्ण जानकारी प्रायः कण्ठस्थ रखते हैं। मण्डोवर के कई थरों में क्षुरक, कुम्भक, अंतर्पत्र, कपोताली, मंचिका, जंघा, ग्रासपट्टी, भरणी, कूटछाद्य (छज्जा), आदि मुख्य थे। इनमें मंचिका या मंजी के ऊपर जंघा का स्थान महत्वपूर्ण था। इसी में देवांगना या सुरसुन्दरी मूर्तियों का निर्माण किया जाता था। इन्हें ही वास्तुसार में ठक्कुर फेरु ने प्रेक्षणिका कहा है जो नाट्य की विविध मुद्राओं का प्रदर्शन करती हुई दिखाई जाती थीं। उड़ीसा और खजुराहो के मंदिरों के मण्डोवरों पर जंघा भाग में बनी हुई स्त्री मूर्तियां उस शिल्प को प्राणवत्ता प्रदान करती हैं। कहीं-कहीं दो जंघाएं भी बनाई जाती थी जिन्हें तलजंघा और उपरिजंघा कहते थे। इस प्रकार के प्रासाद का एक मानचित्र पृ. ६६ पर अंकित है।

प्रासाद के द्वार का निर्माण और अलंकरण भी महत्त्वपूर्ण अंग था। द्वार के दोनों स्तम्भ कई शाखाओं में बांट कर बनाए जाते थे। इन्हें द्वारशाखा (हिं० बारसाख) कहते थे। उन्हीं से निकले हुए तिसाही (सं० त्रिशाखा), पंचसाही (सं० पंचशाखा) शब्द भी लोक में प्रचलित हैं। द्वारशाखाओं की संख्या नो तक कही गई है। प्रत्येक की अलग अलग संज्ञा होती थी जैसे पत्र-शाखा, गन्धर्वशाखा, रूपशाखा, स्तम्भशाखा, सिंहशाखा आदि। स्पष्ट है कि उस-उस अलंकरण के अनुसार इन शाखाओं का नाम पड़ता था। वराहमिहिरने द्वार के अलंकरणों का बहुत ही सटीक वर्णन किया है। जो गुप्तकालीन मंदिरद्वारों पर घटित होता है। उस वर्णन में मंगल्य-विहग अर्थात् मांगलिक पक्षी नामक अलंकरण का भी उल्लेख आया है। यह अभी तक हमें केवल आसाम प्रदेश के दहपर्वतिया नामक स्थान में बने हुए गुप्तकालीन मंदिर द्वार पर मिला है। गुप्तयुग में मंदिर के द्वार की शोभा कुछ विलक्षण होती थी और कई प्रकार के मौलिक अभिप्रायों से द्वारशाखाओं का रूपसम्पादन किया जाता था। मध्यकाल में भी प्रासाद-द्वार एवं तोरणो का महत्व विशिष्ट बना रहा। मंदिर के सामने एवं भीतर भी कई प्रकार के तोरण विकसित किए गए, हिण्डोलक तोरण, तलक तोरण, कपड़वंजी तोरण इत्यादि। बारसाख का नकशा स्थपति के कौशल का सूचक होता है। बारसाख के निचले भाग में जिसे ठेका कहते हैं, जीस में आकृति बनाई जाती थी, जहां गुप्तयुग में प्रतिहारी मूर्तियां अंकित की जाती थीं। द्वार के शीर्ष भाग या उतरंग को और निचले भाग या देहली को भी अलंकृत किया जाता था। देहली के तल दर्शन में वृत्तमंदारक या संतानक और उसके दोनों ओर कीर्तिवक्त्र या ग्रास अर्थात् सिंहमुख बनाए जाते थे।

कूटछाद्य या छज्जे से ऊपर शिखर आरंभ होता था। शिखर के निर्माण में भारतीय शिल्पियोंने अपने कौशल की पराकाष्ठा विकसित की। शिखरों के विविध प्रकार एवं अंगप्रत्यंग का वर्णन करने के लिए एक महाग्रंथ ही चाहिए। नागर जाति के मध्यकालीन शिखरों में दो अलंकरण मुख्य थे। एक श्रृंग दूसरे अण्डक। श्रृंग शिखर की चारों दिशाओं में बनाए जाते थे और वे छोटे बड़े कई होते थे। इन में सब से बडे श्रृंग के उरुश्रृंग कहा जाता था, जिस के लिए लोक में छातियाश्रृंग नाम चालू है। एक प्रकार से यह शिखर का सम्मुख दर्शन होता था जिसे श्रृंगों के रूप में दोहराया जाता था। प्रासाद निर्माण की इस विशेषता का स्पष्ट परिचय किसी मंदिर के शिखर को देखने से ही समझा जा सकता है। मंदिर के चौमुखी दर्शन को छोटे रूप में उत्कीर्ण कर के अण्डक का रूप दिया जाता था। इस से शिखर की ऊंचाई क्रम से अलंकृत की जाती थी। नाना

जाति के प्रासादों के शिखर का भेद अंड़कों की संख्या पर निर्भर करता था। कहीं अण्डकों के लिए कूट शब्द भी प्रचलित था और एक सहस्त्र कूट वाले शिखरों का निर्माण भी सुनने में आता है। शृंग और अण्डकों के पेचीदा विन्यास का निर्माण करने में मध्यकालीन महास्थपतियोंने रेखा-गणित की जिस जादूगरी का परिचय दिया है उस की कल्पना से मस्तिष्क चकराने लगता है। सत्य तो यह है कि प्रासाद के जिस भाग को भी लें उसी में रेखाओं की बारीकी और जडाऊ लक्षण की शक्ति की पराकाष्ठा पाई जाती है, मानों मंदिर निर्माण पाषण-शिल्पियों का काम न रह कर सोने चांदी का जडाऊ काम करनेवालों का शिल्प बन गया था। शिखर के ऊपरी भाग में स्कंध, आमलक शिला, कलश और ध्वजा का सन्निवेश रहता था।

जिस प्रकार ब्रह्मसूत्र या ऊंचाई में, वैसे ही गर्भसूत्र या लम्बाई में भी कई भाग विकसित हुए, जैसे गर्भगृह (हिन्दी गभारा), उसके आगे अंतराल या कौली मण्डप, फिर गूढ़मंडप, फिर त्रिक मंडप या चौकी, फिर रंगमण्डप या नृत्यमण्डप और अन्त में मुखमण्डप। इन गूढ़मंढप का शिखर गर्भगृह के शिखर से भिन्न होता था और उसे घण्टा या गूमट कहते थे। गर्भगृह का शिखर उदयात्मक या उठा हुआ, और मंण्डप का शिखर बैठा हुआ होता था, जिस के थर एक दूसरे से सटे हुए रक्खे जाते थे। इसका उदाहरण पृ० ८८ के संमुख मानचित्र में स्पष्ट होता है। मण्डप की छत या गूमट के निचले भाग को वितान कहते थे, जिसमें अनेक प्रकार के अलंकरणों से युक्त क्रमशः ऊपर उठते हुए और घटते हुए थर बनाए जाते थे। इन्हीं में देदरिका, गजतालु (हाथी के तालु की आकृति जैसा, हि० गगालु) और कोल नामक थर थर मुख्य थे। इसके जिस भाग में १६ विद्याधरों की मूर्तियां बनाई जाती थीं उसे गूमट का रूपकण्ठ कहते थे। गूमट के मध्य में भीतर की ओर पद्मशिला का अलंकरण उसे विशिष्ट शोभा प्रदान करता था और विशाल आकार वाले झूमर की तरह लटकता हुआ दिखाइ पड़ता था। आबू के देलवाडा मंदिर में संगमरमर की जो पद्मशिला है उसकी शोभा संसार में अद्वितीय मानी जाती है। गूमट के बाहर की ओर का भाग संवरणा कहलाता था और उसमें घण्टिका, कूट और सिंहों के अनेक अलंकरण बनाकर नाना भेदों का निर्माण किया जाता था। इस प्रकार की पचीस संवरणाओं का विवरण विद्वान् व्याख्या-कार ने किया है (पृ० १७१)। संवरणा के बीचों बीच सब से ऊपरी भाग में मूल घण्टिका और उसके अतिरिक्त और भी छोटे आकार की घण्टिकाएं बनाइ जाती थीं। इन सबका विवरण चित्रों के साथ व्याख्याकार ने स्पष्ट किया है।

श्री प्रभाशंकरजीने इस एक ग्रन्थ की परिभाषाओं को स्पष्ट करने में जो परिश्रम किया है उससे उनका पाण्डित्य और अनुभव तो प्रकट होता ही है, किन्तु हमारा विश्वास है कि समस्त वास्तु शास्त्र के सुस्पष्ट अध्ययन का एक नया द्वार भी उन्मुक्त होता है। उनके दिखाए मार्ग से दीपार्णव ग्रंथ की परिभाषाओ को जानकर समरांगण-सूत्रधार, अपराजित-पृच्छा, आदि अन्य क्लिष्ट ग्रन्थों का भी मर्म समझने में सहायता मिलेगी। इसके लिए हम शिल्पविशारद स्थपति श्री प्रभा-शंकरजी सोमपुरा के अत्यंत अनुगृहीत हैं। इतने अधिक चित्रों के साथ इस दीपार्णव ग्रंथ का प्रकाशन उनके अध्यवसाय का प्रमाण है।

शरत् पूर्णिमा, सं. २०१७ **वासुदेवशरण अग्रवाल**

५-१०-६० अध्यापक, कला और स्थापत्य विभाग, काशी विश्वविद्यालय.

---

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૯ | काणमर्यादाद् | कोणमर्यादात् |
| ૬ | ૨૨ | दैर्ध्य | दैर्घ्य |
| ૭ | ૧૭ | गजशालाय | गजशालायां |
| ૯ | ૮ | આય, અને | આય, ઉત્તરમાં ગજ આય |
| ૧૧ | ૬૦ | ૧૧–૧૧× | ૧૨–૧૧× |
| ૧૧ | ૩૬ | ૪–૧૧×૪–૧૧ | ૪–૨૧×૪–૨૧ |
| ૧૩ | ૨ | वापिं | वापी |
| ૧૯ | ૧૪ | મંગળ ચંદ્ર | ચંદ્ર મંગળ |
| ૨૨ | ૧૫ | इन्द्राशकं | इन्द्रांशकं |
| ૨૩ | ૧૩ | कूर | क्रूरा |
| ૨૭ | ૨ | सर्वक याणं | सर्वकल्याणं |
| ૨૭ | ૨૧ | राहिणी | रोहिणी |
| ૩૩ | ૧૨ | ...द्वयोः | ...र्द्वयोः |
| ૩૪ | ૫ | षुरुषस्य | पुरुषस्य |
| ૩૫ | ૭ | ઔ અ | ઔ અં |
| ૩૬ | ૨૧ | ૧૧૫ થી ૨૨૦ | ૧૧૫થી ૧૨૦ |
| ૩૭ | ૧૬ | ચોત્રીશથી | બાવીશથી |
| ૩૭ | ૨૨ | हस्तसार्द्धा | हस्तसार्द्धा |
| ૪૨ | ૫ | करान्नतम् | करोन्नतम् |
| ૪૭ | ૭ | वृद्धिरेकैमंगुलम् | वृद्धिरेकैकमंगुलम् |
| ૫૧ | ૨૮ | निगमं | निर्गमं |
| ૫૩ | ૨૬ | નિરાધાર | નિરંધાર |
| ૫૫ | ૫ | प्राषादस्यौ | प्रासादस्य |
| ૬૧ | ૨ | पुनदेव | पुनरेवं |
| ૬૫ | ૮ | अरण्यूर्ध्वं | भरण्यूर्ध्वं |
| ૬૮ | ૮ | खरः | सुरः |
| ૭૨ | ૧ | ભાગની | ચોથા ભાગની |
| ૭૩ | ૧૬ | पर्यंके-द्वारं | पर्यंक-द्वार |
| ૭૪ | ૨૨ | भूमिजो | भूमिजे |
| ૭૭ | ૨૪ | पंचशाखां | पंचशाखं |
| ૭૯ | ૪ | वसुर्भागं | वसुभाग |
| ૮૬ | ૧૦ | कार्योन्तिरङ्गके | कार्योत्तरङ्गके |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૨ | ૨૬ | શલ્પીઓ | શિલ્પીઓ |
| ૯૫ | ૭ | मृगघोर | भृगुघोर |
| ૯૬ | ૧૬ | ભૃગઘોર | ભૃગુઘોર |
| ૯૬ | ૩૨ | કરરા | કરવા |
| ૯૯ | ૧૯ | विधें | विधेयं |
| ૯૯ | ૧૯ | परिवर्जनियम् | परिवर्जनीयम् |
| ૧૦૫ | ૮ | श्रृं | श्रृं |
| ૧૦૫ | ૧૪ | युक्तिसूत्रैण | युक्तिसूत्रेण |
| ૧૧૨ | ૧૯ | બીજા | ત્રીજા |
| ૧૧૬ | ૭ | ...पादोन | ...पादोनः |
| ૧૧૭ | ૨૬ | व | नैव |
| ૧૨૩ | ૩ | घटोदय | घंटोदय |
| ૧૨૮ | ૧૫ | शिलान्तः | शिलातः |
| ૧૨૮ | ૨૮ | मध्या | मध्यो |
| ૧૩૪ | ૧૭ | त्रिहस्ते | त्रिहस्ते च |
| ૧૩૫ | ૪ | हस्तस्योर्द्धं | हस्तस्योर्ध्वं |
| ૧૩૬ | ૨ | સ્રોક | त्रि |
| ૧૩૭ | ૯ | सब | सर्व |
| ૧૩૭ | ૧૬ | कुंमकेन | कुंभकेन |
| ૧૪૦ | ૭ | वितावानैक... | वितानानेक... |
| ૧૫૨ | ૩૩ | रविनादो | रविनादः |
| ૧૫૩ | ૯ | स्तंभाष्टाशीति | स्तंभाष्टाशीतिः |
| ૧૫૩ | ૧૫ | द्वादशात्तरं | द्वादशोत्तरं |
| ૧૫૫ | ૧ | शिवनादा | शिवनादाः |
| ૧૫૫ | ૧૮ | ...कुंभ | कुंभः |
| ૧૫૯ | ૧ | विषमा | विषमै |
| ૧૫૯ | ૧૫ | द्वित्रिपत्रेन | द्वित्रिपट्टेन |
| ૧૬૦ | ૯ | पट्टपादेन | पट्टपादन |
| ૧૬૧ | ૫ | प्रासादग्रे | प्रासादाग्रे |
| ૧૬૨ | ૧૫ | मत्तावरणं | मत्तवारणं |
| ૧૬૨ | ૨૫ | ઉદમ્બરની | ઉદુંબરની |
| ૧૬૩ | ૧૨ | त्रिभूम्यतं | त्रिभूम्यंतं |
| ૧૭૧ | ૨૭ | यथाथक्ति | यथाशक्ति |
| ૧૮૦ | ૧૫ | अधभागे | अर्धभागे |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૮૦ | ૧૫ | चैव | चैवं |
| ૧૮૫ | ૨૮ | कांस्य | कांस्यं |
| ૧૮૫ | ૨૮ | पित्तलां | पित्तलं |
| ૧૮૭ | ૯ | पंचाशके | पंचांशके |
| ૧૮૭ | ૨૩ | पन्नसाजुना... | पन्नसार्जुना... |
| ૧૮૮ | ૫ | ...ऽधस्ते | ...ऽधस्तात् |
| ૧૯૫ | ૯ | धाटत | घटित |
| ૧૯૫ | ૨૫ | कथयन्ति | कथयति |
| ૧૯૬ | ૧૨ | रुद्रा द्क्ष्मे | रुद्राद्दिक्ष्मे |
| ૧૯૮ | ૬ | सम | सम् |
| ૧૯૯ | ૨૨ | कुर्यात | कुर्याद् |
| ૨૦૧ | ૧૧ | चन्दांकित | चन्द्रांकित |
| ૨૦૨ | ૧૬ | करादयेद् | कारयेद् |
| ૨૦૫ | ૧૮ | तूर्द्वत्तो | तूर्ध्वतो |
| ૨૧૪ | ૧૦ | બીજી વાર | પીઠિકા બીજી વાર |
| ૨૧૪ | ૨૫ | परागतिम् | परां गतिम् |
| ૨૧૮ | ૨૧ | लंगयाते | लिंगयामे |
| ૨૧૯ | ૫ | द्रष्टिं | दृष्टिं |
| ૨૨૦ | ૧૪ | द्वित्तम् | द्वितम् |
| ૨૨૨ | ૨૩ | विधियते | विधीयते |
| ૨૨૩ | ૨૧ | विधियते | विधीयते |
| ૨૨૪ | ૬ | दूरितः | दूरतः |
| ૨૪૨ | ૩ | વજયા | વિજપા |
| ૨૪૯ | ૧૬ | सूय | सूर्य |
| ૨૫૧ | ૧૬ | दाक्षणे | दक्षिणे |
| ૨૫૨ | ૨૪ | सुदशनम् | सुदर्शनम् |
| ૨૭૩ | ૨૪ | शैल्येव | शैलेव |
| ૨૭૪ | ૨ | जैन | जैमस्य |
| ૨૭૭ | ૧૬ | श्यामवर्णु | લીલો વર્ણ |
| ૨૮૦ | ૭ | मुखे | मुखं |
| ૨૮૦ | ૭ | द्वस्तौ | द्वस्तं |
| ૨૮૦ | ૧૧ | गीत | गीतं |
| ૨૮૦ | ૧૧ | द्रष्टि | दृष्टि |
| ૨૮૨ | ૮ | युक्ता | युक्त्या |
| ૨૮૨ | ૮ | बुद्धिमान | बुद्धिमान् |
| ૨૮૨ | ૧૧ | रुपभूषण | रूपभूषणं |
| ૨૮૩ | ૨૭ | मुशलः | मुसलः |
| ૨૮૩ | ૩૦ | छत्रकाणि | छत्रकाणि |
| ૨૮૪ | ૧૧ | पट्टास्त्रांश- शक्तिपिंड | पट्टीत्र्यंशशक्तिपिंडं |
| ૨૮૪ | ૧૨ | कटकोपेतो | कंटकोपेतो |
| ૨૮૪ | ૧૩ | द्ण्डं | दण्डं |
| ૨૮૬ | ૯ | तद् द्विहीनं | तद्विहीनं |
| ૨૮૬ | ૧૮ | द्वयंगुलाभ्यां | द्वयंगुलाभ्यां |
| ૨૮૭ | ૧ | द्विमुष्टियन्ध्यं | द्विमुष्टिद्वयं |
| ૨૮૭ | ૫ | पूरकेत् | पूरयेत् |
| ૨૮૭ | ૨૨ | ચારયુતનો | આરાવાળું |
| ૨૮૮ | ૫ | षोडशांगुलिः | षोडशांगुलः |
| ૨૮૮ | ૯ | मुशलं | मुसलं |
| ૨૮૮ | ૧૦ | तदण्डः | तद्दण्डः |
| ૨૮૮ | ૧૦ | मुशलपशू | मुसलपर्शू |
| ૨૮૯ | ૧૩ | षट | षट् |
| ૨૯૧ | ૨૦ | ઉપરના ભાગ | વિસ્તાર ભાગ |
| ૨૯૧ | ૨૧ | ભાગની | ભાગની આકૃતિ |
| | | શોભાયમાન | શોભાયમાન |
| ૨૯૨ | ૪ | અંજલી દેવી | એવી અંજલી દેવી |
| ૨૯૨ | ૫ | મૂળ ભાગના | મૂળથી ભાગ સુધી |
| ૨૯૫ | ૧૫ | अथोट | अथोरः |
| ૨૯૫ | ૨૨-૨૪ | વેંત લંબાઇ | આંગળ વિસ્તારનો |
| ૨૯૬ | ૭ | કલ્પના કરવી | કરવી |
| ૨૯૬ | ૧૦ | સાત...ગણું | સાત આંગળ |
| ૨૯૬ | ૧૨ | "મોતીની માળા વટકાવવી" | |
| ૨૯૬ | ૧૩ | गुल्का... | गुल्फा... |
| ૨૯૬ | ૧૯ | वान्तदषदत्र | वान्तर्दषदत्र |
| ૨૯૭ | ૨ | तीक्ष्जांतरे | तीक्ष्गंतरे |
| ૨૯૭ | ૧૩ | गुलायतनं | गुलायतं |
| ૨૯૭ | ૧૩ | सत्तांशु | सप्तांशु |
| ૨૯૨ | ૬ | ખીલેલા કમળ જેવી | કમળની કળી જેવી |
| ૨૯૨ | ૯ | त्रिचतुष्पंभात्रं | त्रिचतुष्पंचमात्रं |
| ૨૯૨ | ૧૩ | यासं | व्यासं |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯૨ | ૧૯ | ફરવાં | વિસ્તારનાં ફરવાં |
| ૨૯૩ | ૨૧ | બાહુવલય | ઊંચું બાહુવલય |
| ૨૯૩ | ૨૯ | પર્વના જેટલી ગોળ | પર્વમાં પહેરાવવી, તે ગોળ |
| ૨૯૪ | ૧ | સુધી વક્ર | સમાન અથવા વક્ર |
| ૨૯૪ | ૧૮ | છાતીએથી | સાથળથી |
| ૨૯૭ | ૨૪ | याष्टगोनं | यामाष्ट भागोनं |
| ૨૯૮ | ૫ | આઠ ભાગે | આઠમા ભાગે |
| ૨૯૯ | ૭ | બાણનું | પરિધિવાળું બાણનું |
| ૨૯૮ | ૮ | (અંશ) | (આંગળ) |
| ૨૯૮ | ૯ | તાર | લંબાઇ |
| ૨૯૮ | ૧૩ | बहिर्मुखखं | बहिर्मुखं |
| ૨૯૯ | ૧ | तस्योच्यं | तस्योच्चं |
| ૨૯૯ | ૧૦ | અગર | અને પહોળાઇ પાંચ |
| ૨૯૯ | ૧૯ | अंघ्रयू | अंघ्र्यू |
| ૨૯૯ | ૨૧ | છ આકૃતિ | સોળ પાંખડી |
| ૨૯૯ | ૨૬ | ...गाशकैः | ...गांशकैः |
| ૩૦૨ | ૮ | शैलानाजात् | शैलजात् |
| ૩૦૩ | ૧૬ | मधुच्चिचष्टेन | मधुच्छिष्टेन |
| ૩૦૪થી૮ | ૪ | આપેલી છે | આપેલી નથી |
| ૩૦૪થી૮ | ૬ | સદીના | સદીની |
| ૩૨૧ | ૫ | विफकित | विभक्ति |
| ૩૨૧ | ૮ | कर्णे | कर्णो |
| ૩૨૧ | ૯ | स्तथव | स्तथैव |
| ૩૨૩ | ૩ | ...रुरुः | ...रुरु |
| ૩૨૪ | ૧૫ | प्रत्यांगानि | प्रत्यंगानि |
| ૩૨૫ | ૬ | तथव | तथैव |
| ૩૨૫ | ૧૮ | ૫૨ એ | ૫૨ એ ક્રમ |
| ૩૨૫ | ૧૯ | એક શૃંગ | સર્વતોભદ્ર |
| ૩૨૭ | ૨૫ | कर्णे ऽस्य | कर्णोऽस्य |
| ૩૨૭ | ૨૫ | द्विभागिक | द्विभागिकः |
| ૩૨૮ | ૧૪ | वैं | वै |
| ૩૨૯ | ૧ | केसरी | केसरीं |
| ૩૨૯ | ૩ | चैव | चैवं |
| ૩૩૦ | ૨ | प्रकर्तव्योः | प्रकर्तव्यो |
| ૩૩૦ | ૧૬ | क्षेत्र | क्षेत्रे |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩૦ | ૧૯ | चतुर्मागश्च | चतुर्भागश्च |
| ૩૩૧ | ૧૧ | कर्णे सदृशं | कर्णसदृशं |
| ૩૩૧ | ૧૬, ૨૧, ૨૨, ૨૮ | શ્રેયાંશ | શ્રેયાંસ |
| ૩૩૧ | ૨૯ | શ્રૃંગ ૧૭ | શ્રૃંગ ૧૩ |
| ૩૩૨ | ૮ | उरुः शृंगाष्टकं | उरुशृंगाष्टकं |
| ૩૩૨ | ૧૪ | त्रिंशतिपद... | त्रिंशपद... |
| ૩૩૨ | ૧૫ | चैव | चैवं |
| ૩૩૨ | ૧૮ | प्रतिकर्य | प्रतिकर्णे |
| ૩૩૩ | ૧ | समनिर्गम | समनिर्गमं |
| ૩૩૩ | ૧ | दिशः | दिशि |
| ૩૩૪ | છેલ્લી | कर्णे रथे च भद्रार्थे | कर्णं रथं च भद्रार्धं |
| ૩૩૫ | ૧ | नंदिकोणि | नंदिकोणी |
| ૩૩૭ | ૪ | प्रियदं | त्रिपदं |
| ૩૩૭ | ૧૬ | ૫ કેસરી | ૧ કેસરી |
| ૩૩૯ | ૧૭ | ૧૮૭ | ૧૮૧ |
| ૩૪૦ | ૧૦ | स्रीकृत | स्रीकृते |
| ૩૪૧ | ૩, ૯, ૧૦, ૧૮, ૧૯ | नेमि | नमि |
| ૩૪૧ | ૫ | कर्ण...कार्यं | कर्णो...कार्यः |
| ૩૪૧ | ૫ | प्रतिकण | प्रतिकर्ण |
| ૩૪૧ | ૨૦ | શ્રૃંગ ૬૫ | શ્રૃંગ ૬૧ |
| ૩૪૧ | ૮ | चतुर्दि | चतुर्दिशि |
| ૩૪૧ | ૯, ૧૦, ૧૯, ૨૦ | नेमि | नमि |
| ૩૪૧ | ૧૨–૨૧ | ૬૫ | ૬૧ |
| ૩૪૨ | ૧ | द्वादशेनो... | द्वादशैवो... |
| ૩૪૨ | ૧ | प्रत्यांगानि- | प्रत्यंगानि |
| ૩૪૩ | ૩ | चैव | चैवं |
| ૩૪૩ | ૧૦ | द्वाविंशतिपद... | द्वाविंशपद... |
| ૩૪૩ | ૧૫ | केसरी | केसरीं |
| ૩૪૩ | ૧૮ | प्रत्यांगानि- | प्रत्यंयानि |
| ૩૪૪ | ૧૨ | भद्राध | भद्रार्धं |
| ૩૪૪ | ૨૨ | षष्टा | षष्ट |
| ૩૪૪ | ૨૪ | वेदरुप... | वेदरूप... |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૪૫ | ૧૮-૩ | रुश्चत्वारि | रुचत्वारि |
| ૩૪૬ | ૨૨ | ૫ સર્વતોભદ્ર | ૯ સર્વતોભદ્ર |
| ૩૪૬ | ૩૧ | શૃંગ ૨૨૧–તિલક ૧૬ | શૃંગ ૨૨૧ |
| ૩૪૭ | ૧૩ | शद् भेदतः | शद्ब भेदतः |
| ૩૪૯ | ૨ | ૧૨૭ | ૧૨૧ |
| ૩૫૦ | ૧૮ | वर्णं | वर्ग |
| ૩૫૧ | ૬ | ...स्थितस्यार्या | ...स्थितस्यार्चा |
| ૩૫૧ | ૭ | युक्ता च | युक्ताश्च |
| ૩૫૧ | ૭ | ...परिवारिता | ...परिवारिताः |
| ૩૫૧ | ૧૬ | ઉષ્ણીક | ઉષ્ણીષ |
| ૩૫૧ | ૨૦ | केशान्ता... | केशान्तां... |
| ૩૫૨ | ૩ | कम्बागाः | न कम्बायाः |
| ૩૫૩ | ૬ | जानुजंधे | जानुजंघे |
| ૩૫૩ | ૧૨ | અંગુલિ ભાગ | અંગવિભાગ |
| ૩૫૩ | ૧૪ | हन्नाभि... | हृन्नाभि... |
| ૩૫૩ | ૨૦ | तुस्ताष्टाः... | तुस्तथाष्टा... |
| ૩૫૪ | ૧૨ | नाभो | नागि |
| ૩૫૫ | ૬ | मानेनां | मानेन |
| ૩૫૫ | ૭ | मंगुलम् | मांगुलम् |
| ૩૫૫ | ૯ | भवेत् | च भवेत् |
| ૩૫૫ | ૧૦ | द्वयंगुलं | द्वयांगुलं |
| ૩૫૫ | ૧૪ | द्वयोष्ठौ | द्वयौष्ठौ |
| ૩૫૬ | ૧૬ | પહોળો એ | પહોળો આડ |
| ૩૫૬ | ૨૦ | षोडशांगल | पोडशांगुल |
| ૩૫૬ | ૨૨ | रांगुलं | रंगुलं |
| ૩૬૨ | ૨૦ | शांशेन | शांशोना |
| ૩૬૪ | ૬ | गेहार्ध | गेहार्धे |
| ૩૬૭ | ૧૬ | भागात् | भागान् |
| ૩૬૮ | ૧૧ | देव्या | देव्य |
| ૩૬૮ | ૧૩ | क्रौधौ | क्रोधौ |
| ૩૬૯ | ૧ | यक्षिण्या | यक्षिणी |
| ૩૭૧ | ૮ | ईदृशं | इदृशं |
| ૩૭૩ | ૧૩ | भूर्लोको भुव-र्लोकेशो | भूलोको भुवो लोकेशः |
| ૩૭૮ | ૧૮ | शोदयो | शोदयः |
| ૩૮૨ | ૧૧ | सत्त्वं | सत्यं |
| ૩૮૨ | ૨૦ | सत्त्व | सत्य |
| ૩૮૨ | ૩૧ | दैर्ध्ये | दैर्ध्यै |
| ૩૮૮ | ૧૨ | दाक्ष | दाक्षा |
| ૩૮૯ | ૮ | श्यामर्णं | श्यामवर्णं |
| ૩૯૨ | ૪ | च्युता श्यामा | च्युतां श्यामां |
| ૩૯૨ | ૮ | सुपार्श्व | सुपार्श्वं |
| ૩૯૩ | ૪ | शूलं शांता | शूलां शांतां |
| ૩૯૪ | ૬ | पीत वरालस्थां | पीता वरालस्था |
| ૩૯૪ | ૬ | मुगद्र | मुद्गर |
| ૪૯૫ | ૨ | धवलमूंल जात | धवलं मूलजातं |
| ૩૯૬ | ૧૦ | बभ्रु | बभ्रू |
| ૩૯૭ | ૫ | ...हस्तकम् | ...हस्तकाम् |
| ૩૯૭ | ૯ | श्रेयांस | श्रेयांसं |
| ૩૯૭ | ૧૨ | इश्वर | ईश्वर |
| ૩૯૭ | ૧૪ | सिंहस्था मानवी | सिंहस्थां मानवीं |
| ૩૯૯ | ૪ | ઉત્તરાષાઢા | ઉત્તરા ભાદ્રપદા |
| ૩૯૯ | ૭ | खेटे | खेटं |
| ૪૦૨ | ૭-૧૧-૧૨ | कंदर्या | कंदर्पा |
| ૪૦૪ | – | शूलपद्म | शूलपद्मां |
| ૪૧૧ | ૧૭ | સર્પ અને | સર્પ, સર્પ અને |
| ૪૧૧ | ૯ | रस्थां | टस्थां |
| ૪૧૪ | ૨ | खंख्यायां | संख्यायः |
| ૪૧૪ | ૨ | विद्यादेव्य | विद्यादेव्यः |
| ૪૧૫ | ૬ | व | वज्र |
| ૪૦૫ | ૮ | तेजा | तेजां |
| ૪૨૫ | ૯ | ...वाहनम् | वाहनाम् |
| ૪૨૫ | ૧૩ | श्वत | श्वेत |
| ૪૨૬ | ૨ | श्वेतवर्णो | श्वेतवर्णः स्याद् |
| ૪૨૯ | ૧૨ | श्यामवर्ण | श्यामवर्णः |
| ૪૨૯ | ૧૬ | भूषि | भूषिताः |
| ૪૩૧ | ૩ | तदाधुघ | तदायुध |
| ૪૩૧ | ૧૯ | दुन्दुमिः | दुन्दुभिः |
| ૪૩૫ | ૯ | यातु | पातु |
| ૪૩૫ | ૯ | वालेन्दु | बालेन्दु |
| ૪૪૦ | ૧૨ | (મસ્તક) | ધનુષ બાણ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ | પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|---|---|---|
| ૪૪૦ | ૧૪ | सर्वभूख | सर्वभूत | ૪૫૯ | ૧૦ | व्यूति | त्रिगव्यूतिः |
| ૪૪૨ | ૨૬ | कालि | काली | ૪૬૦ | ૨ | चंद्राननयोः. | चंद्राननः |
| ૪૪૨ | ૨૬ | कालरात्रि | कालरात्री | ૪૬૧ | ૧૮ | चत्रिमात् | चक्रिण |
| ૪૪૨ | છેલ્લી | राक्षरी | राक्षसी | ૪૭૩ | ૮ | ડોળી | ક્રોળી |
| ૪૪૪ | ૪ | वथा | यथा | ૪૭૩ | ૧૨ | शीर्ति | शीति |
| ૪૪૪ | ૧૪ | प्रोक्रतो | प्रोक्तो | ૪૭૩ | ૨૦ | मुखायते | मुखास्यते |
| ૪૪૪ | ૧૮ | धमो... | धर्मे | ૪૭૩ | ૨૨ | मुखायते | न्मुखायते |
| ૪૪૯ | ૨૩ | कोत्तम | कोत्तगम् | ૪૭૭ | ૫ | विहिनं | विहीनं |
| ૪૪૯ | ૨૪ | चतुर्दिशि | च चतुर्दिशि | ૪૭૭ | ૧૦ | ...भागत | ...भागतः |
| ૪૫૨ | ૧૧ | जिनेद्राक्ष | जिनेन्द्राश्च | ૪૭૭ | ૧૯ | पद समोसर्पा | पदं समोसर्णं |
| ૪૫૨ | ૨૬ | मुपरिद्रा... | मुपरींद्रा... | ૪૭૯ | ૨૭ | શર્શ્વાતજિન | શાશ્વતજિન |
| ૪૫૬ | ૮ | सुपर्षदा | पर्षदा | ૪૮૦ | ૩ | શાર્શ્વતા | શાશ્વતા |
| ૪૫૬ | ૧૨ | दिक्षु | दिक्षु | ૪૮૨ | ૨૭-૨૯ | શાર્શ્વતા | શાશ્વતા |
| ૪૫૭ | ૭ | राजिताः | राजिता | ૪૮૪ | ૧૪ | बर्धमाना... | वर्धमाना... |

પાનું ૨૧૪. લીટી ૧૦. સુધારી વાંચો :–કોઈ પણ કારણસર એકલી પીઠિકા–જળાધારી જ સ્થાપન કરી શકાય. લિંગ નહિં.

પાનું ૨૮૯. શ્લોક ૩૭. સાચો અર્થ : કમળ જેવું કમળ, કાનના લોલક જેવું પત્ર, પદ્માસન, અર્ધ પદ્માસન અને હસ્તયુગલ. એ યોગમુદ્રાઓ છે.

પાનું ૨૯૧. શ્લોક ૭. સાચો અર્થ : વાળના અંતભાગથી મુકુટના અંત ભાગ સુધી જટા મુકુટની ઉંચાઈ ૨૪ આંગળની ૨૧, ૧૮, ૧૭ કે ૧૬ આંગળની રાખવી. લલાટે–કપાળે પટ્ટો કરવો.

પાનું ૨૯૪. શ્લોક ૩૪–૩૫–૩૬. સાચો અર્થ : અનામિકા અને અંગુઠો વાંકા કરીને હથેળીમાં રાખવા. કનિષ્ઠા આંગળી કંઈક વાંકી રાખવી અને મધ્યમા તથા તર્જની સીધી રાખવી. તેને સૂચીમુદ્રા કહે છે. તે કર્ણસૂત્ર બરાબર સીધમાં રાખવી. સૂચીમુદ્રાની સાથે તર્જની જોડવામાં આવે તો અંકુશમુદ્રા થાય છે. અંગુઠો, અનામિકા અને મધ્યમા આંગળી મધ્યમાં રાખવી અને કનિષ્ઠા આંગળી કંઈક વાંકી રાખવી અને તર્જની આંગળી સીધી રાખવી તેને તર્જનીમુદ્રા કહે છે.

પાનું ૨૯૫. શ્લોક ૪૨. સાચો અર્થ : યોનિની ઉપર બન્ને બાજુ જે સૂત્ર હોય તે ચત્રવીર જાણવું.

પાનું ૨૯૭. શ્લોક ૫૪–૫૫–૫૬. સાચો અર્થ : જે દ્રવ્યની મૂર્તિ બનાવી હોય તે જ દ્રવ્યનાં આયુધો હોય. સો આંગળ લાંબું ધનુષ્ય કરવું. તે ૯, ૭, ૫ અથવા ૩ આંગળ હીન અથવા અધિક માનનું કરવાથી નવ પ્રકારે ધનુષ્યનો ઉદય થાય છે. પુરી મુઠી પ્રમાણનો વિસ્તાર કરવો તેના મધ્યથી બન્ને છેડા ક્રમથી પાતળા થતા જાય. જેથી બન્ને છેડા અરધા અરધા આંગળ વિસ્તારના અને ગોળાઈમાં ત્રણ આંગળના થાય.

પાનું ૨૯૮. લીટી ૧૦–૧૧. પૂચ્છની લંબાઈના ત્રીજે ભાગે ઉંડી નાભિ કરવી.

પાનું ૨૯૯. લીટી ૧૧–૧૨. ચર્મસૂત્રના બે વલય કડાથી યુક્ત ડમરૂ કરવું. બાજુના ગોળાકાર મુખ ચામડાથી મઢેલા કરવા.

પાનું ૨૯૯. શ્લોક ૬૪, ૬૫. સાચો અર્થ : કમંડળ નવ આંગળ લાંબું અને લંબાઈથી અરધું કે પોણું ઉંચાઈમાં કરવું.

પાનું ૩૨૨. જ્યાં શ્રૃંગ ૧૦૮૫ તિલક ૧૨ છે ત્યાં શ્રૃંગ ૧૧૬૭ તિલક ૪ એમ વાંચો.

પાનું ૩૨૪. જ્યાં શ્રૃંગ ૨૪૭ છે ત્યાં શ્રૃંગ ૨૩૭ વાંચવા.

પાનું ૪૬૦. લીટી ૩. वारिषेणे वर्धमान पर्यंकासनस्थितः । ઉમેરો.

આ ઉપરાંત શ્લોકોમાં કેટલેક સ્થળે બે શબ્દો સાથે મૂકવાને બદલે વચ્ચે અંતર રાખીને છાપ્યું છે અગર અંતર રાખવાને બદલે સાથે છાપ્યા છે. તે સુધારીને વાંચવું. દાખલા તરીકે–પાનું ૪. शुभ वेश्मसु ને બદલે शुभवेष्मसु. અથવા પાના ૪૮–૫૨. ततोहीनं ને બદલે ततो हीनं.

---

ન્યુ દિલ્હીમાં ગાંધી સ્મારકનિધિના પ્લાનો : પ્ર. ઓ. સોમપુરા





श्री गणेशाय नमः

श्री विश्वकर्मा विरचित वास्तुविद्यायां

# ज्ञानप्रकाश-दीपार्णवे

॥ प्रथमोऽध्यायः ॥

## आयतत्वाधिकारः

(શિલ્પપ્રભા ભાષાટીકા સહિત.)

॥ अथ श्री भाषान्तरकारस्य मंगलाचरणम् ॥

जगत्त्राणं महादेवं सोमनाथं सरस्वतीम् ।
विघ्नेशं विश्वकर्माणं नित्यं भक्त्या नतोऽस्म्यहम् ॥ १ ॥

प्राचीनं शिल्पशास्त्रं च वास्तुविद्यां दीपार्णवे ।
गुर्जर-भाषया वक्ष्ये शिल्पप्रभया टीकया ॥ २ ॥

જગતનું રક્ષણ કરવાવાળા શ્રી સોમનાથ મહાદેવને અને વિદ્યાને આપનારી સરસ્વતી દેવીને, વિઘ્નોની શાંતિ કરવાવાળા શ્રી ગણેશને, અને જગત્ સ્રષ્ટા શ્રી વિશ્વકર્માને ભક્તિપૂર્વક હું નમસ્કાર કરૂં છું. (૧) દીપાર્ણવમાં વાસ્તુ-વિદ્યા નામનું જે પ્રાચીન શિલ્પશાસ્ત્ર વિશ્વકર્માએ રચેલું છે, તેનો સર્વ જનો ઉપયોગ કરી શકે તેવા આશયથી, તેનું શિલ્પપ્રભા નામની ટીકા સાથે ગુજરાતી ભાષાંતર હું* કરૂં છું. (૨)

श्री विश्वकर्मा उवाच—

इदानीमभिधास्यामि सूत्रपातविधिं क्रमात् ।
शुभे मासे सिते पक्षे आदित्ये चोत्तरायणे ॥ १ ॥
चन्द्रताराबले प्रोक्ते शुभे लग्ने शुभे दिने ।
देवान् ऋषीन् पूजयित्वा तोषयित्वा च शिल्पिनः ॥ २ ॥
गृहारम्भादि तैर्धिष्ण्यैः सूत्रपातं समाचरेत् ।

* સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા.

શ્રી વિશ્વકર્મા કહે છે કે— પ્રથમ સૂત્રપાત (સૂત છોડવાની) વિધિ હું કહું છું: દેવાલય કે ઘરનો આરંભ શુભ માસમાં અજવાળિયા પક્ષમાં અને ઉત્તરાયણનો સૂર્ય હોય ત્યારે કરવો. જે શુભ દિને ચંદ્રમા અને તારાનું બળ હોય તથા શુભ લગ્ન હોય તે દિવસે દેવોની અને ઋષિઓની પૂજા કરીને તેમજ શિલ્પિઓને સંતુષ્ટ કરીને, ઘરના પ્રારંભના નક્ષત્રને દિવસે જમીનનું માપ કરવા માટે સૂત્ર છોડવું. ૧–૨

**માસફલ—**

चैत्रे शोककरं विद्याद् वैशाखे च धनागमम् ॥ ३ ॥
ज्येष्ठे[1] गृहाणि पीड्यन्ते आषाढे पशुनाशनम् ॥
श्रावणे धनवृद्धिश्च शून्यं भाद्रपदे भवेत् ॥ ४ ॥
कलहश्चाश्विने मासे भृत्यनाशश्च कार्त्तिके ।
मार्गशीर्षे धनप्राप्तिः पौषे च [2]धनसम्पदः ॥ ५ ॥
माघे चाग्निभयं कुर्यात् फाल्गुने श्रीः शुभोत्तमा ॥

**ખાત મુહૂર્તઃ**— ગૃહારંભ જો ચૈત્ર માસમાં કરે તો શોક ઉત્પન્ન થાય; વૈશાખ માસમાં ધનની પ્રાપ્તિ થાય; જ્યેષ્ઠ માસમાં ઘરની હાનિ થાય, (ગ્રહ પીડા વગેરેથી); આષાઢ માસમાં પશુઓનો નાશ થાય; શ્રાવણ માસમાં ધનની વૃદ્ધિ થાય; ભાદ્રપદ માસમાં ઘર શૂન્ય રહે; આસો માસમાં કલેશ થાય; કાર્તિક માસમાં નોકર ચાકરનો નાશ થાય; માગશર માસમાં લક્ષ્મીની વૃદ્ધિ થાય; પોષમાસમાં ધન સંપત્તિ વધે; માઘ માસમાં ઘરનો આરંભ કરે તો અગ્નિનો ભય ઉત્પન્ન થાય; અને ફાગણ માસમાં ગૃહારંભ કરે તો શ્રેષ્ઠ લક્ષ્મી મળે. ૩–૪–૫

**ગૃહારંભતિથિ—**

प्रतिपत्कृष्णपक्षीया द्वितीया वास्तुकर्मणि ॥ ६ ॥
तृतीया पञ्चमी चैव सप्तमी[3] दशमी तथा ।
एकादशी त्रयोदशी तिथयश्च शुभावहाः ॥ ७ ॥

ઘરનો આરંભ કરવામાં કૃષ્ણપક્ષની એકમ અને બંને પક્ષની બીજ, ત્રીજ, પાંચમ, સાતમ, દશમ, અગ્યારસ અને તેરશ, એ તિથિઓ શુભ કારક છે. ૬–૭

---

१ ज्येष्ठे ग्रहाः पीडयन्ते-पाठान्तरे. २ कामसम्पदः-पाठान्तरे.
३ नवमी तथा.

**કઈ સંક્રાંતિમાં કયા મુખનું ઘર કરવું—**

कन्या-तुला-वृश्चिकेऽर्के न गृहं पूर्वसन्मुखम् ।
धने च मकरे कुम्भे न कुर्याद् दक्षिणोन्मुखम् ॥ ८ ॥
मीने मेषे वृषे चैव न कुर्यात्पश्चिमोन्मुखम् ।
मिथुने कर्कटे सिंहे न कुर्यादुत्तरोन्मुखम् ॥ ९ ॥

જ્યારે કન્યા, તુલા અને વૃશ્ચિક રાશિનો સૂર્ય હોય ત્યારે પૂર્વ દિશા સન્મુખના દ્વારવાળું ઘર ન કરવું. ધન, મકર અને કુંભ રાશિના સૂર્ય હોય ત્યારે દક્ષિણ દિશાના મુખવાળું ઘર ન કરવું. મીન, મેષ અને વૃષભ રાશિના સૂર્ય હોય ત્યારે પશ્ચિમના દ્વારવાળું ઘર ન કરવું. મિથુન, કર્ક અને સિંહ રાશિના સૂર્ય હોય ત્યારે ઉત્તર દિશાના દ્વારવાળા ઘરનો આરંભ કરવો નહિ. ૮-૯

**સર્વ દિગ્દ્વાર--**

सिंहे चैव तथा कुंभे वृश्चिके वृषभे रवौ[१] ।
नैव दोषो भवेत्तत्र कुर्याचातुर्दिशं मुखम् ॥ १० ॥
शुभाशुभ-गृहाणां च प्रासादानां विशेषतः ॥

શુભ તેમજ અશુભ ઘરોને માટે અને વિશેષ કરીને પ્રાસાદોને માટે એવો નિયમ છે કે, સિંહ, કુંભ, વૃશ્ચિક અને વૃષભ રાશિના સૂર્ય હોય ત્યારે ચારે દિશામાંની કોઈ પણ દિશાના દ્વારવાળા ભવનનો આરંભ કરી શકાય છે. ૧૦

**આય ગણવાની રીત (અંગ ૧)--**

आयमृक्षं व्ययं तारामंशकं च क्रमेण तु ॥ ११ ॥
धाम्नश्च दीर्घतो व्यासं गुणयेच्चाष्टभाजिते ।
ध्वजादीनां शेषमायो लभ्यते नात्र संशयः ॥ १२ ॥
ध्वजो धूमस्तथा सिंहः श्वानो वृषखरौ गजः ।
ध्वांक्षश्चैव समं दृष्ट्वा प्राच्यादिषु प्रदक्षिणाः ॥ १३ ॥
अन्योन्याभिमुखास्ते च कर्मच्छन्दानुसारतः ।

---

१ सिंहं चाथ वृषं च वृश्चिकघटौ याते हितं सर्वतः ॥
(રાજવલ્લભ-અધ્યાય ૧, શ્લોક ૯)

મકાન-ભવનના આય, નક્ષત્ર, વ્યય, તારા અને અંશક એ અનુક્રમે મેળવવા. ઘર કે પ્રાસાદની ભૂમિની લંબાઈ અને પહોળાઈનો ગુણાકાર કરી તે રકમને આઠે ભાગવી. જે શેષ રહે તે ધ્વજાદિ આયો જાણુવા. ૧ ધ્વજ, ૨ ધૂમ, ૩ સિંહ, ૪ શ્વાન, ૫ વૃષ, ૬ ખર, ૭ ગજ, ૮ ધ્વાંક્ષ, એ આઠ આયો અનુક્રમે પૂર્વાદિ દિશાઓમાં સામસામા દૃષ્ટિ રાખીને રહેલા છે. ૧૧, ૧૨, ૧૩.[1]

## શુભાશુભ આય—

ध्वजः सिंहौ वृषगजौ शस्यन्ते शुभ वेश्मसु ॥ १४ ॥
अधमानां खरो ध्वांक्षो धूम्रः श्वानः सुखावहः ।

---

१ श्री विश्वकर्मा प्रकाश अ. २ માં ગણિત ક્યાં સુધી મેળવવું તેની મર્યાદા કહે છે.

एकादशकरादूर्ध्वं यावद् द्वात्रिंशद्धस्तकम ।
तावदायादिकं चिन्त्यं तदूर्ध्वं नैवचिन्तयेत् ॥ ९३ ॥
आयव्ययौ मासशुद्धिर्न जीर्णे चिन्तयेद् गृहे ॥

અગ્યારથી ઉપર બત્રીશ હાથ સુધીના વાસ્તુમાં આયાદિ અંગ મેળવવા. તે ઉપરના મોટા વાસ્તુમાં આયાદિ અંગ મેળવવાની ચિંતા ન કરવી. જીર્ણોદ્ધાર કરતાં આવ, વ્યય અને અંશક આદિ અંગ મેળવવાની જરૂર નથી. (આમ પ્રમાણ છે છતાં શિલ્પિઓ જીર્ણોદ્ધારમાં આયાદિ અંગ મેળવવાનો પ્રયાસ કરે છે.)

## વિવિધ વાસ્તુમાં ક્યાંથી ગણિત મેળવવું—

प्रासादे कोणमर्यादाद् गृहे भित्तिस्तु मध्यतः ।
वापी-कूप-तडागादौ आयं दद्याच्च मध्यतः ॥ १ ॥
मण्डपे भित्तिबाह्ये च याने मध्ये शय्यासने ।
नगरेऽथ पुरे ग्रामे दंडमानं विधीयते ॥ २ ॥
वसुहस्तमितं दंड-मानमाह प्रजापतिः ॥
(वास्तुकौस्तुभ-अ. १)

પ્રાસાદને ભિત્તિ સહિત બહાર રેખાએ, ઘરને ભિત્તિ વગર એટલે અંદરને કોઠે, વાવ, કુવા અને તળાવ આદિમાં અંદર (નીચે જળની નેધે) વચમાં, ગુઢ મંડપને ભિત્તિ સહિત બહાર, અને વાહન તથા પલંગને અંદરના ગાળામાં આયાદિ અંગ મેળવવાં. નગર, પુર, ગ્રામને દંડ માનથી માપવું. તે દંડ આઠ હાથના માનનો જાણવો.

કેટલાક શિલ્પિભાઈઓ પાણીયું નક્ષત્ર ગણી અંગ મેળવવા પ્રયાસ કરે છે. પાણુના સાત ગણા વધારીને પછી ગુણાકાર કરે છે. પરંતુ આ રીત પાષાણ કે ઇંટના વાસ્તુને માટે બરાબર ન ગણાય એમ હું માનું છું. પરંતુ પાણીયું દોરાથી ગણવાનો પ્રયોગ કદાચ ધાતુ કે રત્નના નાનાં મંદિરોની રચનામાં વ્યાજબી મનાય.

ધ્વજ, સિંહ, વૃષ અને ગજ, એ ચાર આયો શુભ છે. તે ઉચ્ચ વર્ણોનાં ઘરો અને દેવાલયોમાં મેળવવાં શુભ છે. અને અધમ જાતિનાં ઘરોમાં ખર, ધ્વાંક્ષ, ધૂમ્ર અને શ્વાન એ ચાર આયો આપવા તે તેમને સુખાકારી છે.

## વર્ણાનુસાર આયનું ફળ—

कल्याणं कुरुते सिंहो नृपाणां च विशेषतः ॥ १५ ॥
विप्राणां च ध्वजः श्रेष्ठो वैश्यानां वृष उत्तमः ।
शूद्राणां गज एवोक्तः सर्वकर्मफलप्रदः ॥ १६ ॥

રાજાઓનાં ભવન અને ક્ષત્રિયોનાં ઘરો વિષે સિંહ આય આપવો. બ્રાહ્મણોનાં ઘરોમાં ધ્વજ આય, વૈશ્યોનાં ઘરોમાં વૃષ આય, અને શૂદ્રનાં ઘરોમાં ગજ આય આપવો. તે સર્વ કામની સિદ્ધિ કરનારો છે. આ પ્રમાણે ચારે વર્ણોનાં ઘરોને ઉપર કહ્યા પ્રમાણે આયો આપવાથી તેમને ઉત્તમ ફળની પ્રાપ્તિ થાય છે. ૧૫-૧૬.

## આયોના ગુણદોષ—

ध्वजे चैवार्थलाभश्च धूम्रे संताप एव च ।
सिंहे च विपुला भोगाः सदा श्वाने कलिर्भवेत् ॥ १७ ॥

धनं धान्यं वृषे चैव [1]स्त्रीमरणं रासभे भवेत् ।
गजे भद्राणि पश्यन्ति ध्वांक्षे च मरणं ध्रुवम् ॥ १८ ॥

ધ્વજ આય ધનનો લાભ કરાવે, ધૂમ્ર આય સંતાપ કરાવે, સિંહ આય અગાધ ભોગ આપે, શ્વાન આય કલહ કરાવે, વૃષ આય ધન ધાન્યની વૃદ્ધિ કરાવે, ખર આય સ્ત્રીનું મરણ કરે, ગજ આય સર્વ કલ્યાણ કારક છે, અને ધ્વાંક્ષ આય મરણ કારક છે. ૧૭-૧૮.

## ધ્વજ આય આપવાનાં સ્થાન—

प्रासादे प्रतिमालिङ्गे जगती-पीठ-मंडपे ।
वेदीकुंडे स्रुचि चैव पताका-छत्र-चामरे ॥ १९ ॥

---

१ स्वमृत्यू रासमे भवेत् ॥-पाठान्तरे

बापीकूपतडागानां कुण्डानां च जलाशये ।
[1]ध्वजोच्छ्रयस्य संस्थाने ध्वजं तत्र प्रदापयेत् ॥ २० ॥

आसने देवपीठेषु वस्त्रालंकार-भूषणे ।
केयूर-मुकुटादौ च निवेशयेद् ध्वजं शुभम् ॥ २१ ॥

દેવાલય, પ્રતિમા, શિવલિંગ, જગતી, પ્રાસાદની પીઠ, મંડપ, યજ્ઞકુંડ, ધ્વજા, છત્ર, ચામર, વાવ, કુવા, તળાવ, કુંડ, આદિ જળાશય, ધ્વજ દંડ, ધ્વજ પતાકા, સિંહાસન, દેવની પીઠિકા, વસ્ત્ર-ઘરેણાં આદિ આભૂષણો, કુંડલ, મુકુટ આદિને વિષે ધ્વજ આય આપવો શ્રેષ્ઠ છે. ૧૯-૨૦-૨૧.

## ધૂમ્ર આય આપવાનાં સ્થાન—

अग्निकर्मसु सर्वेषु होमशालामहानसे ।
धूम्रोऽग्निकुंडसंस्थाने होमकर्मगृहेऽपि च ॥ २२ ॥

દરેક અગ્નિ કર્મનાં સ્થાનોમાં, હોમ કરવાની શાળામાં, રસોડામાં, અગ્નિ કુંડ અને હોમ કરવાનાં સ્થળોને વિષે ધૂમ્ર આય આપવો શ્રેષ્ઠ છે. ૨૨.

## સિંહ આય આપવાનાં સ્થાન—

आयुधेषु समस्तेषु [2]शस्त्राणां भवनेषु च ।
नृपासने सिंहद्वारे सिंहं तत्र निवेशयेत् ॥ २३ ॥

દરેક પ્રકારના શસ્ત્રોને વિષે, શસ્ત્રો રાખવાની શાળાને વિષે, રાજાના સિંહાસનને વિષે, નગર કે પ્રાસાદના સિંહદ્વારને વિષે, સિંહ આય આપવો શ્રેષ્ઠ છે. ૨૩

## શ્વાન આય આપવાનાં સ્થાન—

श्वानो म्लेच्छगृहे प्रोक्तो वेश्यागारे नटस्य च ।
[3]नृत्यकार्येषु सर्वेषु श्वानः श्वानोपजीविनाम् ॥ २४ ॥

---

१ मूर्त्तौ लिङ्गेध्वजे छत्रे दैर्ध्यमायादि कल्पना ।
विस्तारायामगणना तामन्यत्र प्रकल्पयेत् ॥

મૂર્તિ લિંગ, ધ્વજા અને છત્રની આયાદિ કલ્પના લંબાઈ વડે કરવી. પણ અન્ય સ્થળે તો વિસ્તાર અને દીર્ઘતાનો ગુણાકાર કરીને તે પરથી ગણના કરવી.

२ नृपाणां-पाठान्तरे. ३ वेश्या गृहेषु-पाठान्तरे.

મ્લેચ્છ જાતિનાં ઘરોને, વેશ્યાઓ અને નટનાં ઘરોને, નાચવાના દરેક સ્થાનોમાં, જેની આજીવિકા કૂતરા ઉપર હોય તેવા લોકોના ઘરોને વિષે શ્વાન આય આપવો શ્રેષ્ઠ છે. ૨૪.

**વૃષ આય આપવાનાં સ્થાન—**

**वणिक्कर्मसु सर्वेषु भोज्यपात्रेषु मण्डपे ।**
**वृषस्तुरङ्गशालायां गोशाला–गोकुलेषु च ॥ २५ ॥**

વાણિજ્ય કર્મ કરનારા વેપારીને ત્યાં, જમવાનાં વાસણોને, ભોજન મંડપને, અશ્વશાળાને, ગૌશાળાને, અને ભરવાડ રબારીનાં ઘરોને વિશે વૃષ આય આપવો શ્રેષ્ઠ છે. ૨૫.

**ખર આય આપવાનાં સ્થાન—**

**[1]ततविततादिस्वरे वादित्रे विविधे तथा ।**
**कुलालरजकादीनां खरो गर्दभजीविनाम् ॥ २६ ॥**

તત, વિતત, ઘન અને સુષિર, એ ચાર પ્રકારનાં વાજીંત્રોને, ધોબીના ઘરોને વિષે અને જેની આજીવિકા ગધેડાથી હોય તેવા કુંભારને–ઓડને ઘેર ખર આય આપવો શ્રેષ્ઠ છે. ૨૬.

**ગજ આય આપવાનાં સ્થાન—**

**गजश्च गजशालाय सिंहं यत्नेन् वर्जयेत् ।**
**सिंहासने गजं देयं यानस्याथ गृहेषु च ॥ २७ ॥**
**अन्योपस्करकर्मादौ कामागारे गृहे गजः ।**

ગજશાળાને વિષે ગજ આય દેવો, પણ સિંહ આય કદી પણ ન આપવો. સિંહાસન, પાલખી, રથ, ગાડી, આદિ વાહનોને, અને તેનું કામ કરનારાઓના ઘરોને વિષે, સ્ત્રી ક્રીડાગૃહ તથા ભોગ વિલાસના ભવનને વિષે ગજ આય આપવો. ૨૭

**ધ્વાંક્ષ આય આપવાનાં સ્થાન—**

**मठेषु यंत्रशालासु जिनशालादिकेषु च ॥ २८ ॥**
**ध्वांक्षश्चैव प्रदातव्यः शिल्पकर्मोपजीविनाम् ।**
**स्वके स्वके च स्थाने ते सर्वकल्याणकारकाः ॥ २९ ॥**

સન્યાસીઓના મઠ, યંત્ર બનાવવાના કારખાના, ઉપાશ્રય, શિલ્પનું કામ કરનાર ( શિલાવટ, સોની, લુહાર, સુતાર, ચિત્રકાર ) આદિના ઘરોને વિષે ધ્વાંક્ષ આય આપવો. એ આઠે આયો પોતપોતાના સ્થાનને વિષે આપવાથી કલ્યાણ-કારી થાય છે. ૨૮–૨૯.

---

१ तंतुवितनुसाराणां–पाठान्तरे તંતુનો ધંધો કરનારા વણકરોને ત્યાં.

(કોષ્ટક નં. ૧)

## આયના ગુણ, દોષ, દિશા, કઈ જાતિને શ્રેષ્ટ અને આયનું સ્થાન.

| ક્રમાંક | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |
|---|---|---|---|---|---|---|---|---|
| આયનું નામ ... | ધ્વજ | ધૂમ | સિંહ | શ્વાન | વૃષ | ખર | ગજ | ધ્વાંક્ષ |
| આયની દિશા ... | પૂર્વ | અગ્નિ | દક્ષિણ | નૈઋત્ય | પશ્ચિમ | વાયવ્ય | ઉત્તર | ઈશાન |
| આયનો વર્ણ ... | બ્રાહ્મણ | — | ક્ષત્રિય | — | વૈશ્ય | — | શૂદ્ર | — |
| આયનું સ્વરૂપ ... | પુરૂષ | બીલાડા | સિંહ | કુતરા | બળદ | ગધેડા | હાથી | કાગડો |
| શુભાશુભ આય... | શ્રેષ્ટ | નેષ્ટ | શ્રેષ્ટ | નેષ્ટ | શ્રેષ્ટ | નેષ્ટ | શ્રેષ્ટ | નેષ્ટ |
| આયનાં સ્થાનો... | પ્રાસાદ પ્રતિમા ધ્વજ વેદી જળાશય આભુષણ | હોમશાળા રસોડું અગ્નિ કુંડ | રાજભવન શસ્ત્રો સિંહાસને | મ્લેચ્છના ઘેર નટ, વેશ્યાને તથા નૃત્યકારને ત્યાં. | વાણિયાવેપારી, વાસણો અશ્વશાળા, રબારીને ઘેર | કલાલને ત્યાં, વાજીંત્રશાળા, ધોબી, કુંભારને ત્યાં. | ગજશાળામાં સિંહાસને, પાલખી, વાહનો ભોઇ લોકોને ત્યાં ભોગ વિલાસનાં સ્થાનો | મઠ ઉપાશ્રય, શિલ્પીને ઘરે, યંત્રશાળામાં |

**આયોની દિશા—**

पूर्वदिशि ध्वजं दद्यादाग्नेये धूम्रमेव च ।
याम्यायां च सिंहं दद्याद् नैर्ऋत्ये श्वानमेव च ॥ ३० ॥

पश्चिमायां वृषं दद्याद् वायव्ये खरमेव च ।
उत्तरे च गजं दद्यादीशाने ध्वांक्षमेव च ॥ ३१ ॥

પૂર્વમાં ધ્વજઆય, અગ્નિકોણમાં ધૂમ્રઆય, દક્ષિણ દિશામાં સિંહ આય, નૈર્ઋત્ય કોણમાં શ્વાન આય, પશ્ચિમ દિશામાં વૃષ આય, વાયવ્ય કોણમાં ખર આય, અને ઈશાન કોણમાં ધ્વાંક્ષ આય દેવો. ૩૦–૩૧

**પરસ્પર આપવાના આય—**

वृषस्थाने गजं दद्यात् सिंहं वृषभहस्तिनोः ।
ध्वजः सर्वेषु दातव्यो वृषो नान्यत्र दीयते ॥ ३२ ॥

[૧]વૃષ આયને ઠેકાણે ગજ આય આપવો, વૃષ આય અને ગજ આયને ઠેકાણે સિંહ આય આપવો. ધ્વજ આય કોઈપણ આયને ઠેકાણે આપી શકાય. પરંતુ વૃષ આય કોઈપણ આયના સ્થાને કદી ન આપવો.

**આયનાં સ્વરૂપ—**

ध्वजः पुरुषरूपश्च धूम्रो मार्जाररूपकः ।
सिंहः सिंहस्वरूपश्च श्वानः श्वानस्वरूपकः ॥ ३३ ॥

वृषो वृषभरूपाढ्यः खरो रासभरूपकः ।
गजश्च गजरूपेण ध्वांक्षः काकस्वरूपकः ॥ ३४ ॥

ધ્વજ આયનું રૂપ પુરૂષના જેવું, ધૂમ્ર આયનું બિલાડા જેવું, સિંહ આયનું સિંહ જેવું, શ્વાન આયનું કૂતરા જેવું, વૃષ આયનું બળદના જેવું, ખર આયનું ગધેડા જેવું, ગજ આયનું હાથી જેવું, અને ધ્વાંક્ષ આયનું કાગડાના જેવું મુખ-સ્વરૂપ છે. ૩૩–૩૪

૧. શ્લોક ૩૨નો અર્થ આ રીતે કરવામાં આવે છે: જે જાતિને ઘેર આય આપવાનું કહ્યું હોય તે આય પહેલા માળમાં આપવો. પહેલે માળે વૃષાય કે ગજાય આપેલ હોય તો તે ઉપર સિંહ આય બીજે માળે આપી શકાય. નીચે ગજાય હોય તો ઉપર ગજાય ન આપવો. ધ્વજાય આય પર ગજાય દેવો. પણ કોઈપણ આય ઉપર વૃષાય ન આપવો. દરેક આય પર ધ્વજાય આપી શકાય. ત્રીજો મત ઉપર બાબતનો આ શ્લોક ધરાવે છે. પણ સૌ તેને પ્રમાણિક માનતા નથી.




અષ્ટ આયનાં સ્વરૂપો.

मुखैः स्वनामसदृशा नराकारकरोदराः ।
हस्ताभ्यां तद्रूपाढ्याः पादाभ्यां विहगाकृतिः ॥ ३५ ॥
सर्वेषां सिंहवद्ग्रीवा, प्रबलाश्च महोत्कटाः ।
महागणेश्वराः प्रोक्ताः क्षेत्रपाश्च दिशाष्टसु ॥ ३६ ॥
वास्तुकर्मसु सर्वेषु, आयादिक्पतयोऽष्ट हि ।
पूजिताः पूजयन्त्येव, निघ्नन्ति च पदे स्थिताः ॥ ३७ ॥

આયોનાં નામ પ્રમાણે મુખનું રૂપ જાણવું. પુરૂષની આકૃતિવાળા હાથ અને પેટ જાણવાં, પગો પક્ષીના જેવા, ગળાં સિંહનાં જેવાં. તે આયો બળવાન્ અને મહા તેજસ્વી છે. મોટા ગણપતિ જેવા, આઠે દિશાના ક્ષેત્રના આધપતિ જાણવા. વાસ્તુ કર્મના દરેક કામમાં તેમને પૂજવાથી, પોતાને સ્થાને રહેવા છતાં વિઘ્નોની શાંતિ કરવાવાળા જાણવા. ૩૫-૩૬-૩૭

## અથ નક્ષત્ર (અંગ ૨)—ઘરના નક્ષત્રની મૂલરાશિ (ક્ષેત્રફળ) કાઢવાની રીત

आयामं यदि क्षेत्रं तु विस्तारेण च गुणयेत् ।
सप्तविंशत्या हृद्भागं शेषे स्यान्मूलनिश्चयः ॥ ३८ ॥

પ્રાસાદ કે ઘરના ક્ષેત્રની લંબાઈ પહોળાઇને સામસામા ગુણીને જે ક્ષેત્રફળ આવે તેને સત્તાવીશે ભાગ દેતાં જે શેષ રહે, તે (ક્ષેત્રની) મૂળ રાશિ જાણવી. ૩૮

## મૂલરાશિ પરથી નક્ષત્રનો અંક કાઢવાની રીત—

फले चाष्टगुणे तस्मिन् सप्तविंशतिभाजिते ।
यच्छेषं लभते तत्र नक्षत्रं तद् गृहस्य तु ॥ ३९ ॥

ક્ષેત્રફળને આઠે ગુણીને સત્તાવીશે ભાગતાં જે શેષ રહે તે ઘરના અશ્વિન્યાદિ નક્ષત્રના અંક જાણવા. ૩૯ (જુઓ કોષ્ટક નં. ૨, ૩, ૪.)

(કોષ્ટક નં. ૨)

### સમચોરસ ક્ષેત્રના દેવગણા નક્ષત્રોનું કોષ્ટક
### ગજ અને આંગળમાં આંકડા આપેલા છે.

| ગ.આં×ગ.આં. | નક્ષત્ર | ગ. આં.×ગ.આં, | નક્ષત્ર | ગ.આં.×ગ.આં. | નક્ષત્ર |
|---|---|---|---|---|---|
| ૧-૧×૧-૧ | મૃગશીર્ષ | ૫-૫×૫-૫ | અનુરાધા | ૧૦-૧×૧૦-૧ | મૃગશીર્ષ |
| ૧-૩×૧-૩ | રેવતી | ૫ ૧૩×૫ ૧૩ | મૃગશીર્ષ | ૧૦.૩×૧૦ ૩ | રેવતી |
| ૧-૫×૧-૫ | મૃગશીર્ષ | ૫ ૧૫×૫-૧૫ | રેવતી | ૧૦.૫ ૧૦.૫ | મૃગશીર્ષ |
| ૧-૧૩×૧-૧૩ | અનુરાધા | ૫-૧૭×૫-૧૭ | મૃગશીર્ષ | ૧૦-૧૩×૧૦-૧૩ | અનુરાધા |
| ૧-૨૧×૧-૨૧ | રેવતી | ૬-૯×૬-૯ | રેવતી | ૧૧-૫×૧૧.૫ | પુષ્ય |
| ૨-૫×૨.૫ | પુષ્ય | ૬-૧૭×૬-૧૭ | પુષ્ય | ૧૧-૭×૧૧-૭ | પુષ્ય |
| | | ૬-૧૯×૬-૧૯ | પુષ્ય | ૧૧-૧૫×૧૧-૧૫ | રેવતી |
| ૨ ૭×૨-૭ | પુષ્ય | ૭-૩×૭-૩ | રેવતી | ૧૧-૨૩×૧૧-૨૩ | અનુરાધા |
| ૨-૧૫×૨-૧૫ | રેવતી | ૭-૧૧×૭-૧૧ | અનુરાધા | ૧૨-૭×૧૨-૭ | મૃગશીર્ષ |
| ૨-૨૩×૨-૨૩ | અનુરાધા | ૭-૧૯×૭-૧૯ | મૃગશીર્ષ | ૧૨-૯×૧૨-૯ | રેવતી |
| ૩-૭×૩.૭ | મૃગશીર્ષ | ૭-૨૧×૭-૨૧ | રેવતી | ૧૧-૧૧×૧૨-૧૧ | મૃગશીર્ષ |
| ૩-૯×૩-૯ | રેવતી | ૭ ૨૩×૭-૨૩ | મૃગશીર્ષ | ૧૨-૧૯×૧૨-૧૯ | અનુરાધા |
| | | | અનુરાધા | | |
| ૩-૧૧×૩-૧૧ | મૃગશીર્ષ | ૮-૭×૮-૭ | રેવતી | ૧૩-૩×૧૩-૩ | રેવતી |
| ૩-૧૯×૩-૧૯ | અનુરાધા | ૮-૧૫×૮-૧૫ | પુષ્ય | ૧૩-૧૧×૧૩-૧૧ | પુષ્ય |
| ૪-૩×૪-૩ | રેવતી | ૮-૨૩ ૮-૨૩ | પુષ્ય | ૧૩-૧૩×૧૩-૧૩ | પુષ્ય |
| ૪-૧૧×૪-૧૧ | પુષ્ય | ૯-૧×૯-૧ | રેવતી | ૧૩-૨૧×૧૩ ૨૧ | રેવતી |
| ૪-૧૩×૪-૧૩ | પુષ્ય | ૯-૯×૯-૯ | અનુરાધા | ૧૪-૫×૧૪-૫ | અનુરાધ |
| ૪-૧૧×૪-૧૧ | રેવતી | ૯-૧૭×૯-૧૭ | | | |

**અથ ગણ (અંગ ૩) નક્ષત્રના ગણની મૈત્રી; પરસ્પર ગુણદોષ---**

स्वगणे चोत्तमा प्रीति-र्मध्यमा देवमानुषे ।
कलहो देवदैत्येषु मृत्युर्मानवराक्षसे ॥ ४० ॥

ઘર અને ઘરધણીના નક્ષત્રનો એક જ ગણ હોય તો ઉત્તમ પ્રીતિ રહે. જો એકનો દેવગણ અને બીજાનો મનુષ્યગણ હોય તો મધ્યમ પ્રીતિ જાણવી. પણ જો એકનો મનુષ્યગણ અને બીજાનો રાક્ષસગણ હોય તો તે મૃત્યુકારક જાણવું. એકનો દેવગણ અને બીજાનો રાક્ષસગણ હોય તો કલેશકારણ જાણવું. ૪૦

**દેવગણ નક્ષત્રો—**

मृगाश्विनी रेवती च हस्तः स्वातिः पुनर्वसुः ।
पुष्यानुराधा श्रवण-मिति देवगणाः स्मृताः ॥ ४१ ॥

મૃગશિર, અશ્વિની, રેવતી, હસ્ત, સ્વાતિ, પુનર્વસુ, પુષ્ય, અનુરાધા અને શ્રવણ, એ નક્ષત્રો દેવગણ જાણવાં. ૪૧

**રાક્ષસગણ નક્ષત્રો—**

कृत्तिका मूलमाश्लेषा मघा चित्रा विशाखिका ।
धनिष्ठा शततारा च ज्येष्ठा च राक्षसगणाः ॥ ४२ ॥

કૃત્તિકા, મૂળ, અશ્લેષા, મઘા, ચિત્રા, વિશાખા, ધનિષ્ઠા, શતભિષા, અને જ્યેષ્ઠા, એ નવ નક્ષત્રો રાક્ષસગણનાં જાણવાં. ૪૨

**મનુષ્યગણ નક્ષત્રો—**

भरणी त्रीणि पूर्वाणि ह्युत्तरात्रयमेव च ।
आर्द्रा च रोहिणी चैव नवैते मानुषा गणाः ॥ ४३ ॥

ભરણી, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, આર્દ્રા, અને રોહિણી, એ નવ નક્ષત્રો મનુષ્યગણનાં જાણવાં. ૪૩

**અધોમુખ નક્ષત્રોની અધોમુખ સંજ્ઞા અને તેમાં કરવાનાં કાર્ય—**

मूलं मघा विशाखा च कृत्तिका भरणी तथा ।
पूर्वात्रयं तथाश्लेषाऽधोमुखाः परिकीर्त्तिताः ॥ ४४ ॥

મૂળ, મઘા, વિશાખા, કૃત્તિકા, ભરણી, પૂર્વાફાલ્ગુની, પૂર્વાષાઢા, પૂર્વાભાદ્રપદ, અને અશ્લેષા, એ નવ નક્ષત્રોની અધોમુખ સંજ્ઞા છે. ૪૪

( કોષ્ટક નં. ૩ )

## ધારેલા દેવ તથા મનુષ્યગણનાં નક્ષત્રો લાવવાને સારૂ ક્ષેત્રની બન્ને બાજુના આંગળના આંકડા કાઢવાનું કોષ્ટક

| ગણ | દેવગણ નક્ષત્રો | | | | | | | | | મનુષ્યગણ નક્ષત્રો | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| આંગળ | પૂર્વ | | | દક્ષિણ | | પશ્ચિમ | | | ઉત્તર | પૂર્વ | | દક્ષિણ | | પશ્ચિમ | | ઉત્તર | | |
| નક્ષત્ર | મૃગશીર્ષ | પુનર્વસુ | પુષ્ય | હસ્ત | સ્વાતિ | અનુરાધા | શ્રવણ | અશ્વિની | રેવતી | રોહિણી | આર્દ્રા | પૂ. ફાલ્ગુની | ઉ. ફાલ્ગુની | પૂ. ષાઢા | ઉ. ષાઢા | ભરણી | પૂ. ભાદ્રપદ | ઉ. ભાદ્રપદ |
| ૧ | ૪ | ૧૧ | ૧ | ૫ | ૧૨ | ૧૯ | ૨૩ | ૧૭ | ૨૭ | ૧૪ | ૨૧ | ૨૫ | ૧૫ | ૧૬ | ૬ | ૭ | ૨૦ | ૧૦ |
| ૨ | ૨ | ૧૯ | ૧૪ | ૧૬ | ૬ | ૨૩ | ૨૫ | ૨૨ | ૨૭ | ૭ | ૨૪ | ૨૬ | ૨૧ | ૮ | ૩ | ૧૭ | ૧૦ | ૫ |
| ૩ | – | – | – | – | ૪-૨૨ ૧૩ | – | – | – | ૨૭-૯ ૧૮ | – | ૭-૧૬ ૨૫ | – | ૨૩-૫ ૧૪ | – | ૨-૧૧ ૨૦ | – | – | – |
| ૪ | ૧ | ૨૩ | ૭ | ૮ | ૩ | ૨૫ | ૨૬ | ૧૧ | ૨૭ | ૧૭ | ૧૨ | ૧૩ | ૨૪ | ૪ | ૧૫ | ૨૨ | ૫ | ૧૬ |
| ૫ | ૧૭ | ૧૩ | ૧૧ | ૧ | ૨૪ | ૨૦ | ૧૦ | ૨૫ | ૨૭ | ૧૯ | ૧૫ | ૫ | ૩ | ૧૪ | ૧૨ | ૨૩ | ૪ | ૨ |
| ૬ | – | – | – | – | ૨-૨૦ ૧૧ | – | – | – | ૨૭-૧૮ ૯ | – | ૮-૧૭ ૨૬ | – | ૭-૧૬ ૨૫ | – | ૧ ૧૦ ૧૯ | – | – | – |
| ૭ | ૧૬ | ૧૭ | ૪ | ૨૦ | ૨૧ | ૨૨ | ૧૧ | ૧૪ | ૨૭ | ૨ | ૩ | ૧૯ | ૬ | ૧૦ | ૧૪ | ૧ | ૨૬ | ૧૩ |
| ૮ | ૧૪ | ૨૫ | ૧૭ | ૪ | ૧૫ | ૨૬ | ૪૩ | ૧૯ | ૨૭ | ૨૨ | ૬ | ૨૦ | ૧૨ | ૨ | ૨૧ | ૧ | ૧૬ | ૮ |
| ૯ | – | – | – | – | – | – | – | – | ૩ ૬ ૧૨ ૧૮-૨૧-૨૭ | – | – | – | – | – | – | – | – | – |
| ૧૦ | ૨૨ | ૨૦ | ૧૯ | ૧૪ | ૧૨ | ૧૦ | ૫ | ૨૬ | ૨૭ | ૨૩ | ૨૧ | ૧૬ | ૧૫ | ૭ | ૬ | ૨૫ | ૨ | ૧ |
| ૧૧ | ૨૦ | ૧ | ૫ | ૨૫ | ૬ | ૧૪ | ૭ | ૪ | ૨૭ | ૧૬ | ૨૪ | ૧૭ | ૨૧ | ૨૬ | ૩ | ૮ | ૧૯ | ૨૩ |
| ૧૨ | – | – | – | – | ૧-૧૦ ૧૯ | – | – | – | ૨૭-૯ ૧૮ | – | ૧૩ ૪-૨૨ | – | ૮-૧૭ ૨૬ | – | ૫-૧૪ ૨૩ | – | – | – |
| ૧૩ | ૧૯ | ૫ | ૨૫ | ૧૭ | ૩ | ૧૬ | ૮ | ૨૦ | ૨૭ | ૨૬ | ૧૨ | ૪ | ૨૪ | ૨૨ | ૧૫ | ૧૩ | ૧૪ | ૭ |
| ૧૪ | ૮ | ૨૨ | ૨ | ૧૦ | ૨૪ | ૧૧ | ૧૯ | ૭ | ૨૭ | ૧ | ૧૫ | ૨૩ | ૩ | ૫ | ૧૨ | ૧૪ | ૧૩ | ૨૦ |
| ૧૫ | – | – | – | – | ૮-૧૭ ૨૬ | – | – | – | ૨૭-૯ ૧૮ | – | ૫-૧૪ ૨૩ | – | ૧-૧૯ ૧૦ | – | ૧૩-૪ ૨૨ | – | – | – |
| ૧૬ | ૭ | ૨૬ | ૨૨ | ૨ | ૨૧ | ૧૩ | ૨૦ | ૨૩ | ૨૭ | ૧૧ | ૩ | ૧૦ | ૬ | ૧ | ૨૪ | ૧૯ | ૮ | ૪ |
| ૧૭ | ૫ | ૭ | ૮ | ૧૩ | ૧૫ | ૧૭ | ૨૨ | ૧ | ૨૭ | ૪ | ૬ | ૧૧ | ૧૨ | ૨૦ | ૨૧ | ૨ | ૨૫ | ૨૬ |
| ૧૮ | – | – | – | – | – | – | – | – | ૨૭-૩-૬-૯ ૧૫-૧૮-૨૧-૨૪ | – | – | – | – | – | – | – | – | – |
| ૧૯ | ૧૩ | ૨ | ૧૦ | ૨૩ | ૧૨ | ૧ | ૧૪ | ૮ | ૨૭ | ૫ | ૨૧ | ૭ | ૧૫ | ૨૫ | ૬ | ૧૬ | ૧૧ | ૧૯ |
| ૨૦ | ૧૧ | ૧૦ | ૨૩ | ૭ | ૬ | ૫ | ૧૬ | ૧૩ | ૨૭ | ૨૫ | ૨૪ | ૮ | ૨૧ | ૧૭ | ૩ | ૨૬ | ૧ | ૧૪ |
| ૨૧ | – | – | – | – | ૨૫-૭ ૧૬ | – | – | ૮ | ૨૭-૯ ૧૮ | – | ૧૯-૧ ૧૦ | – | ૨૦-૨ ૧ | – | ૧૭-૮ ૨૬ | – | – | – |
| ૨૨ | ૧૦ | ૧૪ | ૧૬ | ૨૬ | ૩ | ૭ | ૧૭ | ૨ | ૨૭ | ૮ | ૧૨ | ૨૨ | ૨૪ | ૧૩ | ૧૫ | ૪ | ૨૩ | ૨૫ |
| ૨૩ | ૨૬ | ૪ | ૨૦ | ૧૯ | ૨૪ | ૨ | ૧ | ૧૬ | ૨૭ | ૧૦ | ૧૫ | ૧૪ | ૩ | ૨૩ | ૧૨ | ૫ | ૨૨ | ૧૧ |
| ૨૪ | – | – | – | – | ૫ ૧૪ ૨૩ | – | – | – | ૯-૧૮ ૨૭ | – | ૨-૧૧ ૨૦ | – | ૪-૧૩ ૨૨ | – | ૭-૧૬ ૨૫ | – | – | – |
| ૨૫ | ૨૫ | ૮ | ૧૩ | ૧૧ | ૨૧ | ૪ | ૨ | ૫ | ૨૭ | ૨૦ | ૩ | ૧ | ૬ | ૧૯ | ૨૪ | ૧૦ | ૧૭ | ૨૨ |
| ૨૬ | ૨૩ | ૧૬ | ૨૬ | ૨૨ | ૧૫ | ૮ | ૪ | ૧૦ | ૨૩ | ૧૩ | ૬ | ૨ | ૧૨ | ૧૦ | ૨૧ | ૨૦ | ૭ | ૧૭ |
| ૨૭ | – | – | – | – | – | – | – | – | ૧ થી ૨૭ સુધીના અંકો | – | – | – | – | – | – | – | – | – |

ઉપરના છુટા છુટા આંકડા લંબાઇ પહોળાઈના એક બાજુના સમજવા.

( કોષ્ટક નં. ૪ )

## દેવગણ નક્ષત્રો અને શુભઆય મેળવેલા લગભગ ચોરસ (૭ આંગળ સુધીની વધઘટ)ના ક્ષેત્રફળના અંકો

| ગજ આં | ગજ આં | નક્ષત્ર | ગજ આં | ગજ આં | નક્ષત્ર | ગજ આં | ગજ આં | નક્ષત્ર | ગજ આં | ગજ આં | નક્ષત્ર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | ૩-૭ × | ૩-૩ | સ્વાતિ | ૫-૧૩ × | ૫-૯ | સ્વાતિ | ૭-૧૯ × | ૭-૧૫ | સ્વાતિ |
| ૧-૧ × | ૧-૧ | મૃગશીર્ષ | ૩-૭ × | ૩-૭ | મૃગશીર્ષ | ૫-૧૩ × | ૫-૧૩ | મૃગશીર્ષ | ૭-૧૯ × | ૭-૧૯ | મૃગશીર્ષ |
| ૧-૧ × | ૧-૫ | શ્રવણ | ૩-૭ × | ૩-૧૧ | શ્રવણ | ૫-૧૩ × | ૫-૧૭ | શ્રવણ | ૭-૧૯ × | ૭-૧૯ | શ્રવણ |
| ૧-૧ × | ૧-૭ | અનુરાધા | ૩-૭ × | ૩-૧૩ | અનુરાધા | ૫-૧૩ × | ૫-૧૯ | અનુરાધા | ૭ ૧૯ × | ૮-૧ | અનુરાધા |
| ૧-૩ × | ૧-૧ | રેવતી | ૩-૯ × | ૩-૭ | રેવતી | ૫-૧૩ × | ૫૧-૫ | રેવતી | ૭-૨૧ × | ૭-૧૯ | રેવતી |
| ૧-૩ × | ૧-૩ | રેવતી | ૩-૯ × | ૩-૯ | રેવતી | ૫ ૧૫ × | ૫-૧૫ | રેવતી | ૭-૨૧ × | ૭-૨૧ | રેવતી |
| ૧-૩ × | ૧-૫ | રેવતી | ૩-૯ × | ૩-૧૧ | રેવતી | ૫-૧૫ × | ૫-૧૭ | રેવતી | ૭-૨૧ × | ૭-૨૩ | રેવતી |
| ૧-૩ × | ૧-૭ | રેવતી | ૩ ૯ × | ૩-૧૩ | રેવતી | ૫-૫ × | ૫-૧૯ | રેવતી | ૭-૨૧ × | ૮-૧ | રેવતી |
| ૧-૩ × | ૧-૯ | રેવતી | ૩-૯ × | ૩-૧૫ | રેવતી | ૫-૧૫ × | ૫-૨૧ | રેવતી | ૭ ૨૧ × | ૮-૩ | રેવતી |
| ૧-૫ × | ૧-૫ | મૃગશીર્ષ | ૩-૧૧ × | ૩-૧૧ | મૃગશીર્ષ | ૫-૧૭ × | ૫-૧૭ | મૃગશીર્ષ | ૭-૨૩ × | ૭-૨૩ | મૃગશીર્ષ |
| ૧-૫ × | ૧-૯ | સ્વાતિ | ૩-૧૧ × | ૩-૧૫ | સ્વાતિ | ૫-૧૭ × | ૫-૨૧ | સ્વાતિ | ૭-૨૩ × | ૮-૩ | સ્વાતિ |
| ૧-૭ × | ૧-૧૧ | હસ્ત | ૩-૧૩ × | ૩-૧૭ | હસ્ત | ૫ ૧૯ × | ૫-૨૩ | હસ્ત | ૮-૧ × | ૮-૫ | હસ્ત |
| ૧-૧૧ × | ૧-૧૭ | મૃગશીર્ષ | ૩ ૧૭ × | ૩-૨૩ | મૃગશીર્ષ | ૫-૨૩ × | ૬-૫ | મૃગશીર્ષ | ૮-૫ × | ૮-૧ | મૃગશીર્ષ |
| ૧-૧૩ × | ૧-૧૭ | હસ્ત | ૩-૧૯ × | ૩-૨૩ | હસ્ત | ૬-૧ × | ૬-૫ | હસ્ત | ૮-૭ × | ૮-૧૧ | હસ્ત |
| ૧-૧૩ × | ૧-૧૫ | સ્વાતિ | ૩-૧૯ × | ૩-૨૧ | સ્વાતિ | ૬-૧ × | ૬-૩ | સ્વાતિ | ૮-૭ × | ૮-૯ | સ્વાતિ |
| ૧-૧૩ × | ૧-૧૩ | અનુરાધા | ૩-૧૯ × | ૩-૧૯ | અનુરાધા | ૬-૧ × | ૬-૧ | અનુરાધા | ૮-૭ × | ૮-૭ | અનુરાધા |
| ૧-૧૫ × | ૧-૨૧ | રેવતી | ૩-૨૧ × | ૪-૩ | રેવતી | ૬-૩ × | ૬-૯ | રેવતી | ૮ ૯ × | ૮-૧૫ | રેવતી |
| ૧-૧૯ × | ૩-૧ | પુષ્ય | ૪-૧ × | ૪-૭ | પુષ્ય | ૬-૭ × | ૬-૧૩ | પુષ્ય | ૮-૧૩ × | ૮ ૧૯ | પુષ્ય |
| ૧-૧૯ × | ૧ ૨૩ | શ્રવણ | ૪-૧ × | ૪-૫ | શ્રવણ | ૬-૭ × | ૬-૧૧ | શ્રવણ | ૮-૧૩ × | ૮-૧૭ | શ્રવણ |
| ૧-૨૧ × | ૧-૨૧ | રેવતી | ૪-૩ × | ૪-૩ | રેવતી | ૬-૯ × | ૬-૯ | રેવતી | ૮-૧૫ × | ૮-૧૫ | રેવતી |
| ૧-૨૧ × | ૨ ૩ | રેવતી | ૪-૩ × | ૪-૯ | રેવતી | ૬-૯ × | ૬-૧૫ | રેવતી | ૮-૧૫ × | ૮-૨૧ | રેવતી |
| ૧-૨૩ × | ૧-૧૯ | શ્રવણ | ૪-૫ × | ૪-૧ | શ્રવણ | ૬-૧૧ × | ૬-૭ | શ્રવણ | ૮-૧૭ × | ૮-૧૩ | શ્રવણ |
| ૨-૧ × | ૨-૫ | હસ્ત | ૪-૭ × | ૪-૧૧ | હસ્ત | ૬-૧૩ × | ૬-૧૭ | હસ્ત | ૮-૧૯ × | ૮-૨૩ | હસ્ત |
| ૨-૫ × | ૨-૫ | પુષ્ય | ૪-૧૧ × | ૪-૧૧ | પુષ્ય | ૬-૧૭ × | ૬ ૧૭ | પુષ્ય | ૮-૨૩ × | ૮ ૨૩ | પુષ્ય |
| ૨-૭ × | ૨-૭ | પુષ્ય | ૪-૧૩ × | ૪-૧૩ | પુષ્ય | ૬-૧૯ × | ૬-૧૯ | પુષ્ય | ૯-૧ × | ૯-૧ | પુષ્ય |
| ૨-૭ × | ૨-૧૧ | હસ્ત | ૪-૧૩ × | ૪-૧૭ | હસ્ત | ૬-૧૯ × | ૬-૨૩ | હસ્ત | ૯-૧ × | ૯-૫ | હસ્ત |
| ૨-૧૩ × | ૨-૧૭ | શ્રવણ | ૪-૧૯ × | ૪-૨૩ | શ્રવણ | ૭-૧ × | ૭-૫ | શ્રવણ | ૯-૭ × | ૯-૧૧ | શ્રવણ |
| ૨-૧૫ × | ૨-૯ | રેવતી | ૪-૨૧ × | ૪-૧૫ | રેવતી | ૭-૩ × | ૬-૨૧ | રેવતી | ૯-૯ × | ૯-૩ | રેવતી |
| ૨-૧૫ × | ૨-૧૫ | રેવતી | ૪-૨૧ × | ૪-૨૧ | રેવતી | ૭ ૩ × | ૭-૩ | રેવતી | ૯-૯ × | ૯-૯ | રેવતી |
| ૨-૧૫ × | ૨-૨૧ | રેવતી | ૪-૨૧ × | ૫-૩ | રેવતી | ૭-૩ × | ૭-૯ | રેવતી | ૯-૯ × | ૯-૧૫ | રેવતી |
| ૨-૧૭ × | ૨-૧૧ | પુષ્ય | ૪-૨૩ × | ૪-૧૭ | પુષ્ય | ૭-૫ × | ૬-૧૩ | પુષ્ય | ૯-૧૧ × | ૯-૫ | પુષ્ય |
| ૨-૧૯ × | ૩-૧ | મૃગશીર્ષ | ૫-૧ × | ૫ ૭ | મૃગશીર્ષ | ૭-૩ × | ૭-૧૩ | મૃગશીર્ષ | ૯-૧૩ × | ૯-૧૯ | મૃગશીર્ષ |
| ૨-૧૯ × | ૨-૨૩ | હસ્ત | ૫-૧ × | ૫-૫ | હસ્ત | ૭-૭ × | ૭-૧૧ | હસ્ત | ૯-૧૩ × | ૯-૧૭ | હસ્ત |
| ૨-૨૧ × | ૨-૨૩ | સ્વાતિ | ૫-૩ × | ૫-૫ | સ્વાતિ | ૭-૯ × | ૭-૧૧ | સ્વાતિ | ૯-૧૫ × | ૯-૧૭ | સ્વાતિ |
| ૨-૨૩ × | ૨-૨૩ | અનુરાધા | ૫-૫ × | ૫-૫ | અનુરાધા | ૭-૧૧ × | ૭-૧૧ | અનુરાધા | ૯-૧૭ × | ૯-૧૭ | અનુરાધા |
| ૩-૧ × | ૩-૫ | હસ્ત | ૫-૭ × | ૫-૧૧ | હસ્ત | ૭ ૧૩ × | ૭-૧૭ | હસ્ત | ૯-૧૯ × | ૯-૨૩ | હસ્ત |
| ૩-૧ × | ૩-૯ | રેવતી | ૫-૭ × | ૫-૧૫ | રેવતી | ૭-૧૩ × | ૭ ૨૧ | રેવતી | ૯-૧૯ × | ૧૦-૩ | રેવતી |
| ૩-૩ × | ૩-૭ | સ્વાતિ | ૫-૯ × | ૫-૧૩ | સ્વાતિ | ૭-૧૫ × | ૭-૧૯ | સ્વાતિ | ૯-૨૧ × | ૧૦-૧ | સ્વાતિ |
| ૩-૩ × | ૩-૯ | રેવતી | ૫-૯ × | ૫-૧૫ | રેવતી | ૭-૧૫ × | ૭-૨૧ | રેવતી | ૯-૨૧ × | ૧૦-૩ | રેવતી |
| ૩-૫ × | ૩-૯ | રેવતી | ૫-૧૧ × | ૫-૧૫ | રેવતી | ૭-૧૭ × | ૭-૨૧ | રેવતી | ૯-૨૩ × | ૧૦-૩ | રેવતી |

भूकार्यमग्निकार्यं च युद्धं च विवरं क्षिपेत् ।
एषु कूपतडागं च वापि–भूमि–गृहाणि च ॥ ४५ ॥

द्यूतारम्भो निधिः स्थाप्यो निधानखननं तथा ।
गणितं ज्योतिषारम्भः खातं बिलप्रवेशनम् ॥ ४६ ॥

अधोमुखानि कार्याणि तानि सर्वाणि कारयेत् ॥

આ અધોમુખ નક્ષત્રોમાં જમીન સંબંધી કામ, અગ્નિ સંબંધી કામ, યુદ્ધ ખાઈ ખોદવી, કુવા, વાવ, તળાવ, વિગરે જળાશય ખોદવાં, ભોંયરા ખોદવાં, જુગટે રમવું, દ્રવ્ય દાટવું, ધન ખોદવું, ગણિત અને જ્યોતિષ શાસ્ત્રનો આરંભ કરવો, ખાત કરવું, ગુફામાં પ્રવેશ કરવો, આદિ કાર્યો કરવાં. ૪૫–૪૬

## તિર્યંક્ (તીરછા) મુખવાળાં નક્ષત્રો અને તેમાં કરવાનાં કાર્યો—

ज्येष्ठाश्विनी पुनर्वसु–मृगशिरश्च रेवती ॥ ४७ ॥

अनुराधा तथा स्वाति–र्हस्तश्चित्रा तिर्यङ्मुखाः ।
संधिं च वणिक्कार्याणि सर्वबीजानि वापयेत् ॥ ४८ ॥

वाहनानि च यंत्राणि दमनं च विनिर्दिशेत् ।
गजाश्वोष्ट्रजातीनां च महिषवृषाणां तथा ॥ ४९ ॥

दमनं कृषिवाणिज्यं गमनं क्षौरकर्म च ।
अरघट्टादियंत्राणि शकटवाहनानि च ॥ ५० ॥

तपश्चर्यादिकर्माणि तानि सर्वाणि कारयेत् ॥

જયેષ્ઠા, અશ્વિની, પુનર્વસુ, મૃગશીર્ષ, રેવતી, અનુરાધા, સ્વાતિ, હસ્ત, અને અને ચિત્રા, એ નવ નક્ષત્રો તિર્યક્મુખવાળાં છે. ૪૭.

શત્રુ સાથે મિત્રતાની સંધિ કરવી, દુકાન માંડવી, બધી જાતનાં બીજો રોપવાં, વાવેતર કરવું, હાથી, ઘોડા, ઉંટ, પાડા, અને બળદ આદિ જાનવરોને પલોટવાં અથવા નાથવાં, ખેતી કરવી, વેપાર કરવો, પરગામ જવું, વાળ ઉતારવા, પાણીના રેંટ આદિ યંત્રો બનાવવાં કે ચલાવવાં, તપશ્ચર્યા કરવી, વિગેરે સર્વ કામો આ તિર્યક્મુખ નક્ષત્રોમાં કરવાં. ૪૮–૪૯–૫૦

### ઉર્ધ્વમુખવાળાં નક્ષત્રો અને તેમાં કરવાનાં કાર્યો--

पुष्यार्द्राश्रवणं चैव उत्तरात्रयमेव च ॥ ५१ ॥
शतभिषग् रोहिणी च धनिष्ठा चोर्ध्ववक्त्रगाः ।
प्रासादं तोरणं कार्यं कृषिं चैव समाचरेत् ॥ ५२ ॥
पट्टाभिषेकप्रारम्भः प्रासादे च ध्वजं न्यसेत् ।
ऊर्ध्ववक्त्राणि कार्याणि तानि सर्वाणि कारयेत् ॥ ५३ ॥

પુષ્ય, આર્દ્રા, શ્રવણ, ઉત્તરાફાલ્ગુની, ઉત્તરાષાઢા, ઉત્તરાભાદ્રપદ, શતભિષા, રોહિણી અને ધનિષ્ઠા, એ નવ નક્ષત્રો ઉર્ધ્વમુખવાળાં છે. ૫૧

પ્રાસાદ કરવો, તોરણ બાંધવાં કે ચડાવવાં, ખેતી કરવી, રાજ્યાભિષેકનો આરંભ કરવો, દેવસ્થાનનો ધજાગરો રોપવો, આદિ સર્વ કાર્યો ઉર્ધ્વમુખવાળાં નક્ષત્રોમાં કરવાં. ૫૨-૫૩

### રાશિ જાણવાની રીત—(અંગ ૪)

गृहक्षेत्रस्य यदृक्षं षष्टिभिर्गुणितं तथा ।
पंचत्रिंशच्छतभक्तं शेषभुक्तिरजादयः ॥ ५४ ॥

ઘરના ક્ષેત્રનું જે નક્ષત્ર આવ્યું હોય તેના અંકને સાઠે (૬૦) ગુણવા. અને જે ગુણાકાર આવે, તેને એકસો પાંત્રીશથી ભાગવા, જે શેષ રહે તે ચાલુ મેષાદિ રાશિ જાણવી. (લબ્ધિ આવે તે ગતરાશિ જાણવી). ૫૪

### નક્ષત્રોની રાશિ—

अश्विन्यादित्रये मेषः सिंहः प्रोक्तो मघात्रये ।
मूलादित्रये चापश्च शेषेषु नवराशयः ॥ ५५ ॥

અશ્વિની, ભરણી, અને કૃત્તિકા, એ ત્રણ નક્ષત્રોની મેષરાશિ; મઘા, પૂર્વાફાલ્ગુની અને ઉત્તરાફાલ્ગુની એ ત્રણ નક્ષત્રોની સિંહ રાશિ; મૂલ, પૂર્વાષાઢા, અને ઉત્તરાષાઢા, એ ત્રણ નક્ષત્રોની ધન રાશિ જાણવી. બાકી નવ રાશિનાં બબ્બે નક્ષત્રો જાણવાં. ૫૫

मेषादिश्च भवेद् राशि-र्नक्षत्रमश्विन्यादिकम् ।
वास्तुकर्मसु सर्वेषु गृहवेधं विशोधयेत् ॥ ५६ ॥

મેષ આદિ બાર રાશિઓ છે. અને અશ્વિની આદિ સત્તાવીશ નક્ષત્રો છે. બધાં વાસ્તુકર્મ વિષે ગૃહવેધને છોડવો. ૫૬

( કોષ્ટક નં. ૫ )

## ગૃહસ્વામીના નામ પરથી અને ગૃહના નક્ષત્ર પરથી રાશિ જાણવાનું કોષ્ટક

| નામાક્ષર | ડ હ | દ ચ ઝ થ | ન ય | અ લ ઈ | મ ટ | ભ ધ ફ ઢ | બ વ ઉ | પ ઠ ણ | ખ જ | ક છ ઘ | ર ત | ગ સ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| બાર રાશિ | કર્ક ૪ | મીન ૧૨ | વૃશ્ચિક ૮ | મેષ ૧ | સિંહ ૫ | ધન ૯ | વૃષ ૨ | કન્યા ૬ | મકર ૧૦ | મિથુન ૩ | તુલા ૭ | કુંભ ૧૧ |
| નક્ષત્રો | ૦ | ૦ | ૦ | કૃતિકા ૩ | ઉ.ફાલ્ગુની ૧૨ | ઉ ષાઢા ૨૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | અશ્લેષા ૯ | રેવતી ૨૭ | જેષ્ઠા ૧૮ | ભરણી ૨ | પૂ ફાલ્ગુની ૧૧ | પૂ ષાઢા ૨૦ | મૃગશીર્ષ ૫ | ચિત્રા ૧૪ | ધનિષ્ઠા ૨૩ | પુનર્વસુ ૭ | વિશાખા ૧૬ | પૂ ભાદ્રપદ ૨૫ |
| | પુષ્ય ૮ | ઉ.ભાદ્ર. ૨૬ | અનુરાધા ૧૭ | અશ્વીની ૧ | મઘા ૧૦ | મૂલ ૧૮ | રોહિણી ૪ | હસ્ત ૧૩ | શ્રવણ ૨૨ | આર્દ્રા ૬ | સ્વાતિ ૧૫ | શતભિષા ૨૪ |
| જાતિ | બ્રાહ્મણ જાતિ | | | ક્ષત્રિય જાતિ | | | વૈશ્ય જાતિ | | | શૂદ્ર જાતિ | | |

**ચંદ્રમાની દિશા--(અંગ ૫)**

कृत्तिकादि सप्त सप्त पूर्वादिषु प्रदक्षिणे ।
अष्टाविंशतिर्ऋक्षाणां तत्र चन्द्र उदाहृतः ॥ ५७ ॥

કૃત્તિકાદિ સાત નક્ષત્રો પૂર્વ દિશામાં, મઘાદિ સાત નક્ષત્રો દક્ષિણ દિશામાં, અનુરાધાદિ સાત નક્ષત્રો (અભિજીત સાથે) પશ્ચિમ દિશામાં, અને ધનિષ્ઠાદિ સાત નક્ષત્રો ઉત્તર દિશામાં સ્થાપવાં. ઘરનું નક્ષત્ર જે દિશામાં હોય તે દિશામાં ચંદ્રમા જાણવો. ૫૭

**ચંદ્રમાનું ફળ--**

अग्रतौ हरते ह्यायुः पृष्ठतो हरते धनम् ।
वामदक्षिणयोश्चन्द्रो धनधान्यकरः स्मृतः ॥ ५८ ॥
प्रासादे राजगेहे च चन्द्रं दद्यात् सदाग्रतः ।
अन्येषां तु न दातव्यं श्रीमन्तादिगृहेषु च ॥ ५९ ॥

ઘરના દ્વારની સામે ચંદ્રમા હોય તો આયુષ્યનો નાશ કરે, પાછળ ચંદ્રમા હોય તો ધનનો નાશ કરે, પણ ઘરની ડાબી બાજુ અને જમણી બાજુ તરફ ચંદ્રમા હોય તો ધનધાન્ય વધારનારો જાણવો. પરંતુ દેવપ્રાસાદ અને રાજપ્રાસાદને વિષે સન્મુખ ચંદ્રમા આપવો. બાકી શ્રીમંત આદિના ઘરને વિષે સન્મુખ ચંદ્રમા આપવો નહિ.[1] (વ્યવહારમાં પ્રાસાદના અંગોમાં સન્મુખ અને ડાબી અને જમણી બાજુ દેવાય છે.) ૫૮-૫૯

**રાશિમૈત્રી--રાશિના ઇષ્ટ અનિષ્ટ ભાવ (અંગ ૬)--**

सप्तमे चोत्तमा प्रीति षडष्टे मरणं ध्रुवम् ।
नवपंचमेऽतिक्लेशः पुष्टिर्दशचतुर्थके ॥ ६० ॥
तृतीयैकादशे मैत्री द्वितीये द्वादशे रिपुः ।
एवं तु षड्विधं प्रोक्तं राशीनां च परस्परम् ॥ ६१ ॥

ઘરની રાશિથી ઘરધણીની રાશિ સુધી ગણતાં સાતમી આવે તો ઉત્તમ પ્રીતિ કરનારી થાય; છઠ્ઠી અથવા આઠમી આવે તો, ઘરના સ્વામીનું મૃત્યુ થાય; નવમી અને પાંચમી રાશિ આવે તો કલેશ થાય; દશમી અને ચોથી રાશિ આવે તો પુષ્ટિકારક છે; ત્રીજી અને અગિયારમી રાશિ આવે તો મિત્રતા થાય; બીજી અને બારમી રાશિ આવે તો શત્રુતા કરનારી જાણવી. આ ષડષ્ટક રાશિની પરસ્પર શુદ્ધિ જોઈને ઘર આદિ બનાવવાં. ૬૦-૬૧

---

૧ ચંદ્રમા મેળવવા બાબત સૂત્રધાર રાજસિંહ બહુ ૨૫૪ પોતાના ગ્રંથ-વાસ્તુરાજ અ. ૭માં કહે છે:

**वाम दक्षिणपार्श्वेषु सद्माग्रे देवभूपयोः ॥ વાસ્તુરાજ અ.-૭ ॥**

**રાજભવન કે દેવપ્રાસાદમાં ડાબી જમણી બાજુ, અને અગ્રે સન્મુખ ચંદ્રમા મેળવવો.**

## ભવન અને ભવનધણીની રાશિ પરથી ઇષ્ટ અનિષ્ટ ખડાષ્ટક ફળ દર્શાવતું કોષ્ટક—નં. ૬

| ભવનના નક્ષત્રના ચોકો | રાશિ | અ લ ઇ ૧ મેષ | બ વ ઉ ૨ વૃષ | ક છ ઘ ૩ મિથુન | ડ હ ૪ કર્ક | મ ટ ૫ સિંહ | પ ઠ ણ ૬ કન્યા | ર ત ૭ તુલા | ન ય ૮ વૃશ્ચિક | ભ ધ ફ ઢ ૯ ધન | જ ખ ૧૦ મકર | ગ સ ૧૧ કુંભ | દ ચ ઝ થ ૧૨ મીન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અશ્વિની ૧ ભરણી ૨ કૃત્તિકા ૩ | મેષ ૧ | ઇષ્ટ | દરિદ્ર | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | કલેશ | મરણ | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરિદ્ર |
| રોહિણી ૪ મૃગશીર્ષ ૫ | વૃષભ ૨ | દરિદ્ર | ઇષ્ટ | દરિદ્ર | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | કલેશ | મરણ | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ |
| આર્દ્રા ૬ પુનર્વસુ ૭ | મીથુન ૩ | શ્રેષ્ઠ | દરિદ્ર | ઇષ્ટ | દરિદ્ર | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | કલેશ | મરણ | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ટ |
| પુષ્ય ૮ અશ્લેષા ૯ | કર્ક ૪ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | દરિદ્ર | ઇષ્ટ | દરિદ્ર | શ્રેષ્ઠ | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતિ | મરણ | કલેશ |
| મઘા ૧૦ પૂ.ફા ૧૧ ઉ.ફા ૧૨ | સિંહ ૫ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ | દરિદ્ર | ઇષ્ટ | દરિદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતિ | મરણ |
| હસ્ત ૧૩ ચિત્રા ૧૪ | કન્યા ૬ | મરણ | કલેશ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | દરિદ્ર | ઇષ્ટ | દરિદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ | પ્રીતિ |
| સ્વાતિ ૧૫ વિશાખા ૧૬ | તુલા ૭ | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | દરિદ્ર | ઇષ્ટ | દરિદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ | મરણ |
| અનુરાધા ૧૭ જ્યેષ્ઠા ૧૮ | વૃશ્ચિક ૮ | મરણ | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | દરિદ્ર | ઇષ્ટ | દરિદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ | કલેશ |
| મૂળ ૧૯ પૂ.ષાઢા ૨૦ ઉ.ષાઢા ૨૧ | ધન ૯ | કલેશ | મરણ | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરિદ્ર | ઇષ્ટ | દરિદ્ર | શ્રેષ્ટ | શ્રેષ્ટ |
| શ્રવણ ૨૨ ધનિષ્ઠા ૨૩ | મકર ૧૦ | શ્રેષ્ઠ | કલેશ | મરણ | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરિદ્ર | ઇષ્ટ | દરિદ્ર | શ્રેષ્ટ |
| શતભિષા ૨૪ પૂ.ભાદ્ર ૨૫ | કુંભ ૧૧ | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | કલેશ | મરણ | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરિદ્ર | ઇષ્ટ | દરિદ્ર |
| ઉ.ભાદ્ર ૨૬ રેવતી ૨૭ | મીન ૧૨ | દરિદ્ર | શ્રેષ્ઠ | શ્રેષ્ઠ | કલેશ | મરણ | પ્રીતિ | મરણ | કલેશ | શ્રેષ્ટ | શ્રેષ્ટ | દરિદ્ર | ઇષ્ટ |

ગ્રા. ૭

## ગૃહમૈત્રી-રાશિઓના સ્વામી અને ફળ (અંગ ૭)-

मेषवृश्चिकयोर्भौमः शुक्रो वृषतुलाधिपः ।
बुधः कन्यामिथुनयोः कर्कस्य चन्द्रमा पतिः ॥ ६२ ॥

[1]सिंहस्याधिपतिः सूर्यः शनिर्मकरकुंभयोः ।
धनुर्मीनेश्वरो जीव एते क्षेत्रगृहाधिपाः ॥ ६३ ॥

स्वक्षेत्रे न पीडयन्ते स्वस्थाने क्षेत्रपालकाः ।
विषमस्थाः पीडयन्ते तत्स्थानं भस्मसाद् भवेत् ॥ ६४ ॥

મેષ અને વૃશ્ચિક રાશિનો સ્વામી મંગળ; વૃષભ અને તુલાનો સ્વામી શુક્ર; કન્યા અને મિથુનનો સ્વામી બુધ; કર્કનો સ્વામી ચંદ્રમા; સિંહનો સ્વામી સૂર્ય; મકર અને કુંભનો સ્વામી શનિ; ધન અને મીનનો સ્વામી ગુરૂ છે. બારે રાશિના આ સાત ગ્રહો ક્ષેત્રના અધિપતિ દેવ જાણવા. આ સર્વ રાશિસ્વામીઓ પોતાની રાશિમાં હોય તો પીડા કરતા નથી. જો વિષમ રાશિમાં અર્થાત્ શત્રુના સ્થાનમાં હોય તો પીડા કરે છે. તેથી શત્રુમિત્ર ભાવ જોઈને ઘરોના ગણિતની યોજના કરવી. ૬૨-૬૩-૬૪

## ગ્રહોની શત્રુતા ને મિત્રતા--

रवेरङ्गारकस्यैवं मैत्री च गुरुचन्द्रयोः ।
एषां त्रयाणां मैत्री च अन्येषां तु न विद्यते ॥ ६५ ॥

रवौ मन्दे सदा वैरं कुजे मन्दे तथैव च ।
गुरोः शुक्रस्य वैरं च वैरं च बुधचन्द्रयोः ॥ ६६ ॥

રવિ, મંગળ, ગુરૂ અને ચંદ્રમા એ પરસ્પર મિત્ર છે. તેની બાકીના ગ્રહો સાથે શત્રુતા છે. રવિ અને શનિ, તથા મંગળ અને શનિ, પરસ્પર શત્રુ છે. ગુરૂ અને શુક્ર, તથા બુધ અને ચંદ્રમા, પરસ્પર શત્રુ છે. ૬૫-૬૬

---

१ सूर्यक्षेत्रं भवेत् सिंहः ॥ पाठान्तरे ॥

( કોષ્ટક નં. ૭ )

## રાશિના સ્વામી અને મિત્ર શત્રુ કે સમભાવ જોવાનું કોષ્ટક

| રાશિ | સ્વામિ | મિત્રભાવ | શત્રુભાવ | સમભાવ |
|---|---|---|---|---|
| સિંહ | સૂર્ય | ચંદ્ર ગુરૂ મંગળ | શુક્ર શની | બુધ |
| કર્ક | ચંદ્ર | સૂર્ય બુધ | ૦ | ગુરૂ શુક્ર મંગળ શની |
| મેષ વૃશ્ચિક | મંગળ | સૂર્ય ચંદ્ર ગુરૂ | બુધ | શુક્ર શની |
| મિથુન કન્યા | બુધ | સૂર્ય શુક્ર | ચંદ્ર | મંગળ ગુરૂ શની |
| ધન મીન | ગુરૂ | સૂર્ય ચંદ્ર મંગળ | બુધ શુક્ર | શની |
| વૃષભ તુલા | શુક્ર | બુધ શની | સૂર્ય મંગળ | ચંદ્ર ગુરૂ |
| મકર કુંભ | શની | બુધ શુક્ર | સૂર્ય ચંદ્ર મંગળ | ગુરૂ |

### વ્યય ગણવાની રીત-(અંગ ૮)--

नक्षत्रं वसुभिर्भक्ते यच्छेषं तद् व्ययो भवेत् ।
एकैकस्यायसंस्थाने व्ययश्च विविधः स्मृतः ॥ ६७ ॥
समो व्ययः पिशाचश्च राक्षसस्तु व्ययोऽधिकः ।
व्ययो न्यूनो यक्षश्चैव धनधान्यकरः स्मृतः ॥ ६८ ॥

નક્ષત્રના અંકને આઠે ભાગતાં જે શેષ રહે તે વ્યય જાણવો. એકેક આયને ઠેકાણે વિવિધ પ્રકારના વ્યય જાણવા. આય અને વ્યયનો આંક સરખો આવે તો પિશાચ નામનો વ્યય જાણવો. આય કરતાં વ્યયનો અંક વધુ આવે તો રાક્ષસ નામનો વ્યય જાણવો. અને આય કરતાં વ્યયનો અંક ઓછો આવે તો યક્ષ નામનો વ્યય જાણવો. આ યક્ષ પ્રકારનો વ્યય ધનધાન્યની વૃદ્ધિ કરનારો જાણવો. ૬૭-૬૮

આઠ વ્યયનાં નામો--

शान्तः पौरः प्रद्योतश्च श्रियानन्दो मनोहरः ।
श्रीवत्सो विभवश्चैव चिदात्मको व्ययाः स्मृताः ॥ ६९ ॥

શાંત, પૌર, પ્રદ્યોત, શ્રિયાનંદ, મનોહર, શ્રીવત્સ, વિભવ અને ચિદાત્મક-(ચિન્તાત્મક)[1] એ આઠ વ્યયોનાં નામ જાણવાં. ૬૯

વ્યયોનું ફળ--

ध्वजे शान्तः शुभः सत्यं नित्यं कल्याणकारकः ।
भोगपूजावलिं दद्याद् गीतवाद्यं सुरालये ॥ ७० ॥

ધ્વજ આયની સાથે શાંત નામનો વ્યય આપવો. તે હંમેશાં શુભ અને કલ્યાણ કરનારો છે. તે દેવાલયમાં આપવાથી, ભોગ, પૂજા, બલિ, ગીત, વાદિત્ર, આનંદ આદિ આપે છે. ૭૦

धूम्रस्थाने यदा शान्तो धातुद्रव्यफलप्रदः ।
सिंहस्थाने यदा पौरो नित्यं श्रीभोगदायकः ॥ ७१ ॥

ધૂમ્ર આયની સાથે શાંત નામનો વ્યય આપવાથી ધાતુ અને ધનના ફળને આપનારો છે. સિંહ આયની સાથે પૌર નામનો વ્યય આપવાથી, હમેશાં લક્ષ્મીના ભોગને આપનારો છે. ૭૧

प्रद्योतः श्वानसंस्थाने नित्यं स्त्रीसुतसौख्यदः ।
श्रियानन्दो वृषस्थाने सर्वकर्मफलप्रदः ॥ ७२ ॥

શ્વાન આયની સાથે પ્રદ્યોત વ્યય આપવાથી, હમેશાં સ્ત્રી અને પુત્ર આદિનું સુખ મળે છે. વૃષ આયની સાથે શ્રિયાનંદ વ્યય આપવાથી સર્વ કર્મનું ફળ મળે છે. ૭૨

मनोहरः खरे योज्यः सर्वसम्पत्तिदायकः ।
श्रीवत्सश्च गजे योज्यो गजसिंहबलाधिकः ॥ ७३ ॥

ખર આયની સાથે મનોહર વ્યય આપવાથી સર્વ પ્રકારની સંપત્તિ મળે છે. ગજાયની સાથે શ્રીવત્સ વ્યય આપવાથી હાથી અને સિંહથી પણ અધિક બળ પ્રાપ્ત થાય છે. ૭૩

विभवो ध्वांक्ष संस्थाने सर्वकर्मफलप्रदः ।
चिदात्मकं व्ययं नित्य-मायेष्वष्टसु वर्जयेत् ॥ ७४ ॥

ધ્વાંક્ષ આયની સાથે વિભવ વ્યય આપવાથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. ચિદાત્મક (ચિંતાત્મક) વ્યય આઠે આયોમાંથી કોઈ પણ સાથે વર્જનીય છે. ૭૪

१ "चिन्तात्मको"-पाठान्तरे

(કોષ્ટક નં. ૮)

## ભવન કે પ્રાસાદના નક્ષત્ર પરથી વ્યય જાણવાનું અને વ્યયનો આય સાથેના શુભ મેળની સમજણનું કોષ્ટક

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| નક્ષત્ર નામ ક્રમ | અશ્વિની ૧ | ભરણી ૨ | કૃત્તિકા ૩ | રોહિણી ૪ | મૃગશીર્ષ ૫ | આર્દ્રા ૬ | પુનર્વસુ ૭ | પુષ્ય ૮ |
| | અશ્લેષા ૯ | મઘા ૧૦ | પૂ. ફાલ્ગુની ૧૧ | ઉ. ફાલ્ગુની ૧૨ | હસ્ત ૧૩ | ચિત્રા ૧૪ | સ્વાતિ ૧૫ | વિશાખા ૧૬ |
| | અનુરાધા ૧૭ | જ્યેષ્ઠા ૧૮ | મૂળ ૧૯ | પૂ.ષાઢા ૨૦ | ઉ.ષાઢા ૨૧ | શ્રવણ ૨૨ | ધનિષ્ઠા ૨૩ | શતભિષા ૨૪ |
| | પૂ.ભાદ્રપદ ૨૫ | ઉ.ભાદ્રપદ ૨૬ | રેવતી ૨૭ | | | | | |
| વ્યયનું નામ અને ક્રમ | શાન્ત ૧ | પૌર ૨ | પ્રદ્યોત ૩ | શ્રીયાનંદ ૪ | મનોહર ૫ | શ્રીવત્સ ૬ | વિભવ ૭ | ચિદાત્મક (ચિતાત્મક) ૮ |
| વ્યયને કયા આય સાથે મેળવવો શુભ છે. | ધ્વજ ૧ ધૂમ્ર ૨ | સિંહ ૩ | શ્વાન ૪ | વૃષ ૫ | ખર ૬ | ગજ ૭ | ધ્વાંક્ષ ૮ | ૦ |

## અંશક ગણવાની રીત-(અંગ ૯)--

मूलराशौ व्ययं क्षिप्त्वा गृहनामाक्षराणि च ।
त्रिभिरेव हरेद्भागं यच्छेषं स्यात्तदंशकः ॥ ७५ ॥

इन्द्रो यमश्च राजा च अंशकास्त्रय एव च ।
त्रिप्रमाणं त्रिधोक्तं च ज्येष्ठ-मध्यम-कन्यसम् ॥ ७६ ॥

મૂલરાશિ (ક્ષેત્રફળ)ના અંકમાં વ્યયનો અંક મેળવવો. અને તેમાં ઘરના નામના જેટલા અક્ષરો હોય તેટલા અંક મેળવી જે સરવાળો થાય, તેને ત્રણે ભાગતાં જે શેષ રહે તે અંશક ગણવો. એક શેષ વધે તો ઇદ્રાંશ; અને બે શેષ વધે તો યમાંશ અને ત્રણ શેષ રહે તો રાજાંશ જાણવો. તે અનુક્રમે ત્રણ પ્રકારે-જ્યેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ છે. ૭૫-૭૬

## ઇંદ્રાંશ આપવાનાં સ્થાન--

प्रासादे प्रतिमालिङ्गे जगतीपीठमंडपे ।
वेदीकुण्डे स्रुचि चैव इन्द्रध्वजपताकयोः ॥ ७७ ॥

स्वर्गादि भोगयुक्तेषु नृत्यगीतमहोत्सवे ।
अन्येषु शुभकार्येषु इन्द्राशकं नियोजयेत् ॥ ७८ ॥

દેવાલય, મૂર્ત્તિ, શિવલિંગ, દેવાલયની જગતીપીઠ, મંડપ, વેદી, કુંડ, હોમ કરવાનો સરવો, ઇંદ્રધ્વજ પતાકા, સ્વર્ગસમાન સુખ ભોગવવાનું સ્થાન, નૃત્ય અને ગીતોની શાળાઓમાં, મહોત્સવ સ્થાન ઈત્યાદિ બીજાં કાર્યોમાં ઇંદ્રાંશ આપવો. ૭૭-૭૮

## યમાંશ આપવાનાં સ્થાન—

क्षेत्रादिसंज्ञा नागेन्द्रे बाणागारे च भैरवे ।
गृहे मातृगणदेव्या यमांशकमिहोच्यते ॥ ७९ ॥

विविधं वणिजः कर्म मद्यमांसादिकोद्भवम् ॥
इत्युक्तं क्रमशः स्थाने दातव्यं च यमांशकम् ॥ ८० ॥

ક્ષેત્રપાલ, નાગેન્દ્ર, બાણગૃહ, ભૈરવ, માતૃદેવી ઇત્યાદિની મૂર્ત્તિઓમાં યમાંશ આપવો. તેમજ દારૂ માંસ આદિ વેચવાની દુકાનોમાં પણ યમાંશ આપવો. ૭૯-૮૦

**રાજાંશ આપવાનાં સ્થાન—**

पुरप्राकारनगरे खेटकूटे च पर्वते ।
हर्म्यादि राजसदने प्रशस्ते राजकर्मणि ॥ ८१ ॥

सिंहासने च शय्यायां गजाश्वरथवाहने ।
राजोपस्कर हर्म्येषु राजांशकमिहोच्यते ॥ ८२ ॥

પુર, કિલ્લા, નગર, નાનું ગામ, શિખર, પર્વત, હવેલી, રાજમહેલ આદિ બધાં પ્રશસ્ત રાજકાર્યોના સ્થાનમાં અને સિંહાસન, શય્યા, હાથી, અશ્વ, રથ આદિ વાહનોમાં રાજાંશ આપવો શુભ છે. ૮૧-૮૨

( જુઓ કોષ્ટક નં. ૯ )

**તારા ગણવાની રીત—(અંગ ૧૦)**

गणयेत् स्वामि-नक्षत्राद् यावदृक्षं गृहस्य च ।
नवभिश्च हरेद् भागं शेषास्तारा: प्रकीर्त्तिताः ॥ ८३ ॥

शान्ता मनोहरा क्रूरा विजया कलहोद्भवा ।
पद्मिनी राक्षसी वीरा आनन्दा नवमी स्मृता ॥ ८४ ॥

ઘરધણીના જન્મ નક્ષત્રથી, ઘરના નક્ષત્ર સુધી ગણતાં જે અંક આવે તેને નવથી ભાગતાં જે શેષ આવે, તે તારા જાણવી. તેનાં નામ-૧ શાંતા, ૨ મનોહરા, ૩ ક્રૂરા, ૪ વિજયા, ૫ કલહોદ્ભવા, ૬ પદ્મિની, ૭ રાક્ષસી, ૮ વીરા, અને ૯ આનંદા એ નવ તારાનાં નામ જાણવાં. ૮૩-૮૪

**શુભાશુભ તારા—**

तारा: षट् च शुभाः प्रोक्ता-स्त्रिपंचसप्त वर्जिताः ।
राक्षसीं कलहां क्रूरां वर्जयेच्छुभकर्मसु ॥ ८५ ॥

निर्धना सप्तमी तारा पंचमी हानिदायिका ।
विपदा तृतीया तारा तिस्रस्तारा विवर्जयेत् ॥ ८६ ॥

जन्मतारा द्वितीया च षष्ठी चैव चतुर्थिका ।
अष्टमी नवमी चैव षट् च ताराः शुभावहाः ॥ ८७ ॥

નવ તારાઓમાં છ તારા શુભ છે. ત્રીજી, પાંચમી અને સાતમી તારા-(ક્રૂરા, કલહોદ્ભવા અને રાક્ષસી) એ ત્રણ તારા વર્જનીય છે. સાતમી રાક્ષસી તારા નિર્ધન કરે. પાંચમી કલહોદ્ભવા તારા હાનિ કરે. અને ત્રીજી ક્રૂરા તારા દુઃખી કરે. એ માટે આ ત્રણે તારા હમેશાં તજવી. જન્મની તારા શાન્તા, મનોહરા, વિજયા, પદ્મિની, વીરા અને આનંદા, એ છ તારા શુભકારક છે. ૮૫-૮૬-૮૭

## પંચતત્વની જાણવાની રીત--(અંગ ૧૧)-આયુષ્ય સ્થિતિ-(અંગ ૧૨) વિનાશ--

हनेदष्टभिः क्षेत्रं च फले षष्ठिविभाजिते ।
लब्धं दशगुणं जीवः शेषांकं भूतभाजितम् ॥ ८८ ॥
पृथिव्यापस्तथा तेजो वायुराकाशमेव च ।
पंचतत्त्वे भवेन्मृत्यु-रन्तकाले प्रभेदिते ॥ ८९ ॥

ક્ષેત્રફળને આઠગણા કરીને સાઠે ભાગતાં જે લબ્ધિ આવે તેને દશગણી કરવાથી જે ગુણાકાર આવે તે, ઘરનું આયુષ્ય જાણવું. ક્ષેત્રફળને આઠગણા કરી સાઠે ભાગતાં જે શેષ રહે તેને પાંચે ભાગતાં જે રહે તેને-૧ પૃથ્વી, ૨ જળ, ૩ અગ્નિ, ૪ વાયુ અને ૫ આકાશ, એ પાંચ તત્ત્વો જાણવાં.

૧ પૃથ્વી (ધરતીકંપથી), ૨ જળ (જળપ્રલય), ૩ અગ્નિ, ૪ વાયુ (સખત વાવાઝોડું), ૫ આકાશ (વિજળી), એ પાંચ તત્વથી ઘર કે પ્રાસાદનો વિનાશ જાણવો.[1] ૮૮-૮૯

---

૧ આવી રીતે પંચતત્વથી અંતકાળનો ભેદ, પ્રાસાદ કે ઘરના આયુષ્ય-વિનાશ (પડી જવું)ની કલ્પના જ્યોતિષના હિસાબથી દર્શાવે છે. તે વિશે વાસ્તુદ્રવ્ય (મટીરીયલ્સ) પ્રમાણે વધુ સુંદર રીતે સ્પષ્ટીકરણ સચ્છિલ્પતંત્ર નામના ગ્રંથમાં નીચે પ્રમાણે કર્યું છે.

"फलं नागगुणं षष्ठ्या हृताल्लब्धं फलं भवेत् ।
मृण्मये शर्करायुक्त गृहे जीवः सुनिश्चलः ॥ १ ॥
तद्दशघ्नं भवेदायु-रिष्टिका मृत्सधामनि ।
चूर्णपाषाणजे त्रिंशद्-घ्ने फले स्थितिरुत्तमा ॥ २ ॥
नवतिघ्ने फले नागै-र्युक्ते पाषाणजे गृहे ।
धातुजे भवनेऽश्राद्रि-लोचनघ्ने फले भवेत् ॥ ३ ॥
परायुः पंचधा प्रोक्तं शेषं भूतसमाहृतम् ।
पृथिव्यापस्तथा प्रोक्तं वायुराकाशमेव च ॥
इत्येतानि विजानीयात्तत्वानि सद्मनाशने ॥ ४ ॥

ક્ષેત્રફળને આઠગણું કરી સાઠે ભાગતાં જે આવે તેજ (૧) ફળ થયું. તે કાંકરી અને માટીથી બનાવેલા ઘરનું આયુષ્ય જાણવું. (૨) એ ફળને દશગણું કરતાં ઈંટમાટીથી બનાવેલા ઘરની આવરદા જાણવી. તે ફળને ત્રીશગણું કરવાથી, (૩) ચુના અને પત્થરથી બનાવેલ ઘરનું આયુષ્ય જાણવું. એ ફળને નેવુંગણું કરતાં (૪) પત્થર અને સીસાથી બનાવેલ ભવનનું આયુષ્ય જાણવું. તે ફળને બસોસીત્તેરગણું કરતાં (૫) ધાતુ (લોહ, ત્રાંબુ, સોનું ઇત્યાદિ)થી કરેલા ભવનનું આયુષ્ય જાણવું. એ પરમ આયુષ્ય પાંચ પ્રકારનું કહ્યું. લબ્ધાંક (ફળ) નીકળ્યા પછી જે શેષ રહે તેને પાંચે ભાગતાં જે શેષ રહે તે અનુક્રમે ૧ પૃથ્વી (ધરતીકંપ), ૨ જળ (જળપ્રલય), ૪ અગ્નિ, વાયુ (સખત વાવાઝોડાથી) અને ૫ આકાશ (વીજળી પડતાં) એમ પાંચ તત્ત્વો ગૃહાદિમાં અંતકાળ સમયનાં ચિહ્નો છે. (તેનાથી નાશ પામે છે).

## નક્ષત્રના ક્રમાંક, મૂળરાશિ, ગણ, ચંદ્ર, રાશિના સ્વામી, વ્યય, નાડી, નક્ષત્રની યોની અને વૈરીયોનીનું—કોષ્ટક નં. ૯.

આ કોષ્ટકથી દશ અંગ ગણી શકાય છે.

૪

| નક્ષત્રનો ક્રમાંક | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ નક્ષત્ર ... | અશ્વિની | ભરણી | કૃતિકા | રોહિણી | મૃગશીર્ષ | આર્દ્રા | પુનર્વસુ | પુષ્ય | અશ્લેષા | મઘા | પૂ ફાલ્ગુન | ઉ. ફાલ્ગુન | હસ્ત |
| મૂળરાશિ... | ૧૭ | ૭ | ૨૪ | ૧૪ | ૪ | ૨૧ | ૧૧ | ૧ | ૧૮ | ૮ | ૨૫ | ૧૫ | ૫ |
| ૨ ગણુ ... | દેવગણુ | મનુષ્યગણુ | રાક્ષસ | મનુષ્ય | દેવ | મનુષ્ય | દેવ | દેવ | રાક્ષસ | રાક્ષસ | મનુષ્ય | મનુષ્ય | દેવ |
| ૩ ચંદ્ર ... | ઉત્તર | ઉત્તર | પૂર્વ | પૂર્વ | પૂર્વ | પૂર્વ | પૂર્વ | પૂર્વ | પૂર્વ | દક્ષિણ | દક્ષિણ | દક્ષિણ | દક્ષિણ |
| ૪ રાશિ ... | મેષ | મેષ | મેષ | વૃષભ | વૃષભ | મિથુન | મિથુન | કર્ક | કર્ક | સિંહ | સિંહ | સિંહ | કન્યા |
| ૫ રાશિનો સ્વામી | મંગળ | મંગળ | મંગળ | શુક્ર | શુક્ર | બુધ | બુધ | સોમ | સોમ | સૂર્ય | સૂર્ય | સૂર્ય | બુધ |
| ૬ વ્યયાંક ... | શાંત ૧ | પૌર ૨ | પ્રદ્યોત ૩ | શ્રીયાનંદ ૪ | મનોહર ૫ | શ્રીવત્સ ૬ | વિભવ ૭ | ચિંતાત્મક ૮ | શાંત ૧ | પૌર ૨ | પ્રદ્યોત ૩ | શ્રીયાનંદ ૪ | મનોહર ૫ |
| ૭ નાડી ... | આદ્ય | મધ્ય | અંત્ય | અંત્ય | મધ્ય | આદ્ય | આદ્ય | મધ્ય | અંત્ય | અંત્ય | મધ્ય | આદ્ય | આદ્ય |
| ૮ નક્ષત્રની યોની | અશ્વ | ગજ | અજ | સર્પ | સર્પ | શ્વાન | બીલાડ | અજ | બીલાડ | મૂષક | મૂષક | ગાય | મહીષ |
| યોની વૈર | મહીષ | સિંહ | મર્કટ | નોળાયો | નોળાયો | વાનર | મૂષક | મર્કટ | મૂષક | બીલાડ | બીલાડ | વાઘ | અશ્વ |
| ૯ નક્ષત્ર વૈર | ઉ. ફા. | સ્વાતિ | ૦ | ઉ. ષા. | ૦ | ૦ | શ્રવણુ | અશ્લેષા | પુષ્ય | ૦ | ૦ | અશ્વિની | ચિત્રા |
| ૧૦ નક્ષત્ર ઉત્પત્તિ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૫ | ૪ | ૩ |

કોષ્ટક નં. ૯—ચાલૂ.

| નક્ષત્રનો ક્રમાંક | ૧૪ | ૧૫ | ૧૬ | ૧૭ | ૧૮ | ૧૯ | ૨૦ | ૨૧ | ૨૨ | ૨૩ | ૨૪ | ૨૫ | ૨૬ | ૨૭ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ નક્ષત્ર .. મૂળરાશિ | ચિત્રા ૨૨ | સ્વાતિ ૧૨ | વિશાખા ૨ | અનુરાધા ૧૯ | જ્યેષ્ઠા ૯ | મૂળ ૨૬ | પૂર્વાષાઢા ૧૬ | ઉ. ષાઢા ૬ | શ્રવણ ૨૩ | ધનિષ્ઠા ૧૩ | શતભિષા ૩ | પૂ. ભાદ્રપદ ૨૦ | ઉ. ભાદ્રપદ ૧૦ | રેવતી ૨૭ |
| ૨ ગણ .. | રાક્ષસ | દેવગણ | રાક્ષસ | દેવગણ | રાક્ષસ | રાક્ષસ | મનુષ્યગણ | મનુષ્યગણ | દેવગણ | રાક્ષસ | રાક્ષસગણ | મનુષ્યગણ | મનુષ્યગણ | દેવગણ |
| ૩ ગંધ ... | દક્ષિણ | દક્ષિણ | દક્ષિણ | પશ્ચિમ | પશ્ચિમ | પશ્ચિમ | પશ્ચિમ | પશ્ચિમ | પશ્ચિમ | ઉત્તર | ઉત્તર | ઉત્તર | ઉત્તર | ઉત્તર |
| ૪ રાશિ ... | કન્યા | તુલા | તુલા | વૃશ્ચિક | વૃશ્ચિક | ધન | ધન | ધન | મકર | મકર | કુંભ | કુંભ | મીન | મીન |
| ૫ રાશિનો સ્વામી | બુધ | શુક્ર | શુક્ર | મંગળ | મંગળ | ગુરુ | ગુરુ | ગુરુ | શનિ | શનિ | શનિ | શનિ | ગુરુ | ગુરુ |
| ૬ વ્યયાંક ... | શ્રીવત્સ ૬ | વિભવ ૭ | ચિંતાત્મક ૮ | શાંત ૧ | પૌર ૨ | પ્રદ્યોત ૩ | શ્રીયાનંદ ૪ | મનોહર ૫ | શ્રીવત્સ ૬ | વિભવ ૭ | ચિંતાત્મક ૮ | શાંત ૧ | પૌર ૨ | પ્રદ્યોત ૩ |
| ૭ નાડી ... | મધ્ય | અંત્ય | અંત્ય | મધ્ય | આદ્ય | આદ્ય | મધ્ય | અંત્ય | અંત્ય | મધ્ય | આદ્ય | આદ્ય | મધ્ય | અંત્ય |
| ૮ નક્ષત્રની યોની | વાઘ | મહીષ | વાઘ | મૃગ | મૃગ | શ્વાન | કપી | નકુલ | કપી | સિંહ | અશ્વ | સિંહ | ગાય | ગજ |
| યોની વૈર | ગાય | અશ્વ | ગાય | સિંહ | સિંહ | વાનર | શ્વાન | સર્પ | શ્વાન | ગાય | મહીષ | ગજ | વાઘ | સિંહ |
| ૯ નક્ષત્ર વૈર. | હસ્ત | ભરણી | જ્યેષ્ઠા | ૦ | વિશાખા | ૦ | ૦ | રોહીણી | પુનર્વસુ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૦ નક્ષત્ર ઉત્પત્તિ | ૨ | ૧ | ૫ | ૪ | ૩ | ૨ | ૧ | ૫ | ૪ | ૨ | ૨ | ૧ | ૫ | ૪ |

द्विभिः श्रेष्ठं त्रिभिः श्रेष्ठं पंचभिः सर्वमुत्तमम् ।
सप्तभिः सर्वकल्याणं नवभिः सर्वसम्पदः ॥ ९० ॥

ઘર કે દેવાલયનું ગણિત કરતાં બે અંગ (આય-નક્ષત્ર) મળે તો શ્રેષ્ઠ, ત્રણ અંગ (આય-નક્ષત્ર-ગણ) મળે તો પણ શ્રેષ્ઠ. પાંચ અંગ (આય-નક્ષત્ર-ગણ-ચંદ્ર અને વ્યય) મળે તો સર્વોત્તમ. અને સાત અંગ (આય-નક્ષત્ર-ચંદ્ર-ગણ-વ્યય-તારા અને અંશક) મળે તો સર્વકલ્યાણદાયક. અને નવ અંગ મળે તો સર્વ સંપત્તિને આપનાર જાણવું. ૯૦

आयव्ययांशनक्षत्रं ताराचन्द्रमैत्रादिकम् ।
प्रीतिरायुश्च मृत्युश्च शुभं नन्दति चेच्चिरम् ॥ ९१ ॥

આય-વ્યય-અંશક-નક્ષત્ર-તારા-ચંદ્ર-મૈત્રી-પ્રીતિ-આયુષ્ય-મૃત્યુ, એ શુભ હોય તો ચિરકાળ પર્યંત સ્થિતિ જાણવી. ૯૧

आयो राशिश्च नक्षत्रं व्ययस्तारांशकस्तथा ।
गृहमैत्री राशिमैत्री नाडीवेधगणेन्दवः ॥ ९२ ॥

---

**૧૩ મું અંગ નાડીવેધ—**

સર્પાકાર નાડી ચક્રની કલ્પના જ્યોતિર્વિદોએ કરી સર્પના અંગમાં આદ્ય-મધ્ય ને અંત્ય એ ત્રણ પ્રકારે નક્ષત્રો મૂકી વહેંચી છે.

ज्येष्ठामूलाश्विनीशिवाद् द्वयं शतभिषाद्वयम् ।
उत्तराफाल्गुनी युग्म-माद्यनाडीयमीरिता ॥ ५ ॥

मृगश्चित्रानुराधा च भरणी वसु पुष्यकौ ।
जलभमहिर्बुध्न्यश्च मध्यनाडी प्रकीर्त्तिता ॥ ६ ॥

रोहिणी कृत्तिकाश्लेषा मघा स्वातिद्वयं तथा ।
रेवती चोत्तराषाढा श्रवणं चान्त्यनाडिका ॥ ७ ॥

અશ્વિની, આર્દ્રા. પુનર્વસુ, ઉત્તરાફાલ્ગુની, હસ્ત, જ્યેષ્ઠા, મૂળ, શતભિષા, અને પૂર્વાભાદ્રપદ, એ નવ નક્ષત્રો આદ્ય નાડીનાં છે. ભરણી, મૃગશીર્ષ, પુષ્ય, પુર્વા-ફાલ્ગુની, ચિત્રા, અનુરાધા, પૂર્વાષાઢા, ધનિષ્ઠા, અને ઉત્તરાભાદ્રપદ, એ નવ નક્ષત્રો મધ્ય નાડીનાં છે. કૃત્તિકા, રોહિણી, અશ્લેષા, મઘા, સ્વાતિ, વિશાખા, ઉત્તરાષાઢા, શ્રવણ, અને રેવતી, એ નવ નક્ષત્રો અંત્ય નાડીનાં જાણવાં. ૫-૬-૭

**नाडीफलम्—**

एक नाडीस्थितं तस्मिन्नृक्षं चेद् वरकन्ययोः ।
मरणं तद् विजानीया-दंशतश्च स्थितं त्यजेत् ॥ ८ ॥

स्वामिसेवकमित्राणां गृहाणां गृहस्वामिनाम् ।
राज्ञां तथा पुराणाञ्च नाडीवेधः सुखावहः ॥ ९ ॥

વર કન્યાનું નક્ષત્ર એક નાડીમાં આવે તો મૃત્યુ થાય. સ્વામી અને સેવક, મિત્ર ને મિત્ર, ગૃહ અને ગૃહ સ્વામી, રાજા અને નગર, તેમને જો એક નાડીમાં વેધ થાય તો સુખકારક જાણવાં. ૮-૯




| | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| आद्य | અશ્વિની | આર્દ્રા | પુનર્વસુ | ઉ. ફા. | હસ્ત | જ્યેષ્ઠ | મૂળ | શતભિષા | પૂ. ભા. |
| मध्य | ભરણી | મૃગશીર્ષ | પુષ્ય | પૂ. ફા. | ચિત્રા | અનુરાધા | પૂ. ષા | ધનિષ્ઠા | ઉ ભા |
| अन्त्य | કૃત્તિકા | રોહિણી | અશ્લેષા | મઘા | સ્વાતિ | વિશાખા | ઉ. ષા. | શ્રવણ | રેવતી |

१४ १५ १६ १७
अधिपतिर्वारलग्ने तिथ्युत्पत्तिस्तथैव च ।
१८ १९ २०
अधिपति-वर्गवैरं तथैव योनिवैरकम् ॥ ९३ ॥

અધિપતિ (૧૪મું અંગ)—

गेहस्योदयकं क्षेत्र-फलेन गुणयेद् बुधः ।
अष्टभिस्तु हरेच्छेषं शुभः सोऽधिपतिः समः ॥ १० ॥

विकृतः कर्णकश्चैव धूम्रदो वितथस्वरः ॥
विडालो दुन्दुभिश्चैव दान्तः कान्तोऽधिनायकः ॥ ११ ॥

બુદ્ધિમાન શિલ્પિએ ગૃહની ઉદય (ઉભણીને) ક્ષેત્ર ફળના અંક સાથે ગુણતાં જે અંક આવે તેને આઠે ભાગ દેતાં જે શેષ આવે તે અધિપતિ જાણવો. આ અધિપતિ સમ (એકી) હોય તો તે શુભ છે. ૧ વિકૃત, ૨ કર્ણક, ૩ ધૂમ્રદ, ૪ વિતથસ્વર, ૫ બિડાલ, ૬ દુંદુભિ, ૭ દાંત, ૮ કાંત, એમ આઠ અધિપતિનાં નામો જાણવાં ( અધિપતિ ગણવાનો બીજો પ્રકાર નીચે પ્રમાણે છે. )

यदायव्ययसंयोगे यदैक्यं वसुभिर्भजेत् ।
शेषस्त्वधिपतिः केचिद् विषमः सभयावहः ॥ १२ ॥

**અધિપતિ ગણવાની બીજી રીત**—આય અને વ્યયના અંકનો સરવાળો કરી તેને આઠે ભાગતાં જે શેષ રહે, તે અધિપતિ જાણવો. અને તે અધિપતિ જો વિષમ (એકી) અંક હોય તો તે ભય ઉપજાવે. ૧૨

અંગ ૧૫ (લગ્ન), ૧૬ (તિથિ), ૧૭ (વાર)—

आयर्क्ष व्ययतारांशा-धिपान् क्षेत्रफले क्षिपेत् ।
अर्कभक्ते भवेल्लग्न-मथ लग्नेऽष्टसंगुणे ॥ १३ ॥

हृते शरैकैः शेषं तु तिथिर्नाम समं फलम् ॥
तिथौ नघ्ने वारः स्यादर्काद्यो मुनिभिर्हृते ॥ १४ ॥

આય, નક્ષત્ર, વ્યય, તારા, અંશક અને અધિપતિના અંકો અને ક્ષેત્રફળ, એ બધાના સરવાળાને બારે ભાગતાં જે શેષ આવે તે લગ્ન-(૧૫મું) જાણવું. લગ્નને આઠે ગુણી પંદરે ભાગતાં જે શેષ આવે તે તિથિ-(૧૬મું) જાણવી, અને તેનું ફળ નીચે પ્રમાણે જાણવું. તિથિને નવે ગુણી સાતે ભાગતાં જે શેષ રહે તે વાર-(૧૭મું) જાણવો. ૧૩-૧૪

(કોષ્ટક નં. ૧૦)

ઘરના લગ્ન પરથી તિથિ અને વાર જોવાનું કોષ્ટક--

| ઘરનું લગ્ન | લગ્નના ગુણ | તિથિ | વાર |
|---|---|---|---|
| ૧ મેષ | ચર ૦ | જયા ૮ | ચંદ્ર |
| ૨ વૃષભ | સ્થિર | નંદા ૧ | ચંદ્ર |
| ૩ મિથુન | મિશ્ર | રિક્તા ૯ | બુધ |
| ૪ કર્ક | ચર ૦ | ભદ્રા ૨ | બુધ |
| ૫ સિંહ | સ્થિર | પૂર્ણા ૧૦ | શુક્ર |
| ૬ કન્યા | મિશ્ર | જયા ૩ | શુક્ર |
| ૭ તુલા | ચર ૦ | નંદા ૧૧ | સૂર્ય |
| ૮ વૃશ્ચિક | સ્થિર | રિક્તા ૪ | સૂર્ય |
| ૯ ધન | મિશ્ર | ભદ્રા ૧૨ | મંગળ |
| ૧૦ મકર | ચર ૦ | પૂર્ણા ૫ | મંગળ |
| ૧૧ કુંભ | સ્થિર | જયા ૧૩ | ગુરૂ |
| ૧૨ મીન | મિશ્ર | નંદા ૬ | ગુરૂ |
| ૦ ચર લગ્ન ત્યજવાં | | | |

नन्दा च ब्राह्मणे प्रोक्ता भद्रा चैव हि क्षत्रिये ।
वैश्ये प्रोक्ता जया ज्ञेया रिक्ता शूद्रे प्रदीयते ॥ १५ ॥
शुभस्थानेषु सर्वेषु पूर्णा चैव नियुज्यते ।
वाराः शेषं रव्यादयो रविभौमौ विवर्जयेत् ॥ १६ ॥

નંદા તિથિ (૧-૬-૧૧) બ્રાહ્મણને શ્રેષ્ઠ, ભદ્રા તિથિ (૨-૭-૧૨) ક્ષત્રિયને શ્રેષ્ઠ. જયા તિથિ (૩-૮-૧૩) વૈશ્યને શ્રેષ્ઠ. રિક્તા તિથિ (૪-૯-૧૪) શૂદ્રને શ્રેષ્ઠ જાણવી. પૂર્ણા તિથિ (૫-૧૦-૧૫) સર્વ શુભસ્થાનોમાં યોજવી-(દેવમંદિરમાં). તિથિને નવે ગુણી સાતે ભાંગતાં જે શેષ રહે તે રવિવાર આદિ જાણવા. તેમાં રવિ અને મંગળવાર વર્જવા (તજી દેવા). વાર ફળનો એક પ્રકાર નીચે પ્રમાણે છે. ૧૫-૧૬

(કર્ક, મીન, વૃશ્ચિક એ ત્રણ બ્રાહ્મણ જાતિ; મેષ, સિંહ, ધન એ ત્રણ ક્ષત્રીય જાતિ; વૃષભ, કન્યા, મકર એ ત્રણે વૈશ્ય જાતિ; અને મિથુન, તુલા, કુંભ એ ત્રણ શુદ્ર જાતિ જાણવી. ઘરધણીની રાશિની જાત ઘરની રાશિની જાતિની સમાન કે ઉચ્ચ હોય તે શ્રેષ્ઠ જાણવી; પણ નીચ હોય તો કનિષ્ટ જાણવી)

વાર ફળમાં—ધ્વજ આય હોય તો રવિવાર શુભ. વૃષ આય હોય તો સોમવાર શુભ. શ્વાન અને ખર આય હોય તો બુધવાર શુભ. ગજ આય હોય તો ગુરૂવાર શુભ. ધ્વાંક્ષ આય હોય તો શુક્રવાર શુભ. સિંહ આય હોય તો શનિવાર શુભ જાણવા. તેથી ઉલટા શુભ ન જાણવા, તેનો ત્યાગ કરવો.

લગ્ન ફળ—વૃષભ (૨), સિંહ (૫), વૃશ્ચિક (૮), અને કુંભ (૧૧) આ ચાર સ્થિર લગ્નનું ફળ ઉત્તમ જાણવું. મિથુન (૩), કન્યા (૬), ધન (૯), મીન (૧૨) આ ચાર મિશ્ર લગ્નનું મધ્યમ ફળ જાણવું. મેષ (૧), કર્ક (૪), તુલા (૭), અને મકર (૧૦) આ ચાર ચર લગ્નનું ફળ કનિષ્ઠ જાણવું. તે લગ્નો તજી દેવાં.

૧૮મું અંગ ગૃહોત્પત્તિ—

नवघ्नं गृहनक्षत्रं रुद्रसंख्या-समन्वितम् ।
पञ्चभिस्तु हरेद्भागं शेषमुत्पत्तिः पञ्चधा ॥ १७ ॥

ઘરના નક્ષત્રના અંકને નવગણું કરી તેમાં અગીઆરનો આંક ઉમેરવો. તે સરવાળાને પાંચે ભાગતાં જે શેષ રહે, તે પાંચ પ્રકારના નક્ષત્રોની ઉત્પતિ જાણવી. તેનું ફળઃ–૧ વધે તો ધણું દાન કરાવે; બે વધે તો સુખપ્રાપ્તિ; ત્રણ વધે તો સ્ત્રીપ્રાપ્તિ; ચાર વધે તો ધન-પ્રાપ્તિ અને પાંચ વધે તો પુત્ર પ્રાપ્તિ જાણવી. ૧૭

૧૯મું અંગ અધિપતિ વર્ગવેર—

सुपर्ण ओतुः सिंहः श्वा सर्पाखुमृगमीढकाः ।
वर्णाधिपाः क्रमादष्टौ भक्ष्यो यः पञ्चमो मतः ॥ १८ ॥

ગરૂડ, બિડાલ, સિંહ, શ્વાન, સર્પ, ઉંદર, મૃગ અને મેષ એ આઠે અનુક્રમે તે તે વર્ણના અધિપતિ છે. એ અધિપતિના વર્ગમાં દરેકનો તેથી પાંચમો ભક્ષક છે, માટે તેનો ત્યાગ કરવો. ૧૮

| મનુષ્યના નામાક્ષર પરથી— | | | | | | વર્ગ |
|---|---|---|---|---|---|---|
| अ | इ | उ | ए | | નો | (૧) ગરૂડવર્ગ |
| क | ख | ग | घ | ङ | નો | (૨) બિડાલ વર્ગ |
| च | छ | ज | झ | ञ | નો | (૩) સિંહવર્ગ |
| ट | ठ | ड | ढ | ण | નો | (૪) શ્વાનવર્ગ |
| त | थ | द | ध | न | નો | (૫) સર્પવર્ગ |
| प | फ | ब | भ | म | નો | (૬) મૂષકવર્ગ |
| य | र | ल | व | | નો | (૭) મૃગવર્ગ |
| श | ष | स | ह | | નો | (૮) મેષવર્ગ |

॥ વર્ગ વૈર ॥

| | |
|---|---|
| (૧) ગરૂડને | (૫) સર્પને પરસ્પર વૈર |
| (૨) બિડાલને અને | (૬) મૂષકને પરસ્પર વૈર |
| (૩) સિંહ અને | (૭) મૃગને પરસ્પર વૈર |
| (૪) શ્વાન અને | (૮) મેષને પરસ્પર વૈર |

ઉપર પ્રમાણે વર્ગવેર ઘર અને ઘરધણીનાં તજવાં. ઘરધણીનો પ્રબળ વર્ગ હોય અને ઘરનો ભક્ષક વર્ગ હોય તો દારિદ્ય આવે અને દ્રવ્યની હાનિ થયા કરે. પણ જો ઉપર પ્રમાણે ઘરનો પ્રબળ વર્ગ હોય અને ઘરધણીનો ભક્ષક વર્ગ હોય તો મૃત્યુ જાણવું.

ઉપર પ્રમાણે ભવન અથવા ભવનપતિના નામાક્ષરના પહેલા અક્ષર પરથી વર્ગ જાણવો. અને તે વર્ગવેર તજવું.

ऋक्ष वैरं स्थितिर्नाशो लक्षणान्येकविंशतिः ।
कथितानि मुनिश्रेष्ठैः शिल्पविद्भिर्गृहादिषु ॥ ९४ ॥

इति श्रीविश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे
आयतत्वाधिकारे प्रथमोऽध्यायः ॥ १ ॥

---

૨૦મું અંગ યોનિવૈર—

अश्वोऽश्विनी-शतभयो-र्भरणी-पौष्णयोर्गजः ।
कृत्तिका-पुष्ययोश्छागो रोहिणी-मृगयोरहिः ॥ १९ ॥
श्वानो मूलार्द्रयोर्योनिः सार्पादित्ये बिडालकः ।
पूर्वाफामघयोराखु-रुफोत्तरभयोस्तु गौः ॥ २० ॥
हस्तस्वात्योस्तु महिषी व्याघ्रश्चित्राविशाखयोः ।
ज्येष्ठानुराधयोरेणः पूषाढाश्रवणे कपिः ॥ २१ ॥
उषाढाभिजितोर्वभ्रुः सिंहः पूभाधनिष्ठयोः ।
मेषमर्कटयो वैरं गोव्याघ्रं गजसिंहयोः ॥ २२ ॥
श्वानैणं सर्पनकुलं बिडालोन्दुरकं महत् ।
महिषाश्वमिति त्याज्यं मृत्युः स्त्रीप्रभुवेश्मसु ॥ २३ ॥

| | | | | | |
|---|---|---|---|---|---|
| અશ્વિની અને શતભિષા નક્ષત્રોની | | અશ્વયોનિ | ઉત્તરાભાદ્રપદ અને ઉ. ફાલ્ગુનીની | | ગાયોનિ |
| ભરણી અને રેવતી | ,, | ગજયોનિ | સ્વાતિ અને હસ્ત નક્ષત્રોની | | મહિષયોનિ |
| કૃત્તિકા અને પુષ્ય | ,, | અજયોનિ | ચિત્રા અને વિશાખા | ,, | વ્યાઘ્ર યોનિ |
| રોહિણી અને મૃગશીર્ષ | ,, | સર્પ યોનિ | જયેષ્ઠા અને અનુરાધા | ,, | મૃગયોનિ |
| મૂળ અને આર્દ્રા | ,, | શ્વાન યોનિ | પૂર્વાષાઢા અને શ્રવણ | ,, | કપિયોનિ |
| અશ્લેષા અને પુનર્વસુ | ,, | બિડાલ યોનિ | ઉ.ષાઢા અને અભિજિત | ,, | નકુલયોનિ |
| પૂર્વાફાલ્ગુની અને મઘા | ,, | મૂષક યોનિ | પૂર્વાભાદ્રપદ અને ધનિષ્ઠા | ,, | સિંહ યોનિ |

ઉપર પ્રમાણે નામાક્ષર પરથી નક્ષત્ર શોધીને અને ઘર અને ઘરધણીની યોનિનો નિશ્ચય કર્યા પછી નીચે પ્રમાણે યોનિવેર જોવું.

| | | | | |
|---|---|---|---|---|
| મેષ યોનિને | | મર્કટની યોનિ | સાથે | વેર |
| ગૌ | ,, | વ્યાઘ્ર | ,, | ,, |
| ગજ | ,, | સિંહ | ,, | ,, |
| શ્વાન | ,, | વાનર | ,, | ,, |
| સર્પ | ,, | નકુલ | ,, | ,, |
| બિડાલ | ,, | મૂષક | ,, | ,, |
| મહિષી | ,, | અશ્વ | ,, | ,, |

ઉપર પ્રમાણે નક્ષત્રોની યોનિને પરસ્પર વૈર છે. તેથી સ્ત્રી પુરૂષ તથા ઘર કે ઘરધણીનાં પરસ્પર યોનિવેર તજી દેવાં. યોનિવેરથી મૃત્યુ ઉપજે. ૧૯-૨૩

મૂલં શ્લોક ૯૨-૯૩-૯૪નું ભાષાંતર—

આય-૧, રાશિ-૨, નક્ષત્ર-૩, વ્યય-૪, તારા-૫, અંશક-૬, ગ્રહમૈત્રી-૭, રાશિમૈત્રી-૮, નાડીવેધ-૯, ગણ-૧૦, ચંદ્ર-૧૧, અધિપતિવર્ગ-૧૨, વાર-૧૩, લગ્ન-૧૪, તિથિ-૧૫, ઉત્પત્તિ-૧૬, અધિપતિ વર્ગવેર-૧૭, યોનિવેર-૧૮, નક્ષત્રવેર-૧૯, સ્થિતિ-૨૦ અને વિનાશ-૨૧ એમ એકવીશ અંગ લક્ષણો વિદ્વાન શિલ્પિ અને મુનિશ્રેષ્ઠોએ ગૃહાદિ કાર્યમાં કહ્યાં છે. ૯૨-૯૩-૯૪

ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવના આયતત્ત્વાધિકારની, શિલ્પ વિશારદ સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરાએ કરેલ શિલ્પપ્રભા નામની ભાષા ટીકાનો પહેલો (૧) અધ્યાય સમાપ્ત.

---

૨૧મું અંગ નક્ષત્ર વૈર—

वैरं चोत्तरफाल्गुन्यश्वियुगले स्वातिभरण्योद्वयोः ।
रोहिण्युत्तरषाढयोः श्रुतिपुनर्वस्वोर्विरोधस्तथा ॥
चित्रा हस्तभयोश्च पुष्यफणिनोर्ज्येष्ठाविशाखाद्वये ।
प्रासादे भवनासने च शयने नक्षत्रवैरं त्यजेत् ॥ २४ ॥

ઉત્તરાફાલ્ગુની અને અશ્વિની એ બે નક્ષત્રાને પરસ્પર વૈર.

સ્વાતિ અને ભરણીને પરસ્પર વેર.

રોહિણી અને ઉત્તરાષાઢાને પરસ્પર વૈર.

શ્રવણ અને પુનર્વસુને પરસ્પર વૈર.

ચિત્રા અને હસ્તને પરસ્પર વૈર.

પુષ્ય અને અશ્લેષાને પરસ્પર વૈર.

જ્યેષ્ઠા અને વિશાખાને પરસ્પર વૈર.

એવી રીતે નક્ષત્રાના પરસ્પર વૈર, પ્રાસાદ, ઘર, આસન, શયન (પલંગ)ને વિષે ભોક્તા કે ઘરધણી સાથે નક્ષત્ર વેરનો ત્યાગ કરવો. ૨૪



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे द्वितीयोऽध्यायः ॥

### पुरुषाधिकार

श्रीविश्वकर्मा उवाच—

अथातः संप्रवक्ष्यामि आयानां च विशेषतः ॥
यस्य यस्य भवेच्चायु-र्वपुषः पुरुषस्य च ॥ १ ॥

શ્રીવિશ્વકર્મા કહે છે :-હવે હું પુરૂષના શરીરનો જે આય હોય, તેને વિશેષ પ્રકારે કહું છું. ૧

स चायुस्तद् विजानीया-दन्यथा निष्फलं भवेत् ।
नक्षत्रं देहसंज्ञात्वा-दंशकं च महामुने ! ॥ २ ॥
ताराः पञ्च महाशुक्ला-स्तदत्र गृहमेधिनः ।
[1]एकान्तेषु प्रदातव्यो ध्वजादिराय उत्तमः ॥ ३ ॥

હે મહામુનિ, એ રીતે આય ઉપજાવવા. બાકી અન્ય સર્વ નિષ્ફળ જાણવું. મનુષ્યના દેહની સંજ્ઞાથી નક્ષત્ર, અંશક, તારા, (જેમાં પાંચ શુભ છે તથા બીજાં અંગો છે.) તે ઉપજાવીને તે ગૃહ-ઘરના સામે જોવા. (નીચે) ઉપજેલા આય ધ્વજાદિથી એકાન્તરે દેવા તે ઉત્તમ જાણવું. ૨-૩

रुद्रभागायते क्षेत्रे विस्तारे भूतभागिके ।
विन्यसेत्तत्र देवांश्च एभिः स्युश्च विलक्षयेत् ॥ ४ ॥

ક્ષેત્ર કોષ્ટકની લંબાઈના અગિયાર ભાગ, અને વિસ્તારના પાંચ ભાગ કરવા. તેમાં નીચે પ્રમાણે અંકો અને અક્ષરો લખવા. ૪

इन्द्राङ्कं प्रथमे भागे नक्षत्राणि द्वितीयके ।
तृतीये लोचनं देयं चतुर्थे तु रविस्तथा ॥ ५ ॥
पञ्चमे तु तिथिः प्रोक्तो वसुं षष्ठे नियोजयेत् ।
सप्तमे भागे वेदाश्च लोकश्चैवाष्टमे तथा ॥ ६ ॥
इषुसंख्या नवमे च दशमे च रसस्तथा ।
एकादशे ग्रहसंख्या कथितं मुनिपुंगवैः ॥ ७ ॥

કોષ્ટકની ઉપરની પ્રથમ પંક્તિના અગિયાર ખાનાઓમાં અનુક્રમે ૧૪, ૨૭, ૨, ૧૨, ૧૫, ૮, ૪, ૩, ૫, ૬, ૯ એમ લખવા, એવું મુનિપુંગવોએ કહ્યું છે. ૫-૬-૭

---

१ एकान्तरेषु दातव्यो-पाठान्तर

कोष्ठेषु कथिता अंका मातृकान् वर्णान् योजयेत् ।
नपुंसकं विसर्गं च त्यजेच्च योगमक्षरम् ॥ ८ ॥

અંકોની નીચેની ચાર પંક્તિના કોઠાઓમાં અનુક્રમે માતૃકા અક્ષરો લખવા. તેમાં ऋ ॠ ऌ ॡ ळ अः સ્વરોને, વિસર્ગને, તથા સંયુક્ત (જોડીયા) અક્ષરો ક્ષ, જ્ઞ એ વ્યંજનોને છોડી દેવા. ૮

| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૪ | ૨૭ | ૨ | ૧૨ | ૧૫ | ૮ | ૪ | ૩ | ૫ | ૬ | ૯ |
| અ | આ | ઇ | ઈ | ઉ | ઊ | એ | ઐ | ઓ | ઔ | અં |
| ક | ખ | ગ | ઘ | ઙ | ચ | છ | જ | ઝ | ઞ | ટ |
| ઠ | ડ | ઢ | ણ | ત | થ | દ | ધ | ન | પ | ફ |
| બ | ભ | મ | ય | ર | લ | વ | શ | ષ | સ | હ |

| પરસ્પર ભક્ષક આય નીચે પ્રમાણે | | | |
|---|---|---|---|
| ધ્વજ | ધૂમ્ર | સિંહ | શ્વાન |
| ૧ | ૨ | ૩ | ૪ |
| વૃષ | ખર | ગજ | ધ્વાંક્ષ |
| ૫ | ૬ | ૭ | ૮ |

स्वामिनामाक्षरांकेन गुणयेदूर्ध्वपंक्तिगान् ।
फलं हरेदष्टभिस्तु शेषमायो मनुष्यस्य ॥ ९ ॥
ध्वजादीनां चतुर्णां तु चत्वारो वृषभादयः ।
भक्षका भवने वर्ज्या गृहस्वाम्यायभक्षकः ॥ १० ॥

**इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे पुरुषाधिकारे द्वितीयोऽध्यायः ॥**

ઘરધણી (સ્વામિ)ના નામનો પહેલો અક્ષર હોય તે શોધીને નામના જેટલા અક્ષરો હોય તેટલી સંખ્યાને પહેલી પંક્તિમાં જે અંક હોય તેટલાથી ગુણી અને તેનો આઠે ભાગ લેતાં જે શેષ રહે તે ઘરધણીનો ધ્વજાદિ આય જાણવો. ધ્વજાદિ (ધ્વજ, ધૂમ્ર, સિંહ અને શ્વાન) એ ચાર આયોના અનુક્રમે વૃષભાદિ ચાર (વૃષ, ખર, ગજ અને ધ્વાંક્ષ) એ આયો પરસ્પર ભક્ષક છે. તે ભક્ષક આય ભવનના સ્વામિના આયનો ભક્ષક હોય તો સ્વામિનું મૃત્યુ થાય. માટે આય સામા ભક્ષક આયો આવે તે તજવા.[1] ૯–૧૦

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો પુરૂષાધિકાર નામનો, શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ રચેલ, શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો બીજો અધ્યાય સમાપ્ત.**

૧ ભવનના માલીકનું નામ ભીમજી છે તો "ભ" અક્ષરની ઉપલી પંક્તિમાં ૨૭નો અંક છે હવે ભીમજીના નામના ત્રણ અક્ષરો છે. તેને ૨૭×૩=૮૧ થાય તેને આઠે ભાગતાં શેષ એક–૧ રહે તો ભીમજીનો ધ્વજ આય ઉપજ્યો. હવે જો ઘરનો આય વૃષાય હોય તો તે ભક્ષક છે. તે મૃત્યુ ઉપજાવે. પણ જો ઘરનો આય ગજાય કે બીજો હોય તો સારૂં જાણવું. જો ભક્ષક આય હોય તો ઘરનો આય બદલવો.



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे तृतीयोऽध्यायः ॥

## જગતી–તોરણાધિકાર

श्रीविश्वकर्मा उवाच—

अथातः संप्रवक्ष्यामि जगतीलक्षणं बुध ! ।
सा चामूढा दिशाभागा मनोज्ञा सर्वतः प्लवा ॥ १ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે :–હે મુનિ ! હું પ્રાસાદની જગતીનાં લક્ષણ કહું છું. જે જગતી દિઙ્મૂઢ ન હોય તેવી, મનને આનંદ આપનારી, અને ચારે તરફ પાણીનો પ્રવાહ જાય તેવી, જગતી શુભ જાણવી. ૧

प्रासादो लिंगमित्युक्तो जगतीपीठमेव च[1] ।
प्रतिहारा देवकुलं विभागा नामतः परम् ॥ २ ॥

પ્રાસાદ તે શિવલિંગનું સ્વરૂપ છે. જેમ લિંગને જળાધારી રૂપ પીઠ છે, તેમ પ્રાસાદને જગતી રૂપ પીઠ જાણવી. તેમાં દેવકુળ અને પ્રતિહારોનાં સ્વરૂપો કરવાં. જગતીના વિભાગ પરથી (૬૪) નામ કહ્યાં છે. ૨

आद्या पंचगुणा प्रोक्ता द्वितीया च चतुर्गुणा ।
तृतीया त्रिगुणाख्याता कनिष्टा मध्यमोत्तमा ॥ ३ ॥

प्रासादपृथुमानेन त्रिगुणा चोत्तमा स्थिता ।
चतुर्गुणा मध्यमा चा–धमा पञ्चगुणोच्यते[2] ॥ ४ ॥

પ્રાસાદ રેખાયે હોય તેનાથી ત્રણગણા વિસ્તારમાં જગતી ઉત્તમ માનની જાણવી. ચારગણા વિસ્તારમાં હોય તે જગતી મધ્યમ માનની જાણવી. અને પાંચગણા વિસ્તારમાં હોય તે જગતી કનિષ્ઠ માનની જાણવી. ૩–૪

---

૧ **सूत्रसंतान अपराजित** સૂત્ર ૧૧૫થી ૨૨૦–એમ ૭ અધ્યાયોમાં જગતી વિષે સવિસ્તર વર્ણન છે. ૧ ગણેશ, ૨ શિવ, ૩ બ્રહ્મા, ૪ વિષ્ણુ, ૫ સૂર્ય, ૬ દેવી, ૭ જીન, ૮ સર્વદેવ, એમ આઠ દેવોને આઠ આઠ પ્રકારની જગતીનાં નામ અને લક્ષણો સાથે આપેલ છે. તેમ ચોસઠ પ્રકારનાં જગતીનાં સ્વરૂપો સવિસ્તર સુંદર રીતે આપેલ છે. સૂત્રધાર રાજસિંહ વિરચિત વાસ્તુરાજ ગ્રંથમાં ફક્ત જૈનાષ્ટક જગતી સ્વરૂપ આપેલ છે. જ્ઞાનરત્નકોષ શિલ્પગ્રંથમાં જગતી વિષે સવિસ્તર વર્ણન છે.

૨ આનો બીજો અર્થ એમ પણ નીકળી શકે કે જ્યેષ્ઠ માનના પ્રાસાદને ત્રણગણી, મધ્ય માનના પ્રાસાદને ચારગણી, અને કનિષ્ઠ માનના પ્રાસાદને પાંચગણી, જગતી કરવી




શ્રી સોમનાથજીના ભવ્ય કૈલાસ મહામેરૂ પ્રાસાદનું કલામય પક્ષ દર્શન-ગર્ભગૃહ શિખર. ગૂઢ નૃત્યમંડપ પર સંવરણા પોણાબસેં ફુટ ઉંચો. નાગરાદિ પ્રાસાદનો આઠસેં વર્ષે આવો સભ્રમ પ્રાસાદ બંધાયો.

ડ્રાફ્ટસમેન : ભગવાનજી મગનલાલ શિલ્પકાર : દીપાર્ણવ

સ્થપતિ : પ્ર. ઓ. સોમપુરા.




શ્રી સોમનાથના ભવ્ય કૈલાસ મહામેરૂ પ્રાસાદનું ઉભું છેદ દર્શન-જેમાં શિખરમાં નવ મજલા છે. મંડપમાં ત્રણ મજલાની ગેલેરીવાળો સભ્રમ પ્રાસાદ આઠસો વર્ષે ગુજરાતમાં બંધાઈ રહ્યો છે. ડ્રાફ્ટસમેન-ભગવાનજી મગનલાલ શિલ્પકાર: સ્થપતિ પ્ર. ઓ. સોમપુરા: દીપાર્ણવ

रससप्तगुणाख्याता युक्तिपर्यायसंस्थिता ।
जिनेन्द्रे त्रिपुरुषे च द्वारिकायामथोच्यते ॥ ५ ॥

પરિવાર સાથેના મંદિરોને (અર્થાત્ જ્યાં દેવીનાં ચોસઠ યોગિની યુક્ત મંદિર હોય ત્યાં), દ્વાદશ રૂદ્રનાં ફરતાં મંદિરો હોય ત્યાં, જ્યાં જીનમંદિર ફરતી દેરીયો સાથે હોય ત્યાં (કે એવાં મંદિરોને), જીનેન્દ્રપ્રાસાદને, બ્રહ્મા, વિષ્ણુના અને શિવના પ્રાસાદોને છ કે સાતગણી જગતી કરવી. દ્વારકાને પણ એવી જ કરી છે. ૫

समा सपादा सार्धा च द्विगुणा वा मुखायते ।
अपरे ऋजु कर्णाद्या पूर्वमण्डपानुक्रमैः ॥ ६ ॥

મંડપોની જગતી તેના મુખ આગળ જેટલી સમાન, સવાઇ, દોઢી કે બમણી, વિસ્તારમાં આગળના પ્રત્યેક પૂર્વના મંડપના અનુક્રમે રેખાથી કરવી. ૬

## જગતીનું ઉંચાઇનું પ્રમાણ—

कर-द्वादशकेऽर्धांशा शाला त्र्यंशा द्वाविंशके ।
द्वात्रिंशे च चतुर्थांशा भूतांशा च शतार्धके ॥ ७ ॥

એક હાથથી બાર હાથ સુધીના પ્રાસાદની જગતી પ્રત્યેક ગજે અર્ધા અર્ધા ગજ (હસ્ત) ઉંચી કરવી. તેરથી બાવીશ હાથ સુધીના પ્રાસાદની જગતી ગજના ત્રીજા ભાગ (આઠ આઠ આંગળ) અને ચોવીશથી બત્રીશ હાથના પ્રાસાદોની જગતી ગજના ચોથા ભાગે (છ છ આંગળ) ઉંચી કરવી. તેત્રીશથી પચાસ હાથના પ્રાસાદની જગતી પ્રાસાદના ગજના પાંચમા ભાગની (ચાર ઇંચિ ૬॥ દોરા) ઉંચાઈની કરવી. ૭

## પુનઃ જગતીની ઉંચાઇનું બીજું પ્રમાણ કહે છે—

एकहस्ते तु प्रासादे जगती तत्समोदया ।
द्विहस्ते हस्तसार्द्धा च त्रिहस्ते च द्विहस्तका ॥ ८ ॥
सार्द्धद्विकरमुत्सेधः प्रासादे चतुर्हस्तके ।
चतुर्हस्तोपरिष्टाच्च यावद् द्वादश हस्तकम् ॥ ९ ॥
प्रासादस्यार्धमानेन त्रिभागेन ततः परम् ।
चतुर्विंशति हस्तांतं कारयेच्च विचक्षणः ॥ १० ॥
पादेनैवोच्छ्रयं कार्यं यावत्पंचाशद्धस्तकम् ।
इदं मानं च कर्त्तव्यं जगतीनां समोदयः[१] ॥ ११ ॥

[૧] અહીં સાર્ધ, ત્રિભાગ અને પાદનો અર્થ પ્રાસાદના નહિ પરંતુ ગજના ૧૨ આંગળ, ૮ આંગળ અને ૬ આંગળ સમજવાં જોઇએ. ક્રમથી ગણતાં તે સમજાશે.

હવે જગતીની ઉંચાઇનું બીજું માન કહે છે: એક હાથના પ્રાસાદને એક હાથ ઉંચી જગતી કરવી. બે હાથના પ્રાસાદને દોઢ હાથની, ત્રણ હાથના પ્રાસાદને બે હાથની, ચાર હાથના પ્રાસાદને અઢી હાથની ઉંચી જગતી કરવી. પાંચથી બાર હાથના પ્રાસાદને જગતીની ઉંચાઇ પ્રાસાદના અર્ધ ભાગે કરવી. તેરથી ચોવીશ હાથના પ્રાસાદને પ્રાસાદના ત્રીજા ભાગે જગતી ઉંચી કરવી. વિચક્ષણ શિલ્પિએ પચીશથી પચાસ હાથના પ્રાસાદને જગતી પ્રાસાદના ચોથા ભાગે ઉંચી કરવી. આ માન જગતીની ઉંચાઈનું જાણવું. ૮-૯-૧૦-૧૧

**જગતીના ઉદયના થર વિભાગ—**

तदुच्छ्रायं भजेत्प्राज्ञ ! अष्टाविंशपदैरधः ।
त्रिपदं जाड्यकुंभं च द्विपदं कर्णकं तथा ॥ १२ ॥

पद्मपत्रसमायुक्ता त्रिपदा शीर्षपत्रिका ।
क्षुरकं द्विपदं प्रोक्तं कुंभकं सप्तभिः पदैः ॥ १३ ॥

त्रिपदः कलशः प्रोक्तः पदैकं चान्तःपत्रकम् ।
त्रिपदा च कपोताली पुष्पकंठं युगांशकम् ॥ १४ ॥

कण्ठाच्च जाड्यकुंभं च निर्गमं च पदाष्टकम् ।

( જગતી—જુઓ પૃષ્ટ ૩૯ )

હે બુદ્ધિમાન્! જગતીની ઉંચાઈના અઠ્ઠાવીશ ભાગ કરવા; તેમાં ત્રણ ભાગનો જાડંબો, બે ભાગની કણી, ત્રણ ભાગની પદ્મપત્ર (છાજલી ગ્રાસપટ્ટી સાથે), બે ભાગનો ખરો, સાત ભાગનો કુંભો, ત્રણ ભાગનો કળશો, એક ભાગની અંધારી, ત્રણ ભાગનો કેવાળ, અને ચાર ભાગનો પુષ્પકંઠ ( ઉપરનો ગળતો ) કરવો. પુષ્પકંઠની ( અંધારીથી ) જાડંબાનો નીકાળો આઠ ભાગનો રાખવો. ૧૨-૧૩-૧૪

कर्णेषु चैव दिक्पालाः प्राच्यादिषु प्रदक्षिणाः ॥ १५ ॥

जगत्याः पश्चिमे भद्रे रथिकैकत्रिभिस्तथा ।
तथा पञ्चकसप्तकाः कर्त्तव्या वामदक्षिणे ॥ १६ ॥

जलनिष्कासमकरो मुखं च विकृताननम् ।
उत्तानपादोन्नतं च हस्ते हस्ते चतुर्यवम् ॥ १७ ॥

प्रासादस्य समं ज्ञेयं जगतीभद्रनिर्गमम् ।
पादोनं तथा कर्त्तव्यं प्रासादस्य समं ततः । १८ ॥




જગતી પ્રવેશ ચતુષ્કિકા—મહાપીઠ તથા કક્ષાસન

भद्रनिर्गमतुल्यं तु जगतीमंडनिर्गमम् ।
द्वितीयं तस्य कर्त्तव्याः प्रतिहारास्तदग्रतः ॥ १९ ॥

દ્દિશાના દ્દિગપાલો



પૂર્વ-ઇંદ્ર દક્ષિણ-યમ ઉત્તર-કુબેર



પશ્ચિમ-વરુણ

જગતીના કોણોમાં પૂર્વાદિ પ્રદક્ષિણાના ક્રમે દિગ્પાલો સ્થાપવા. જગતીના પશ્ચિમ ભદ્રમાં એક-ત્રણ-પાંચ અથવા સાત રથિકાઓ ડાબી-જમણી તરફ કરવી. પાણીના નિકાસ માટે વિકૃતમુખવાળાં, ઉંચા પગવાળાં મકરનાં મુખો કરવાં. તેનું છિદ્ર એક ગજે ચાર જવ પ્રમાણનું રાખવું. પ્રાસાદની બરાબર ભદ્રનો નિકાળો જગતીમાં રાખવો. અથવા પોણા ભાગનું ભદ્ર રાખવું. ભદ્રના નિર્ગમ બરાબર જગતીના મંડનો (માઢ) નિર્ગમ કરવો. તે પ્રમાણે બીજો મંડ (માઢ) કરવો. તેની આગળ પ્રતિહારોનાં સ્વરૂપો બનાવવાં. ૧૫-૧૬-૧૭-૧૮-૧૯

## વિદિશાના દિગ્પાલો



ઇશાનદેવ અગ્નિદેવ નૈઋર્ત્યદેવ વાયવ્યદેવ

### જગતીના પ્રતિહારો—

[1]आदिमूर्त्तिः पदन्यासात् प्रतिहारा वामेतरे ।
वामे चैव भवेन्नंदि–र्महाकालश्च दक्षिणे ॥ २० ॥
याम्यद्वारे भवेद् भृंगी हेरम्बश्चैव दक्षिणे ।
पश्चिमे दुर्मुखो वामे पांडुरो वाथ दक्षिणे ॥ २१ ॥
सोम्यां चैव सितो वामे ह्यसितश्चैव दक्षिणे ।

મધ્યના પદમાં આદિમૂર્તિ (શિવની) સ્થાપન કરવી. તેની ડાબી જમણી તરફ પ્રતિહારોનાં સ્વરૂપો કરવાં. પૂર્વદિશામાં આદિમૂર્ત્તિની ડાબી તરફ નંદી, અને જમણી તરફ મહાકાલ નામના પ્રતિહારો બનાવવા. દક્ષિણ દિશામાં ડાબી તરફ ભૃંગી, અને જમણી તરફ હેરંબ નામના પ્રતિહારો બનાવવા. પશ્ચિમ દિશામાં ડાબી તરફ દુર્મુખ અને જમણી તરફ પાંડુર નામના પ્રતિહારો બનાવવા. ઉત્તર દિશામાં ડાબી તરફ સિત અને જમણી તરફ અસિત નામના પ્રતિહારોની મૂર્ત્તિઓ સ્થાપન કરવી. ૨૦–૨૧

૧. અહીં શિવપ્રાસાદની કલ્પના કરીને શિવના આઠ પ્રતિહારોનાં નામ ઉપર કહ્યાં છે. પરંતુ પ્રાસાદમાં જે આદિદેવ (મૂળનાયક પ્રભુ) બિરાજમાન હોય તે દેવના પ્રતિહારો પૃથક્ પૃથક્ કહ્યા છે. તે પ્રમાણે જેના તેના પ્રાતહારોનાં સ્વરૂપો જગતી કે દ્વારશાખામાં દિશાવાર કરવાં.

## વેદિકા કક્ષાસનના વિભાગો—

राजसेनश्चतुर्भागः
सप्तभागा च वेदिका ॥ २२ ॥
द्विभागासनपट्टश्च
कक्षासनं कराग्नतम् ।

જગતી ઉપર રાજસેન ચાર ભાગનું અને વેદિકા સાત ભાગની, અને આસનપટ્ટ બે ભાગનું કરવું. તેના પર કક્ષાસન (કઠેડો) એક હાથ ઉંચો કરવો. ૨૨




કક્ષાસનના-રાજસેન-વેદિકા-આસનપટ્ટના વિભાગ

मंडपाग्रे शुंडिकाग्रे
प्रतोल्याग्रे तथैव च ॥ २३ ॥
तोरणं त्रिविधं स्थानं
ज्येष्ठमध्यकनिष्ठकम् ॥
जगत्याश्चैव मानेन
तत्रान्तरं निगद्यते ॥ २४ ॥
अधिकं षोडशं चैव
विभक्तं नवधा पुनः ।
त्रिधा ज्येष्ठमिति ख्यातं
त्रिधा मध्यं कनिष्ठकम् ॥२५॥

મંડપના પગથીઆથી આગળ નીકળતા બે બાજુ હાથીઓની સૂંઢની આકૃતિ કરવી. તેની આગળ પ્રતોલી કરવી. તેના પર જ્યેષ્ઠ, મધ્યમ, અને કનિષ્ઠ, એ ત્રણ માનનાં તોરણ કરવાં.

જ્યેષ્ઠ માનની જગતીના વિસ્તાર માનમાં તેનો સોળમો ભાગ વધારીએ તો જ્યેષ્ઠ જ્યેષ્ઠ માન થાય, અને સોળમો ભાગ ઘટાડીએ તો જ્યેષ્ઠ કનિષ્ઠ માન થાય. મધ્ય માનની જગતીનો સોળમો ભાગ વધારીએ તો જ્યેષ્ઠ મધ્ય માન થાય અને સોળમો ભાગ ઘટાડીએ તો કનિષ્ઠ મધ્ય માન થાય. અને કનિષ્ઠ માનની જગતીના વિસ્તારમાં તેનો સોળમો ભાગ વધારીએ તો જ્યેષ્ઠ કનિષ્ઠ માન થાય અને સોળમો ભાગ ઘટાડીએ તો કનિષ્ઠ કનિષ્ઠમાન જગતીનું થાય. આ પ્રમાણે નવમાન જાણવાં. ૨૩-૨૫

## પ્રતોલ્યા તોરણ સ્તંભોનો પદવિસ્તાર—

स्तम्भगर्भे भित्तिगर्भे तन्मध्ये च विचक्षण ! ।
तोरणस्योभयस्तम्भौ ब्रह्मगर्भे तु संस्थितौ ॥ २६ ॥

હે બુદ્ધિમાન ! તોરણના બન્ને સ્તંભો પ્રાસાદના પદના ગર્ભે, અગર તેની ભીંત (દીવાલ)ના ગર્ભે, અગર તે બેની વચ્ચે સ્થાપન કરવા. પરંતુ તે ઉભા [1]બ્રહ્મગર્ભની બંને બાજુ (સરખા માપે) તોરણના બન્ને સ્તંભો ઉભા કરવા. ૨૬

**પ્રતોલ્યાના સ્તંભાદિ થરોનું ઉદય પ્રમાણ અને સ્વરૂપ:—**

पीठः स्तंभस्तथा कुंभी भरणी च शिरः स्थलम् ।
प्रासादस्यानुमानेन पट्टं पट्टानुसारतः ॥ २७ ॥
पीठं च द्वयं पादोनं भागैकेन तु कुंभिका ।
पंच भागो भवेत्स्तंभो भागार्धं भरणं भवेत् ॥ २८ ॥
शरं च भागमेकेन गडदी पीठमानतः ।
शरं च पूर्वमानेन भागैकः पट्ट एव च ॥ २९ ॥
तदूर्ध्वे कूटछाद्यं च तिलकं स्तंभमस्तके ।
त्रि-पंच-सप्त-नवभि-रीलिकावलनैर्युतम् ॥ ३० ॥
सदाशिवो मध्यदेशे ब्रह्मविष्णू याम्योत्तरे ।
तदूर्ध्वे क्षोभनाः कार्या ईलिकाभिरलंकृताः ॥ ३१ ॥

પ્રતોલ્યામાં નીચે પીઠ કરવું, અને તેની ઉપર જાડંબો, કણી, ગ્રાસપટ્ટી, કુંભી, સ્તંભ, ભરણું અને સરા (ઉત્તરોત્તર) કરવાં. તે બધાં પ્રાસાદના માને કરવાં. પટ્ટ પણ પાટના પદ પ્રમાણે કરવો.

( પ્રતોલ્યા—જુઓ પૃષ્ટ ૪૪ )

પ્રતોલ્યાનું પીઠ (જાડંબો, કણી, ગ્રાસપટ્ટી) પોણા બે ભાગનું, તે પર કુંભી એક ભાગની, સ્તંભ પાંચ ભાગનો, ભરણું અરધા ભાગનું, સરૂ એક ભાગનું અને તે પર ગડદી (ઠેકી) પોણાબે ભાગની કરવી. તેની ઉપર સરૂ એક ભાગનું, તેના પર એક ભાગ ઉંચો પાટ (એમ કુલ તેર ભાગ પીઠ સહિત થયા.) પાટ ઉપર કૂટ-છાદ્ય (ગલતાળું છજું) કરી તે પર સ્તંભના ગર્ભે તિલક કરવું. વચ્ચે ત્રણ, પાંચ, સાત, કે નવ તોરણના આંટાઓ (ઈયળના જેવા) કરવા. તોરણના મધ્યમાં મહાદેવ અને તેની જમણી બાજુ બ્રહ્મા અને ડાબી બાજુ વિષ્ણુની મૂર્ત્તિઓ (એમ ત્રિપુરૂષ મૂર્ત્તિઓ) કરવી. તે ઈલિકાને કોતર કામથી અલંકૃત કરવી. ૨૭-૨૮-૨૯-૩૦-૩૧

**પ્રતોલ્યાના પાંચ પ્રકાર અને સ્વરૂપો—**

स्तंभ द्वयेन चोत्तुंगं युग्मस्तंभैर्मालाधरः ।
चतुरस्र-चतुःस्तंभै-र्विचित्रः परिकीर्त्तितः ॥ ३२ ॥

---

૧ બ્રહ્મગર્ભ એટલે પ્રાસાદનો ઉભો ગર્ભ. રેખા—એટલે પૂર્વમુખે ગર્ભગૃહ હોય તો પૂર્વથી પશ્ચિમની ઉભી રેખા તે બ્રહ્મગર્ભ જાણવો.

स्तंभस्योभयपक्षे तु वेदिका चित्ररूपकः ।
षड्भिः स्तंभैस्तु रूपाढ्य-मकरध्वजमुच्यते ॥ ३३ ॥




DETAIL OF PRATOLIYA FOR SOMNATH TEMPLE.

પ્રભાસ-સોમનાથ મહામેરુ પ્રાસાદની પ્રતોલ્યા.

બે સ્તંભોના પ્રતોલ્યાને "ઉત્તંગ" કહેવામાં આવે છે, જોડકા બે સ્તંભો વાળા પ્રતોલ્યાને "માલાધર" અને ચાર સ્તંભોની ચોકીને "વિચિત્ર"; અને ચાર સ્તંભો પણ તેની બે બાજુ બે વેદિકા "કક્ષાસન" હોય તેને "ચિત્રરૂપ" અને છ સ્તંભ યુક્ત પ્રતોલ્યાના રૂપને "મકરધ્વજ" કહેવાય છે. આમ પ્રતોલ્યાના પાંચ પ્રકાર કહ્યા છે. ૩૨-૩૩




ઉત્તંગ (૧) માલાધર (૨)

## દેવવાહનનું સ્થાન અને અંતર—

व्योमो वृषभः सिंहश्च गरुडो हंस एव च ।
एक-द्वि-त्रि-चतुः-पञ्च-षष्ठ-सप्त-पदान्तरे ॥ ३४ ॥

વિચિત્ર (૩)

प्रतोल्या स्वरूप




चित्ररूप दर्शन










P.O.S.

ચિત્રરૂપ (૪) મકરધ્વજ (૫)

વિમાન, વૃષભ, સિંહ, ગરૂડ અને હંસ, આદિ દેવવાહનોનું સ્થાન એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ કે સાત પદ છેટે (ચતુષ્કિકા) અગર મંડપ રૂપે કરવું. ૩૪

**इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाश दीपार्णवे**
**जगती-तोरणाधिकारे तृतीयाऽध्यायः ॥ ३ ॥**

**ઈતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ રૂપ દીપાર્ણવનો જગતી-તોરણાધિકાર પર શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરાએ કરેલ શિલ્પ પ્રભા નામની ટીકાનો ત્રીજો અધ્યાય સમાપ્ત.**

## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे चतुर्थोऽध्यायः ॥

## पीठ लक्षणाधिकार

### ભિટ્ટનું માનઃ—

श्रीविश्वकर्मा उवाच—

अतः परं प्रवक्ष्यामि प्रासादपीठमानकम् ।
एकहस्ते तु प्रासादे भिट्टं वेदाङ्गुलं भवेत् ॥ १ ॥
हस्तादि-पंचपर्यन्तं वृद्धिरेकैमङ्गुलम् ।
पंचोर्ध्वं दशपर्यन्तं हस्ते पादोनमङ्गुलम् ॥ २ ॥
दशोर्ध्वं विंशपर्यन्तं हस्ते वृद्धिरर्धाङ्गुला ।
विंशत्यूर्ध्वे शतार्धान्तं चतुर्हस्तैकमङ्गुलम् ॥ ३ ॥

શ્રી વિશ્વકર્મા કહે છેઃ—હવે હું પીઠનું માન કહું છું. પહેલાં ભિટ્ટનું માન કહે છે. એક ગજના પ્રાસાદને ચાર આંગળનું ભિટ્ટ કરવું. એથી પાંચ ગજ સુધીના પ્રાસાદને એકેક આંગળની; છથી દશ ગજ સુધીના પ્રાસાદને પોણા પોણા આંગળની; અગિયારથી વીશ ગજ સુધીના પ્રાસાદને અર્ધા અર્ધા આંગળની, અને એકવીશથી પચાસ ગજ સુધીના પ્રાસાદને ૫। ૫। આંગળની વૃદ્ધિ ભિટ્ટ માનમાં કરવી. ૧-૩

एवं त्रिपुष्पकं कार्यं निर्गमं चतुर्थांशकम् ।
इदं मानं तु भिट्टस्य पीठं चैव तदूर्ध्वतः ॥ ४ ॥

એક, બે અથવા ત્રણ ભિટ્ટ, પુષ્પોની આકૃતિ યુક્ત કરવાં. તેનો નીકાળો ઉંચાઇના માનથી ચોથા ભાગે, પીઠથી રાખવો. આ પ્રમાણે ભિટ્ટનું માન કહ્યું તે પર પીઠ કરવું. ૪

### પીઠમાન—

एकहस्ते तु प्रासादे पीठं वै द्वादशाङ्गुलम् ।
हस्तादि पंचपर्यन्तं यावद्धस्ते पंचाङ्गुलम् ॥ ५ ॥
पंचोर्ध्वं दशपर्यन्तं वृद्धिर्वेदाङ्गुला भवेत् ।
तदूर्ध्वं विंशपर्यन्तं वृद्धिश्चैवाङ्गुलत्रयी ॥ ६ ॥
विंशत्यादि षट्त्रिंशान्तं वृद्धिरेवाङ्गुलद्वयी ।
आङ्गुलिका ततो वृद्धि-र्यावत्पंचाशद्धस्तकम् ॥ ७ ॥

એક ગજના પ્રાસાદને બાર આંગળનું પીઠ કરવું. એથી પાંચ ગજના પ્રાસાદને પ્રત્યેક ગજે પાંચ પાંચ આંગળની, છ થી દશ ગજ સુધીના પ્રાસાદને પ્રત્યેક ગજે ચાર ચાર આંગળની, અગિયારથી વીશ ગજ સુધીના પ્રાસાદને પ્રત્યેક ગજે ત્રણ ત્રણ આંગળની, એકવીશથી છત્રીશ ગજના પ્રાસાદને પ્રત્યેક ગજે બબ્બે આંગળની,

અને સાડત્રીશથી પચાસ ગજના[1] પ્રાસાદને પ્રત્યેક ગજે એકેક આંગળની વૃદ્ધિ પીઠમાનની કરવી. ૫-૬-૭

पंचमांशे ततोहीनं कन्यसं शुभलक्षणम् ।
ज्येष्ठं ततो भवेत्पीठं पंचमांशे तदाधिकम्[2] ॥ ८ ॥

પીઠનું જે માન આવ્યું હોય તે (મધ્યમાન). તેનો પાંચમો ભાગ હીન કરે તો કનિષ્ઠ માનનું પીઠ, અને પાંચમો ભાગ અધિક કરે તો જ્યેષ્ઠમાનનું પીઠ જાણવું. ૮

મહાપીઠ-ખરશિલા, ભિટ્ટ, કુંભાનો અંશ

૧. શિલ્પગ્રંથોમાં હસ્ત એટલે ગજ જાણવો.

૨. સૂત્રસંતાન-અપરાજીત સૂત્ર ૧૨૭માં જ્યેષ્ઠ મધ્ય અને કનિષ્ઠ એમ ત્રણ માનના વર્ણવીને, ફરી પ્રત્યેકના ત્રણ ત્રણ ભેદ-જ્યેષ્ઠ જ્યેષ્ઠ, જ્યેષ્ઠ મધ્ય અને જ્યેષ્ઠ કનિષ્ઠ. એમ મધ્ય માનના ત્રણ ભેદ અને કનિષ્ઠ માનના ત્રણ ભેદ એ રીતે કુલ નવપ્રકાર (ભેદ) કહી તેના પ્રત્યેક ભેદનાં નામ કહ્યાં છે ૧ સુભદ્ર, ૨ સર્વતોભદ્ર, ૩ પદ્મક, ૪ વસુધર, ૫ સિંહ-પીઠ, ૬ વ્યોમ, ૭ ગરૂડ, ૮ હંસ, ૯ વૃષભ એમ નવ નામો પીઠનાં કહ્યાં છે.

## દ્રાવિડ અને વૈરાટ જાતિના પ્રાસાદનાં પીઠમાન—

द्रविडे प्रासादार्धेन वैराटे चाथ संशृणु ।
मंडोवरं विंशभागं षड्भागं पीठमेव च ॥ ९ ॥

દ્રાવિડ જાતિના પ્રાસાદનું પીઠમાન પ્રાસાદથી અર્ધ ભાગનું કરવું અને વૈરાટ જાતિના પ્રાસાદનું પીઠમાન મંડોવરના (ઉંચાઈના) વીશ ભાગ કરી તેમાંથી છ ભાગનું પીઠમાન રાખવું. ૯

## મહાપીઠોના ઉદયના થરોનું માન-પહેલું (૧)—

| | |
|---|---|
| ૮ જાડંબો | उदये द्विचत्वारिंशद्-विभागांस्तु पृथक् पृथक् । |
| ૧૪ કણીગ્રાસ | वसुभिर्जाड्यकुंभश्च चतुर्दशैः कणालिका ॥ १० ॥ |
| ૧૨ ગજથર | गजपिठं द्वादशांशं वसुभिर्नरपीठकम् । |
| ૮ નરથર | [1]जाड्यकुंभः पंचभागः कणालिश्चाष्ट निर्गमे ॥ ११ ॥ |
| — ૪૨ | त्रिभागं गजपीठं च द्विभागं नरपीठकम् ॥ |

પીઠ ઉદયના ૪૨ બેતાલીશ ભાગ કરવા. એમ પીઠોના (ચાર) પ્રકારના જુદા જુદા ભાગો કહ્યા છે. આઠ ભાગનો જાડંબો, ચૌદ ભાગની કણી-(અંતરાળ, છાજલી ને ગ્રાસપટ્ટી): બાર ભાગનો ગજથર, આઠ ભાગનો નરથર, એમ કુલ ૪૨ ભાગ કહ્યા છે. હવે નીકાળો કહે છે. જાડંબો પાંચ ભાગ. કણી, છાજલી, ગ્રાસપટ્ટી (ગજપીઠની ધીસીથી) આઠ ભાગ, અને ગજપીઠ ત્રણ ભાગ અને બે ભાગ નરપીઠ (ખરાથી) નીકાળો રાખવો. એ રીતે અઢાર ભાગ નીકાળો રાખવો. ૧૦-૧૧

## મહાપીઠનો બીજો પ્રકાર—

| | |
|---|---|
| ૮ જાડંબો | द्वितीयं च प्रवक्ष्यामि चत्वारिंशद्विभागतः ॥ १२ ॥ |
| ૧૨ કણીગ્રાસ | वसुभागं नरपीठं गजपीटं तु द्वादशम् । |
| ૧૨ ગજથર | |
| ૮ નરથર | कणालिका द्विषड्भागा अष्टभिर्जाड्यकुंभकः ॥ १३ ॥ |
| — ૪૦ | |

(પીઠપ્રકાર ૧લો ને ૨જો—જુઓ પૃષ્ટ ૫૨)

હવે મહાપીઠનો બીજો પ્રકાર ચાલીશ ભાગનો કહે છે. ઉપલો નરથર આઠ ભાગ, ગજથર બાર ભાગ (ગ્રાસપટ્ટી છજું અંતરાળ) કણી બાર ભાગનો, નીચે જાડંબો આઠ ભાગનો કરવો. ૧૨-૧૩

1. जाड्यकुंभः सप्तभागः षड्भागा तु कणालिका-पाठान्तरेः

## મહાપીઠના ઉદય વિભાગનો ત્રીજો પ્રકાર કહે છે—

८ જાડંબો — तृतीयं च प्रवक्ष्यामि अष्टभिर्जाड्यकुंभकः ।
१४ કણીગ્રાસ
१३ ગજથર — चतुर्दशैः कणालिश्च त्रयोदशैर्गजस्तथा ॥ १४ ॥
९ અશ્વથર
८ નરથર — नवभिरश्वपीठं च वसुभिर्नरपीठकम् ।
—
५२ — निर्गमं पूर्वमानेन चतुर्थं त्वमतः शृणु ॥ १५ ॥



મહાપીઠ પ્રકાર-ચોથો




મહાપીઠ પ્રકાર-ત્રીજો

**નોટઃ-ઉપરના નકશામાં કુલ ઉંચાઈ ૬૨ને બદલે ૬૧ વાંચવી.**

મહાપીઠના ઉદયના થરોનો ત્રીજો પ્રકાર હવે કહું છું. જાડંબો આઠ ભાગનો, કણી (અંતરાળ, છજુું ને ગ્રાસપટ્ટી મળીને) ચૌદ ભાગ, ગજથર તેર ભાગનો, અશ્વથર નવ ભાગનો અને નરથર આઠ ભાગનો એમ કુલ બાવન ભાગ ત્રીજા પ્રકારના પીઠોદયના જાણવા. તેનો નીકાળો આગળ કહેલાં માન પ્રમાણે રાખવો. હવે પછી મહાપીઠનો ચોથો પ્રકાર સાંભળો. ૧૪-૧૫

## મહાપીઠના ઉદય વિભાગનો ચોથો પ્રકાર—

૮ જાડંબો
૧૪ કણીગ્રાસ
૧૩ ગજથર
૯ અશ્વપીઠ
૯ માતૃપીઠ
૮ નરપીઠ
—
૬૧

वसुभिर्जाड्यकुंभश्च मनुभिस्तु कणालिका ।
गजपीठमश्वपीठं अनंगग्रहसंख्यया ॥ १६ ॥
नवभिर्मातरं चैव वसुभिर्नरपीठकम् ।
उदयभागैकषष्टि(६१)-र्निर्गमे चाष्टविंशतिः[1] ॥ १७ ॥

મહાપીઠના ઉદયના થરોનો ચોથો પ્રકાર કહે છે. જાડંબો આઠ ભાગનો, કણી–છજું–ગ્રાસપટ્ટી ચૌદ ભાગની, ગજપીઠ તેર ભાગનું, અશ્વપીઠ નવ ભાગનું, માતરપીઠ નવ ભાગનું અને નરપીઠ આઠ ભાગનું એમ કુલ ઉદય એકસઠ ભાગનો અને નીકાળો અઠ્ઠાવીશ ભાગનો રાખવો. ૧૬–૧૭

अश्वपीठं रवौ कार्यं राजागारे तु धामनि ।
रथश्चैव प्रकर्त्तव्यो मातरं चण्डिकादिषु ॥ १८ ॥

સૂર્યના પ્રાસાદને અથવા રાજ્ય ભવનને અશ્વપીઠ કરવું. અને ચંડીદેવીઓના પ્રાસાદને માતરપીઠ કરવું. તેમાં રથની આકૃતિ કરવી. ૧૮

---

૧. વૃક્ષાર્ણવ અ. ૧૪૭માં શિવપ્રાસાદનો વિધિ આપતાં તે મહાપીઠના વિભાગ કહે છે. તેમાં વિશેષતા વૃષપીઠની છે. આ ગ્રંથ સાંધાર મહાપ્રાસાદોને અનુરૂપ વિશેષ છે.

१२ भिट्ट
१० जाडंबो
७ कणी
१० ग्रासपट्टी
१० वृषपीठ
९ नरथर
—
५८

**प्रासादस्य षडंशेन पीठं कुर्याद्विचक्षणः ।**
**उदयं विभजेत् प्राज्ञ भागाष्टपंच चैव तत् ॥ २९ ॥**
**भिट्टं च द्वादशभागं दशभिर्जाड्यकुंभकः ।**
**कर्णिका सप्तभागा च दशभिर्ग्रासपट्टिका ॥ ३० ॥**
**तत्समं वृषपीठं च नवभिर्नरपीठकम् ।**
**निर्गमं तूदयार्द्धेन युक्तायुक्तं च धीमता ॥ ३१ ॥**

ચતુર શિલ્પીએ પ્રાસાદના છઠ્ઠા ભાગે પીઠનું નિર્માણ કરવું. તે આવેલા પ્રમાણના ઉદયના ભિટ્ટ સાથે ૫૮ અઠાવન ભાગ કરવા. ૧૨ ભાગ ભિટ્ટ, ૧૦ ભાગ જાડંબો, ૭ ભાગ કણી, ૧૦ ભાગની ગ્રાસપટ્ટી અને ૧૦ ભાગનું વૃષપીઠ કરવું. અને સૌથી ઉપર ૯ ભાગનું નરપીઠ કરવું. તેનો નીકાળો, ઉદયથી અર્ધ, પણ યુક્તિથી બુદ્ધિમાન શિલ્પીએ (સ્થાન માન પ્રમાણે જોઈને) કરવો. ૨૯–૩૦–૩૧

દેવીના મંદિરમાં માતર પીઠમાં રથ કરવાનું કહ્યું છે. તેમ રૂદ્રપ્રાસાદોમાં વૃષપીઠ કહેલ છે.

સર્વ સામાન્ય કામદ પીઠ અને કર્ણપીઠના થરો કહે છે—

गजाश्वनरपीठानि स्वल्पद्रव्ये न संभवः ।
जाड्यकुंभः कर्णकश्च शिरःपाली स कामदः ॥ १९ ॥

પીઠ પ્રકાર-પહેલો (શ્લોક-૧૨-૧૩) પીઠ પ્રકાર-બીજો










મહાપીઠ-વૃક્ષાર્ણવ




પ્રભાશંકર ઓ. શિલ્પશાસ્ત્રી




કર્ણપીઠ



હલીબડ બેલુર તથા સોમનાથ પુરમની હયશાળ. રાજયકાળના પ્રાસાદના મહાપીઠ મંડોવરમાં રૂપ સોનામાં કરેલી કળાકૃતિ જેવું પાષાણ કામ. દીપાર્ણવ અ. ૪



અમદાવાદ હઠીસીંગ મંદિરના ગુઢ મંડપનો ચોક — દીપાર્ણવ

સ્થપતિ-પ્રેમચંદજી સોમપુરા

शिरःपालीं विना त्वेवं, कर्णपीठं तु कारयेत् ।
जाड्यकुंभः कणालिश्च प्रशस्तः सर्वकामदः[1] ॥ २० ॥

ગજ-અશ્વ અને નરથરવાળું મહાપીઠ, અલ્પ દ્રવ્ય વ્યયથી મંદિર બાંધવામાં સંભવિત નથી. ત્યારે જાડંબો કણી અને ગ્રાસપટ્ટીવાળું "કામદ" નામનું (પાંચમા પ્રકારનું) પીઠ કરવું. અને તેથી પણ અલ્પ, ઉપરની ગ્રાસપટ્ટી સિવાય જાડંબો અને કણી એમ બે થરોવાળું કર્ણપીઠ (છઠ્ઠા પ્રકારનું પીઠ) કરવું તે સર્વ કામનાને આપનારૂં જાણવું. ૧૯-૨૦

## ઉપર કહેલા માનથી પીઠોદય ઓછું કરવાનું વિધાન—

[2]अर्धभागे त्रिभागे वा पीठं चैव नियोजयेत् ।
स्थानमानाश्रयं ज्ञात्वा तत्र दोषो न विद्यते ॥ २१ ॥
हीनद्रव्येऽधिकं पुण्यं तस्यानुक्रम युक्तिभिः ।
इदृशं कुरुते यस्तु सर्वकामफलप्रदः ॥ २२ ॥

---

૧. **સૂત્રસંતાન અપરાજીત અને પ્રાસાદમંડન—**

શિલ્પગ્રંથોમાં પીઠોદયના ત્રેપન વિભાગ કહ્યા છે. જાડંબો નવ ભાગ-૯, કણી સાત ભાગ-૭, છજ્જું, ગ્રાસપટ્ટી સાત ભાગ-૭, ગજથર બાર ભાગ-૧૨, અશ્વથર દશ ભાગ-૧૦, અને નરથર આઠ ભાગ-૮; એમ કુલ ત્રેપન ભાગ ઉદય અને નિર્ગમ ભાગ બાવીશ કહેલા છે. જ્યારે અહીં દીપાર્ણવમાં ચાર પ્રકારના મહાપીઠ અને કામદ, અને કર્ણપીઠ એમ બે મળી છ પ્રકારનાં પીઠ કહ્યા છે. અને વિવિધ ચાર પીઠોના ભાગો કહ્યા છે. વળી મહાપીઠના ચોથા પ્રકારમાં માતર પીઠ કહેલ છે તે વિશેષ છે. કામદ અને કર્ણપીઠ મહાપીઠના આવેલા માનથી ઉદયમાં ઓછું થાય તે સ્વાભાવિક છે. પણ કહેલા ઉદયમાને જ કરવાનો આગ્રહ સેવવો, એ દીર્ઘદૃષ્ટિનો અભાવ સૂચવે છે. વ્યવહારમાં તેમ કરવું સક્રિય રીતે બરાબર નથી. તેથીજ શાસ્ત્રકારોએ **अर्धभागे त्रिभागे वा पीठं चैव नियोजयेत** કહી, તેમ ઓછું કરવાથી દોષ ઉત્પન્ન થતો નથી, એમ નિર્દેશ કરેલ છે. કહેલ માનથી અર્ધું કે ત્રીજા ભાગનું પીઠ, કામદ અને કર્ણપીઠ કરવું, સ્થાન માનનો આશ્રય જાણીને તેમ કરવામાં દોષ નથી, તેમ શાસ્ત્રકારો કહે છે.

૨. પ્રાધાન્ય એવા મોટા પ્રાસાદને મહાપીઠ કરવું. પરંતુ બીજા નિરાધાર પ્રાસાદોમાં કામદપીઠ, કહેલા માનથી ઓછું કરવામાં દોષ નથી એમ શાસ્ત્રકાર કહે છે. સામાન્ય પ્રાસાદ કે એક પંક્તિનાં વિશેષ મંદિરો હોય, જેવાં કે બાવન જીનાલય કે સહસ્ત્રલિંગની દેરીઓ કે ચોસઠ યોગિનીની દેરીઓ જેવાં કામોમાં કર્ણપીઠ કરવું. આ બધું સ્થાન માનનો આશ્રય જાણીને બુદ્ધિમાન શિલ્પીએ કરવું. બધે જ એકજ સૂત્ર પકડી રાખવાનો આગ્રહ ન રાખવો પણ વિવેકબુદ્ધિ વાપરવી.

सर्वेषां पीठमाधारः पीठहीनं निराश्रयम् ।
पीठहीना विनश्यंति [1]प्रासादा नृपतेर्गृहाः ॥ २३ ॥

इति श्रीविश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे
पीठलक्षणाधिकारे चतुर्थोऽध्यायः ॥ ४ ॥

ઉપર કહેલા પીઠના માનથી અર્ધ કે ત્રીજા ભાગે પીઠનું નિયોજન, સ્થાન માનનો આશ્રય જાણીને કરવાથી દોષ લાગતો નથી. કારણ કે થોડા ખર્ચમાં અધિક પુણ્ય પ્રાપ્તિના આ ઉપાસના ક્રમથી કામદ અને કર્ણપીઠ કરવાની યુક્તિ છે. એમ કરવાથી તે સર્વ કામનાનું ફળ આપનારૂં જાણવું. સર્વને પીઠનો આધાર જાણવો. પીઠ વગર-આશ્રય વગરનું સમજવું. દેવપ્રાસાદ કે રાજભવનો પીઠ વગરનાં કરવાથી તેનો નાશ થાય છે. ૨૧-૨૨-૨૩

ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવના
પીઠ લક્ષણાધિકારની, શિલ્પવિશારદ પ્રભાશંકર ઓઘડભાઇ
સોમપુરાએ કરેલ શિલ્પપ્રભા નામની ભાષા ટીકાનો
ચોથો (૪) અધ્યાય સમાપ્ત.

---

१. अचिरेणैव सर्वदा ॥ पाठान्तरम्



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे पंचमोऽध्यायः ॥

### प्रासादोदय मंडोवराधिकारः

श्रीविश्वकर्मा उवाच—

अथातः संप्रवक्ष्यामि मंडोवरस्य लक्षणम् ।
प्रासादस्यौ प्रमाणं तु ज्ञातव्यं मूलनासिकम् ॥ १ ॥
रथोपरथौ नंदी च भद्रोपभद्रमेव च ।
[1]एतान्यङ्गानि बाह्येषु निर्गमं पीठकादिकम् ॥ २ ॥

શ્રી વિશ્વકર્મા કહે છેઃ—હવે હું મંડોવરનાં લક્ષણ કહું છું. પ્રાસાદનું પ્રમાણ તેની બે રેખા-કર્ણના મૂળનાસિકે જાણવું. રથ, ઉપરથ, નંદી, ભદ્ર, ઉપભદ્ર, આદિ અંગો રેખા (કર્ણ)થી બહાર નીકળતાં કરવાં. પીઠ વિગેરે તેનાથી પણ બહાર નીકળતાં કરવાં. ૧-૨

### પ્રાસાદની શુદ્ધ જાતિ—

भूमिजा विमानाश्चैव लतिना द्राविडास्तथा ।
नागराश्च समाख्याता वैराटाश्चैव मिश्रकाः ॥ ३ ॥

---

૧. પ્રાસાદના રથ, ઉપરથ, નંદી, અને ભદ્રના અંગોના નિર્ગમ સંબંધની સ્પષ્ટતા, ઉપલબ્ધ ગ્રંથોમાં જોવામાં આવતી નથી. પરંતુ વૃદ્ધ શિલ્પીઓથી જાણવામાં આવે છે કે-

अङ्गोपाङ्गं गमाः कार्याः समदलं च भागवा ।
हस्ताङ्गुलं तथार्चा च फालना चतुर्निर्गमाः ॥

પ્રાસાદનાં અંગોપાંગ રથ, ઉપરથ, નંદી આદિના નિકાળા-(૧) સમદલ, (૨) ભાગવા, (૩) હસ્તાંગુલ અને (૪) આર્ચા, એમ ચાર પ્રકારે ફાલનાઓના નીકાળા રાખવા. (૧) સમદલ એટલે જેટલા માપનું જે અંગ હોય તેટલોજ તેનો નીકાળો તે સમદલ. (૨) ભાગવા એટલે વિભક્તિ કહેતાં જેટલા ભાગ કહ્યા હોય તેટલો નીકાળો અંગનો રાખવો તે ભાગવા. (૩) હસ્તાંગુલ એટલે પ્રાસાદ રેખાએ-કર્ણે જેટલા ગજનો હોય તેના ગજે એક આંગળ અંગ બહાર કાઢવા તે હસ્તાંગુલ. (૪) આર્ચા એ એક, દોઢ અગર બેક આંગળ જેટલા બહુ ઓછા નીકાળાનાં અંગો રાખવાં તેને આર્ચા કહે છે. આમ ચાર પ્રકાર કહ્યા છે. પૃથક્ પૃથક્ નિર્ગમ બતાવવાનો હેતુ દ્રવ્યવ્યય અને સ્થળના કારણે શિલ્પાચાર્યોએ પીઠ

## एते च जातिशुद्धाश्च व्यंतरान् परिवर्जयेत् ॥

અને મંડવરમાં કહ્યું છે તેમ આ ઉપાંગના વિશે પણ કહ્યું છે. સમદલ ઉપાંગો પૂરી જગ્યા રોકે છે. ભાગવા તેથી ઓછી જગ્યા રોકે છે. અને હસ્તાંગુલ ઉપાંગોમાં તેથી પણ ઓછી જગ્યા રોકાય છે.

આ ત્રણે પ્રકારના ઉપાંગોવાળા પ્રાસાદો પર શિખર થાય છે. જ્યારે સંવરણામાં આર્ચા પ્રકારના ઉપાંગો કાઢવામાં આવે છે. પરંતુ કેટલાક સ્થળોમાં સમદલ ઉપાંગોમાં શિખરની રચનામાં ઘણી છુટછાટ શિલ્પીને રહે છે. ભાગવામાં તેથી ઓછી, પરંતુ હસ્તાંગુલવાળા પ્રાસાદોના શિખરમાં તો શિલ્પીની ખરેખર કસોટી થાય છે. બુદ્ધિમાન શિલ્પીઓ હસ્તાંગુલ ઉપાંગોના પ્રાસાદના શિખરની રચના સુંદર આવા હસ્તાંગુલ પ્રમાણ ઉપાંગોવાળા સાંધાર મહાપ્રાસાદ દ્વારિકાના જગત મંદિરનો છે. પરંતુ તેનું શિખર સમદલ જેવું સુંદર દેખાય છે.

બુદ્ધિશાળી શિલ્પી હંમેશા પ્રાસાદની રચના પહેલાં શિખરની છુટછાટની કલ્પનાથી નીચે ઉતરે છે. અને આમ કરે ત્યારે તે કાર્ય સુંદર થાય છે. વળી નંદીકર્ણના ઉપાંગો તેના તેટલા ભાગે સમદલ, ભાગવા કે હસ્તાંગુલ પ્રાસાદોમાં રાખવામાં આવે છે. પરંતુ તેમાં કેટલીક વખત એક વિશેષતા એ છે કે કર્ણરેખાની બાજુની નંદી કર્ણીનો નિર્ગમ નહિ કઢતાં તે કર્ણરેખા બરાબર રાખી વચ્ચે ઉપાંગ સ્પષ્ટ દર્શાવવા પાણીતાર પાડવામાં આવે છે.

આમ સહેતુ કરવામાં આવે છે. નંદી કર્ણીનો નિર્ગમ કાઢવામાં આવતો નથી. શિખરની મૂળ રેખાની બે બાજુના પ્રત્યંગોના નિકાળા વધુ થઈ જવાના ભયે અનુભવી શિલ્પીઓ તેમ કરે છે તે યોગ્ય છે. આ જાતની રચના જુના કામોમાં જોવામાં આવે છે.

પ્રાસાદના ગર્ભગૃહ-(૧) અંતર ઉપાંગ-પ્રતિભદ્ર, સુભદ્ર, ભદ્ર, ચતુરશ્ર (૨) બાહ્ય-સમદલ, ભાગવા, હસ્તાંગુલ, આર્ચા.





આર્ચેર્યોલૉજી રાજકોટના સૌજન્યથી. દશમીસદીના છજાવિહીન-કેરાકોટા
( કચ્છ )-શિવપ્રાસાદ



બે જંઘાયુક્ત મેરૂ મંડોવર ( આબુ )

[1]ભૂમિજાદિ, વિમાનાદિ, લતિનાદિ, દ્રાવિડાદિ, નાગરાદિ, વૈરાટાદિ અને મિશ્રકાદિ, સાવંધારાદિ એ આઠ પ્રાસાદની જાતિઓ શુદ્ધ જાણવી. વ્યંતરાદિ જાતિઓ (દેવપ્રાસાદમાં) તજવી. ૩

## પ્રાસાદ ભિત્તિમાન—

इष्टिका चतुर्थांशेन पंचमांशेन शैलजा ॥ ४ ॥
दारुजा च षडंशेन सौवर्णा सप्तमांशके ।
रजतस्य तथा कार्या भित्तीनां तु प्रमाणकम्[2] ॥ ५ ॥

પ્રાસાદની રેખાયે હોય તેનાથી ઈંટની ભીંતની જાડાઇ (ઓસાર) ચોથા ભાગની, પાષણની ભીંત (દીવાલ)ની જાડાઇ પાંચમા ભાગે, લાકડાની છઠ્ઠે ભાગે. સોના ચાંદી આદિ ધાતુના પ્રાસાદની ભીંતની જાડાઈ સાતમા ભાગે કરવી. એ પ્રમાણે નિરંધાર પ્રાસાદોની ભીંતોની જાડાઈનું કહ્યું છે. પાષાણના નિરંધાર પ્રાસાદને (માન્યગ્રંથોમાં) પાંચમે કે છઠ્ઠે ભાગે પણ ઓસાર કરવાનું કહ્યું છે. ૪-૫

---

१. जये वै विश्वकर्मोक्ता प्रासादजातिः कथ्यते ।

જય ગ્રંથમાં પ્રાસાદની ચૌદ જાત વિશેષે કરીને કહી છે. તે જાતિઓ દેવ-દૈત્યાદિની શિવાર્ચિંત પૂજાની શૈલી પરથી તેની આકૃતિ અને જાત સર્જાઇ છે. તે નીચેના કોષ્ટક પરથી જણાશે.

| ક્રમ | પ્રાસાદની જાતિ | શિવાર્ચિંત દેવદૈત્યાદિ | ક્રમ | પ્રાસાદની જાતિ | શિવાર્ચિંત દેવ દૈત્યાદિ |
|---|---|---|---|---|---|
| ૧ | નાગરાદિ — | દેવાર્ચિંત | ૮ | ભૂમિજાદિ — | ભૂપાલ-નરેંદ્ર |
| ૨ | દ્રાવિડાદિ — | દાનવ | ૯ | વિમાનનાગર — | સૂર્ય-ગ્રહાદિ |
| ૩ | લતિનાદિ — | ગાંધર્વ | ૧૦ | વિમાન પુષ્પક — | નક્ષત્ર-દ્વિજરાજ |
| ૪ | વૈરાટાદિ — | વસુધર | ૧૧ | વલ્લભાદિ — | ગૌર્યાદિ દેવી |
| ૫ | વિમાનાદિ — | યક્ષ | ૧૨ | દારૂજાદિ સિંહાવલોકન | હરસિદ્ધા દેવી અને ભૂત જાતિ |
| ૬ | સાવંધારાદિ — | ઉરગ | ૧૩ | ફાસનાકારાદિ — | પિશાચ વ્યંતર |
| ૭ | મિશ્રકાદિ — | વિદ્યાધર | ૧૪ | રથા રૂહાદિ — | ઈંદ્રિ-શક્ર |

આ ચૌદ જાતિના પણ અનેક પ્રકારના ભેદો કહ્યા છે.

अष्टादशलक्षाणि च पंचत्रिंशत्सहस्रकैः ।
देवालयस्य संख्येयं प्रयुक्ता वास्तुवेदिभिः ॥ १ ॥

એમ અઢાર લાખ પાંત્રીશ હજાર પ્રાસાદના (શિખરાદિ ભેદ) પ્રકાર જાણવા. ૧

२. पंचमांशेऽथवा सा तु षष्ठांशे शैलजा भवेत् ।
( सूत्रसंतान सूत्र १२६ )

પાષાણના પ્રાસાદને પાંચમે અથવા છઠ્ઠે ભાગે ભીંત-ઓસાર રાખવો.

## સાવંધરાદિ જાતિના પ્રાસાદની ભીંતનું પ્રમાણ—

सावंधारेषु सर्वेषु भित्तिगर्भे भ्रमंतिका ।
अष्टमांशेन कर्त्तव्यं भित्तिमानं पृथक् पृथक्[1] ॥ ६ ॥

ભ્રમવાળા (સાંધાર) સાવંધારાદિ જાતિના પ્રાસાદને વિષે ગર્ભગૃહ ફરતી ભ્રમણી (પરિક્રમા) હોય છે. તેથી તેની ભીંતો પ્રાસાદના માનથી આઠમા ભાગે કરવી. આ પ્રમાણે ભીંતોની જાડાઇનું પ્રમાણ જુદું જુદું કહ્યું છે. ૬

ભ્રમયુક્ત સાંધાર મહાપ્રાસાદનું તળદર્શન




નિરંધાર પ્રાસાદનું તળદર્શન

૧. વૃક્ષાર્ણવ ગ્રંથમાં ભ્રમવાળા પ્રાસાદોનું ભિત્તપ્રમાણ આ પ્રમાણે કહે છે—

दशमांशे यदा भित्ति-र्द्वादशांते हि मध्यतः ।
त्रिविधं भित्तिमानं च ज्येष्ठमध्यमकन्यसम् ॥ १५१ ॥
मध्यस्तूपे प्रदातव्या भित्तिः स्यात्षोडशाधिका ।
पंचषांशे निरंधारे भित्तिः प्रासादशैलजे ॥ १५२ ॥ (વૃક્ષાર્ણવ અ. ૧૪૭)

ભ્રમવાળા સાંધાર પ્રાસાદોનું ભિત્તિમાન પ્રાસાદ રેખાયે હોય તેના (૧) દશમા, (૨) અગિયારમા ને (૩) બારમા ભાગે રાખવું. એમ જ્યેષ્ઠ, મધ્યમ ને કનિષ્ઠ એ રીતે ત્રણ વિધિમાન ભિત્તિનું કહ્યું છે. ભ્રમ છોડતાં વચલા સ્તૂપની ભિત્તિ સોળમો ભાગ વધારીને વધુ રાખવી, પરંતુ નિરંધાર (ભ્રમ વગરના) પ્રાસાદોની ભિત્તિનું માન પાષાણનું પાંચમા કે છઠ્ઠા ભાગે રાખવું. ૧૫૧-૧૫૨

**પ્રાસાદના ઉદયનું માન—**

हस्तादि-पंचपर्यन्तं विस्तरात् तत्समुच्छ्रयः ।
द्वादशांगुलतो वृद्धि-र्यावद्धस्तत्रयोदशम् ॥ ७ ॥
एकादशाङ्गुला वृद्धिः पर्यन्तमेकविंशतिम् ।
अतः स्यात्पुनर्वृद्धिश्च हस्ते हस्ते दशाङ्गुला ॥ ८ ॥
एकविंशतिहस्ताच्च यावत्पंचाशद्धस्तकम् ।
उच्छ्रयं मतं मध्यस्थं विभजेच्छास्त्रपारगः ॥ ९ ॥

એક હાથ (ગજ)થી પાંચ હાથ સુધીના પ્રાસાદની ઉભણી (ઉદય) પ્રાસાદ જેટલો રેખાયે હોય તેટલી કરવી. છ હાથથી તેર હાથ સુધીના પ્રાસાદની ઉભણી પ્રત્યેક હાથે બાર બાર આંગળની વૃદ્ધિ કરવી. ચૌદ હાથથી એકવીશ હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે અગિયાર અગિયાર આંગળની વૃદ્ધિ કરવી. બાવીશથી પચાસ હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે (ગજે) દશ દશ આંગળની વૃદ્ધિ કરવી. એ રીતે ઉભણીનો સામાન્ય નિયમ વાસ્તુશાસ્ત્રના પારંગત આચાર્યોએ કહ્યો છે. ૭-૯

**આય દોષની શુદ્ધિ માટે ન્યૂનાધિક કરી શકાય—**

अङ्गुलं द्वित्रिकं वापि कुर्याद्धीनं तथाधिकम् ।
आयदोषविशुद्ध्यर्थं ह्रस्ववृद्धी न दूषिते ॥ १० ॥

કહેલા માનથી આયદોષ આવતો હોય તો તેની શુદ્ધિને માટે એક બે કે ત્રણ આંગળ ઓછા વધતું આવેલા માનમાં કરવાથી દોષ ઉત્પન્ન થતો નથી. ૧૦

**પહેલો ૧૦૮ ભાગનો મંડોવર—**

| | |
|---|---|
| ૪ ખરો<br>૧૫ કુંભો | क्षुरकस्तु चतुर्भागः कुंभको दशपंचकः । |
| ૬ કળશો | प्रवेशश्च चतुर्भागः स्कंधः पद्मदलैर्युतः ॥ ११ ॥ |
| ૩ અંતરપત્ર<br>૬ કેવાળ | कुंभलीशस्तु षड्भागः त्रिभागान्तरपत्रकम् । |
| ૬ મંચિકા | कपोताली षड्भागा तु [1]मंचिकाऽपि तथैव च ॥ १२ ॥ |
| ૩૨ જંઘા<br>૧૧ ઉદ્‌ગમ | द्वात्रिंशत्पदिकोच्छ्राया जंघा कार्या विचक्षणैः । |
| ૬ ભરણી | उद्गमो रुद्रभागश्च कपिग्रासैरलंकृतः ॥ १३ ॥ |
| ૬ મહાકેવાળ<br>૩ આંતરપત્ર | षड्भागा भरणी चैव कपोताली तथैव च । |
| ૧૦ છજ્જુ | त्रिभागान्तरपत्रं च कर्त्तव्यं च विचक्षण ! ॥ १४ ॥ |
| ૧૦૮ | दिग्भागं कूटछाद्यं च निर्गमं सार्द्धसप्तकम् । |

પ્રાસાદના ઉદય (ઉભણી)ના ૧૦૮ ભાગ કરવા, તેમાં ચાર ભાગનો ખરો, તથા પંદર ભાગનો કુંભો કરવો. થરવાળાં પ્રવેશ (ઘાટની ઉંડાઇ) ચાર ભાગનો

१. मंचिका ऋतुमेव च - पाठान्तरे

રાખવો. કુંભાને કંદ અને પદ્મપત્રયુક્ત કરવો. છ ભાગનો કળશો, ત્રણ ભાગનું અંતરપત્ર (અંધારી), છ ભાગનો કેવાળ; છ ભાગની માંચી; બત્રીશ ભાગની જાંઘી, બુદ્ધિમાન શિલ્પીએ કરવી. અગિયાર ભાગનો દોઢીયો, વાંદરાઓ અને ગ્રાસ મુખેથી શોભતો કરવો. છ ભાગની ભરણી, છ ભાગનો મહાકેવાળ, ત્રણ ભાગ અંતરપત્ર (અંધારી) અને દશ ભાગનું ગલતાળું છજું, સાડાસાત ભાગના નિકાળાવાળું, બુદ્ધિમાન સ્થપતિએ કરવું. ૧૧-૧૨-૧૩-૧૪



નાગરાદિ મંડોવર-ભાગ ૧૪૪   મેરુ મંડોવર   મંડોવર-ભાગ ૧૨૮   મંડોવર-ભાગ ૧૬૯



સુપ્રસિદ્ધ પંચાસર પ્રાસાદના મંડોવર-ગોખ અને જંઘાના દિગ્પાલના અને દેવાંગનાનાં કળામય સ્વરૂપો. Constructing by P. O. Sompura. દીપાર્ણવ અ. ૫



મંડોવરના ભદ્રના કળામય ગવાક્ષ અને દિક્પાલ સ્વરૂપ. P. O. Sompura દીપાર્ણવ અ. ૫

સુપ્રસિદ્ધ સોમનાથજીના પ્રાચીન પ્રાસાદનો ભગ્ન મંડોવર. દીપાર્ણવ અ. ૫



મંડોવરના ઉદ્ગમઃ દોઢીયો અને મંચિકાના બે થરો

દીપાર્ણવ અ. ૫



પ્રાચીન સોમનાથજીના ભવ્ય પ્રાસાદનું પાછલું ભદ્ર, મહાપીઠ અને ખંડિત મંડોવર (અધ્યાય ૫)



પ્રાચીન સોમનાથજીના ભવ્ય પ્રાસાદના ગજ-અશ્વ-નરથર યુક્ત મહાપીઠ તથા બે જંઘાયુક્ત મંડોવર (અધ્યાય ૫)

## બીજો ૧૬૯ ભાગનો મંડોવર—

૬ ખરો
૨૩ કુંભો
૧૦॥ કળશો
૪ અંતરાળ
૯॥ કેવાળ
૧૦॥ મંચિકા
૪૪ જંઘા
૧૯॥ ઉદ્દગમ
૧૨ ભરણી
૧૦ મહાકેવાળ
૪ અંતરપત્ર
૧૬ છજ્જું
—
૧૬૯

पुनरेव प्रवक्ष्यामि क्षुरक ऋतुभागतः ॥ १५ ॥
त्रयोविंशत्कुंभकश्च कलशो दशसार्द्धकः ।
अंतःपत्रं चतुर्भागं नवसार्द्धा कपोतिका ॥ १६ ॥
मंचिका दशसार्द्धा च वेदवेदा च जंघिका ।
सार्द्धैकोनविंशतिश्च कर्त्तव्यो ह्युद्गमो बुधैः ॥ १७ ॥
भरणी द्वादशभागा दशभागा मथोतिका ।
अंतःपत्रं चतुर्भागं षोडशांशं तु छाद्यकम् ॥ १८ ॥
निर्गमो दशभागेन एवं ज्ञातसुशिल्पिभिः ॥

હવે ૧૬૯ ભાગનો બીજો મંડોવર કહું છું:— છ ભાગનો ખરો, ત્રેવીશ ભાગનો કુંભો, સાડાદશ ભાગનો કળશો, ચાર ભાગ અંતરાળ, સાડાનવ ભાગ કેવાળ, સાડાદશ ભાગ મંચિકા, ચુમ્માલીશ ભાગની જંઘા, સાડીઓગણીશ ભાગનો દોઢીયો, બાર ભાગની ભરણી, દશ ભાગનો મહાકેવાળ, ચાર ભાગનો અંતરાળ, અને સોળ ભાગનું ગલતાળું છજું, દશ ભાગે નીકળતું છજું, જ્ઞાનવાન ઉત્તમ શિલ્પીએ કરવું. ૧૫-૧૬-૧૭-૧૮

## ત્રીજો એકસો ચુમ્માલીશ ભાગનો નાગરાદિ મંડોવર—

૫ ખરો
૨૦ કુંભો
૮ કળશો
૨॥ અંતરાળ
૮ કેવાળ
૯ મંચિકા
૬૫ જંઘા
૧૫ ઉદ્દગમ
૮ ભરણી
૧૦ શિરાવટી
૮ મહાકેવાળ
૨॥ અંતરાળ
૧૩ છજ્જું
—
૧૪૪

तृतीयं च प्रवक्ष्यामि नागराणां मंडोवरम् ॥ १९ ॥
खुरकः पंचभागस्तु विंशतिः कुंभकस्तथा ।
पूर्वमध्यापरे भागे ब्रह्मविष्णुशिवादयः ॥ २० ॥
त्रिसंध्या भद्रे शोभाढ्या चित्र परिकरैर्वृता ।
नासिके रूपसंघाटा गर्भे च रथिकोत्तमा ॥ २१ ॥
मृणालपत्रं शोभाढ्यं स्तंभिका तोरणान्विता ।

**હવે હું ત્રીજો નાગરાદિ મંડોવર (૧૪૪ ભાગનો) કહું છું**- પાંચ ભાગનો ખરો, વીશ ભાગનો કુંભો કરવો. તેમાં ફરતા બાજુમાં તથા મધ્યમાં એમ બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રનાં સ્વરૂપો કરવાં, ભદ્રને વિષે ત્રણ સંધ્યા દેવીઓનાં રૂપો ફરતા પરિકર સાથે કરવાં. (દિગ્પાલાદિ) રૂપો કરવાં; પઢરાના ભાગમાં ગર્ભે દેવાર્ઙ્ગનાઓનાં રૂપો કરવાં. કમળના પત્રોથી શોભતી તોરણ યુક્ત થાંભલીઓવાળી ઉત્તમ રથિકાઓ (ગવાક્ષ) કરવી. ૧૯-૨૦-૨૧

कलशो वसुभागस्तु सार्द्धद्वौ चान्तःपत्रकम् ॥ २२ ॥

वसुभिश्च कपोताली मंचिका नवभागिका ।
पंचत्रिंशदुच्छ्रिता च जंघा कार्या विचक्षण ! ॥ २३ ॥

भ्रमनिर्गणतैः स्तंभै–र्नासिकोपाङ्गफालनाः ।
मूलनासिकसर्वेषु स्तंभः स्याच्चतुरस्रकः ॥ २४ ॥

गजैः सिंहैर्वरालैश्च मकरैः समलंकृताः ।
कर्णेषु च दिक्पालाष्टौ प्राच्यादिषु प्रदक्षिणाः ॥ २५ ॥

કુંભા ઉપર આઠ ભાગનો કલશો, અઢી ભાગનું અંતરપત્ર, આઠ ભાગનો કેવાળ; નવ ભાગની માચી; પાંત્રીશ ભાગની જંઘા કરવી. (મંચિકામાં થોડો નિકાળો કાઢી તે પર) ઉપાંગ=ફાલનાઓમાં રૂપની બાજુમાં થાંભલીઓ કરવી. તે ઉપાંગ=ફાલના બધા મૂળનાશક=ખુણા ચોરસ રાખી થાંભલીઓ નીકળતી કરવી. તે થાંભલીઓને હાથી, સિંહ, વિરાલિકા અને મકર મુખથી અલંકૃત કરવી. રેખામાં પૂર્વાદિ પ્રદક્ષિણાએ આઠ દિગ્પાલોના સ્વરૂપો કરવાં. ૨૨–૨૩–૨૪–૨૫



અંધકેશ્વર



નાટ્યેશ શિવ

[1]नाटयेशः पश्चिमे भद्रे
दक्षिणे चान्धकेश्वरः[2] ।
चंडिका उत्तरे देवी
दंष्ट्रास्तु विकृताननना ॥२६॥
प्रतिरथे तत्र देव्यः
कर्त्तव्याश्च दिशाधिपाः ।
वारिमार्गे मुनीन्द्राश्च
प्रलीनास्तपःसाधने ॥ २७॥
गवाक्षाकारभद्रेषु
कुर्यान्निर्गमभूषिता ।
नागरी च तथा लाटी
वैराटी द्राविडी तथा ॥२८॥
शुद्धा तु नागरी ख्याता
परिकर्मविवर्जिता ।
स्त्रीयुग्मसंयुता लाटी
वैराटी पत्रसंकुला ॥ २९॥
मंजरी बहुला कार्या
जंघा च द्राविडी सदा ।




ત્રિપુરાન્તક શિવ

नागरी मध्यदेशेषु लाटी लाटे प्रकीर्त्तिता ॥ ३० ॥
द्राविडी दक्षिणे देशे वैराटी सर्वदेशजा ।

---

૧. અહીં શિવપ્રાસાદની કલ્પનાથી શિવાદિ સ્વરૂપો શિવનાં જુદાં જુદાં કહ્યાં છે. પરંતુ જે દેવના પ્રાસાદ હોય તેના પર્યાય સ્વરૂપો ભદ્રના ગોખલાઓમાં કરવાં. જૈનપ્રાસાદ હોય તો જીનમૂર્ત્તિઓ મૂકવી. જૈનો તે રીતે પ્રાસાદને મેરૂરૂપ માને છે. તેમ દેવીના પ્રાસાદોમાં ચંડીના અન્ય સ્વરૂપોવાળી મૂર્ત્તિઓ ભદ્રના ગોખલાઓમાં મૂકવી. આ મૂર્ત્તિઓ પૂજનીક ન ગણાય.

૨. અંધકારનું સ્વરૂપ શિવે અંધકારાસુર દૈત્યનો વધ કર્યો ત્યારનું છે. શિવના ત્રિશૂળ પર અંધકારાસુરને ઉંચે ચડાવેલ વીંધ્યો છે. તેવા સ્વરૂપો દેશમાં ઘણાં મોટાં જોવામાં આવે છે. બનારસ સારનાથ મ્યુઝીયમમાં અને ઉજ્જૈન મહાકાલેશ્વરના મંદિરના કમ્પાઉંડની પરસાળમાં, અંધકારાસુરની બાર ને ચૌદ ફુટ ઉંચી ભવ્ય મૂર્તિઓ ઘણી સુંદર છે. સોમનાથજીમાં પણ હજાર વર્ષ પહેલાં મંદિરના પીઠના ભદ્રમાં પણ આવી નાની મૂર્તિ હતી.

જંઘાના પશ્ચિમભદ્રમાં નાટયેશ્વર (શિવનટરાજ), દક્ષિણ ભદ્રમાં અંધકેશ્વર (શિવ), ઉત્તર દિશામાં ભદ્રમાં દાંતવાળી વિકૃત મુખવાળી ચંડિકાનાં સ્વરૂપો કરવાં. જંઘાના પ્રતિરથમાં દેવીઓ અને દિશાપતિનાં (અને દેવાંગનાનાં) સ્વરૂપો કરવાં. પાણીતાર વારિમાર્ગોમાં તપસ્યામાં લીન એવા મુનિઓનાં રૂપો કરવાં. ભદ્રોને વિષે નીકળતા એવા સુશોભિત ગોખલાઓ કરવા.



મુનિ-તાપસ





યુગ્મ-૩૫

નાગરી; લાટી; વૈરાટી અને દ્રાવિડી એમ ચાર પ્રકારની જંઘાઓમાં નાગરી જાતની જંઘા પરિકર્મ સહિત શુદ્ધ છે. લાટી જંઘા સ્ત્રીયુગ્મ (જોડલાંવાળી) રૂપવાળી; વૈરાટી જંઘા પત્રોથી યુક્ત જાણવી. દ્રાવિડી જંઘા અનેક પ્રકારની મંજરી (અંડકો)વાળી જાણવી. નાગરી જાતિ મધ્યદેશમાં, લાટી દક્ષિણ ગુજરાત–લાટ પ્રદેશમાં, દ્રાવિડી દક્ષિણ પ્રદેશમાં અને વૈરાટી પ્રથા સર્વ દેશોમાં છે. ૨૬–૨૭–૨૮–૨૯–૩૦

उद्गमः पंचदशांशैः कपिग्रासैरलंकृतः ॥ ३१ ॥
भरणी वसुभागा तु पंचैव च शिरावटी[1] ।
[2]तदूर्ध्वं पंचभिः पट्टं कपोताली वसु स्मृता ॥ ३२ ॥
द्विसार्द्धमंतःपत्रं च त्रिदशं कूटछाद्यकम् ।
निर्गमं दशभागे तु मेर्वादिनामतः शृणुः ॥ ३३ ॥

૧-૨ અન્ય ગ્રંથોમાં **शिरापट्टी च दिग्भागा** શિરાવટી અને પટ્ટ સાથે દશ ભાગ કહ્યા છે. જ્યારે અહીં શિરાવટી પાંચ ભાગની અને **तदूर्ध्वं पंचभिः पट्टः** પાંચ ભાગનો પટ્ટ કરવાનું કહ્યું છે.



ખજુરાહોના કંડર્ય મહાદેવના કલાપુર્ણ મંદિરના ભદ્રનો ગવાક્ષ
અને ઉત્તરોત્તર ત્રણ જંઘાવાળો અનેક દેવસ્વરૂપ સાથેનો
મંડોવર દીપાર્ણવ અ. ૫

જંઘા ઉપર દોઢીઓ પંદર ભાગનો, તેના ખુણે વાંદરાઓનાં રૂપો, અને ગ્રાસપટ્ટીથી અલંકૃત કરવો. આઠ ભાગની ભરણી, અને પાંચ ભાગની શીરાવટી, તેના પર પાંચ ભાગનો પટ્ટ કરવો. મહાકેવાળ આઠ ભાગનો, અઢી ભાગનો અંતરપત્ર, તેર ભાગનું છજું, તેનો નીકાળો દશ ભાગનો રાખવો. એમ કુલ ૧૪૪ ભાગનો મંડોવર કહ્યો છે. હવે આ મંડોવર પર (ભરણીના થર પરથી) મેર્વાદિ નામનો મંડોવર કહું છું તે સાંભળો. ૩૧-૩૨-૩૩

## મેરૂ મંડોવર—

अरण्यूर्ध्वं भवेन्मंची अष्टभागसमुच्छ्रिता ।
पंचविंशतिका जंघा उद्गमश्च त्रयोदश ॥ ३४ ॥
अष्टभागा च भरणी सप्तभागा शिरावटी ।
चतुर्भागं तु पट्टं स्यात् तदूर्ध्वं शृणु पंडित ! ॥ ३५ ॥
वसुभिश्च कपोतालिः द्विसार्द्धं चान्तःपत्रकम् ।
कूटछाद्यं द्वादशांशं कर्त्तव्यं सर्वकामदम् ॥ ३६ ॥
विस्तरेण समुत्सेधो यावत्प्रथमभूमिकाम् ।
शृंगकूटोदयं त्यक्त्वा शेषं मंडोवरः स्मृतः ॥ ३७ ॥

( મેરૂ મંડોવર—જુઓ પૃષ્ઠ ૬૬ )

[1]મેરૂ મંડોવરની રચના વિભાગ કહે છેઃ—(૧૪૪ ભાગના મંડોવરના ખરાથી ભરણી સુધીના નવ થરોના ૧૧૦ાા ભાગ ઉપરથી એટલે) ભરણી ઉપર આઠ ભાગની માચી, પચીશ ભાગની જંઘા, તેર ભાગનો દોઢીયો, ફરી આઠ ભાગની ભરણી; સાત ભાગની શિરાવટી, અને ચાર ભાગનો પટ્ટ તે ઉપર આઠ ભાગનો મહાકેવાળ, અઢી ભાગનો અંતરાળ અને ૧૨ ભાગનું છજું, એમ ૧૧૦ાા ભાગ પર નવ થરના ૮૭ાા ભાગ મળી કુલ ૧૯૮ ભાગનો મેરૂમંડોવર સર્વ કામનાને આપનારો જાણવો. પહોળાઇ પ્રમાણેની ઉભણી જમીન પરથી પહેલી ભૂમિ સુધીની રાખવી. શ્રૃંગો અને કૂટના ઉદય છોડી દઈને બાકી નીચેનો ભાગ મંડોવરની ઉંચાઈ જાણવી. ૩૪-૩૭

૧ મેરૂ મંડોવરના વિભાગ અપરાજીત સૂત્રસંતાન સૂત્ર ૧૨૮માં બે છજાં અને ત્રણ જાંગીવાળો મેરૂમંડોવર કહ્યો છે. જ્યારે અહીં બે જંઘાને એક છજાવાળો મેરૂમંડોવર કહ્યો છે. ૧૪૪ ભાગના મંડોવરના ખરાથી ભરણી સુધીના નવ થરોના ૧૧૦ાા ભાગ (ઉપર શ્લોક ૩૪ થી ૩૬માં બતાવેલા) માચીથી છજા સુધીના નવ થરોના ૮૭ાા ભાગ મળી ૧૯૮ ભાગ થયા. તે ઉપર વળી ૫૧ ભાગના છ થરો છજા સુધી કરી કુલ ૨૪૯ ભાગનો મહામંડોવર અપરાજિતકારે કહ્યો છે. આ ગ્રંથમાં બતાવેલ બે જંઘા અને એક છજાવાળો મેરૂમંડોવર સોમનાથજીના જુના મંદિરમાં હતો. દ્વારિકામાં પણ છે. તેમજ આબુના ચોમુખજીના મંદિરને પણ આ પ્રકારનો મેરૂ મંડોવર છે. તારંગાના સંભ્રમ પ્રાસાદને બે છજાં છે. પણ આ ઉદયમાન બરાબર પહેલા છજા પરથી બાવન ભાગ મળતા નથી. કદાચ કોઈ અન્ય ગ્રંથોના આધારે તે રચના કરી હશે.



સાંધાર મહાપ્રાસાદમાં બે જંઘાયુક્ત મેરૂ મંડોવર

सभ्रमोदये प्रासादे स्थाप्य मेरुमंडोवरम् ।
बाह्यान्तरे थरमान–मुदयं त्वमतः शृणु ॥ ३८ ॥
[1]कुंभकेन समा कुंभी स्तंभं शिरश्च जंघयोः ।
पट्टं वा उद्गमान्तेन शेषभूमिविराजिते ॥ ३९ ॥

સભ્રમ પ્રાસાદના ઉદય માનમાં મેરૂ મંડોવરની રચના કરવી. હવે તેના બહારના થરવાળા અને અંદરના સ્તંભના છોડના ઉદયનો મેળ રાખવાનું કહું છું તે સાંભળો. કુંભા બરાબર કુંભી (ઉંબરો ગળીને), સ્તંભ (ભરણું) અને સરૂ જંઘાના મથાળામાં સમાવવું. અને પાટ દોઢીયાના ઉદરમાં સમાવવો. બાકી ઉપરનો માળ ભૂમિ જાણવી.[2] ૩૮–૩૯

विमाने भूमिजे चैव वैराटे च तथैव च ।
वल्लभ्यां च समस्तेषु प्रासादे परमोदयः ॥ ४० ॥

વિમાનાદિ, ભૂમિજાદિ, વૈરાટાદિ અને વલ્લભાદિ એ સર્વ પ્રાસાદોનો ઉદય આ પ્રમાણે જાણવો. ૪૦

## ચોથો સાડા સાત ભાગનો મંડોવર—

| | |
|---|---|
| ૧। કુંભો | [3]खुरकः पीठमध्ये तु सपादभागः कुंभकः । |
| ०। કળશો | |
| ०। અંધારી | भागार्धस्तु घटः कार्य–स्तस्यार्धं चान्तःपत्रकम् ॥ ४१ ॥ |
| ०॥ કેવાળ | |
| ०॥ માંચી | भागार्धा तु कपोताली मंचिका तत्समा भवेत् । |
| ૨ જંઘા | |
| ०॥ ભરણી | जंघा भागद्वयं कार्या भरणी चार्धभागिका ॥ ४२ ॥ |
| ०॥ શિરાવટી | |
| ०॥ મહાકેવાળ | शिरावटी चार्धभागा पट्टार्द्धं हि पादान्तरम् ॥ |
| ०। અંધારી | |
| ०॥। છજું | कूटछाद्यं पादोनांशं निर्गमं च पदद्वयम् ॥ ४३ ॥ |
| ૭॥ | |

૧. "कुंभं उदुंबरांतेन"–पाठान्तर

૨. पट्टोदयं तु जंघांते उद्गमोदरं स्थापयेत ।
उपर्युपरि संस्थाप्य भूम्यंते भरण्यन्तकम् ॥ ३२ ॥
(વૃક્ષાર્ણવ અ. ૧૪૬)

ભ્રમયુક્ત સાંધાર પ્રાસાદના મેરૂ મંડોવરમાં જંઘાના ઉપર પાટનો ઉદય દોઢીયાના ઉદરમાં સમાવવો. અને ઉપરની ભૂમિની સ્થાપના કરવી. પહેલી ભૂમિનો અંત ભરણીના થરે આવે. (તે પર માંચીનો થર).

૩. ફક્ત આ સાડાસાત ભાગના સામાન્ય મંડોવરમાં ખરાનું માન પીઠ ભેગું જાણવું. અને આ મંડોવરમાં બીજા મંડોવરોની જેમ દોઢીયાનો થર પણ કહ્યો નથી. ખરો

સાડા સાત ભાગનો મંડોવર કહે છે:— ખરો પીઠમાં લુપ્ત થયો જાણવો. કુંભો સવા ભાગ, કળશો અરધો ભાગ, અંધારી પા ભાગ, કેવાળ અરધો ભાગ, માંચી અરધો ભાગ, જંઘા બે ભાગ, ભરણી અરધો ભાગ, શિરાવટી અરધો ભાગ, મહાકેવાળ અરધો ભાગ, પા ભાગ અંધારી, અને છજું પોણો ભાગ ઉદય; અને બે ભાગ[4] નીકળતું કરવું. એમ કુલ સાડા સાત ભાગનો મંડોવર કરવો.[5] ૪૧-૪૩

स्वल्पद्रव्ये महत्पुण्यं मयोक्ता युक्तिका भवेत् ।
पिठं तु कथितं पूर्व-मूर्ध्वं स्तरमतः शृणु ॥ ४४ ॥
खरः कुंभी च कलशः कपोताली स्यादन्तरम् ।
न कुर्यादुद्गमशिरं जंघारूपाणि मंचिकाम् ॥ ४५ ॥

---

પીઠમાંજ ગણવાનું સૂત્ર બધા મંડોવરમાં એક સરખું ગણવાની ભૂલ ન કરવી. સાધારણ મંડોવરમાં ઓછા થરો દર્શાવવાના કારણે, આમ અહીં ખરા વિષે કહ્યું છે. છતાં પણ સૂત્રસંતાન સૂત્ર ૧૨૮માં ૧ ખરો, ૨ કુંભો, ૩ કળશો, ૪ અંતરાળ. ૫ કેવાળ, ૬ રૂપ વગરની જંઘા, ૭ ભરણી, ૮ મહાકેવાળ, ૯ અંતરાળ, ૧૦ તે પર છજુ. આટલા દસ થરો બાંધવાનું અલ્પ દ્રવ્યથી મંદિર બાંધતાં કરવાનું કહ્યું છે. જ્યારે બીજા મંડોવરમાં તેર-૧૩ થરો કહ્યા છે.

૪. અન્ય મંડોવરોમાં છજ્જાના ઉદય કરતાં નિર્ગમ ઓછો કહ્યો છે. જ્યારે અહીં ઉદયથી નિર્ગમ વધુ કહ્યો છે!

૫. આ ગ્રંથમાં મહામેરૂમંડોવર સિવાય ચાર મંડોવર કહ્યા છે. તે સિવાય સત્તાવીશ ભાગનો મંડોવર પણ **प्रासादमंडन** ગ્રંથમાં આ નીચે કહ્યો છે.

पीठतश्छाद्यपर्यन्तं सप्तविंशतिभाजिते ।
द्वादशानां खुरादीनां भागसंख्या क्रमेण तु ॥ १ ॥
स्यादेकवेदसार्द्धार्घ-सार्द्धसार्धाष्टभिस्त्रिभिः ।
सार्धसार्धाऽर्धभागैः स्याद् द्विसार्धैर्द्वयंशनिर्गमः ॥ २ ॥

પીઠ ઉપરથી છજ્જા સુધીના મંડોવરના ૨૭ ભાગમાં બાર ખરા આદિ થરો સંખ્યાના ક્રમે કરવા. ૧ ભાગ ખરો, ૪ ભાગ કુંભો, ૧ાા કળશો, ૦ાા ભાગ અંધારી, ૧ાા ભાગ કેવાળ, ૧ાા ભાગ માંચી, ૮ ભાગ જંઘા, ૩ ભાગ દોઢીયો, ૧ાા ભાગ ભરણી, ૧ાા ભાગ મહાકેવાળ, ૦ાા ભાગ અંધારી, અને છજ્જું અઢીભાગ, ઉદય અને નીકાળો બે ભાગ, એમ કુલ ૨૭ ભાગનો મંડોવર જાણવો. વળી ઠક્કુર ફેરૂએ વાસ્તુસાર ગ્રંથમાં છજ્જા પરના વિરાટ અને પ્રહારૂના થરો મંડોવરમાં ગણી ભાગ આપેલા છે. જંઘા પર છાજલીનો થર વિશેષ કહ્યો છે. જ્યારે મહાકેવાળ અને અંતરાળના થરો કહ્યાજ નથી. તે વિદ્વાને કોઈ ગ્રંથાધારે કહ્યું હશે! થરવિભાગ-૧ ખરો, ૩ કુંભો, ૧ાા કળશો, ૧ાા કેવાળ, ૧ાા માંચી, પાા જંઘા, ૧ છાજલી, ૨ ઉરૂજંઘા (દોઢીયો), ૧ાા ભરણી, ૧ાા શિરાવટી, ૨ છજ્જું, ૧ાા વિરાટ અને ૧ાા પ્રહારૂ. એમ તેર થરોના પચીશ વિભાગ કહ્યા છે. આ સિવાય અન્ય પ્રકારના મંડોવરોનું શિલ્પ ગ્રંથોમાં નિરૂપણ કરેલું છે.

અણહીલપુર પાટણના સુપ્રસિદ્ધ પંચાસર પ્રાસાદનો મંડોવર.
સ્થપતિ-પ્ર. ઓ. સોમપુરા દીપાર્ણવ અં. ૫



મોઢેરા સૂર્ય મંદિરનો ભગ્ન મંડપ પીઠ કક્ષાસન સ્તંભો આદિનું સુંદર કામ દીપાર્ણવ



પ્રાચીન મંદિરનો કળામય દેવ દેવાંગનાનાં અનેક સ્વરૂપ યુક્ત મંડોવર  દીપાર્ણવ અ. ૫



માળવા-ઉદયેશ્વર પ્રાસાદનો કળામય મંડોવર અને શિખરનો અંશ. (અધ્યાય ૫)



પાલીતાણા-શત્રુંજય તળેટી પરના આગમ મંદિરનું પ્રવેશ દ્વાર તથા બલાણક (અધ્યાય ૧૦). (Constructing Architect P.O. Sompura)

भरण्यूर्ध्वं कपोताली-मन्तरालं तु छाद्यकम् ।
इति साधारणः प्रोक्तः प्रासादे स्तरसंख्यया ॥ ४६ ॥

અલ્પદ્રવ્ય ખર્ચી મોટું પુણ્ય પ્રાપ્ત થાય તેવી યુક્તિ મેં કહી છે. (કામદ કે કર્ણ) પીઠનું આગળ કહ્યું છે. તે ઉપરનો થરો સાંભળો. ખરો, કુંભો, કળશો, અંતરાળ અને કેવાળ. તે પર રૂપ વગરની જંઘા, ભરણી, મહાકેવાળ, અંતરાળ અને છજું. એમ (દશ) થરો કરવા. તે થરવાળામાં દોઢીયાનો થર, શિરવાટી અને માચીના એમ ત્રણ થર ન કરવા. તેમજ જંઘામાં રૂપ કામ ન કરવું. એ રીતે સાધારણ સાદો મંડોવર પ્રાસાદના થર સંખ્યા સાથે કહ્યા. ૪૪-૪૫-૪૬ (આનો નકશો મંડોવરની સાથે આપેલ છે.)

**અન્ય જાતિના પ્રાસાદોના ઉદય—**

सिंहावलोकनाः सर्वे सिंहकर्णविभूषिताः ।
विस्तारार्धं समुत्सेधः पर्यन्तं पृथु छाद्यकम् ॥ ४७ ॥

लतिने सान्धारे मिश्रे विमाननागरे तथा ।
विमानपुष्पके चैव कुर्यात्तु नागरोदयः ॥ ४८ ॥

धातुजे रत्नजे चैव दारुजे तु रथारुहे ।
नागरच्छंदमिवोक्तं प्रासादे परमोदयः ॥ ४९ ॥

સર્વ સિંહાવલોકન જાતિના પ્રાસાદના કોણો-ખુણાઓ સિંહોથી શોભાયમાન કરવા. આવા પ્રાસાદોની છજા સુધીની ઉભણી, વિસ્તારથી અરધી કરવી. લતિન, સાંધાર, મિશ્ર, વિમાનનાગર અને વિમાનપુષ્પક, એ જાતિના પ્રાસાદોની ઉભણી નાગર જાતિના પ્રાસાદોની ઉભણી પ્રમાણે કરવી. ધાતુ અને રત્નના, અને કાષ્ઠના તથા રથારૂહ જાતિના પ્રાસાદોની ઉભણી પણ નાગરછંદ પ્રમાણે કરવી. ૪૭-૪૮-૪૯

द्राविडे तु समुत्सेधो यावच्छाद्योर्ध्वमस्तके ।
कर्णमाने समुत्सेधो घंटान्तं यावत्कल्पयेत् ॥ ५० ॥

एकभूम्यादितो वृद्धि-र्यावद् द्वादशभूमयः ।
अनुक्रमे जंघावृद्धि-र्द्व्यादितो भास्करान्तकम् ॥ ५१ ॥

દ્રાવિડ જાતિના પ્રાસાદોનો ઉદય છજાના મથાળા સુધી જાણવો; પણ જેટલું રેખાયે હોય, તેટલું તિલક (ઘંટાના) મથાળા સુધી ઉદયમાન રાખવું. આ પ્રાસાદોને એકથી બાર ભૂમિ (માળ) કરવા, તેની અનુક્રમે બેથી બાર સુધી જંઘા કરવી. ૫૦-૫૧

**ગર્ભગૃહનું સ્વરૂપ—**

चतुरस्रं भद्रकं च सुभद्रं प्रतिभद्रकम् ।
गर्भगृहं फालनीयं दोषदं गर्भमायतम् ॥ ५२ ॥
कुंभी तु कुम्भके ज्ञेया स्तंभो ज्ञेयस्तथोद्गमः ।
भरण्या भरणी ज्ञेया कपोताली तथा शिरः ॥५३॥
कूटछाद्यं पट्टसम–मर्धोदये करोटकः ।
नव सार्द्धोदये कुंभ्ये–का सार्धपंचस्तम्भकम् ॥५४॥
अर्धेन भरणीशीर्ष–मेकं पट्टस्तु सार्द्धकम् ।
सपादं सार्द्धं पादोनं गर्भोदयस्य मानकम्[1] ॥५५॥



ગર્ભગૃહ સ્થંભ પ્રમાણ

ગર્ભગૃહનું સ્વરૂપ કહે છેઃ—ગભારાનું તળ–ચોરસ, ભદ્રવાળું. સુભદ્ર અને પ્રતિભદ્ર–એવાં ફાલનાં અંદર ત્રણ બાજુના ચોરસામાં કરવાં. (ગર્ભગૃહના ઉપાંગોના નકશા આગળ આપેલા છે.) પરંતુ ગર્ભગૃહ પહોળાઈ કરતાં ઉંડાઇમાં વધુ હોય તો યમચુલ્લી નામક વેધ દોષ જાણવો.

**સ્તંભ અને મંડોવરનો મેળઃ**—ગર્ભગૃહના થાંભલાના છોડની કુંભી મંડોવરના કુંભા બરાબર રાખવી; દોઢીયા જેટલો સ્તંભ; ભરણી પ્રમાણે ભરણું, મહાકેવાળ (અંધારી) બરોબર સરૂ રાખવું. ગલતાળા છજા બરોબર પાટ રાખવો. તે પાટ ઉપર ગભારાના વિસ્તારથી અર્ધ ઉંચો કલાડીઓ–વિતાન (ઘુંમટ) કરવો. પર

૧. ગર્ભગૃહ સંબંધના શ્લોક પર થી ૫૫માં કહેલા વિધાનોનો સર્વ રીતે વિચાર કરીને બુદ્ધિમાન શિલ્પીએ કાર્ય કરવું.

જુના નિરંધાર પ્રાસાદોના મંડપને કમાનો કરવાની પ્રથા નહોતી; અને સત્તરમી સદી પછી કમાનો કરવાની પ્રથા મુસ્લીમ સ્થાપત્યના અનુકરણ રૂપે થઇ. દ્વારનો વાઢ (નીરંધાર પ્રાસાદમાં) દોઢીયાના મથાળા બરાબર ને ભરણીના તળના સમસૂત્રે સામાન્ય રીતે હોય છે. એટલે તે સ્તંભ અને દ્વારને મથાળે સમસૂત્ર–સ્તંભોદ્ગમે ચૈવ–થાંભલો ઉદ્‌ગમની બરાબર મેળવવો. અને થાંભલા બરાબર નિરંધાર પ્રાસાદોમાં દ્વારનો વાઢ સમસૂત્રે હોય છે.

બહાર ત્રણ ભદ્રના ગોખલાનો વાઢ જાંગીની ઉપલી છજીના તળ બરાબર સમસૂત્રે સામાન્ય રીતે હોય છે. તે ગોખલા અને દ્વારનો વાઢ સમસૂત્રમાં જુનાં કામોમાં નથી હોતા–મળતા નથી. તેથી તે દોષ છે, એમ ન માનવું. પણ તે એક પ્રથા–રૂઢી છે.

કમાનવાળા મંડપ કે ચોકીના થાંભલા અને દ્વારનો વાઢ પણ મળતો નથી. એટલે કમાનોનો પાયચો દ્વારમાં મળે છે તેને દોષ માનવો, તે સમજ વગરનું છે. તે દોષ નથી.

અથાન્યત હવે બીજું કહે છે. ગર્ભગૃહના ઉદયના સાડાનવ ભાગ કરી, એક ભાગ કુંભી, સાડાપાંચ ભાગ સ્તંભ, અર્ધા ભાગની ભરણી, એક ભાગનું સરૂ, અને દોઢ ભાગનો પાટ રાખવો. (કુલ સાડાનવ ભાગ કરવા). ગર્ભગૃહના પદથી સવાયો દોઢો કે પોણા બે ગણો ગર્ભગૃહનો ઉદય રાખવો. ૫૩-૫૪-૫૫

कोली प्रमाणम्—કોલી પ્રમાણ—

कोलीमानं प्रवक्ष्यामि पदपदार्धत्र्यंशतः ।
कोणाधो नैव कर्त्तव्या प्रासादकोणे जलान्तरम् ॥ ५६ ॥
भद्रच्छंदे न कर्त्तव्यं जलान्तरं सुशिल्पिभिः ।
अन्यथा स्थापयेद्यस्तु शिल्पी स्याद् दोषकारकः ॥ ५७ ॥
[1]कोली षोडशांशे भद्रे विस्तृतं सलिलान्तरम् ॥
[2]जलान्तरं चतुर्भागं प्रवेशमेकभागतः ॥ ५८ ॥
सुखालिंदोभये पार्श्वे कोकिला शुभलक्षणा ।
कोणविस्तारविस्तीर्णा कर्त्तव्या शिल्पिभिः सदा ॥ ५९ ॥

હવે કોલી પ્રમાણ કહું છું:—ગર્ભગૃહના પદ પ્રમાણે, પદના અર્ધ ભાગે, અથવા પદના ત્રીજે ભાગે એમ ત્રણ પ્રમાણ, અહીં કોળીના નીકાળાના કહ્યા છે. (પહોળાઈ તો ગર્ભગૃહ પ્રમાણે સામાન્ય રીતે હોય,) તે કહેલા ત્રણ પ્રમાણથી ઓછું એટલે કોણ રેખાના વિભાગથી ઓછી કોળી તો ન જ કરવી. પ્રાસાદની રેખા (કોળી પાસે) બુદ્ધિમાન શિલ્પીએ પાણીતાર પાડવો. પણ કોળીના ભદ્ર છંદમાં બુદ્ધિમાન શિલ્પીએ જલાન્તર પાણીતાર ન પાડવો. જો કોળીના ભદ્રે પાણીતાર પાડે તો શિલ્પીને દોષકારક જાણવું. (અન્ય ગ્રંથમાં પાણીતાર પાડવામાં ઘણા દોષો કહ્યા છે.) સલિલાન્તર કોળીના દળ એટલે જેટલી કોળી હોય તેના સોળમા ભાગે ભદ્રનો (નીકાળા) વિસ્તાર કરવો. કર્ણરેખા અને કોળીના વચ્ચે જલાન્તર પાણીતાર ચાર ભાગનો અને તેની ઉંડાઈ એક ભાગની રાખવી-આ કોળી સલિલાન્તર સુખાલિંદના બંને બાજુ ઉપર કોકિલા (પ્રાસાદપુત્ર) શુભ લક્ષણ યુક્ત કરવી. વિસ્તાર કોણઃરેખા બરાબર પહોળાઈ હંમેશા શિલ્પીએ રાખવી. ૫૬ થી ૫૯.

अथान्य कोली प्रमाणम्-(કોલી પ્રમાણ બીજું)—

मध्यस्था प्रासादपादे भ्रमा सा च त्रिभागतः ।
अर्द्धे तु संभ्रमा कोली प्रासादस्य प्रमाणतः ॥ ६० ॥

---

१. "पृथुकर्णा जिनांशैस्तु"-પાઠાન્તર.

२. "पानीतार-उदकांतर"-પાઠાન્તર.

પ્રાસાદ રેખાયે હોય તેના ભાગની કોળીને મધ્યસ્થા; ત્રીજા ભાગની કોળીને ભ્રમા; અને પ્રાસાદના અર્ધ ભાગની કોળીને સભ્રમા. એમ ત્રણ પ્રકારનાં પ્રમાણો કોળીનાં નામ સાથે કહ્યાં છે.[૧] ૬૦

## પ્રણાલ વિચાર—

पूर्वापरस्य प्रासादे प्रणालं शुभमुत्तरे ।
दक्षोत्तरे शुभं पूर्वं चतुर्जगती मण्डपे ॥ ६१ ॥

પૂર્વ અને પશ્ચિમ મુખના પ્રાસાદને પ્રણાલ (પરનાળ) ઉત્તરે મૂકવી તે શુભ છે. તથા ઉત્તર દક્ષિણ મુખના પ્રાસાદોમાં પ્રણાલ પૂર્વે મૂકવી, પરંતુ જગતી અને મંડપમાં તો ચારે દિશાએ પાણીના નીકાસની પ્રણાલ રાખવી. ૬૧

इत्युक्तं मानमुद्दिष्टं वास्तुविद्भिरुदाहृतम् ।
धर्मार्थकाममोक्षाणां कथितं प्राप्तिहेतवे ॥ ६२ ॥

વાસ્તુવિદ્યાના જ્ઞાતાએ ઉપર પ્રમાણે જે માન બતાવેલ છે, તે પ્રમાણે કરવાથી, ધર્મ અર્થ કામ અને મોક્ષની પ્રાપ્તિ (નો હેતુ કહ્યો છે) થાય છે. ૬૨

सर्वफलमवाप्नोति इदृशं वास्तु कारयेत् ।
अन्यथा कुरुते वास्तु शिल्पदोषो महान् भवेत् ॥ ६३ ॥

**इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे**
**प्रासादोदय मंडोवराधिकारे पंचमोऽध्यायः ॥ ५ ॥**

વિદ્વાન શિલ્પિઓના કહ્યા પ્રમાણે વાસ્તુ કર્મ કરવાથી, ઇચ્છિત ફળ મળે છે, પણ તેથી ઉલટું કર્મ કરવાથી, શિલ્પનો મોટો ભય ઉત્પન્ન થાય છે. ૬૩

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો પ્રાસાદના ઉદયમાન અને મંડોવરાધિકાર નામનો, શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ રચેલ, શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો પાંચમો અધ્યાય સમાપ્ત.**

---

**૧.** કોળી મુકવાનો હેતુ શિખરયુક્ત પ્રાસાદના ઉપાંગોના નીકાળાના કારણે બુદ્ધિપૂર્વકનો છે. પરંતુ સંવરણાયુક્ત પ્રાસાદને કોળીનું અલ્પ પ્રમાણ યોગ્ય છે. અગર તે નથી હોતી. કારણ કે તેનાં ઉપાંગો ઘણાં ઓછાં હોય છે.





સ્તંભ અને મંડોવરનો સમન્વય (અધ્યાય ૧૦)

## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे षष्ठोऽध्यायः ॥

### द्वारमानाधिकार

श्रीविश्वकर्मा उवाच—

अथातः संप्रवक्ष्यामि प्रासादद्वारमानकम् ।
एकहस्ते तु प्रासादे द्वारं स्यात् षोडशाङ्गुलम् ॥ १ ॥
षोडशाङ्गुला वृद्धिश्च पर्यन्तं चतुर्हस्तकम् ।
गुणाङ्गुला भवेद् वृद्धि-र्यावच्च वसुहस्तकम् ॥ २ ॥
अत ऊर्ध्वं द्व्याङ्गुला वृद्धिः पंचाशद्धस्तकम् ।
नागरे द्वारमाख्यातं प्रयुक्तं वास्तुवेदिभिः ॥ ३ ॥

શ્રી વિશ્વકર્મા કહે છેઃ—હવે હું નાગરાદિ દ્વારમાન કહું છું. એક હાથના પ્રાસાદના દ્વારનું માન સોળ આંગળ ઉદયમાં કરવું. પછી ચાર હાથ સુધી-પ્રત્યેક હાથે સોળ સોળ આંગળ વધારીને દ્વારનો ઉદય કરવો. પાંચ હાથથી આઠ હાથ સુધીના પ્રાસાદનું દ્વારમાન પ્રત્યેક હાથે ત્રણ ત્રણ આંગળ; અને નવથી પચાસ હાથ સુધીના પ્રાસાદનું દ્વારમાન-બે બે આંગળ વધારીને કરવું. આ પ્રમાણે વાસ્તુ કર્મના જ્ઞાતા વિદ્વાનોએ નાગરાદિ જાતિના પ્રાસાદનું દ્વારમાન કહ્યું છે. ૧-૨-૩

यानवाहनपर्यङ्के-द्वारंप्रासादसद्मसु ।
दीर्घतोऽर्धे च विस्तारं शुभं स्यात्तु कलाधिकम् ॥ ४ ॥

પાલખી, વાહન, પલંગ, પ્રાસાદ અગર ઘરનાં દ્વારને લંબાઇ (ઉંચાઇ)થી અરધા માને પહોળાઈ રાખવી એ શુભ છે, તેમાં પણ લંબાઇનો સોળમો ભાગ વધારીને પહોળાઈ કરવામાં આવે તો અધિક શ્રેષ્ઠ છે. ૪

### આય દોષની શુદ્ધિ માટે ન્યૂનાધિક કરવામાં દોષ નથી—

अङ्गुलं द्वित्रिकं वापि कुर्याद्धीनं तथाऽधिकम् ।
आयदोषविशुद्धयर्थं ह्रस्ववृद्धी न दूषिते ॥ ५ ॥

આય દોષની શુદ્ધિ માટે આવેલા માનમાં એક બે કે ત્રણ આંગળ ઓછાવત્તું કરવામાં દોષ નથી. ૫

मिश्रके लतिने चैव तथा विमाननागरे ।
दशहस्तात्परं यावत् सावंधारेषु कामदम् ॥ ६ ॥
विमानपुष्पके चैव तथा सिंहावलोकने ।
प्रशस्तं नागरं द्वारं कर्त्तव्यं शास्त्रपारगैः ॥ ७ ॥

મિશ્રજાતિ, લતિનજાતિ, વિમાનનાગર જાતિ; દશ હાથથી ઉપરના (ભ્રમણી= પ્રદક્ષિણાવાળા) સાવંધારજાતિ, વિમાનપુષ્પક જાતિ અને સિંહાવલોકન જાતિ, એ સર્વ જાતિના પ્રાસાદોને નાગરાદિ જાતિનું દ્વારમાન કરવું શ્રેષ્ઠ છે, એમ શાસ્ત્રના પારંગામી વિદ્વાનોએ કહ્યું છે. ૬-૭

## ભૂમિજ પ્રાસાદનું દ્વારમાન—

एकहस्ते तु प्रासादे द्वारं सूर्याङ्गुलोदयम् ।
हस्ते हस्ते सूर्यवृद्धि-र्यावत्स्यात् पंचहस्तकम् ॥ ८ ॥
पंचाङ्गुला भवेद् वृद्धि-र्यावत्स्यात् सप्तहस्तकम् ।
वेदाङ्गुला भवेद् वृद्धि-र्नवहस्तं न संशयः ॥ ९ ॥
अतऊर्ध्वाङ्गुला[1] वृद्धि-र्यावत्पंचाशद्धस्तकम् ।
भूमिजे द्वारमानं तु प्रयुक्तं वास्तुवेदिभिः ॥ १० ॥

એક હાથના પ્રાસાદનું દ્વારમાન બાર આંગળ ઉદયમાં કરવું, તેમ પાંચ હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે બાર બાર આંગળ, છથી સાત હાથના પ્રાસાદને પ્રત્યેક હાથે પાંચ પાંચ આંગળ, આઠ ને નવ હાથના પ્રાસાદને ચાર ચાર આંગળ, દસથી પચાસ હાથના પ્રાસાદને પ્રત્યેક હાથે એકેક આંગળ વધારીને દ્વારનો ઉદય કરવો. આ પ્રમાણે ભૂમિજાદિ પ્રાસાદનું દ્વારમાન વાસ્તુશાસ્ત્રના વિદ્વાનોએ કહ્યું છે. ૮-૯-૧૦

वल्लभ्यां चैव वैराटे विमाने भूमिजो यथा ।
अन्यथा च न कर्त्तव्यं यदीच्छेच्च श्रियादिकम् ॥ ११ ॥

વલ્લભી, વૈરાટી અને વિમાન જાતિના પ્રાસાદોના દ્વારમાન ભૂમિજ પ્રાસાદના દ્વારમાને કરવું. કલ્યાણ અને લક્ષ્મીની ઇચ્છાવાળાને બીજું દ્વારમાન કરવું નહિ. ૧૧

---

૧. અપરાજિત સૂત્રસંતાન આદિ ગ્રંથોમાં "द्व्याङ्गुला" પાઠ છે.

દ્રાવિડ પ્રાસાદનું દ્વારમાન—

एकहस्ते तु प्रासादे द्वारं चैव दशाङ्गुलम् ।
दशाङ्गुला भवेद् वृद्धि-र्यावत्षड्ढस्तकं भवेत् ॥ १२ ॥

अत ऊर्ध्वं पंचाङ्गुला वृद्धिः स्याद् दशहस्तकम् ।
द्वयाङ्गुला ततो वृद्धि-र्यावत्पंचाशद्धस्तकम् ॥ १३ ॥

द्राविडे द्वारमानं तु प्रयुक्तं वास्तुवेदिभिः ।
प्रासादसदृशं द्वारं फांसनाकारे द्राविडम् ॥ १४ ॥

એક હાથના પ્રાસાદનું દ્વારમાન દશ આંગળ ઉદયમાં કરવું; એથી છ આંગળ સુધી પ્રત્યેક હાથે દશ દશ આંગળ; સાતથી દશ હાથ સુધીના પ્રત્યેક હાથે પાંચ પાંચ આંગળ, અને અગિયારથી પચાસ હાથ સુધીના પ્રાસાદનું દ્વારમાન બબ્બે આંગળ વધારીને કરવું. આ વાસ્તુશાસ્ત્રના વિદ્વાનોએ દ્રાવિડ જાતિના પ્રાસાદનું દ્વારમાન ઉદયમાં કહ્યું છે. ફાંસનાકાર જાતિના પ્રાસાદોને પણ દ્રાવિડ જાતિનું દ્વારમાન કરવું. ૧૨-૧૩-૧૪

धातुजे रत्नजे चैव दारुजे च रथारुहे ।
प्रासादसदृशं छंदं प्रमाणं द्वारसंयुतम् ॥ १५ ॥

ધાતુના રત્નના પ્રાસાદો અને દારૂજાદિ (કાષ્ઠના) તથા રથારૂહ તથા તે પ્રકારના પ્રાસાદોના જેવા છંદનું દ્વાર પ્રમાણ એજ પ્રમાણે કરવું. ૧૫

શાખાઓનાં નામ—

स्मरकीर्त्तिश्च (१) प्रभवा (२) सुभगा (३) गांधारी (४) तथा ।
नंदिनी (५) मालिनी (६) चैव हस्तिनी (७) मुकुली (८) तथा ॥ १६ ॥
पद्मिनी (९) नवशाखाश्च एकाद्यातः प्रकीर्त्तिताः ।

એક શાખાને સ્મરકીર્ત્તિ, બેશાખાને પ્રભવા, ત્રિશાખાને સુભગા, ચાર શાખાને ગાંધારી, પાંચશાખાને નંદિની, છ શાખાને માલિની, સપ્તશાખાને હસ્તિની, આઠ શાખાને સુકુલી અને નવ શાખાને પદ્મિની એમ એકથી નવ શાખાનાં નામ કહ્યાં છે.[1] ૧૬

ત્રિ-પંચ-સપ્ત-નવ શાખા તળ વિભાગ-નામ તથા પ્રતિશાખા.













૧. અપરાજિત સૂત્ર ૧૩૧ માં કહ્યું છે:- પદ્મિની – નવ શાખા, હસ્તિની-સપ્તશાખા અને નંદિની-પંચશાખા, એ ત્રણ સર્વોત્તમ જાણવી. ૮–સુકુલી, ૬–માલિની, ૪–ગાંધારી, અને ત્રિશાખા સુભગા, એ ચાર મધ્યમ; અને ૧–સ્મરકીર્ત્તિ, ને ૨–સુપ્રભા કનિષ્ઠ શાખાઓ જાણવી. વળી શાખાઓની જાડમાં આય આપવાનું કહ્યું છે. નવ શાખાને ધ્વજાય, સપ્તશાખાને ગજાય, પંચશાખાને વૃષાય, અને ત્રિશાખાના જાડમાં સિંહાય આપવો. બીજું એક ગ્રંથમાં ત્રિશાખા છઠ્ઠા ભાગે, પંચશાખા પાંચમા ભાગે, સપ્તશાખા ચોથા ભાગે, અને નવશાખા ત્રીજા ભાગે વિસ્તારમાં કરવી એવું વિધાન છે.





આબુ દેલવાડા મંદિરના રૂપયુક્ત દ્વાર શાખા, સ્તંભો અને તોરણ    દીપાર્ણવ અ. ૬



આબુ દેલવાડાના સુપ્રસિદ્ધ મંદિરની દેવકુલિકાના ષોડશ વિદ્યાદેવી યુક્તદ્વાર અને પ્રતિમા સહીત પરિકર

દીપાર્ણવ અ. ૬

समं च एकशाखा तु शूद्रे वैश्ये द्विजे स्मृताः ॥ १७ ॥
नवशाखं देवेशानां देवानां सप्तशाखिकः ।
पंचशाखं सार्वभौमे त्रिशाखं मंडलेश्वरे ॥ १८ ॥

એક શાખા અને સમ (બે, ચાર શાખાવાળાં દ્વાર) શૂદ્ર, વૈશ્ય અને બ્રાહ્મણોના દ્વારોને વિષે કરવાં. નવશાખાવાળું દ્વાર મહાદેવ (શિવને), સપ્તશાખાવાળું દ્વાર સર્વ દેવદેવીઓને, પાંચ શાખાવાળું દ્વાર ચક્રવર્ત્તિ રાજાઓને, અને ત્રિશાખાવાળું દ્વાર માંડલિક રાજાઓને કરવું. ૧૭-૧૮

## દેવોનાં દ્વાર—

शिवद्वारं भवेद् ज्येष्टं कनिष्ठं च जनालये ।
मध्यमं सर्वदेवानां सर्वकल्याणकारकम् ॥ १९ ॥

મહાદેવના પ્રાસાદને જ્યેષ્ઠમાનનું દ્વાર રાખવું. અને ધર્મશાળા-મનુષ્યાલયને કનિષ્ઠ માનનું દ્વાર રાખવું. અને બાકી સર્વ દેવોના પ્રાસાદને મધ્યમાનનું દ્વાર કરવું. એ કલ્યાણકારક છે. ૧૯

## ત્રિશાખા—

चतुर्भागांकितं कृत्वा त्रिशाखं वर्त्तयेत्ततः ।
मध्ये द्विभागिकः स्तंभो भागमेकेन निर्गमः ॥ २० ॥
पत्रशाखा च कर्त्तव्या खल्वशाखा तथैव च ।
स्त्रीसंज्ञा च भवेच्छाखा पार्श्वयोः पृथुभागिका ॥ २१ ॥

ત્રિશાખાના વિસ્તાર (જાડમાં) ચાર ભાગ કરવા. તેમાં બે ભાગનો વચલો રૂપસ્તંભ=માણેકસ્તંભ કરવો. અને તે એક ભાગ નીકળતો કરવો.[૧] રૂપસ્તંભની એક બાજુ (દ્વાર તરફ) પત્રશાખા અને બીજી બાજુ ખલ્વશાખા, અકેક ભાગના વિસ્તારમાં કરવી. તે સ્ત્રી સંજ્ઞક શાખા છે. રૂપસ્તંભ પુરૂષસંજ્ઞકછે. ૨૦-૨૧

## પંચશાખા—

पंचशाखां प्रवक्ष्यामि षड्भागेन च विस्तरे ।
भागभागा भवेच्छाखा रूपस्तंभो द्विभागिकः ॥ २२ ॥
पत्रशाखा च गंधर्वा रूपस्तंभस्तृतीयकः ।
चतुर्थी खल्वशाखा च सिंहशाखा च पंचमी ॥ २३ ॥

---

૧. પ્રત્યેક શાખાના મધ્યનો રૂપસ્તંભ બે ભાગનો પહોળો કહ્યો છે. તેનો નીકાળો, એક ભાગથી પણ વધુ રાખવાનું અન્યત્ર કહ્યું છે.

પંચશાખાના વિસ્તાર (જાડ)માં છ ભાગ કરવા. તેમાં એક એક ભાગની શાખાઓ, અને મધ્યનો રૂપસ્તંભ બે ભાગનો કરવો. પહેલી પત્રશાખા, બીજી ગંધર્વશાખા, ત્રીજો રૂપસ્તંભ; ચોથી ખલ્વ શાખા, અને પાંચમી સિંહશાખા જાણવી. ૨૨-૨૩.

DETAIL of DOORWAY FOR GARBHAGRUHA
SOMNATH MANDIR.



સમશાખા દ્વાર-તળ અર્ધચંદ્ર અને દ્વારદર્શન

સપ્તશાખા—

राप्तशाखं प्रवक्ष्यामि वसुर्भाग- विभाजितम् ।
भागभागश्च शाखाः स्यु- र्मध्यस्तंभो द्विभागिकः ॥२४

प्रथमा पत्र- शाखा च गंधर्वारूप- शाखिका ।
चतुर्थी स्तंभ- शाखा च रूपशाखा च पंचमी ॥२५

षष्ठी तु खल्व- शाखा च सिंहशाखा च सप्तमी ।
प्रासाद कर्ण- सहिते सिंहशाखा समे सूत्रे ॥२६



સપ્તશાખા દ્વાર.

હવે સપ્તશાખાનાં સ્વરૂપ કહે છે :— શાખાના જાડમાં આઠ ભાગ કરવા. બધી છ શાખો એકેક ભાગની કરવી. પરંતુ મધ્યનો રૂપસ્તંભ બે ભાગનો કરવો. પહેલી પત્રશાખા, બીજી ગંધર્વશાખા, ત્રીજી રૂપશાખા, ચોથો રૂપ સ્તંભ, પાંચમી રૂપશાખા, છઠ્ઠી ખલ્વશાખા અને સાતમી સિંહશાખા જાણવી. પ્રાસાદ રેખાયે હોય, તેની બરાબર સિંહશાખા સમસૂત્રમાં કરવી. ૨૪–૨૫–૨૬.

નવશાખા—

नवशाखं प्रवक्ष्यामि देवानां दुर्लभं सदा ।
तत्र विश्राम्यते रुद्रः त्रिदशैः सह संयुतः ॥ २७ ॥

शाखाविस्तारमानं तु रुद्रभागैर्विभाजितम् ।
पत्रशाखा च गंधर्वा रूपस्तंभस्तृतीयकः ॥ २८ ॥

चतुर्थी खल्वशाखा च गंधर्वा चैव पंचमी ।
षष्ठको रूपस्तंभश्च रूपशाखा तु सप्तमी ॥ २९ ॥

अष्टमी खल्वशाखा च सिंहशाखा तथान्तिमा ।
पेटके विस्तरः कार्यः प्रवेशश्चतुरंशकः ॥ ३० ॥

पंचमांशेन कर्त्तव्यः चतुःसार्द्धेन चोच्यते ।
एवं तु नवशाखायां रूपस्तंभद्वयं स्मृतम्[1] ॥ ३१ ॥

---

૧. જે દેવનો પ્રાસાદ હોય તેના પ્રતિહારો ચારે દિશાની દ્વારશાખાઓમાં બબ્બે બબ્બે એમ આઠ કહ્યા છે, તે પ્રતિહારોનાં સ્વરૂપો દ્વારશાખામાં દ્વારપાલના સ્થાને કરવાં. શિવ, વિષ્ણુ, બ્રહ્મા, સૂર્ય, ગણેશ, ગૌર્યાદિ ચંડી અને જીન તીર્થંકર એ પ્રત્યેક દેવોના જુદા જુદા પ્રતિહારો, આઠ આઠ, તેના આયુધાદિ સાથે કહ્યા છે. તે પ્રમાણે દ્વારશાખામાં દિશા પ્રમાણે કરવાં. વળી વચલા રૂપસ્તંભોમાં જે દેવ કે દેવી હોય, તેના પર્યાય રૂપોની પંક્તિ કરવાનું પણ કહે છે. વિષ્ણુ મંદિર હોય તો દશાવતાર સ્વરૂપો થાય, જૈન મંદિરમાં ષોડશ વિદ્યાદેવીઓ પણ કરે છે. પ્રતિહારો જે દિશામાં કહ્યા હોય તેવાં જ સ્વરૂપો કરવાં.



આબુ દેલવાડાના સમદલ રૂપ સ્તંભયુક્ત દ્વાર દીપાર્ણવ અ. ૬



આબુ દેલવાડાના દેરાણી જેઠાણીના કળાયુક્ત ગોખલા




**દ્વારતળ-શંખોદ્વાર અને દ્વાર દર્શન**

હવે નવ શાખાનું સ્વરૂપ કહું છું; જે દેવોને પણ દુર્લભ છે. નવ શાખા-વાળા રૂદ્રના પ્રાસાદને વિષે શિવ, બ્રહ્મા, વિષ્ણુ આદિ દેવો સહીત વિશ્રામ કરે છે. શાખાના વિસ્તારમાં અગિયાર ભાગ કરવા, તેમાં એકેક ભાગની સાત શાખાઓ

અને બે બે ભાગના બે રૂપસ્તંભો કરવા. પહેલી પત્રશાખા, બીજી ગંધર્વશાખા, ત્રીજી રૂપસ્તંભશાખા, ચોથી ખલ્વશાખા, પાંચમી ગંધર્વશાખા, છઠ્ઠો રૂપસ્તંભ, સાતમી રૂપશાખા, આઠમી ખલ્વશાખા, અને છેલ્લી નવમી સિંહશાખા જાણવી. શાખાના પેટા વિસ્તારના ચોથા ભાગે; પાંચમા ભાગે; અથવા સાડાચાર ભાગે શાખાના પ્રવેશદ્વાર રાખવાં. આ નવ શાખાની વિધિ કહી. તેમાં બે રૂપ સ્તંભો આવે (અન્ય શાખાઓમાં એક રૂપસ્તંભ હોય છે.) ૨૭-૨૮-૨૯-૩૦-૩૧

वेदांशे द्वारपालाश्च गंगायमुनयोस्तथा ।
परे चामरधारी च ऊर्ध्वे मृणालभूषितम् ॥ ३२ ॥

શાખાની ઉંચાઇના ચોથા ભાગે દ્વારપાલ કરવા. (ડાબી શાખામાં) યમુના અને જમણી શાખામાં ગંગાનાં સ્વરૂપો પણ કરી શકાય. તેની બે બાજુ ચામરધારીનાં સ્વરૂપો કરવાં. તે ઉપર દંડ સાથે કમળથી શોભતી શાખાઓ કરવી. ૩૨


દ્વારશાખાનો ઠેકો-પ્રતિહારી-ચામર છત્રધારી

### ઉદુંબર વિભાગ અને સ્વરૂપ—

मूलनासिकसूत्रेण कुंभेनोदुम्बरः समः ।
द्वार्विस्तारत्रिभागेन मध्ये वृत्तमंदारकम् ॥ ३३ ॥
उदुम्बरस्य चोत्सेधं त्रिधाभक्तं तु कारयेत् ।
पीठं तु भागमेकेन द्विभागा पट्टिका भवेत् ॥ ३४ ॥
मंदारकोभयपक्षे कीर्त्तिवक्त्रं कुणीद्वयम् ।
उदुंबरं समाख्यातं पद्ममृणालसंयुतम् ॥ ३५ ॥






સપ્તશાખાતલ સ્વરૂપ (તલકડા)-શંખોદ્ધાર અને ઉદુમ્બરના તલ અને દર્શન
શ્લોક ૩૩ થી ૩૮

મૂળનાસિક=રેખાના સૂત્ર બરાબર; કુંભાની ઉંચાઈ બરાબર ઉંબરો મૂકવો (પ્રમાણમાં ગાળી પણ શકાય) દ્વારની પહોળાઈના ત્રીજા ભાગે ઉંબરાના મધ્યમાં ગોળ મંદારક (માણું) કરવું. તે ઉંબરાની ઉંચાઇના ત્રણ ભાગ કરી એક ભાગનું ઉંચું પીઠ=કણી જાડંબો કરવો. અને બાકી બે ભાગની પટ્ટિકા રાખવી. ઉંબરાના માણાની બંને બાજુ ખુણીયો અને કીર્ત્તિવક્ત્ર ગ્રાસમુખ કરવાં. ઉંબરો કમળથી શોભતો કરવો. ૩૩-૩૪-૩૫

## ઉદુંબર ગાળવાનું ચતુર્વિધ પ્રમાણ—

उदुम्बरं कुंभकांतं तदुच्छ्रयश्चतुर्विधः ।
तस्यार्धेन त्रिभागेन पादोनं रहितं तथा ॥ ३६ ॥

ઉંબરાની ઉંચાઈ ગાળવાનાં ચાર પ્રમાણ કહ્યાં છેઃ-કુંભાની ઉંચાઈ બરાબર ઉંબરો રાખવો. (૨) કુંભાની ઉંચાઇના અર્ધ ભાગે ઉંબરો નીચો રાખવો. (૩) કુંભાની ઉંચાઈના ત્રીજા ભાગે ઉંબરો નીચે રાખવો. (૪) અને કુંભાની ઉંચાઈના ચોથા ભાગે ઉંબરો નીચે રાખવો, અર્થાત્ [1]ગાળવો. (ઉંબરો ગાળતાં કુંભી વાઢ તલસ્વરૂપ-તલકડાં તો પૂર્વવત્ રાખવાં. તે ગાળવાં નહિ). ૩૬

**અર્ધચંદ્ર શાખાદ્વાર—**

खुरकेन समं कुर्या-दर्धचंद्रस्य चोच्छ्रितम् ।
द्वारस्य विस्तरार्धेन द्वारव्याससमायतम् ॥ ३७ ॥
द्विभागमर्धचन्द्रश्च भागेन द्वौ गगारकौ ।
पत्रशंखसमायुक्तः पद्माकारैरलंकृतः ॥ ३८ ॥




ઉદુમ્બર અને અર્ધચંદ્ર તળ સ્વરૂપ

૧. કુંભાથી ઉંબરો ગાળવાનું સ્પષ્ટ વિધાન છે. એક એવી પણ માન્યતા આ સંબંધે પ્રવર્તે છે કે-જો ઉંબરો ગાળવો તો તેની સાથે કુંભી પણ નીચે ઉતારવી. પરંતુ આ અમને પ્રામાણિક લાગતું નથી. માન્યતા ગમે તે હોય. ક્ષીરાર્ણવ ગ્રંથમાં ઉંબરો ગાળવાનું કહી, '**कुंभीस्तंभं च पूर्ववत्**' આમ ચોખ્ખું કહ્યું છે. કુંભી તથા થાંભલો તો જેમ છે તેમજ રાખવાં. પરંતુ શાસ્ત્રના પાઠો મારીમચડીને પોતાની માન્યતા પ્રમાણે કબુલાવવાના પ્રયત્નો ન થવા જોઇએ. આ વાતના દાખલામાં કોઇ જુના મંદિરોનાં દૃષ્ટાંતોને પ્રામાણિક કેમ માની શકાય? ગ્રંથાધાર જોઇએ. આ અમારી માન્યતા છે. બાકી તો તુંડે તુંડે મતિર્ભિન્ના છે.



આબુ લુણીંગવસીની નવચોકી અને દ્વાર (અધ્યાય ૧૦)



આબુ વિમળવસીના સ્તંભો અને ગોખલો (અધ્યાય ૧૦)




મંડોવરના ખરાના મથાળા બરાબર સમસૂત્રે અર્ધચંદ્ર શંખોદ્ધાર ઉંચાઇમાં કરવો. દ્વારની પહોળાઈ જેટલો લાંબો અને તેમાંથી અર્ધ નીકળતો (પહોળો) શંખોદ્ધાર (અર્ધચંદ્ર) કરવો. તેની લંબાઈના ત્રણ ભાગમાં વચલો અર્ધચંદ્ર બે ભાગનો અને તેની બે બાજુ ગગરા બે અર્ધા અર્ધા ભાગના કરવા. તેના ગાળામાં શંખો અને પત્રા કરવાં. આ શંખોદ્ધારને કમળોની આકૃતિથી અલંકૃત કરવો. (કેટલાંક જુનાં કામોમાં અર્ધચંદ્રની વચલી ગોળાઇ ગગરાથી બહાર નીકળેલી હોય છે.) ૩૭-૩૮

## મંડપ અને ગર્ભગૃહનું ભૂમિતળ રાખવાનું માન—

उदुम्बरार्धे त्र्यंशे वा
पादे वा गर्भभूमिका ।
मंडपेषु च सर्वेषु ।
पीठान्ते रङ्गभूमिका ॥३९

પ્રાચીન શૈલીનું દ્વાર-તળ અને દર્શન

ગર્ભગૃહના ઉંબરાની ઉંચાઇના અર્ધભાગે ત્રીજા ભાગે કે ચોથા ભાગે ગભારાનું ભૂમિતળ રાખવું. રંગમંડપ કે નવચોકી એ સર્વનું ભૂમિતળ પીઠના મથાળા સુધીનું રાખવું. ૩૯

ઉત્તરંગનું પ્રમાણ—

उदुंबरसपादेन उत्तरङ्गं त्रिनिर्दिशेत् ।
विभज्यते तदुच्छ्रायः भागा अथैकविंशतिः ॥ ४० ॥
पत्रशाखा विशाखा च द्विसार्धं तु प्रकारयेत् ।
मालाधरं त्रिभागं च कर्त्तव्यं वामदक्षिणे ॥ ४१ ॥
पादोना छज्जीका पट्टी पादोना चोर्ध्वफालना ।
रथिका सप्तभागाश्च भागैकं कंठमेव च ॥ ४२ ॥




षड्भागमुत्सेधं कार्य–मुद्गमं च प्रशस्यते ।
ईदृशं कारयेत्प्राज्ञः सर्वयज्ञफलं भवेत् ॥ ४३ ॥
यस्य देवस्य या मूर्तिः सैव कार्योत्तरङ्गके ।
परिवारश्च शाखायां गणेशश्चोत्तरङ्गके ॥ ४४ ॥

**इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे द्वारमानाधिकारे षष्ठोऽध्यायः ॥ ६ ॥**

હવે ઉત્તરંગનું પ્રમાણ અને તેના ઘાટ વિભાગ કહે છે. ઉંબરાથી સવાયો જાડો ઉત્તરંગ કરવો. તે ઉંચાઇના એકવીશ ભાગ કરવા. નીચેથી પત્રશાખા અને વિશાખા (બીજી જે શાખાઓ હોય તે) તે બધું અઢી ભાગમાં કરવું. તે પર માલાધર ત્રણ ભાગ ઉંચા ડાબી જમણી બંને તરફ કરવાં. તેના પર પોણા ભાગની છજી અને પોણા ભાગની પટ્ટી કરવી. ઉભા ફાલનાના ખાંચાઓ પોણા પોણા ભાગના રાખવા. છજા પર સાત ભાગની રથિકા (એટલે મધ્યમાં રૂપ અને નીચે ઉપર પાટલી છજી મળીને સાત ભાગ) તેના પર એક ભાગનો કંઠ (છાજલી જેવો) તે ઉપર છ ભાગ ઉંચાઇના દોઢીયા (ગાળામાં ગ્રાસમુખ સાથે) કરવા. એ રીતે ઉત્તરંગની ઉંચાઈમાં ઘાટ વિદ્વાન શિલ્પીએ કરવા. તેથી સર્વ યજ્ઞનું ફળ મળે છે. ૪૦–૪૪

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો દ્વારમાનાધિકાર નામનો, શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ રચેલ, શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો છઠ્ઠો અધ્યાય સમાપ્ત.**

॥ अथ वास्तुविद्यायां दीपार्णवे सप्तमोऽध्यायः ॥

## देवता दिङ्मुखाधिकार

श्रीविश्वकर्मा उवाच—

यन्मुखं यस्य देवस्य तद् दिङ्मुखं च शस्यते ।
नोत्तराभिमुखा देवा देया दक्षिणदिङ्मुखाः ॥ १ ॥

શ્રી વિશ્વકર્મા કહે છેઃ—જે દેવો જે દિશાના મુખના હોય, તે દિશા ભણી મુખ રાખીને બેસારવા. ઉત્તર દિશાના મુખવાળા દેવોને દક્ષિણ દિશાના મુખ ભણી બેસારવા નહિ. ૧

पूर्वदिशाभिमुखश्चैव आदिदिवाकरो भवेत् ।
चतुर्द्वारं च ब्रह्माणं कुर्याच्च पूर्वदिङ्मुखम् ॥ २ ॥

પૂર્વ દિશાના મુખવાળા જે આદિદેવ સૂર્ય છે. તેને પૂર્વદિશાભિમુખ સ્થાપવા. બ્રહ્માને ચારદ્વારવાળા પ્રાસાદમાં કે પૂર્વદિશા સન્મુખ સ્થાપવા. ૨

स्वयंभूबाणौ घाटचश्च मुखलिङ्गं सनातनम् ।
व्यक्ताव्यक्तस्वरूपश्च विश्वेशः सर्वदिङ्मुखः ॥ ३ ॥

સ્વયંભૂલિંગ, બાણલિંગ, ઘટિત (રાજલિંગ) લિંગ, મુખલિંગ, સનાતનલિંગ, વ્યક્તલિંગ, અવ્યક્તલિંગ અને વિશ્વેશ્વર એ સર્વ દિશામાં સ્થાપન કરવાં. અથવા તે સર્વના ચતુર્મુખ પ્રાસાદ કરવા. ૩

सर्वत्र सर्वतोभद्र–श्चतुर्द्वारः शिवालयः ।
मूर्त्तिभेदेन जानीया–च्चतुर्द्वारः प्रकीर्त्तितः ॥ ४ ॥

होमशाला च कर्त्तव्या चतुर्द्वारोपशोभिता ।
यज्ञमंडपवेदीषु चतुर्द्वारः प्रकीर्त्तितः ॥ ५ ॥

स्थाप्यं शिवं जिनं ब्राह्मं चतुर्द्वारं चतुर्मुखम् ।
बाणलिङ्गं राजलिङ्गं मुखलिङ्गं तथैव च ॥ ६ ॥

ચારે બાજુ ભદ્રવાળું અને ચારદ્વારવાળું શિવાલય થાય; એ મૂર્ત્તિના ભેદે કરી ચાર દ્વારવાળું કહ્યું છે. હોમશાલા, યજ્ઞમંડપ અને યજ્ઞની વેદી પણ ચારદ્વાર-વાળી શોભાયમાન થાય. શિવ, જીન, બ્રહ્મા, બાણલિંગ, રાજલિંગ, મુખલિંગ, એ સર્વને ચારદ્વારવાળા, ચતુર્મુખ પ્રાસાદ કરી શકાય. ૪–૫–૬

[१]द्विजराजं रेवतं च विदुर्वारुणदिङ्मुखम् ।
पूर्वापरमुखा ये च वक्ष्यन्ते ते यथार्थतः ॥ ७ ॥

દ્વિજરાજ અને રૈવત એ દેવો પશ્ચિમાભિમુખના જાણવા. હવે પૂર્વ અને પશ્ચિમમુખના દેવોને યથાર્થ કહું છું. ૭

ब्रह्मा विष्णुः शिवः सूर्यः इन्द्रस्कंदहुताशनाः ।
पूर्वापरमुखा ह्येते वास्तुशास्त्रेषु कीर्त्तिताः ॥ ८ ॥

બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સૂર્ય, ઇન્દ્ર, કાર્ત્તિકસ્વામી અને અગ્નિદેવ, એ દેવો પૂર્વ અને પશ્ચિમમુખે સ્થાપન કરવા, એવું વાસ્તુશાસ્ત્રમાં કહ્યું છે. ૮

गणेशश्चैव नागेशः क्षेत्राधिपश्च भैरवः ।
धनाध्यक्षश्च गन्धर्वा ग्रहमातृगणास्तथा ॥ ९ ॥
नकुलीशश्च चंडीशः कार्या दक्षिणदिङ्मुखाः ।
एवं विदिङ्मुखाः कार्या नान्ये चैव दिवौकसः ॥ १० ॥

ગણેશ, નાગેશ, ક્ષેત્રપાલ, ભૈરવ, કુબેર, ગંધર્વ, ગ્રહ, માતૃગણ, નકુલીશ અને ચંડીશ એ દેવો દક્ષિણાભિમુખ બેસાડવા, તથા વિદિશામાં પણ બેસાડી શકાય છે. અન્ય કોઈ દેવ (હનુમાન સિવાય) વિદિશામાં બેસાડવા નહિ. ૯–૧૦

नैर्ऋत्याभिमुखः स्थाप्यो हनुमान् बलबुद्धिमान् ।
रुद्र एकादशो रौद्रो राक्षसानां क्षयंकरः ॥ ११ ॥

બળવાન્ અને બુદ્ધિવાળા એવા હનુમાનજીને નૈર્ઋત્યદિશા સન્મુખ સ્થાપન કરવા. રાક્ષસોનો ક્ષય કરનાર રૂદ્રસ્વરૂપવાળા અગિયાર રૂદ્રોને પણ નૈર્ઋત્ય દિશામાં સ્થાપવા. ૧૧

ऊर्ध्वमूलमधोऽग्रं च विलोमं द्वाःकपाटकम् ।
वरुणोत्तरपूर्वेण स्थाप्यं चैवं सुशास्त्रतः ॥ १२ ॥

મૂલ ભાગ ઉપર અને અગ્ર (મસ્તકનો) ભાગ નીચે એવા દરવાજાનાં કમાડ ઉલટાં જાણવાં. દરવાજા પશ્ચિમ, ઉત્તર, અને પૂર્વમુખના (વિશેષ કરીને પ્રાસાદના) રાખવા એ શાસ્ત્રાજ્ઞા છે. ૧૨

भैरवं क्षेत्रपालं च वैतालाघोरा पित्रीशान् ।
चण्डादिं यमनागादिं स्थाप्यं दक्षिणदिङ्मुखम् ॥ १३ ॥
भूतप्रेतपिशाचाश्च यक्षेशदैत्यराक्षसाः ॥
अन्याः क्षुद्रदेवदेव्यः दक्षिणाभिमुखास्तथा ॥ १४ ॥

---

१. यक्षराज रममाणं, विदुर्दक्षिणदिङ्मुखम्–"अपराजित सूत्रसंतान सूत्रम् ॥ १३४




शृंगार चौकीमण्डप
रंग मण्डप
रंगमण्डप
रंग मण्डप
त्रिक मण्डप
त्रिक मण्डप
त्रिक मण्डप
गूढ मण्डप
शिखर
मंडोवर

शृंगार चतुष्किका
नृत्य मण्डप
नव-चतुष्किका
गूढ मण्डप
अंतराल-कोली
गर्भगृह-मूलप्रासाद

નિરંધાર પ્રાસાદ, ગર્ભગૃહ, ગુઢ મંડપ, ત્રિક મંડપ, નૃત્યમંડપ અને શૃંગાર ચોકી સાથેનાં પ્રાસાદના સંપૂર્ણ અંગ યુકત પક્ષ દર્શન—(અધ્યાય-૫)

ઘુમલી-નવલખા (ભ્રમયુક્ત) સાંધાર પ્રાસાદ (બરડા-સૌરાષ્ટ્ર) તલદર્શન અને મંડોવર સ્તંભોદય (અધ્યાય-૫)




શ્રી તારંગા (ભ્રમયુક્ત) સાંધાર પ્રાસાદ તલદર્શન અને મંડોવર સ્તંભોદય (અધ્યાય-૫)



दिक्पालोक्तदिशि स्थाप्या पुरद्वारोक्तदेवताः ॥
अन्यत्र कुरुते यस्तु पूजाहानिर्न संशयः ॥ १५ ॥

ભૈરવ, ક્ષેત્રપાળ, વૈતાલ, અઘોર અને પિતૃદેવ, ચંડી, યમ, નાગદેવ આદિ ઉગ્ર દેવદેવીઓ દક્ષિણાભિમુખ (દક્ષિણ સામે) બેસારવાં. યક્ષેશ (કુબેર), દૈત્ય, રાક્ષસ, ભૂતપ્રેત, પિશાચ અને ક્ષુદ્રજાતિનાં દેવદેવીઓ પણ દક્ષિણ દિશા સામે મુખે બેસારવાં. જે દિગ્પાલ જે દિશાના હોય તે દિશા સામે બેસારવા. નગરદ્વારે જે દેવો કહ્યા હોય તે બેસારવા. આમ યથાયોગ્ય સ્થાને કહેલી દિશામાં દેવોને બેસારવા. એથી ઉલટી દિશામાં બેસારવાથી, પૂજા કરનારને હાનિ અને લક્ષ્મીનો ક્ષય કરે છે. ૧૩-૧૪-૧૫

दक्षिणोत्तरमुखाश्च प्राच्याश्चैवं तु पश्चिमाः ।
वीतरागस्य प्रासादाः पुरमध्ये सुखावहाः ॥ १६ ॥

દક્ષિણ, ઉત્તર, પૂર્વ, પશ્ચિમ એ ચારે દિશામાં વીતરાગ (જિનદેવ)ના પ્રાસાદો નગરમાં હોય તો સુખકારક છે.[१] ૧૬

प्रशस्तं च समुत्सेधे गृहस्यार्धभूरंगिका ।
श्रियं शांतिमीप्सितं च कर्त्तुः कारयितुस्तथा ॥ १७ ॥

इति श्रीविश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे
देवतादिङ्मुखाधिकारे सप्तमोऽध्यायः ॥ ७ ॥

ઘરની ઉપર અર્ધ ભૂરંગિકા હોય તે પ્રશસ્ત છે. તે બંધાવનાર તેમજ બાંધનારને લક્ષ્મી, સુખશાંતિ અને ઈચ્છિત ફળ દેનાર છે. (ભૂરંગિકાની પ્રથા ઉત્તર ભારતમાં વિશેષ દેખાય છે). ૧૭

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવના દેવતા દિઙ્મુખાધિકારની, શિલ્પવિશારદ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરાએ કરેલ શિલ્પપ્રભા નામની ભાષા ટીકાનો સાતમો અધ્યાય સમાપ્ત.**

---

१. देवता दिङ्मुख

૧ પૂર્વમુખ દેવો—બ્રહ્મા. વિષ્ણુ, શિવબાણુલિંગ, રાજલિંગ, મુખલિંગ, સૂર્ય, ઈંદ્ર, કાર્ત્તિકસ્વામી, જીન. ૨ અગ્નિકોણ—અગ્નિદેવ, દિગપાલ.

૩ દક્ષિણમુખ—નાગેશ, ક્ષેત્રપાળ, નિરૃતિ, ભૈરવ, અઘોરશિવ, જીન, ભૃંગરાજ, કુબેર, ગાંધર્વ, ગ્રહ, માતૃકાગણ, નકુલીશ, નાગ, ચંડીશ, હનુમંત, યમ, (આ દેવો વિદિશામાં પણ બેસી શકે) વૈતાલ, પિતૃગણ, યક્ષ, દૈત્ય, રાક્ષસ, ભૂત, પ્રેત, પિશાચ અને ક્ષુદ્ર જાતિનાં દેવો-દેવીઓ. ૪ નૈઋત્ય મુખ—નિઋતિ, ક્ષેત્રપાલ, ભૈરવ, હનુમંત.

૫ પશ્ચિમમુખ—બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સૂર્ય, ઇન્દ્ર, સ્કંદ (કાર્તિક) અગ્નિ, વરૂણદેવ, દ્વિજરાજ, રૈવત, જીન. ૬ વાયવ્યમુખ—વાયુદેવ-દિગપાલ.

૭ ઉત્તરમુખ—કુબેર-શિવલિંગ, બ્રહ્મા, જીન, ગણેશ, વિષ્ણુદશાવતાર.

૮ ઇશાનમુખ—ઇશાન=ઇશ દિગ્પાલ.

૯ ચતુર્મુખ—શિવલિંગ, બ્રહ્મા, જીન, યજ્ઞમંડપ, હોમશાલા.

## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे अष्टमोऽध्यायः ॥

## देवता दृष्टिपद स्थापनाधिकार

श्रीविश्वकर्मा उवाच—

[1]द्वात्रिंशद् द्वारमुत्सेध-मूर्ध्वंके त्रीणि वर्जयेत् ।
अधोऽष्टमे शिवः प्रोक्तो दशैकादश-हीनकम् ॥ १ ॥
द्वादशे तु समुत्सेधे कुर्याच्च जलशायिनम् ।
चतुर्दशे मातृदेवीं षोडशे यक्षमेव च ॥ २ ॥
अष्टादशे तु कर्त्तव्या-वुभौ रुद्रौ च श्रीहरिः ।
ब्रह्मयुग्मं च कर्त्तव्य-मत ऊर्ध्वं तथा शृणु ॥ ३ ॥
एकाधिके बुधश्चैव लेपचित्राणि कारयेत् ।
विंशतिमे दुर्गादेवी अगस्तिर्नारदस्तथा ॥ ४ ॥
एकविंशतमे चैव लक्ष्मीं च जिनमेव च ।
चतुर्विंशे समुत्सेधे सरस्वतीं गणाधिपम् ॥ ५ ॥

---

१. સૂત્રસંતાન સૂત્ર ૧૩૭માં ચોસઠ ભાગ કરી દેવદષ્ટિસ્થાન એકી અંક કહેલા છે. તેમ અહીં નથી. વળી સૂત્રસંતાન શ્લોક ૭માં उदुम्बरादितः प्रोक्तमुत्तरंगोदरादधः ॥ કહ્યું છે. એટલે ક્રિયાના જ્ઞાનના અભાવવાળા લોકો ઉંબરાથી ઉત્તરંગ સુધીના ભાગનું આ વિધાન છે, તેવું માની દુરાગ્રહ સેવે છે. પરંતુ ઉંબરો તો ભાળવાનું કહ્યું છે. તેથી શાખા એજ દ્વારનો ખરો ઉદય જાણવો. અહીં કહેલા દેવદષ્ટિસ્થાન સૂત્રસંતાનથી કંઈક જુદાં પડે છે. અને એવાં મતમતાંતર અનેક છે. પણ વિદ્વાનોએ ગમે તે એક ગ્રંથના સૂત્રોને માન્ય કરી ચાલવું જોઈએ. સૂત્રસંતાનના ૬૪ ભાગનાં દેવદષ્ટિસ્થાન વધુ વ્યવહારમાં છે.

દષ્ટિ સંબંધેના જુદા જુદા ગ્રંથોમાં જુદા જુદા મત પ્રવર્ત્તે છે. ચૌદમી સદીના જૈન ઠકકુર ફેરૂએ રચેલા વાસ્તુસારમાં કહ્યું છે કે દ્વારની ઉંચાઈમાં દશ ભાગ કરી, નીચેથી પહેલા ભાગે મહાદેવ, બીજા ભાગે શિવશક્તિ, ત્રીજા ભાગે શેષશાયિ (વિષ્ણુ), ચોથા ભાગે લક્ષ્મીનારાયણ, પાંચમા ભાગે વિષ્ણુદશાવતાર, વરાહાવતાર; છઠ્ઠા ભાગે લેપચિત્રની પ્રતિમાની દષ્ટિ, સાતમા ભાગે શાસનદેવ (જીનપ્રભુના યક્ષ યક્ષિણી આદિ) અને સાતમા ભાગમાં દશ ભાગ કરી, તેમાં સાતમા ભાગે વીતરાગ જીનપ્રભુની દષ્ટિ રાખવી. આઠમા ભાગે ચંડી દેવી, અને નવમા ભાગમાં ભૈરવ તથા છત્ર ચામરધારી દેવોની (ઈંદ્ર)ની દષ્ટિ રાખવી. અને દશમા ભાગમાં કોઈની દષ્ટિ રાખવી નહિ.

षडधिकविंशोत्सेधे मानवचन्द्रमेव च ।
ब्रह्माविष्णुस्तथा रुद्रः सूर्यस्तु सप्तविंशतौ ॥ ६ ॥
भैरवश्चण्डिका चैव एकोनत्रिंशदंशके ।
तदूर्ध्वे भैरवं कार्यं नान्येषां तु कदाचन ॥ ७ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે કેઃ—દ્વારની ઉંચાઈના (શાખના) બત્રીશ ભાગ કરવા, તેમાં ઉપરના ત્રણ ભાગ છોડી દેવા. નીચેથી આઠમે ભાગે શિવલિંગ, દશમા અને અગિયારમા ભાગમાં કોઈ દેવની દૃષ્ટિ કહી નથી. બારમા ભાગે સુતેલા વિષ્ણુ, જળશાયિ શેષનારાયણ, ચૌદમે ભાગે માતૃકાદેવીઓ, સોળમા ભાગે યક્ષોની; અઢારમે ભાગે શિવપાર્વતી; લક્ષ્મીનારાયણ અને બ્રહ્માસાવિત્રી એમ ત્રિપુરૂષ-યુગ્મમૂર્ત્તિની દૃષ્ટિ રાખવી. હવે તે ઉપરના ભાગોની દૃષ્ટિ સાંભળો. ઓગણીશમા ભાગે બુદ્ધ તથા લેપ અને ચિત્રોની મૂર્ત્તિઓ; વિશમા ભાગે દુર્ગાદેવીની, અગસ્ત્ય નારદાદિક ઋષિઓની; એકવીશમા ભાગે લક્ષ્મી અને જિનદેવની; ચોવીશમા ભાગે સરસ્વતી અને ગણેશની; છવીશમા ભાગે માનવચંદ્રની, સત્તાવીશમા ભાગે સૂર્ય, બ્રહ્મા, વિષ્ણુ, મહાદેવની (મૂર્ત્તિ); ઓગણત્રીશમા ભાગે ભૈરવ અને ચંડિકાદેવીની દૃષ્ટિ રાખવી. ઓગણત્રીશમા ભાગની ઉપર ભૈરવ સિવાય કોઈ દેવની દૃષ્ટિ રાખવી નહિ. ૧–૭ (જુઓ–વિવિધ ગ્રંથોના મતે દૃષ્ટિસ્થાન દર્શાવતું કોષ્ટક)

## પુનઃ દૃષ્ટિસ્થાન—

[१]द्वारोच्छ्र्योऽष्टधा भक्त ऊर्ध्वभागं परित्यजेत् ।
सप्तम–सप्तमे भागे तस्मिन् दृष्टिस्तु शोभना ॥ ८ ॥

---

૧. દિગમ્બરાચાર્ય વસુનંદિકૃત પ્રતિષ્ઠાસારમાં કહે છે–

"विभज्य नवधा द्वारं तत् षड्भागानधस्त्यजेत् ।
ऊर्ध्वांशो सप्तमं तद्वद् विभज्य स्थापयेद् दृशम् ॥

દ્વારોદયના નવ ભાગ કરી, નીચેના ૭ ભાગ, અને ઉપરના બે ભાગ તજી દેવા બાકી જે સાતમો ભાગ રહ્યો તેમાં નવ ભાગ કરી તેમાં સાતમા ભાગે પ્રાતમાની દૃષ્ટિ રાખવી.

વાસ્તુસાર અને વસુનંદીજીના દૃષ્ટિમત જૈનગ્રંથો પણ, પરસ્પર જુદા પડે છે. સૂત્રસંતાનથી પણ તે સાવ ભિન્ન છે. અહીં દીપાર્ણવ અને ક્ષીરાર્ણવ ગ્રંથનો દૃષ્ટિમત એક છે. પણ તે સૂત્રસંતાનથી ભિન્ન છે. દીપાર્ણવ અને ક્ષીરાર્ણવ ગ્રંથો શિલ્પના સમૃદ્ધ ગ્રંથો ગણાય છે. આ બંને ગ્રંથો સૂત્રસંતાનથી પણ ભિન્ન હોવાનું કારણ કદાચ સભ્રમ મહાપ્રાસાદો (કદાચ નિરંધાર પ્રાસાદો વિષે પણ સંભવિત છે). દીપાર્ણવ અને ક્ષીરાર્ણવમાં વિશેષ કરીને સભ્રમ મહાપ્રાસાદનાં સૂત્રોનાં પ્રમાણો વિશેષ આપેલાં છે. તે કારણે આ વિધાન સંભવિત છે. પરંતુ સાંધાર કે નિરંધાર પ્રાસાદોનાં દૃષ્ટિસૂત્રો જુદાં હોવાનું કોઈ ગ્રંથમાં જોવામાં આવતું નથી. બત્રીશ ભાગ દૃષ્ટિસૂત્રનું પ્રમાણ, ક્ષીરાર્ણવ તથા દીપાર્ણવમાં

દ્વારની ઉંચાઈના આઠ ભાગ કરી ઉપરનો આઠમો ભાગ તજી દેવો. સાતમા ભાગના આઠ ભાગ કરી તેના સાતમા ભાગે દેવોની દૃષ્ટિ રાખવી શુભ છે. ૮

## પ્રતિમા સ્થાપન પદ વિભાગ—

अथाष्टविंशतिर्भागा गर्भगृहार्धभागतः ।
प्रथमे च शिवः प्रोक्तः किंचिदीशानमाश्रितः ॥ ९ ॥
कर्णपिप्पिलिकासूत्रं भुजगर्भे तु संस्थितम् ।
पादगुल्फगर्भसूत्रे पदगर्भेषु देवताः ॥ १० ॥

ગર્ભગૃહમાં દેવ સ્થાપન કરવાના વિભાગ કહે છે :— પ્રાસાદના ગર્ભગૃહના મધ્યભાગ (દ્વાર તરફનો ભાગ છોડી) પાછળ ભીંત તરફના અર્ધ ભાગના અઠ્ઠાવીશ ભાગ કરવા. તેમાં મધ્ય ગર્ભના પ્રથમ ભાગમાં શિવલિંગની સ્થાપના કરવી. તે

---

કહ્યું છે. દીપાર્ણવના ગ્રંથકારે ભિન્નમત આઠ ભાગનો જે સર્વસાધારણ છે તે પ્રમાણે કહ્યો તો છે જ, ચોસઠ ભાગ અને આઠ ભાગનાં વિધાન **वृक्षार्णव, अपराजित, सूत्रसंतान, रूपावतार, देवतामूर्तिप्रकरणम्, ज्ञानरत्नकोश, वास्तुमंजरी** અને **वास्तुराज**માં આપેલાં છે. વર્તમાનકાળમાં શિલ્પીઓ આઠ ભાગનાં દૃષ્ટસૂત્ર વિશેષ કરીને વ્યવહારમાં લે છે.

દ્વારોદયના આઠ ભાગ કરી ઉપલો ભાગ છોડી, સાતમાના ફરી આઠ ભાગ કરી, તેના સાતમા ભાગનું દૃષ્ટિસ્થાન સામાન્ય રીતે બતાવ્યું છે. આ સૂત્ર સૂત્રસંતાન અપરાજીતના ૬૪ ભાગના વિધાનને મળતું આવે છે. જ્યાં સૂત્ર વિભાગની રેખા (ખસરો–લીટી) આવેલ હોય ત્યાંજ દૃષ્ટિ એટલે આંખની કીકીનો ગર્ભ રાખવાની પ્રથા શિલ્પીઓમાં છે. હમણાં જૈન વિદ્વાનો **सप्तमसप्तमे**નો અર્થ સાતમામાં એટલે સાતમાની અંદર એવો કરે છે. જ્યારે શિલ્પીઓ સાતમાના સાતમે જે વિભાગ આવ્યો હોય ત્યાંજ દૃષ્ટિ રાખવાનું માને છે. આ વિવાદ પ્રામાણિક પણ હોય છતાં વિશ્વકર્મા રચિત પ્રાચીન ગ્રંથોમાં કહેલ નથી. આ વિધાન ફક્ત સોળમી સદીના પ્રાસાદમંડન અ. ૪ના શ્લોક પાંચમાં **सप्तमसप्तमे दृष्टिर्वृषे सिंहे ध्वजे शुभा ॥** એમ કહ્યું છે. આ પ્રમાણ શ્રીમંડને કયા ગ્રંથનું લીધું છે તે હજુ જાણવામાં આવ્યું નથી. આ સૂત્ર જૈન વિદ્વાનો, પોતાના સમર્થન રૂપે ટાંકે છે. બાકી શિલ્પના કોઈ પ્રાચીન ગ્રંથોમાં દૃષ્ટિસૂત્ર આયના હિસાબે મેળવવાનું કહ્યું નથી. જ્યારે શિલ્પીઓ પોતાના મત સમર્થનમાં ક્ષીરાર્ણવમાં અ. ૧૧૯ અને વૃક્ષાર્ણવ અ. ૧૪૭નું પ્રમાણ આપે છે.

**अर्चादृष्टिः थरः स्तंभः पीठं मंडोवरस्तथा ॥ बालग्रं लोपयेद् यत्र निष्फलं तत्प्रजायते ॥** દેવની દૃષ્ટ સ્તંભપીઠ મંડોવર વિગેરેના થરો કહેલ સૂત્ર પ્રમાણે રાખવા. એક વાળ જેટલો લોપ ઉંચો કે નીચો થવા ન દેવો. નહિતર તે કાર્ય ફળને આપનારૂં થતું નથી. પણ કાર્યસિદ્ધિ સમયે શિલ્પીઓએ આવા મતમતાંતરના વિતંડાવાદમાં ન ઉતરતાં જૈન વિદ્વાનો આ કાર્યમાં પોતપોતાના મતનો આગ્રહ સેવે ત્યારે તેમ કરવું,



સુપ્રસિદ્ધ સોમનાથજી મહાપ્રાસાદનો પ્રવેશભાગ હિંડોલક તોરણ સહિત રૂપવાળા સ્તંભો અને તે પરનું ઈલીકા જેમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની પાંચ પાંચ ફુટ ઉંચી મૂર્તિઓ છે. સ્થપતિઃ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરા. દીપાર્ણવ

સુપ્રસિદ્ધ સોમનાથજી પ્રાસાદ (પ્રભાસપાટણ)-દ્વિભૂમિ યુક્ત મંડોવર તથા સંવરણા
સ્થપતિ પ્ર. ઓ. સોમપુરા-પાલીતાણા — દીપાર્ણવ



સાંચી સ્તૂપના દરવાજા પરનું ઈ. સ. પૂ. બીજી સદીનું તોરણ — દીપાર્ણવ




સ્તંભો

સાંધાર મહાપ્રાસાદની ચતુષ્કિકા અને દ્વાર (જુઓ : અધ્યાય-૫)

કાંઈક (એકાદ જવ) ઈશાન તરફ સ્થાપવા. બીજા દેવોને કાનના મધ્ય ગર્ભે, બાહુના ગર્ભે એમ કહેલા પદ ગર્ભે દેવોની સ્થાપના કરવી. ૯–૧૦

द्वितीये हेमगर्भस्तु नकुलीशस्तृतीयके ।
चतुर्थे चैव सावित्री रुद्रः स्यात् पंचमे पदे ॥ ११ ॥
षष्ठे स्यात् षड्वक्त्रस्तु सप्तमे च पितामहः ।
अष्टमे वसुदेवश्च नवमे च जनार्दनः ॥ १२ ॥

---

ઉચાનીચા દૃષ્ટિસૂત્રના દોષનું ફળ કહ્યું છે કે – ऊर्ध्वदृग् द्रव्यनाशाय अधस्ताद् भोगहानये ॥ रेखादृष्टिर्यदा प्राज्ञ दानपुण्यविवर्धनम् ॥ (क्षीरार्णव-वृक्षार्णव) આવેલા માનથી જો દેવની દૃષ્ટિ ઉંચી રાખે તો દ્રવ્યનો નાશ થાય અને જો નીચી રાખે તો ભોગસમૃદ્ધિનું નુકશાન થાય છે. તેથી બુદ્ધિમાને દૃષ્ટિરેખા સુત્ર પ્રમાણે રાખવી જેથી દાન પુણ્યની વૃદ્ધિ થાય છે.

દૃષ્ટિ સંબંધના ગ્રંથ મતમતાંતરોમાં સૂત્રસંતાન–અપરાજિત, ઠકકુર ફેરૂ, વસુનંદિમત અને દીપાર્ણવના મતે જો ૨ ગજ ૧૭ ઈંચના દ્વારની ઉંચાઇ હોય તો એક દૃષ્ટાંત રૂપે જીન-દેવની દૃષ્ટિ કેટલી નીચે આવે તે આપણે જોઇએ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| (૧) સૂત્રસંતાન-અપરાજિત મતે ઉત્તરંગથી નીચે | આંગળ | ૯ | દોરો | ૧ા | લગભગ |
| (૨) ઠકકુર ફેરૂ વાસ્તુસારના મતે | ,, | ,, ૧૮ | ,, | ૦ | લગભગ |
| (૩) વસુનંદીના મતે | ,, | ,, ૧૬ | ,, | ૦ાા | લગભગ |
| (૪) દીપાર્ણવ ગ્રંથના મતે | ,, | ,, ૨૨ | ,, | ૨ાા | લગભગ |

ઉપરનાથી એક વસ્તુ ફલિત થાય છે કે કોઇ જુના સ્થળે દૃષ્ટિ નીચી જણાતી હોય તો દોષ જોતાં પહેલાં વિચાર કરીને નિર્ણય કરવો. આવા જુદા જુદા મતમતાંતરથી શંકિત થવું નહિં. જુદા જુદા આચાર્યોનો, કવચિદ્ તેમજ એકજ આચાર્યના જુદા જુદા ગ્રંથમાં પૃથક્ પૃથક્ મતો કદાચ સકારણપણે હોય. આથી શિલ્પીઓએ ગમે તે એક ગ્રંથના મતને અનુસરવું તેજ ઇષ્ટ છે.

ચોસઠ ભાગના દૃષ્ટિસ્થાન વૃક્ષાર્ણવ, સૂત્રસંતાન–અપરાજિત, જ્ઞાનરત્નકોશ, અને દેવમૂર્તિ પ્રકરણમાં આપેલાં છે. જ્યારે બત્રીશ (૩૨) ભાગના દૃષ્ટિસ્થાન દીપાર્ણવ, ક્ષીરાર્ણવ અને જ્ઞાનરત્નકોશમાં પણ બેઉ મતો આપેલા છે. આઠ ભાગના સાતમા ભાગનું દૃષ્ટિપ્રમાણ, સર્વસાધારણ સ્વીકાર્યું છે. વળી આ પ્રમાણે ઉપરોક્ત ગ્રંથોએ અને પ્રાસાદમંડને તેમજ વાસ્તુમંજરી અને વાસ્તુરાજગ્રંથોએ પણ આપેલાં છે. આ પ્રમાણ વ્યવહારમાં વિશેષ પ્રચલિત છે.

दशमे विश्वरूपस्तु अग्निदेव एकादशे ।
द्वादशे भास्करश्चैव दुर्गा स्याच्च त्रयोदशे[1] ॥ १३ ॥
चतुर्दशे विघ्नराजो ग्रहाश्च दशपंचमे ।
षोडशे च भवेन्माता गणाः सप्तदशांशके ॥ १४ ॥
अष्टादशे भैरवस्तु क्षेत्रपालस्ततोऽधिके ।
यक्षराड् विंशतितमे हनुमांस्तु पदाधिके ॥ १५ ॥
द्वाविंशे तु भृगघोर–स्तथाऽघोरः पदाधिके ।
चतुर्विंशे भवेद् दैत्यो राक्षसश्च पदाधिके ॥ १६ ॥
पिशाचश्चैव षड्विंशे भूतश्चैव तथापरे ।
तदग्रे च पदं शून्यं क्रमेण मंडलस्थिताः ॥ १७ ॥

---

૧. **પ્રતિમા સ્થાન પદવિભાગ**—અઠ્ઠાવીશ ભાગ ગર્ભગૃહના પાછલા ભાગ કરી તેમાં દેવતા સ્થાપનાના પદવિભાગ આપેલા છે. દીપાર્ણવ અને અપરાજિત સૂત્રસંતાન તથા જ્ઞાનરત્નકોષ જેવા પ્રાચીન ગ્રંથો એક મતે અઠ્ઠાવીશ ભાગનો આ મત સ્વીકારે છે. પરંતુ રૂપાવતાર દેવતામૂર્તિ પ્રકરણમ્ અ. ૩ ગર્ભાર્ધના ૪૯ ભાગ કહીને પદસ્થાપના કહે છે.

भागा एकोनपंचाशद् गर्भार्द्धं भित्तितो भवेत् ।
गर्भांशो ब्रह्मसंस्थानं देवं भागाष्टकं ततः ॥ ६ ॥
मानुषः षोडशांशः स्यात् चतुर्विंशः पिशाचकः ।
दैवांशे ब्रह्मविष्णवंशाः सर्वे देवाश्च मानुषे ॥ ७ ॥
मातरो यक्षगन्धर्वा रक्षोभूतसुरादयः ।
स्थाप्याः पैशाचकेऽंशे ते ब्रह्मांशे लिङ्गमैश्वरम् ॥ ८ ॥

ગભારાના (પછીત તરફના) અર્ધભાગના ઓગણપચાસ ભાગ કરવા. તેમાં ગર્ભથી પહેલો ભાગ બ્રહ્માંશ, પછી આઠ ભાગ દેવાંશ, પછી ભાગ સોળ માનુષ, અને ચોવીશ ભાગ પિશાચક, (આમ કુલ૪૯ ભાગ થયા). આમાં દેવાંશમાં બ્રહ્મા અને વિષ્ણુ સ્થાપન કરવા. અને માનુષ-અંશમાં સર્વદેવ, અને પિશાચક અંશમાં માતર, યક્ષ, ગંધર્વ, રાક્ષસ, ભૂત આદિ સ્થાપન કરવાં. (બ્રહ્માંશમાં ગર્ભગૃહના મધ્યમાં) લિંગની સ્થાપના કરવી. આ ઓગણ પચાસ વિભાગનું દેવતાપદ સ્થાપન પ્રમાણ દ્રવિડગ્રંથ, મયમતમમાં પણ આપેલું છે. વળી સમરાંગણ સૂત્રધારમાં મહારાજા ભોજદેવ અધ્યાય (૭૦)માં કહે છે કે—

भक्ते प्रासादगर्भार्धे दशधा पृष्ठभागतः ।
पिशाचरक्षोदनुजाः स्थाप्या गन्धर्वगुह्यकाः ॥
आदित्यश्चंडिका विष्णुर्ब्रह्मेशानाः पदक्रमात् ।

ગર્ભગૃહની પછીત તરફના અર્ધભાગમાં દશ ભાગ કરી, ભીંતથી ૧–પહેલા ભાગમાં પિશાચ ૨-બીજામાં રાક્ષસ, ૩–ત્રીજામાં દૈત્ય, ૪–ચોથામાં ગંધર્વ, ૫–પાંચમામાં યક્ષ,



સ્તંભિકા તોરણ યુક્ત અગ્નિદેવ.

બીજે ભાગે હેમગર્ભ (બ્રહ્મા શાલિગ્રામ), ત્રીજે ભાગે નકુલીશ (નકુલીશ–પાશુપત શૈવ), ચોથા ભાગે સાવિત્રી, પાંચમા ભાગે રૂદ્ર, છઠ્ઠા ભાગે કાર્ત્તિકસ્વામી, સાતમા ભાગે બ્રહ્મા, આઠમા ભાગે વાસુદેવ, નવમા ભાગે જનાર્દન, દશમા ભાગે વિશ્વરૂપ (એમ આઠથી દશમાં વિષ્ણુ), અગિયારમે ભાગે અગ્નિદેવ, બારમે ભાગે સૂર્ય, તેરમા ભાગે દુર્ગા, ચૌદમા ભાગે ગણેશ, પંદરમે ગ્રહ, સોળમે માતૃકાઓ, સત્તરમે ગણદેવ, અઢારમે ભૈરવ, ઓગણીશમે ક્ષેત્રપાલ, વીશમે યક્ષરાજ, એકવીશમે હનુમાન્, બાવીશમે ભૃગઘોર, ત્રેવીશમે અઘોર, ચોવીશમે દૈત્ય, પચીશમે રાક્ષસ, છવીશમે પિશાચ, સત્તાવિશમે ભૂતની મૂર્ત્તિ સ્થાપન કરવી, અઠ્ઠાવીશમા ભાગે કોઇ પણ દેવની મૂર્ત્તિ સ્થાપવી નહિ. આ પ્રમાણે ગર્ભગૃહના મંડળોમાં મૂર્ત્તિ સ્થાપનાનો ક્રમ જાણવો. ૧૧–૧૭

---

૬–છઠ્ઠામાં સૂર્ય, ૭–સાતમ માં ચંડીદેવી, ૮–આઠમામાં વિષ્ણુ, ૯–નવમામાં બ્રહ્મા, ૧૦–દશમામાં એટલે મધ્ય ગર્ભભાગમાં શિવલિંગ સ્થાપના–એમ અનુક્રમે પદ સ્થાપના જાણવી.

ભોજદેવના મતને મળતો નાથુ વિરચિત **वास्तुमंजरी** અને સૂત્રધાર રાજસિંહ કૃત **वास्तुराज**નો મત છે કે—

**गर्भार्द्धं दशभिर्भक्ते मध्ये लिङ्गं न्यसेत्ततः ।**
**विधिं हरिमुमां सूर्यं बुधं शक्रं जिनं तथा ॥**
**मातृगणेश गंधर्वान् यक्षान् क्षेत्रेशदानवान् ।**
**रक्षोग्रहान् क्रमान्मातृः पिशाचं भित्तिकावधि ॥**

ગર્ભગૃહના પાછલા અર્ધભાગના દશ ભાગ કરવા તેમાં મધ્યમાં ગર્ભે શિવલિંગ; ૧ બ્રહ્મા, ૨ વિષ્ણુ, ૩ ઉમાદેવી, ૪ સુર્ય, ૫ બુધ, ૬ ઈંદ્ર, ૭ જિન, ૮ ગણેશ, ૯ ગંધર્વ,

# શ્રી દ્વારિકાધિશ જગતમંદિર (સપ્રમ) સાંધાર મહાપ્રાસાદ તલદર્શન અને મંડોવર સ્તંભોદય-ભૂમિઉદય
(અધ્યાય-૫)



## શ્રી સોમનાથજી-કૈલાસ મહામેરૂ પ્રાસાદ ભ્રમયુક્ત સાંધાર પ્રાસાદ તલદર્શન અને મંડોવર સ્તંભ ભૂમિઉદય (અધ્યાય-૫)



विष्णुभागे उमादेवी ब्रह्मस्थाने सरस्वती ।
सावित्री मध्यदेशे तु लक्ष्मीं सर्वत्र दापयेत् ॥ १८ ॥
वीतरागो विघ्नराजे यथोक्तं जिनशासने ।
मातृमण्डल मध्ये तु देवताश्च समस्तकाः ॥ १९ ॥
पर्यंकासनोर्ध्वस्थानि विष्णुरूपाणि यानि च ।
विष्णुस्थाने जलशायी वाराहस्तत्पदेस्थितः ॥ २० ॥
मत्स्यादि-विष्णुरूपाणि सर्वाणि नवमे पदे ।
हरिशंकरोमामूर्त्ति-र्विष्णुस्थाने प्रकल्पयेत् ॥ २१ ॥
अर्धनारीश्वरं देवं रुद्रस्थाने प्रकल्पयेत् ।
सप्तमे ब्रह्मसंस्थाने *हिरण्यामार्भकस्तथा ॥ २२ ॥
( જુઓ કોષ્ટક—દેવતા પદ સ્થાપન વિભાગ )

---

* मिश्रमूर्त्ति च स्थापयेत् - पाठान्तरे

---

યક્ષ, ક્ષેત્રપાલ અને દશ ભાગમાં દાનવ, રાક્ષસ, ગ્રહ, માતૃકા—એમ અનુક્રમે દેવોની સ્થાપના કરવી.

વળી ભોજદેવ સમરાંગણ સુત્રમાં કહે છે કે-મભારાના છ ભાગ કરી પાછલો ભીંત તરફનો એક છઠ્ઠો ભાગ છોડીને પાંચમા ભાગમાં સર્વ દેવતાઓની સ્થાપના કરવી એ પ્રશંસનીય છે.

સૂત્રધાર વિરપાલ વિરચિત પ્રાસાદતિલક ખેડાયા પ્રાસાદમાં કહે છે કે-

प्रासादगर्भे हि दलं विधे ' द्वाराग्रखंडं परिवर्जनियम् ।
दलेऽन्यतः पंचविभागकार्यं तस्मिन् विधेयानि निजासनानि ॥ १ ॥
यक्षादयश्च प्रथमे विभागे द्वितीयभागेऽखिलदेवता वै ।
ब्रह्मा च सूर्यश्च जिनस्तृतीये चतुर्थे हरिः पञ्चमे हरश्च ॥ २ ॥

પ્રાસાદના ગર્ભગૃહના અર્ધભાગનો દ્વાર તરફનો ભાગ છોડી દેવો. બીજામાં પાંચ ભાગ કરી તેમાં દેવોનાં આસનો (સિંહાસનો)નાં વિધાન કહે છે. પછીતથી પહેલા ભાગમાં યક્ષ, ગાંધર્વ, ક્ષેત્રપાલાદિ; બીજા ભાગમાં સર્વ દેવદેવીઓ; ત્રીજામાં બ્રહ્મા, સૂર્ય, અને જિન તીર્થંકરનું સિંહાસન કરવું. ચોથા ભાગમાં વિષ્ણુ અને પાંચમા ભાગે હર, શિવલિંગની સ્થાપના કરવી.

જિનદત્તસુરિના નીતિશાસ્ત્રના ગ્રંથ વિવેક વિલાસમાં પણ સૂત્રધાર વીરપાલના પ્રાસાદ તિલક ગ્રંથના આ મતનું લગભગ સમર્થન કરે છે. વળી ઠક્કુર ફેરૂ પણ વાસ્તુ-સારમાં પાંચ ભાગ કહે છે.

प्रासादगर्भे गेहार्धे भित्तितः पंचधाकृते ।
यक्षाद्याः प्रथमे भागे देव्यः सर्वा द्वितीयके ॥ १ ॥



દેવ-સિંહાસન-થરવિભાગ

વિષ્ણુ ભાગે ઉમાદેવી, બ્રહ્માના ભાગમાં સરસ્વતીદેવી, સાવિત્રીદેવી (બ્રહ્માના) મધ્યભાગમાં અને લક્ષ્મીજી કોઇપણ વિભાગમાં સ્થાપન કરીશકાય. જીનતીર્થંકર વીતરાગ દેવને અને જીનશાસન દેવો, વિઘ્નરાજ (ગણેશ)ના સ્થાને ચૌદસા ભાગે સ્થાપી શકાય. બધી દેવીઓની મૂર્ત્તિઓ માતૃ-મંડળમાં સ્થાપવી. વિષ્ણુની પદ્માસન બેઠેલી કે ઉભી મૂર્ત્તિઓ શેષશાયી અને વરાહાદિ દશાવતારની મૂર્ત્તિઓ વિષ્ણુના નવમા ભાગ સ્થાનમાં સ્થાપવી. વિષ્ણુ, શંકર ને ઉમાજી એ ત્રણેની મિશ્ર યુગ્મમૂર્ત્તિ વિષ્ણુના સ્થાનમાં પધરાવવી. અર્ધનારીશ્વરની મૂર્ત્તિ રૂદ્રના ભાગમાં સ્થાપવી. બ્રહ્માના સાતમા ભાગમાં હિરણ્યગર્ભ (શાલિ-ગ્રામ) અથવા ત્રિપુરૂષની યુગ્મમિશ્ર મૂર્ત્તિઓ સ્થાપન કરવી. ૧૮–૨૨

---

**जिनार्कस्कन्दकृष्णानां प्रतिमाः स्युस्तृतीयके ।**
**ब्रह्मा चतुर्थभागे स्याल्लिङ्गमीशस्य पंचमे ॥ २ ॥**

**( विवेकविलास )**

પ્રાસાદના ગર્ભગૃહના પાછલી ભીંત તરફના અર્ધભાગમા પાંચ ભાગ કરી પહેલા ભાગમાં યક્ષ, બીજામાં સર્વ દેવદેવીઓ, ત્રીજામાં જીન, સૂર્ય, કાર્ત્તિકસ્વામી અને કૃષ્ણ; અને ચોથા ભાગમાં બ્રહ્મા અને પાંચમા ભાગમાં અર્થાત્ મધ્ય ગર્ભમાં શિવલિંગની સ્થાપના કરવી.

આ પ્રમાણે સમરાંગણના બીજા મતે, પ્રાસાદ તિલક તથા વિવેક વિલાસના મતે આસન એટલે "પબાસણ" એવો અર્થ શિલ્પી વર્ગમાં પ્રવર્ત્ત છે. જો કે આ દીપાર્ણવ અને ક્ષીરાર્ણવ, અપરાજિત સૂત્રસંતાન, જ્ઞાનરત્નકોષ, આદિ પ્રાચીન ગ્રંથોમાં ખુદ પ્રતિમા સ્થાપનના વિભાગનું કહેલું છે.

શિલ્પ વર્ગ જૈન પ્રતિમા સ્થાપન માટે–મંડન સૂત્રધારનો નીચેનો મત વધુ સ્વીકારે છે,

**पट्टाधो यक्ष भूताद्याः पट्टाग्रे सर्वदेवताः ।**
**तदग्रे वैष्णवं ब्रह्मा मध्ये लिङ्गं शिवस्य च ॥**

# વિવિધ ગ્રંથોના મતે દૃષ્ટિસ્થાન દર્શાવતું કોષ્ટક

| સૂત્રસંતાન-અપરાજીત | દીપાર્ણવ, વાસ્તુવિદ્યા ક્ષીરાર્ણવ | પ્રતિષ્ઠાસાર; દિ. વસુનંદી | વાસ્તુસાર, ઠ. ફેરૂ | પ્રાસાદમંડન |
|---|---|---|---|---|
| ૬૩ વૈતાલ | ૩૨ ० | ૯ | ૧૦ | ૮ |
| ૬૧ ભૈરવ | ૩૧ ० | | | |
| ૫૯ ચંડિ | ૩૦ ० | | | |
| ૫૭ અઘોરભદ્ર | ૨૯ ભૈરવ ચંડિકા | ૮ | ૯ છત્ર ચામરધર દેવો. | |
| ૫૫ બ્રહ્મા, વિશ્નુ, રૂદ્ર, જીન | ૨૮ ० | | | ૭ –બ્રહ્મા–વિશ્નુ –સુર્ય, જિન |
| ૫૩ હરસિદ્ધ | ૨૭ બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર સુર્ય. | | | |
| ૫૧ પદ્માસન ત્રિમૂર્તિ | ૨૬ માનવચંદ્ર | ૭ –જિનપ્રભુ | ૮ ચંડિકા | |
| ૪૯ ગણેશ-સરસ્વતી | ૨૫ ० | | | ૬ |
| ૪૭ ધાતા (બ્રહ્મા) | ૨૪ સરસ્વતી-ગણેશ | | | |
| ૪૫ લક્ષ્મીનારાયણ | ૨૩ ० | | ૭ શાસન દેવ-દેવીઓ | –લક્ષ્મીનારાયણ |
| ૪૩ ઋષિ-મુનિ | ૨૨ ० | ૬ | જિનપ્રભુ | |
| ૪૧ બ્રહ્મયુગ્મ | ૨૧ લક્ષ્મી-જિન. | | | –૫ |
| ૩૯ બુધ | ૨૦ દુર્ગા-ઋષિમુનિ | | | |
| ૩૭ ઉમારૂદ્ર | ૧૯ બુધ-ચિત્રલેપ | ૫ | ૬ જિનલેપ પ્રતિમા | |
| ૩૫ ભંગ વરાહ | ૧૮ ઉમા, રૂદ્ર, વિષ્ણુ, બ્રહ્મા, સાવિત્રી. | | | |
| ૩૩ યક્ષ | ૧૭ ० | | | ૪ શેષશાયિ |
| ૩૧ માતર | ૧૬ યક્ષરાજ | ૪ | ૫ વરાહ | |
| ૨૯ ગરૂડ | ૧૫ ० | | | |
| ૨૭ જળશાયિન વિષ્ણુ | ૧૪ માતૃદેવી | | | |
| ૨૫ શેષનાગ | ૧૩ ० | ૩ | ૪ લક્ષ્મીનાયણુ | ૩ |
| ૨૩ વ્યસ્ત | ૧૨ શેષશાયિન | | | |
| ૨૧ વ્યસ્તાવ્યસ્ત | ૧૧ ० | | | |
| ૧૯ અવ્યસ્ત | ૧૦ ० | ૨ | ૩ શેષનાગ | |
| ૧૭ ↑ | ૯ ० | | | ૨ |
| ૧૫ | ૮– ↑ | | | |
| ૧૩ | ૭– | ૧ | ૨ શિવ-શક્તિ | |
| ૧૧ શિવલિંગ સ્વરૂપ તત્ત્વો | ૬– શિવલિંગ | | | |
| ૯ | ૫– | | | ૧ |
| ૭ | ૪– | | ૧ શિવલિંગ | |
| ૫ | ૩– | | | |
| ૩ | ૨– | | | |
| ૧ ↓ | ૧– ↓ | | | |

જ્ઞાનપ્રકાશ-દીપાર્ણવ-વાસ્તુવિદ્યા મત—દ્વારોદય—૩૨ વિભાગ

દિગંબરાચાર્ય વસુનંદી-પ્રતિષ્ઠાસાર મત—દ્વારોદય—૮ વિભાગ—સાતમા ભાગના ૭ વિભાગ કરી સાતમે વિભાગે જિનદૃષ્ટિ

નિમ્ન ૭ ભાગ ત્યાગ ←……… સાતમા ભાગના ૭ ભાગ→ઉપરના ૭ ભાગ ત્યાગ ——→ ફરી સાતમે ભાગે જિનદૃષ્ટિ

ઠક્કુર ફેરૂ-વાસ્તુસાર મત—દ્વારોદય—૧૦ ભાગ

સાતમા ભાગના ૧૦ ભાગ સાતમો ભાગ

પ્રાસાદ મંડન મત—દ્વારોદય—૮ ભાગ ———→ છઠ્ઠા ભાગમાં ૮ ભાગ કરી પાંચમો—સાતમા ભાગના ૮ ભાગ કરી છઠ્ઠો

# દેવતા પદ સ્થાપન વિભાગ-પૃથક્ પૃથક્ ગ્રંથોના મતમતાંતર દર્શક કોષ્ટક

**માનસાર-કાશ્યપ-શિલ્પરત્ન, ઈશાનશિવ, સ્થપતિ… ગ્રંથોના ૨૮ ભાગ કરીને દેવતાપદ સ્થાપન વિભાગ.**

| ગર્ભગૃહની પાછલી દીવાલ |
|---|
| ૨૮ |
| ૨૭ ભૂત |
| ૨૬ પિશાચ |
| ૨૫ રાક્ષસ |
| ૨૪ દૈત્ય |
| ૨૩ અઘોર |
| ૨૨ મૃગઘોર |
| ૨૧ હનુમંત |
| ૨૦ યક્ષરાજ |
| ૧૯ ક્ષેત્રપાલ |
| ૧૮ ભૈરવ |
| ૧૭ ગણેશ |
| ૧૬ માતૃકા, લક્ષ્મી, સર્વદેવી |
| ૧૫ ગ્રહ |
| ૧૪ ગણેશ, લક્ષ્મી, વીતરાગ |
| ૧૩ દુર્ગા–લક્ષ્મી |
| ૧૨ સૂર્ય |
| ૧૧ અગ્નિ |
| ૧૦ વિશ્વરૂપ, ઉમા, લક્ષ્મી |
| ૯ વિષ્ણુ, પદ્માસન કે ઉર્ધ્વસેન |
| ૮ દશાવતાર, ઉમા, શિવ, શેષશાયિ |
| ૭ બ્રહ્મા, સાવિત્રી, સરસ્વતી, હીરણ્યગર્ભ, મિશ્રયુગમ |
| ૬ કાર્તિકસ્વામી |
| ૫ રૂદ્ર, અર્ધનારીશ્વર |
| ૪ સાવિત્રી |
| ૩ નકુલીકા |
| ૨ હેમગર્ભ–શાલીગ્રામ, બ્રહ્મા |
| ૧ ૦ |
| ગર્ભગૃહના મધ્યભાગે શિવલિંગ |

**સમરાંગણ સૂત્રધાર મત—ગર્ભગૃહના દશ ભાગ કરીને દેવતાપદ સ્થાપન વિભાગ**

| ગર્ભગૃહની પાછલી દીવાલ |
|---|
| ૧ |
| ૨ |
| ૩ |
| ૪ |
| ૫ |
| ૬ |
| ૭ |
| ૮ |
| ૯ |
| ૧૦ |

**વાસ્તુરાજ, વાસ્તુમંજરી ગ્રંથ મત—ગર્ભગૃહના દશ ભાગ કરીને દેવતાપદ સ્થાપન વિભાગ**

| ગર્ભગૃહની પાછલી દીવાલ |
|---|
| ૧ પિશાચ |
| ૨ રાક્ષસ |
| ૩ દૈત્ય |
| ૪ ગંધર્વ |
| ૫ યક્ષ |
| ૬ સૂર્ય |
| ૭ ચંડી |
| ૮ વિષ્ણુ |
| ૯ બ્રહ્મા |
| ૧૦ |
| ગર્ભગૃહના મધ્ય ગર્ભે શિવલિંગ |

**વાસ્તુરાજ, વાસ્તુમંજરી ગ્રંથ મત—ગર્ભગૃહના દશ ભાગ કરીને દેવતાપદ સ્થાપન વિભાગ**

| ગર્ભગૃહની પાછલી દીવાલ |
|---|
| ૧૦ દાનવ, રાક્ષસ ગ્રહ, માતૃકા |
| ૯ ગંધર્વ, યક્ષ, ક્ષેત્રપાલ |
| ૮ ગણેશ |
| ૭ જિન |
| ૬ ઇન્દ્ર |
| ૫ બુધ |
| ૪ સૂર્ય |
| ૩ ઉમાદેવી |
| ૨ હરિ |
| ૧ બ્રહ્મા |
| ગર્ભગૃહના મધ્ય ગર્ભે શિવલિંગ |

**ઠક્કુર ફેરૂ વાસ્તુસાર, વિવેક વિલાસ ગ્રંથ મતે—ગર્ભગૃહના પાંચ ભાગ કરીને દેવતાપદ સ્થાપન વિભાગ**

| ગર્ભગૃહની પાછલી દીવાલ |
|---|
| ૧ યક્ષ, ગંધર્વ, ક્ષેત્રપાલ |
| ૨ દેવીઓ |
| ૩ જિન કૃષ્ણ, સૂર્ય |
| ૪ બ્રહ્મા |
| ॥ |
| ગર્ભગૃહના મધ્ય ગર્ભે શિવલિંગ |

**દેવતામૂર્તિ પ્રકરણમ્, મયમતમ્ ગ્રંથ મતે—ગર્ભગૃહના ૪૮ ભાગ કરીને દેવતાપદ સ્થાપન વિભાગ**

નવ વિભાગ બ્રહ્માંશમાં બ્રહ્મા, વિષ્ણુ સ્થાપન ←૧૬ વિભાગ માનુષ અંશમાં સર્વદેવતા સ્થાપન…→ ←…૨૪ વિભાગ પિશાચ અંશમાં માતર, યક્ષ, ગંધર્વ, રાક્ષસ, ભૂત સ્થાપન→

ગર્ભગૃહના મધ્ય ગર્ભે શિવલિંગ

**સમરાંગણ સૂત્રધાર તથા અન્ય મતે—ગર્ભગૃહના ૭ વિભાગ કરીને દેવતાપદ સ્થાપન વિભાગ**

| ગર્ભગૃહની પાછલી દીવાલ |
|---|
| ૬ |
| ૫ |
| ૪ |
| ૩ |
| ૨ |
| ૧ |
| ગર્ભગૃહનો મધ્ય ગર્ભ |

**પ્રાસાદ મંડન ગ્રંથ મતે—ગર્ભગૃહના પાછલા પાટ બીમની નીચે યક્ષ-ભૂતાદિ-અષ્ટભાગ સત્દેવ વિષ્ણુ બ્રહ્મા-વચ્ચે શિવલિંગ**

| પાછલી દીવાલ પાટ બીમની નીચે યક્ષ-ભૂતાદિ |
|---|
| ↑ યક્ષ-ભૂત |
| …સર્વ દેવદેવીઓ… |
| ←બ્રહ્મા વિષ્ણુ…….. |
| ગર્ભગૃહનો મધ્ય ગર્ભ |

अथ पीठिका ॥—

१ भुगर्भ
३ कंठपट्टी
०॥ कंद
३॥ गलतो
०॥ कंद
२॥ कणी
१ चीपली
२ अंतराळ
२॥ केवाळ
५॥ ग्रासपट्टी
०॥ कंद
३ कणी
०॥ कंद
४ पुष्पकंठ
—
३०

उच्छ्रूये यत्र पीठस्य त्रिंशता परिभाजिते ।
एकांशं भूगतं कार्यं त्रिभागः कण्ठपीठिका ॥ २३ ॥
भागार्द्धं मुखपट्टं च स्कन्धः सार्द्धत्रयोन्नतः ।
स्कन्धस्य पट्टिका वै स्याद् भागार्द्धं चान्तःपत्रिका ॥ २४ ॥
कर्णः सार्द्धद्वयं वै स्याद् भागैकं चिप्पिका मता ।
द्विभागं चान्तःपत्रकं कपोताली द्विसार्द्धिका ॥ २५ ॥
सार्द्धपंच ग्रासपट्टिः कर्त्तव्या विधिपूर्वकम् ।
अर्धे मुखपट्टिकाख्या त्रिभागं कर्णशोभनम् ॥ २६ ॥
अर्धः स्कन्धपट्टिः कार्या चतुर्भागश्च स्कन्धकः ।
क्षोभणश्चष्टभिर्भागैः कर्त्तव्य तदशंकितैः ॥ २७ ॥ इति पीठिका ॥

इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे
देवता दृष्टिपद स्थापनाधिकारे अष्टमोऽध्यायः ॥८॥

દેવસ્થાપના નીચેની પીઠિકા–પબાસણ–સિંહાસનની ઉંચાઇ (જે ભાગે આવતી હોય) તેના ત્રીશ ભાગ કરવા. તેમાં એક ભાગ ભૂમિમાં જાય, ત્રણ ભાગની કંઠ-

---

ગર્ભગૃહના પાછળ પાટ નીચે યક્ષ ભૂતાદિ ઉગ્ર દેવો બેસારવા. અને પાટ છોડીને બીજા દેવો બેસારવા, તેનાથી આગળ બ્રહ્મા અને વિષ્ણુ અને મધ્યમાં શિવલિંગની સ્થાપના કરવી.

પાટ છોડીને જૈન પ્રતિમા પધરાવવાના આ સુત્રને શિલ્પીવર્ગ વધુ પ્રામાણિક માને છે. અર્ધના પાંચ ભાગ કરી ત્રીજા ભાગમાં સિંહાસન પબાસણ કરવાનું પ્રમાણ માની ઘણાખરા શિલ્પીઓ તેમ પધરાવે છે.

ક્ષીરાર્ણવ, અપરાજિત જ્ઞાનરત્નકોશ દીપાર્ણવ, વાસ્તુસાર કે વિવેકવિલાસના મત પ્રમાણે પ્રાચીન મંદિરોમાં (ઓરીસાના કોણાર્કના સૂર્યમંદિરમાં અને દ્વારિકામાં રણછોડજીના જગતમંદિરમાં) ઉપર કહેલા ભાગ પ્રમાણે સ્થાપના થયેલ છે. પરંતુ જીન પ્રતિમાની આ રીતના ભાગે સ્થાપના થયાનાં દૃષ્ટાંત હજુ સુધી પ્રાચીન મંદિરોમા મળતાં નથી. જો તે રીતે બેસારવામાં આવે તો પાછળ પ્રદક્ષિણા થાય તેટલી જગા લગભગ રહે. પરંતુ જૈન મંદિરોમાં આવી પ્રદક્ષિણાની પ્રથા ગર્ભગૃહમાં નથી. સૂર્ય કે વિષ્ણુ મંદિરમાં ચરણ-સ્પર્શ તેમજ ગર્ભગૃહમાં પ્રદક્ષિણાની પ્રથા પ્રાચીન મંદિરોમાં છે.

વાસ્તુસાર, વિવેકવિલાસ અને પ્રાસાદતિલકના કથન પ્રમાણે પાંચ ભાગના ત્રીજે ભાગ પીઠીકા સિંહાસનની મર્યાદાનો સ્વીકારાય તો આ મતભેદ રહેતો નથી.

નાના ગર્ભગૃહમાં ત્રીજા ભાગે પ્રતિમા સ્થાપન કરવામાં આવે તો ગર્ભગૃહમાં પૂજકોને હરવા ફરવાની જ જગ્યાની ઘણી તકલીફ ઉભી થાય.

પટ્ટિકા, અરધા ભાગની મુખપટ્ટિ–કંદ; સાડાત્રણ ભાગનો સ્કંધ (ગલતો જાડંબો) કરવો. તેમાંથી અરધા ભાગમાં કંદ કાઢવો. તે પર અરધા ભાગની અંધારી પટ્ટી, અઢી ભાગની કણી, એક ભાગની ચિપિકા (ચીપલી), બે ભાગનો અંતરપત્ર, અઢીભાગ છજા કેવાળ, સાડાપાંચ ભાગની ગ્રાસપટ્ટી વિધિથી કરવી. તેના પર અર્ધા ભાગની મુખપટ્ટી (ઘસી) કરવી. ત્રણ ભાગની કણી, અરધા ભાગની કંઠપટ્ટી. અને તે ઉપર ચાર ભાગનો ગલતો (સ્કંધ) કરવો. શોભણ–ઘાટની ઉંડાઈ, આઠ ભાગની (અંતરાળથી) રાખવી. તે રીતે ભાગથી અંકિત સિંહાસન રચવું. ૨૩-૨૭

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો દેવતા દૃષ્ટિપદ સ્થાપનાધિકાર નામનો, શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ રચેલ, શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો આઠમો અધ્યાય સમાપ્ત.**



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे नवमोऽध्यायः ॥

### शिखराधिकार

श्रीविश्वकर्मा उवाच—

पंचनाशिक—अथातः संप्रवक्ष्यामि भद्रार्धे शिखरं तथा ।
भद्रार्धं च ततो वत्स ज्ञातव्यं मूलनाशिके ॥ १ ॥
भद्रं द्वात्रिंशद्द्विभागं कर्त्तव्यं च विचक्षणैः ।
मूलनाशिकं द्विभागं त्रिभागं द्वितीयं तथा ॥ २ ॥
वेदभागं तृतीयं तु भद्रं [1]चतुर्दशैव च ।
पंचमी फालनाकार्या उपाङ्गसदृशा भवेत् ॥ ३ ॥
यावद्धस्तप्रमाणेन विस्तृता क्रियते कटिः ।
तावदङ्गुलपादेन फालनानां तु निर्गमः ॥ ४ ॥ इति पंचनाशिका[2]

વિશ્વકર્મા કહે છેઃ—હે વત્સ ! શિખરના ભદ્રના અર્ધથી ખુણા સુધીના ભાગ કહું છું. આખા ભદ્રના બત્રીશ ભાગ કરવા. પહેલી ફાલના બે ભાગ, બીજી ફાલના ત્રણ ભાગ, ત્રીજી ફાલના ચાર ભાગ, અને આખું ભદ્ર ચૌદ ભાગનું જાણવું. પાંચમી ફાલના ઉપાંગ પ્રમાણે કરવી. (પ્રાસાદ) જેટલા હાથ કોણ હોય તેટલા હાથે પા પા આંગળની ફાલનાઓના નીકાળા રાખવા. ૧-૨-૩-૪

सप्तनाशिक—सप्तनाशिकं वक्ष्यामि भद्रार्धे षष्ठभागिकम् ।
प्रथमं वसुभिर्भागं द्वितीयं रुद्रसंख्यया ॥ ५ ॥
तृतीयं वसुभिर्भागं मूलं सार्द्धं चतुष्टयम् ।
षष्ठं च सप्तमं चैव फालना नाम नामतः ॥ ६ ॥ इति सप्तनाशिक

હવે હું સપ્તનાશિક કહું છું—અરધું ભદ્ર છ ભાગનું; પહેલી ફાલના આઠ ભાગની, બીજી ફાલના અગિયાર ભાગની; ત્રીજી ફાલના આઠ ભાગની; મૂલનાશક સાડા ચાર ભાગની; છઠ્ઠી અને સાતમી ફાલનાઓ નામ માત્રની કરવી. (ફાલનાનો નીકાળો આગળ કહ્યો તેમ રાખવો) કુલ પંચોતેર ભાગ સપ્તનાશિકના જાણવા. ૫-૬

---

१. भद्रार्धं च चतुर्दश—पाठान्तरम्

૨. શિખરના ભદ્રમાં આવી ફાલનાઓ કરવાનું દીપાર્ણવ, ક્ષીરાર્ણવ અને જ્ઞાનરત્નકોષ ગ્રંથમાં જ કહ્યું છે. અપરાજીત સૂત્રસંતાનમાં આ પાઠો નથી. પંચ-સપ્ત ને નવ










પંચ-સપ્ત અને નવનાશિક વિભાગ

नवनाशिक—नवनाशिकं प्रवक्ष्यामि भद्रार्धमेकत्रिंशतम् ।

एकभागं[१] द्विभागं[२] वा वेदभागं[४] तृतीयकम् ॥ ७ ॥

चतुर्थं बाणभागं[५] तु पंचमं वसुसंयुतम्[८] ।

षष्ठं बाणविभागं[५] तु सप्तमं रससंयुतम् ॥ ८ ॥

अष्टमं नवमं चैव फालना नाम नामतः ।

यावद्धस्तप्रमाणेन क्रियते कटिविस्तरे ॥ ९ ॥

तावदंगुलपादेन फालनानां तु निर्गमः ।

अथ न लोपयेद् यस्तु न चाल्पं शिल्पिबुद्धिमान् ॥ १० ॥

નાશિક કેટલાક જુના પ્રાસાદોના કામોમાં જોવામાં આવે છે. કેટલાક નીચે પીડથી તે નાશિક પાડે છે. કેટલાક છજા પરથી ભદ્રને નાશિક પાડેલા જોવામાં આવે છે. મેવાડમાં આ પ્રથા વિશેષ છે. ગુજરાતમાં છે પણ અલ્પ.



ગુજરાત અણહીલપુર પાટણના પ્રસિદ્ધ જૈનમંદિર પંચાસરજીનું કળામય શિખર (અધ્યાય ૯)
( Constructing Architect : P. O. Sompura )



પ્રભાસ પાટણ પ્રસિદ્ધ જૈનમંદિર. ચંદ્રપ્રભુ પ્રાસાદના નવ ગર્ભગૃહ તથા ચાર મંડપયુક્ત બે ભૂમિવાળો ભવ્ય પ્રાસાદ (અધ્યાય ૯). (Constructing Architect : P. O. Sompura)

શિખરના ભદ્રના નવનાશિક કહે છે—અરધા ભદ્રના એકત્રીશ ભાગ કરવા તેમાં પ્રથમ ફાલના એક ભાગ, બીજી ફાલના બે ભાગ, ત્રીજી ફાલના ચાર ભાગ, ચોથી ફાલના પાંચ ભાગ, પાંચમી ફાલના આઠ ભાગ, છઠ્ઠી ફાલના પાંચ ભાગ, સાતમી ફાલના (ભદ્રાર્ધ) છ ભાગ, અને આઠમી અને નવમી ફાલના નામ માત્રની કરવી. જેટલું કોણ રેખાયે હોય તેટલા હાથે પા પા આંગળ ફાલના ખાંચાઓના નીકાળા રાખવા. આ પ્રમાણે બુદ્ધિમાન શિલ્પિએ ફાલનાના ભાગ લોપવા નહિ. ૭-૮-૯-૧૦

## શૃંગો પર શૃંગ ચડાવવાનું વિધાન—

विभक्ते तु तलछन्दे शिखरोर्ध्वं तु कारयेत् ।
छाद्यस्योर्ध्वे प्रहारः स्यात् शृंगे शृंगे तथैव च ॥ ११ ॥
[1]प्रहारांशं पुनर्दद्यात् पुनः शृंगाणि कारयेत् ।
समस्तानामधोभागे कुर्याच्छाद्यं विभूषितम् ॥ १२ ॥
[2]अधः शृंगार्धभागेन ऊर्ध्वशृंगो वरोद्गमः ।
एकैकं युक्तिसूत्रेण कुर्याद्वै सर्वकामदम् ॥ १३ ॥

---

૧. છજા પર પ્રહારનો થર (પણ કોઇ શિલ્પીઓ તેના બદલે છજીવાળો પાલનો થર) કરે છે. અહીં પ્રત્યેક શૃંગ નીચે આ થરો છજીવાળા ચડાવીને શૃંગ ઉપર થર મૂકવાનું વિધાન કહે છે તે સુંદર દેખાય છે. જો કે બધા શિલ્પીઓમાં તે પ્રથા નથી. કોઇ શૃંગ ચડાવતાં શૃંગના કળશની ઉંચાઇ જેટલી ચાર કે છ કે આઠ આંગળ જેટલી જાંગી ચડાવીને બીજું શૃંગ ચડાવે છે. આમ કરવું સામાન્ય છે. ઉપર કહ્યું તે રીતે ન કરવામાં દોષ નથી. પરંતુ શાસ્ત્રકારે ઉત્કૃષ્ટ કાર્યની અપેક્ષાએ તેમ કહ્યું છે. જો કે ગ્રંથકારે કહ્યા થી પણ વિશેષ જંઘા પ્રત્યેક શૃંગ નીચે ચડાવીને મુકેલા જોવામાં આવે છે. દા. ત. દ્વારિકાનું જગતમંદિર; રાજસ્થાનમાં કાપરડાજી. રાણકપુરમાં પ્રત્યેક શૃંગ નીચે ઉંચી જંઘાના ઘાટ કરીને ચડાવેલ છે. તેથી શિખર ઘણું ઉંચું લાગે છે. કેટલીક વખત શિલ્પીને તેવી રચના કરવાની ફરજ આવી પડે છે.

૨. अधः शृंगार्धभागेन ऊर्ध्वशृंगो वरोद्गमः ॥ પ્રાસાદના અંગપ્રત્યંગ પર ઉત્તરોત્તર શૃંગ પર શૃંગ ચડાવવાનું કહ્યું છે. નીચલા શૃંગના અર્ધભાગથી ઉપલા શૃંગની ખીખરીની નોંધ કરવી, એમ યુક્તિથી કાર્ય કરવું. પ્રાસાદના અંગ ફાલનાના નીકાળા જ્યારે હસ્તાંગુલ પ્રમાણ હોય છે, ત્યારે શિખરની રચના કરવામાં આ સૂત્રોનો યુક્તિથી પ્રયોગ બુદ્ધિમાન શિલ્પીઓ કરે છે. "સમદલ" ફાલના યુક્ત પ્રાસાદને શ્લોક ૧૩નો પૂર્વાર્ધ બરાબર બંધ બેસે છે, પણ હસ્તાંગુલ પ્રાસાદના શિખરમાં સક્રિય રૂપમાં સુશોભિત બનાવીને, કાર્યસિદ્ધિ કરવાની હોય છે. આવા ઘણા પ્રસંગોમાં વગર સમજેલું પુસ્તકીયું જ્ઞાન નિરર્થક નીવડે છે. જેમ કાયદાને વ્યવહાર આગળ શિથિલ થવું પડે છે, તેમ કાર્ય કરનાર શિલ્પીઓને તેના કામમાં, અનેક ગુંચો ઉભી થાય છે ત્યારે બુદ્ધિમાન શિલ્પીઓ શાસ્ત્રાધારને (બને તેટલું) માન આપીને કાર્યસિદ્ધિ કરે છે.




શ્રૃંગ પર શ્રૃંગ-વિધાન-શ્લો. ૧૨-૧૩ ઉરૂશ્રૃંગ-વિધાન-શ્લો. ૧૪-૧૫

## ઉરૂશ્રૃંગ ચડાવવાનું વિધાન—

उरुशृंगाणि भद्रे स्यु-रेकादिग्रहसंख्यया ।
[1]त्रयोदशार्द्धे सप्तार्द्धे लुप्तानि चोरुशृंगकैः ॥ १४ ॥
घंटा बाह्यं प्रमाणं च स्कंधे स्कंधं तु कारयेत् ।
सूत्रयित्वा क्रमयोगं अधऊर्ध्वं प्रकल्पयेत् ॥ १५ ॥

હવે શ્રૃંગો ચડાવવાનું કહે છે—પ્રાસાદના અંગોપાંગની ફાલનાઓમાં તળ-છંદની વિભક્તિ છજા પરથી શિખરમાં પણ કરવી. છજા પર પ્રહારૂ (પ્રહારનો થર) કરી શ્રૃંગ પર શ્રૃંગ એમ (પ્રતિરથાદિ પર) ચડાવતા જવું. પ્રહારનો થર કરી

૧. ઉરૂશ્રૃંગોમાં તેર વિભાગ કરી નીચેનું (સાત ભાગ લુપ્ત) દબાવવા કહ્યું છે અને ઉપરનું ઉરૂશ્રૃંગ છ ભાગ ખુલ્લું રહે—આમ કહ્યું છે. પરંતુ સાક્રિય કર્યં કરતાં ઉપાંગોના પર કેટલોક આધાર રાખવો પડે છે. આને લૌકિક-ગામઠી ભાષામાં કમંઠ વિદ્યા કહી છે. ગ્રંથસ્થ સૂત્રોને કેમ બતાવવાનાં તેનું સક્રિય જ્ઞાન અનુભવી ક્રિયાવાન શિલ્પીઓ પાસેજ હોય છે.

તે પર શ્રૃંગ કરવું. તે સર્વ શ્રૃંગોની નીચે એટલે પ્રહારૂના થર છાજલીથી શોભતા કરવા. નીચેના શ્રૃંગના અર્ધભાગે બીજું ઉપરનું શ્રૃંગ ચડાવવું. એમ એકેક પર યુક્તિથી સૂત્રથી ઉપર કરતા જવું, તે સર્વ રચના કામનાને આપનારી જાણવી. ૧૧-૧૨-૧૩

હવે ભદ્ર પર શ્રૃંગો ચડાવવાનું વિધાન કહે છે—ભદ્ર ઉપર ઉરૂશ્રૃંગ એક પર એક એમ નવ સુધી (કહેલા ક્રમ પ્રમાણે) ચડાવી શકાય. (તેની ઉપલા) ઉરૂશ્રૃંગના (પાયચાથી બાંધણા સુધીના) તેર ભાગ કરી નીચેના સાત ભાગ લુપ્ત (દબાતા) કરવા. એમ પ્રત્યેક ઉપરાપર ઉરૂશ્રૃંગ ચડાવતા જવું. અહીં આમલસારાનું પ્રમાણ બહાર જાણવું. પણ બાંધણાથી બાંધણું સમજવું. એ સૂત્રના ક્રમયોગે કરી નીચે ઉપર ઉરૂશ્રૃંગ ચડાવતા જવું. ૧૪-૧૫

## અંડકની ગણત્રીમાં કોને લેવા—

श्रृंगोरुश्रृंगप्रत्यंगं-गणयेदंडकानि च ।
घंटा तवंग तिलकं कुर्याद् प्रासादभूषणम् ॥ १६ ॥
कर्णं रथं प्रतिरथं सुभद्रं प्रतिभद्रकम् ।
कुर्याज्जलांतमार्गेण शुद्धान्येवांगसंख्यया ॥ १७ ॥
इहैवांगप्रमाणेन सपादं श्रृंगमुच्छ्रये ।
स्कंधस्यार्धोदये घंटा सर्वकामफलप्रदा ॥ १८ ॥

## કયા શ્રૃંગ-અંડકની ગણત્રીમાં લઈ શકાય—

શ્રૃંગ (ખીખરીઓ), ઉરૂશ્રૃંગ, પ્રત્યંગ, (ચોથગરાશીયા) ને અંડકની ગણત્રીમાં લેવા. ઘંટા, તવંગ અને તિલક એ પ્રાસાદના શિખરના શણગાર રૂપ છે. (તે અંડકમાં ગણવામાં નથી આવતાં). રેખા, રથ, પઢરો, સુભદ્ર અને પ્રતિભદ્ર એ પ્રાસાદના ઉપાંગોને જળમાર્ગ પાણીતાર પાડીને શુદ્ધ અંગ સંખ્યામાં બતાવવાં. અને તે અંગના (માપ) પ્રમાણે-સવાયુ-ઉંચા શ્રૃંગ ખીખરા ચઢાવવા.[1] તેની નીચે પહોળાઇના અર્ધભાગથી કાંઈ વિશેષ ઉપર બાંધણે સ્કંધે રાખવું. તેની સ્કંધ બાંધણાની પહોળાઈથી અર્ધઉંચી આમલસારી કરવાનું (સામાન્ય વિધાન) કહ્યું છે. તે સર્વ કામનાના ફળને આપનારૂં જાણવું. ૧૬-૧૭-૧૮

---

૧. પ્રાસાદના પ્રતિરથ ઉપરથ ઉપર શ્રૃંગો ચડાવી ઉરૂશ્રૃંગમાં લુપ્ત થાય તે રચના સુંદર લાગે છે. કેટલાક પ્રાસાદની વિભક્તિઓમાં કર્ણની બાજુમાં ખુણી ન હોય તેવા સંજોગોમાં આમ કરવામાં શિલ્પીઓની કાર્ય કરવાની ખુબી જણાય છે. રાજસ્થાનમાં શિલ્પીઓ તેવી ખુણીની રચનાને ખલખુણી ઉપજાવવાનું કહે છે. એટલે જ્યાં નીચે ફાલનાનું અંગ ન હોય ત્યાં છજા પરથી પ્રત્યંગ સારૂ ખુણી ઉપજાવવી પડે છે.

## શિખરની મૂળ રેખાનો પાયચો મેળવવાનું વિધાન—

विमाननागरच्छंदे कुर्याद्विमानपुष्पके ।
[1]निरंधारेषु सर्वेषु नागरे मिश्रकेऽपि वा ॥ १९ ॥

एकद्वित्रिक्रमादुक्ता भित्तिमध्ये यथोत्तरम् ।
गर्भमध्ये यदा रेखा महामर्मक्षयावहा ॥ २० ॥

सांधारे स्तंभरेखा च कर्त्तव्या मध्यकोष्ठके ।
भ्रमणी बाह्यभित्तिश्च क्रमात्संख्यां प्रकल्पयेत् ॥ २१ ॥

રેખાનો પાયચો ક્યાં મેળવવો તે વિધાન કહે છે—વિમાનનાગરછંદ, વિમાનપુષ્પકછંદ, મિશ્રકાદિછંદ, અને નાગરછંદના નિરંધાર પ્રાસાદોમાં એક-બે-ત્રણ એમ શ્રૃંગો ઉત્તરોત્તર ભીતિ પર ચડાવવાં. ગભારાની અંદર રેખા ગળવા ન દેવી. જો ગભારાની અંદર રેખા ગળે—પડે તો મહામર્મ દોષ ઉપજે છે. તે નાશ કરનારો જાણવો. આ પ્રમાણે નિરંધાર પ્રાસાદોનું વિધાન કહ્યું છે. પરંતુ ભ્રમવાળા મહાપ્રાસાદો સાંધાર હોય તો તેનો વચલો સ્તૂપ કોઠાના આગળના સ્તંભો, બરાબર કર્ણ આવે તે મુજબ ભ્રમણીની બહારની ભીંત ઉપર અનુક્રમે સંખ્યામાં શ્રૃંગ ચડાવવાની યોજના કરવી. (એટલે સાંધાર પ્રાસાદના શિખરનો પાયચો મધ્યકોષ્ઠ-વચલા સ્તૂપના ગર્ભગૃહની ભીંત બહાર મેળવવો). ૧૯-૨૦-૨૧

## શિખરોદયનાં ત્રણ પ્રમાણ—

रेखाविस्तारमानेन सपादेन तदुच्छ्रयः ।
त्रिभागसहितश्चैव सार्द्धं वा तु विचक्षणः ॥ २२ ॥

શિખર પાયચો રેખાયે જેટલું પહોળું હોય, તેનાથી સવાયું શિખર (બાંધણે) ઉંચું કરવું. અથવા ૧⅓ કે દોઢું ઉંચું શિખર બુદ્ધિમાન શિલ્પીએ કરવું.[2] ૨૨

दशधा मूले पृथुत्वे षड्भागः स्कंध उच्यते ।
पंचभागो भवेत् स्कंध उभयोः परिपक्षयोः ॥ २३ ॥

षड्बाह्ये दोषदः प्रोक्तः पंचाधश्च न शस्यते ।

---

૧ શિખરનો પાયચો=મૂળરેખા મેળવવાની વિધિ નિરંધાર પ્રાસાદમાં ગભારાની અંદરની ફરકથી વધુ પાયચો રાખવો. निरंधारे मूलभित्तौ सांधारे भ्रमभित्तिषुः

૨. શિખરની ઉંચાઇ કરવામાં શિલ્પીઓમાં સવાયું, દોઢું અને પોણુબમણું એમ ત્રણ રીતે કરવાની પ્રથા છે. ઉત્તર ભારતમાં પોણુબમણા કે બમણા ઉંચા શિખરો જોવામાં આવે છે. પુરાણોમાં બમણા ઉંચાનો પાઠ છે.



ઉદયપુર-(માળવા) ઉદયેશ્વર પ્રાસાદના કળાયુક્ત શિખરનો-શુકનાસ
દીપાર્ણવ અ. ૯



ઓરિસા-જગન્નાથપુરીના એકાંઠીક પ્રકારનું શિખર
દીપાર્ણવ અ. ૯

## શિખરની નીચે ઉપરની પહોળાઇ રાખવાનું પ્રમાણ—

મૂળ શિખર એટલે પાયચે દશ ભાગ કરવા. અને ઉપર છ ભાગનું બાંધણે રાખવું તેને સ્કંધ કહે છે. તે પાંચ ભાગે પણ રાખી શકાય. બાકીની સ્કંધની ડાબી જમણી તરફ નમણ રહે છે. છ ભાગથી બાંધણું (સ્કંધ) વધારે પહોળું રાખવાથી દોષ કહ્યો છે. અને પાંચ ભાગથી ઓછી પહોળાઈ સ્કંધ બાંધણે હોય તેવું શિખર શોભતું નથી.[1] ૨૩

रेखाविस्तारमानेन दशभागविभाजितम् ॥ २४ ॥
द्विभागः कोण इत्युक्तं भद्रं भागत्रयं भवेत् ।
प्रतिरथः सार्द्धभाग उभयोः परिपक्षयोः ॥ २५ ॥
स्कंधनवांशे सार्द्धद्वौ रथकोणौ द्विभद्रकम् ।

શિખરના પાયચે અને બાંધણે (સ્કંધે) પહોળાઈમાં ફાલના=નાશક પાડવાના વિભાગ કહે છેઃ—શિખરના પાયચે (મૂલકર્ણે) દશ ભાગ કરવા. તેમાંથી રેખા બે ભાગ, પ્રતિરથ દોઢભાગ, અને અરધું ભદ્ર દોઢભાગ, આ પ્રમાણે ગર્ભથી બંને બાજુ મળી દશ ભાગ જાણવા. અને શિખરના ઉપલા ભાગે સ્કંધે-બાંધણે નવ ભાગ કરવા. તેમાં બે ભાગ રેખા, દોઢભાગ પ્રતિરથ અને આખું ભદ્ર બે ભાગનું મળી (૨+૧ાા+૨+૧ાા+૨=૯) કુલ નવ ભાગ જાણવા. ૨૪-૨૫

## મંડોવરોદય અને શિખરોદયનું સામાન્ય પ્રમાણ—

शिलोर्ध्वतः कलशान्त-मुदये भागविंशतिः ॥ २६ ॥
मंडोवरोऽष्टार्धाष्ट नव ज्येष्ठादिमानतः ।
शेषोदये शिखरं स्यात् प्रयुक्तं वास्तुवेदिभिः ॥ २७ ॥

નીચે ખરશિલાથી ઈંડા=કળશના મથાળા સુધીની કુલ ઉંચાઈના વિશ ભાગ કરી તેમાં મંડોવર આઠ ભાગનો ઉંચો તે જ્યેષ્ઠ; સાડાઆઠ ભાગનો ઉંચો મંડોવર મધ્યમ; અને નવ ભાગ ઉંચો મંડોવર કનિષ્ઠ માનનો જાણવો. અને બાકીના જે ભાગ રહ્યા તે શિખરના ઉદયના જાણવા. એમ સામાન્ય રીતનો ઉદય વાસ્તુશાસ્ત્રના જ્ઞાતાઓએ કહ્યો છે.

---

૧. શિખરના પાયચે મૂળ રેખાના દશ ભાગ કરી છ ભાગનું બાંધણુ સ્કંધે રાખવાથી, તે જરા જાડું બથડ લાગે છે. પાંચ ભાગનું થાય ખરૂં. પરંતુ ઉપરથી પાતળો લાગે છે. પરંતુ સામાન્ય રીતે સાડાપાંચ ભાગે સ્કંધે રાખવાથી સુંદર લાગે છે. આ સર્વ રચના તો શિલ્પીઓની માન્યતા અને દૃષ્ટિ પર અવલંબે છે.




શિખરની જંઘા-કર્મ (શ્રૃંગ) અને ઝરૂખા

સંવરણા

### સ્કંધે રેખા વિભાગ નામ—

विभक्तिसूत्रक्रमतः स्कंधाः स्युः पंचविंशतिः ।
चतुर्हस्तादितः कृत्वा यावत्पंचाशद्धस्तकम् ॥ २८ ॥

### પચીશ રેખાઓનાં નામો—

अथातः संप्रवक्ष्यामि स्कंधनामानि श्रूयताम् ।
१ २ ३ ४ ५ ६
सौम्यः शान्तः शुभः सत्यो गन्धर्वः शंखवर्धनः ॥ २९ ॥
७ ८ ९ १०
कीर्त्तिनन्दो महाभाग्यः संभ्रमो दिशिनायकः ।
११ १२ १३ १४
रुद्रनेत्रः सदाभासो जयानन्दस्तथार्द्रकः ॥ ३० ॥
१५ १६ १७ १८ १९
यक्षो दक्षः क्षितिधरः समात्रः संयुतस्तथा ।
२० २१ २२ २३
शेखरश्च प्रजापूर्णः प्रवर्त्तकः प्रद्योतकः ॥ ३१ ॥
२४ २५
रेखाविभूषणश्चैव विजयानन्द इत्यमी ।
स्कंधास्तु नामतो ज्ञेयाः संख्याताः पंचविंशतिः ॥ ३२ ॥

સ્કંધની રેખા વિભાગ અને નામઃ—(શિખરનું ફળ એટલે પાયચે દશ ભાગ કરવા, અને છ ભાગનું બાંધણું રાખવું, તેને સ્કંધ કહેવો.) પાંચ કે છ ભાગના સ્કંધની ડાબી જમણી નમણ રહે છે. છ ભાગથી વધુ પહોળો સ્કંધ દોષયુક્ત કહ્યો છે. અને પાંચ ભાગથી ઓછો પહોળો સ્કંધ શોભતો નથી.) આ છ કે પાંચ ભાગના સ્કંધના (બાંધણાના) ઉપરના ભાગમાં વિભક્તિસૂત્રના ક્રમથી બાંધણે પચીશ (૨૫) રેખાઓના ભેદો ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે રેખાવિભાગો ચાર હાથથી પચાસ હાથ સુધીના પ્રાસાદમાં કરવા. ૨૮

હવે હું સ્કંધની રેખાના ભેદનાં પચીશ નામો કહું છું તે સાંભળોઃ— ૧–સૌમ્ય, ૨–શાંત, ૩–શુભ, ૪–સત્ય, ૫–ગંધર્વ, ૬–શંખવર્ધન, ૭–કીર્તિનંદ, ૮–મહાભાગ્ય, ૯–સંભ્રમ, ૧૦–દિશિનાયક, ૧૧–રુદ્રતેજ, ૧૨–સદાભાસ, ૧૩–જયાનંદ, ૧૪–આર્દ્રક, ૧૫–યક્ષ, ૧૬–દક્ષ, ૧૭–ક્ષિતિધર, ૧૮–સમાત્ર, ૧૯–સંયુત, ૨૦–શેખર, ૨૧–પ્રજાપૂર્ણ, ૨૨–પ્રવર્ત્તક, ૨૩–પ્રદ્યોતક, ૨૪–રેખાવિભૂષણ, ૨૫–વિજયાનન્દ. એમ પચીશ સંખ્યામાં સ્કંધની રેખાનાં નામો જાણવાં. ૨૯–૩૨

चतुर्विंशतिरंशांश्च स्कन्धके योजयेद् बुधः ।
तस्यार्द्धे नवभागास्तु कर्त्तव्याश्च विचक्षणैः ॥ ३३ ॥

कोणस्तु भागचत्वारः प्रतिरथस्त्रिभागकः ;
[1]भद्रार्द्धं हि द्विभागं तु ततस्तु साधयेत् कलाम् ॥ ३४ ॥

બુદ્ધિમાન્ શિલ્પીએ ચોવીશ ભાગ શિખરના સ્કંધ બાંધણે કરવા. બાંધણાના અર્ધભાગમાં નવ ભાગ વિચક્ષણ શિલ્પીએ કરવા. તેમાં રેખા ચાર ભાગની, પઢરો ત્રણ ભાગનો અને અરધું ભદ્ર બે ભાગનું કરી રેખાની કળાને સાધવી. ૩૩-૩૪

**કળારેખા—**

अथातः संप्रवक्ष्यामि रेखाभेदं पृथग्विधम् ।
[2]सर्वाः कलाः समुत्पन्ना रेखाः षोडश कीर्त्तिताः ॥ ३५ ॥

त्रिखंडादौ खंडवृद्धया खंडान्यष्टादशावधि ।
षोडशैव समाचारा कलादौ परिकीर्त्तिताः ॥ ३६ ॥

अष्टादावष्टषष्ठचन्तं चतुर्वृद्धिक्रमेण तु ।
रेखाश्चैव प्रयोक्तव्याः षट्पंचाशच्छतद्वयम् ॥ ३७ ॥

હવે હું અન્ય પ્રકારના જુદા જુદા રેખાભેદ કહું છું :—સર્વ રેખા કળાની ઉત્પત્તિ સોળ પ્રકારની બતાવી છે. તેમાં ત્રિખંડા એ પહેલી કળા છે. તે પછી એકેકની વૃદ્ધિ થતાં સોળ કળા સુધીના અઢાર ખંડ થાય છે. આ સોળ કળાઓ સમાચારી છે. તેના ખંડોમાં ચાર ચાર કળાઓની વૃદ્ધિ થાય છે. અનુક્રમે (બીજા ખંડમાં ૮-૮) ચતુઃ ખંડમાં ૧૨-૧૨ કળાની વૃદ્ધિ થાય છે. ત્યારે સોળમા અષ્ટાદશ ખંડના બધા ખંડોમાં ૬૮-૬૮ કળાઓ થાય છે. આ સોળ રેખાઓની પ્રત્યેકની સોળ સોળ રેખાઓ મેળવીને ૨૫૬ કળા-રેખાઓ થાય છે. તે શિખર દોરવાના કાર્યમાં લેવી. ૩૫-૩૬-૩૭

पंचखंडा दौ खंडद्वयी एकोनत्रिंशकावधिं ।
खंडचारे कला ज्ञेया अंकवृद्धिक्रमेण तु ॥ ३८ ॥

एकद्वित्रिचतुःपंच षट्सप्ताष्टक्रमोद्गताः ।
अनेन क्रमयोगेन एकोनत्रिंशकावधि ॥ ३९ ॥

पंचखंडे कलाश्चैव संख्याया दशपंच च ।
एकोनत्रिंशे पंचाधि-त्रिंशदुक्तं चतुःशतम् ॥ ४० ॥

१. शृंगार्धं - पाठान्तरम्  २. चन्द्रकलासमुत्पत्तिः - पाठान्तरम्



ઉદયપુર ( માળવા )ના ઉદયેશ્વરના-કળામય પ્રાસાદનો પૃષ્ઠ ભાગ. પીઠ, મંડોવર અને અનોખા પ્રકારનું શિખર

દીપાર્ણવ



ઉદયપુર ( માળવા )ના ઉદયેશ્વરના કળામય પ્રાસાદ, શિખર અને સંવરણાયુક્ત મંડપ

દીપાર્ણવ

પાંચ ખંડથી શરૂ કરી એકેક ખંડની વૃદ્ધિ કરતાં ૨૫ રેખાના ૨૯ ખંડ થાય. તેના પ્રત્યેક ખંડની ક્રમ-વૃદ્ધિની સાથેજ કળા-વૃદ્ધિ થાય છે. એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ, સાત, આઠ, એ ક્રમે પ્રત્યેક ખંડે ખંડે એકેક કલાની વૃદ્ધિના ક્રમયોગે ઓગણત્રીશ ખંડ સુધી થાય છે. પાંચ ખંડના પહેલા ખંડે એક, બીજા ખંડે બે, ત્રીજા ખંડે ત્રણ, ચોથા ખંડે ચાર; પાંચમા ખંડે પાંચ કળાઓ થતાં, એમ પાંચ ખંડે પંદર કળાઓ થાય. એ પ્રમાણે પચીશમી રેખાના ૨૯ ખંડોની સર્વ મળીને કળાઓ ૪૩૫ ચારસો પાંત્રીશ થાય છે. (એનાં પચીશ નામો કહ્યાં છે.) ૩૮-૩૯-૪૦.

## રેખા દોરવાના સામાન્ય નિયમ—

रेखामूलस्य विस्तारात् पद्मकोशं समालिखेत् ।
चतुर्गुणेन सूत्रेण सपादशिखरोदयः ॥ ४१ ॥
त्रिभागे सार्द्धचतुष्कं सार्धोदये पंचगुणम् ।
पादोनद्वये पादोनं सप्तसूत्रं रेखाः समाः ॥ ४२ ॥




સવાયા-૧⅜ અને દોઢા શિખરોના ઉદયની રેખાસૂત્રનું સામાન્ય પ્રમાણ

સવાયા શિખરને પાયચાના વિસ્તારથી ચારગણા સૂત્રના વૃત્તથી વગર ખીલેલા કમળપુષ્પના આકાર જેવી રેખા દોરવી; ૧⅜ શિખરોદયના પાયચાથી સાડાચાર-ગણા સૂત્રથી રેખા દોરવી; દોઢા ઉદયવાળા શિખરને પાંચગણા સૂત્રથી રેખા દોરવી; અને પોણાબમણા ઉદયવાળા શિખરને પાયચે જેટલું હોય તેમાંથી પોણા-સાતગણા સૂત્રના વૃત્તથી રેખા દોરવી; એ રીતે રેખા શિખરની નમણ માટેનો સામાન્ય વિધિ કહ્યો છે. ૪૧-૪૨

शिखान्तं रेखा घंटान्तं विराटवल्लभादिके ।
स्कन्धान्तं नागरी रेखा प्रशस्ता सर्वकामदा ॥ ४३ ॥

શિખરની રેખાઓ છોડવાના અનેક પ્રકાર કહ્યા છે. તેમાં (પ્રાસાદની જાતિના છંદ પ્રમાણે) મુખ્ય ત્રણ પ્રકાર છે. શિખાંત એટલે કળશ સુધી રેખા છુટે તે; અને બીજી ઘંટાત (આમલસારા સુધી) છુટે તે. (આ પ્રકાર વિરાટ, ભૂમિજ અને વલ્લભી આદિ જાતિને માટે છે). ત્રીજું સ્કંધાંત એટલે બાંધણે છુટે તેવી રેખા-વાળું શિખર સાંધાર નિરંધાર નાગરાદિ જાતિને માટે પ્રશસ્ત છે–તે સર્વ કામનાને આપનારૂં જાણવું (આપણી નાગરાદિ જાતિના છંદને સ્કંધાત રેખા પ્રશસ્ત છે). ૪૩



स्कंधान्त रेखा. (नागरी) घंटान्त रेखा. ←---विराट वल्लभी---→ शिखान्त रेखा.

શિખર રેખાસૂત્ર (શ્લોક ૪૩)

**વાલંજર —**

रेखामानं मयाख्यातं वालंजरमथ शृणु ।
४ ३ रेखा विस्तरस्य मानं द्वात्रिंशपद्भाजितम् ॥ ४४ ॥
३ २
२ १ कोणस्तु भागचत्वारः प्रतिरथस्त्रिभागकः ।
२ ०॥ उपरथो द्विभागस्तु भद्रार्द्धं हि द्विभागकम् ॥ ४५ ॥
— —
११ ६॥ स्कंधे त्रयोदश भागा त्रिधा कर्णे द्वयं रथे ।
११ ६। 
— — उपरथे चैकभागः शेषं भद्रं प्रकीर्त्तितम् ॥ ४६ ॥
२२ १३

શિખરની રેખાનું માન મેં કહ્યું. હવે વાલંજર (શિખરના નાસીક)ના વિભાગ સાંભળો. શિખર પાયચે જેટલું હોય, તેના બાવીશ ભાગ કરવા. તેમાં રેખા ચાર ભાગની, પ્રતિરથ ત્રણ ભાગનો, ઉપરથ બે ભાગનો; અને અરધું ભદ્ર બે

ભાગનું જાણવું. હવે શિખરનું સ્કંધ બાંધણે જેટલું હોય તેના તેર ભાગ કરવા; તેમાં ત્રણ ભાગની રેખા; બે ભાગનો પઢરો; એક ભાગનો ઉપરથ; અને બાકી અરધા ભાગનું અરધું ભદ્ર, એ રીતે વાલંજરના વિભાગ કહ્યા છે. ૪૪-૪૫-૪૬



રેખા વાલંજર-(શ્લોક-૪૪-૪૬)

સ્કંધવેધ—

स्कंधहीनं न कर्त्तव्यं नाधिकं किं च कारयेत् ।
स्कंधहीने कुलोच्छेदो मृत्युरोगभयावहम् ॥ ४७ ॥
तस्मात् सर्वप्रयत्नेन स्कंधेऽधिकं न कारयेत् ।
मानप्रमाणसंयुक्तः शास्त्रदृष्ट्या च कारयेत् ॥ ४८ ॥
आयुरारोग्यसौभाग्यं लभते नात्र संशयः ।
[1]मूलकन्दे प्रविष्टे तु स्कंधवेध इति स्मृतः ॥ ४९ ॥
शिल्पिस्वामिनौ हन्येते स्कंधवेधे न संशयः ।
निर्गमो हस्तसंख्यैर्वा अंगुलैरुपपादितः ॥ ५० ॥

ઓછા સ્કંધવાળું શિખર કે અધિક માનના સ્કંધવાળું શિખર ન કરવું. સ્કંધ માપથી ઓછું થાય તો કુળનો નાશ થાય છે તેમજ મૃત્યુ તથા રોગનો ભય ઉપજે છે. તેથી કરીને સ્કંધ (બાંધણું) અધિક માપનું પણ ન કરવું. સર્વ ઉપાયોથી શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે માનપ્રમાણ યુક્ત કામ કરવાથી આયુષ્ય, આરોગ્ય

[1]. मूलस्कंध-पाठान्तर

અને સૌભાગ્યની પ્રાપ્તિ થાય છે. તેમાં જરા પણ શંકા નથી. પાયચાના પ્રમાણથી ઓછું વધતું કરી સ્કંધવેધ કરવો નહિ (જો સ્કંધના મૂળમાં (ધ્વજદંડ) પ્રવિષ્ટ થાય તો સ્કંધવેધ જાણવો.) સ્કંધવેધથી સ્વામી અને શિલ્પીનો નાશ થાય છે તેમાં શંકા ન જાણવી. બાંધણે વાલંજરના સર્વ નાસીકનો નીકાળો, જેટલા ગજનો પ્રાસાદ હોય તેટલા ગજે આંગળનો (ત્રણે નાસીક મળીને ગજે આંગળ) નીકાળો રાખવો. ૪૭-૪૮-૪૯-૫૦

क्षोभयेदंशपादोन पादोनश्चापि विस्तृतः ॥
इति रेखोच्छ्रयंकुर्याद् वालंजर इति स्मृतः ॥ ५१ ॥

વાલંજરના નાસિકના (મૂળમાં) પાણીતાર પોણાભાગનો ઉંડો, પોણોભાગ પહોળો રાખવો. એ રીતે વાલંજરના ભાગ જાણવા. ૫૧

## શિખરના ભદ્રગવાક્ષ—

त्रिमूर्त्तिर्यस्तु भद्रान्ते रथिका सर्वकामदा ॥
शुकनासस्तथा सिंहो भद्रे त्वेकैकसंयुतः ॥ ५२ ॥

શિખરના ત્રણે બાજુના ભદ્રોમાં ગવાક્ષ કરવા. તેમાં દેવ મૂર્ત્તિઓ કરવી. આવી કરેલી રથિકા (ભદ્ર) સર્વ કામનાને આપે છે. શિખરના અગ્રભાગે શુકનાસ કરવો. અને ત્રણે બાજુના ભદ્રના ગવાક્ષ પર એકેક સિંહ બેસારવો. ૫૨

## શુકનાસનું સ્વરૂપ—

अग्रे कोली कपोलस्तु शुकनासस्तु नासिका ॥
सांधारे स्तंभरेखा च कर्त्तव्या मध्यकोष्ठके ॥ ५३ ॥

प्रासादस्य पुरो भागे निर्वाणमूलभृंगकम् ।
तदग्रे शुकनासं च एकादिसप्तमुद्गमम् ॥ ५४ ॥

तस्योपरि सिंहः स्थाप्यो मंडपकलशसमः ॥
द्विस्तंभः शुकनासाग्रे विज्ञेयः पादमंडपः ॥ ५५ ॥

પ્રાસાદની આગળ શિખરમાં કોળી એ કપોલરૂપ કલ્પી છે અને તેમાં શુકનાસ એ નાસિકારૂપ છે. સાંધાર પ્રાસાદોમાં મધ્યકોષ્ઠ (સ્તૂપ)ની આગળ કોળીના સ્તંભો પર શિખરની રેખા આવે છે. પ્રાસાદના શિખરના આગલા ભાગમાં નીકળતા ઉરૂશ્રૃંગની આગળ શુકનાસ ઉપરાઉપર એકથી સાત દોઢીયા ચડાવીને કરવો. અને તેના પર સિંહ સ્થાપન કરવો. તે મંડપના (કળશ) લગભગ સમસૂત્રે રાખવો. શિખરમાં શુકનાસ આગળ બે સ્તંભો કરવા. તે "પાદમંડપ" નામથી જાણવા. ૫૩-૫૪-૫૫



ચિતોડના મંડન સૂત્રધારે બાંધેલો કળામય
કીર્તિસ્થંભ દીપાર્ણવ



અ. પાટણ પંચાસર જૈન મંદિર-શિખરની જંઘા
ઉપરાઉપર કળામય ગવાક્ષો.
સ્થપતિ-પ્ર. ઓ સોમપુરા દીપાર્ણવ અ. ૯



ભારતીય સ્થાપત્ય શૈલીના નમુનારૂપ ભવનનિર્માણ-આંબેલ ભવન પાલીતાણા
શિલ્પશાસ્ત્રી બલવંતરાય પ્રભાશંકર સોમપુરા

શુકનાસના ઉદયવિભાગ –

छाद्योर्ध्वे स्कंधपर्यन्त–मेकविंशतिभाजितम् ।
अंकदिग्रुद्रसूर्यांश–त्रयोदशांशमुत्सृजेत् ॥ ५६ ॥
शुकनासस्य संस्थानं छाद्योर्ध्वे पंचधोन्नतम् ।
तेन मानेन पादांतं मंडपोर्ध्वे समुत्सृजेत् ॥
[1]मंडपोर्ध्वे शुकघंटा समा न्यूना न चाधिका ॥ ५७ ॥

પ્રાસાદના છજાથી શિખરના સ્કંધ=બાંધણા સુધીના ઉદયના એકવીશ ભાગ કરવા. તેમાંથી છજા પરથી નવ, દશ, અગિયાર, બાર અને તેર ભાગ સુધીમાં શુકનાસનું સ્થાન જાણવું. એ રીતે છજા પરથી શુકનાસના ઉદયના પંચવિધ માન કહ્યાં છે. તે શુકનાસના ઉદયમાનના વિભાગના અંત સુધી મંડપની ઉપરના (શામરણાદિ થરની મૂળ ઘંટાના) ઉદયની રચના કરવી. એટલે મંડપના ઉપર ઘંટા (હાલ આમલસારા) શુકનાસની બરાબર રાખવો. અગર ઘંટા નીચે રહે: પરંતુ શુકનાસથી ઘંટા ઉંચી ન રાખવી. ૫૬–૫૭

કોકિલા [પ્રાસાદપુત્ર]નું લક્ષણ—

अथातः संप्रवक्ष्यामि कोकिला लक्षणं परम् ।
स्थानं प्रमाणमेतेषां शुभं वा यदि वाऽशुभम् ॥ ५८ ॥
कर्णगर्भान्तरे ज्ञात्वा कर्त्तव्या यत्र तत्र च ।
कोणविस्तरविस्तीर्णा कोकिला शुभलक्षणा ॥ ५९ ॥
अनेनैव प्रकारेण कर्त्तव्या शिल्पिभिः सदा ।
उभयोः पार्श्वयो रेव एकैका च प्रशस्यते ॥ ६० ॥
कोली प्रासाद राजस्य वामदक्षिणतः स्थिता ।
कोणार्द्धे कोकिला यत्र श्रीनाशोद्वेजनं कलिः ॥ ६१ ॥

---

१. अपराजित सूत्र० १८५ માં शुकनाससमा घंटा, न न्यूना न ततोऽधिका અર્થાત્ શુકનાસનો મથાળો અને મંડપનો આમલસારો ઘંટા બરાબર એક સૂત્રમાં રાખવા. ઘંટા નીચી કે ઉંચી પણ ન રાખવી. વળી દીપાર્ણવના મંડપાધિકારના દશમા અધ્યાયનો પાંચમો શ્લોક-तदूर्ध्वे न प्रकर्त्तव्यं अधःस्थं व दूषयेत ॥ અર્થાત્ શુકનાસથી મંડપની ઘંટા નીચી રાખવી. પરંતુ નીચી હોય તો દોષ નથી તેમ કહ્યું છે.

શિલ્પગ્રંથોમાં શુકનાસસમા ઘંટા કહે છે. પણ આમલસારા એમ કહ્યું નથી. તેનું કારણ ૧૩મી ૧૪મી સદી સુધીના પ્રાસાદોમાં ઘુમટ ઉપર આમલસારો નહિ–પણ સંવરણા કરવાની પ્રથા વિશેષ કરીને હતી. અને તે સંવરણાની ટોચ પર ઘંટા થાય. ઘંટા પર કળશ=ઇંડું આવે. પાછલા કાળમાં સંવરણાને બદલે ઘુમટો થવા માંડયા. તેના પર ચંદ્રસ મૂકી આમલસારા મૂકવાની પ્રથા શરૂ થઈ, તેથી ઘંટાનું સ્થાન વિસ્મૃત થઈ ગયું છે. શુકનાસ—શિખરના સ્કંધ=બાંધણાથી છજા સુધીની ઉંચાઈના ૨૧ ભાગ કરી નવથી તેર ભાગમાં શુકનાસનું સ્થાન રાખવું. ક્ષીરાર્ણવ ગ્રંથમાં નવ ભાગના શુકનાસને કુમાટ–દશ ભાગનાને, કપિભદ્ર, અગિયાર ભાગનાને નિઘંટ, બાર ભાગનાને નિશાચર અને તેર ભાગે ઉંચો શુકનાસ કરવામાં આવે તો ચંદ્રઘોષ. એ ક્ષીરાર્ણવકારે નામાભિધાન કહ્યાં છે.

तस्मात् सर्वप्रयत्नेन कोणार्द्धं न व्यतिक्रमेत् ।
यमदंष्ट्रा तु विज्ञेया भित्तिश्चैव शुभप्रदा ॥
सर्वलक्षणसंयुक्ता कोकिला सुफलप्रदा ॥ ६२ ॥

હવે હું કોકિલાનાં લક્ષણ કહું છું. તેના સ્થાન, પ્રમાણ અને શુભ અને અશુભ કહું છું. રેખાનો ગર્ભ બરાબર જાળવીને આઘું પાછું કરવું. કર્ણની (રેખાની) પહોળાઈ બરાબર કોકિલાનો વિસ્તાર રાખવો, તે શુભ જાણવું. આ કહેલા વિધિ પ્રમાણે કોકિલા શિલ્પિઓએ કરવી જોઈએ. કોલી=એ પ્રાસાદ-રાજની ડાબી જમણી તરફ બેઉ પડખે એકેક કોકિલા કરવી. (કોકિલા પ્રાસાદ પુત્ર). હવે તેના દોષ કહે છે. કોણ (રેખા)થી કોકિલા અર્ધ કરે તો લક્ષ્મીનો નાશ, ઉદ્વેગ અને કલહ ઉત્પન્ન થાય છે. માટે પ્રયત્ને કરીને રેખાથી અરધા પ્રમાણની કોકિલા ન કરવી, કરે તો તે યમદંષ્ટ્રા રૂપ જાણવી. પણ તે ભીંત (દીવાલ) જેટલી કરવાથી શુભ ફળને આપનારી જાણવી. ૫૮-૫૯-૬૦-૬૧-૬૨

## આમલસારાનું પ્રમાણ અને વિભાગ—

स्कंधः षडभागको ज्ञेयः सप्तांशामलसारकः ।
क्षेत्रमष्टाविंशभागै-रुच्छ्रये च तदर्धतः ॥ ६३ ॥
ग्रीवा भागत्रयं कार्या अंडकः पंचभागकः ।
त्रिभागा चन्द्रिका चैव तथैवामलसारिका ॥ ६४ ॥
निर्गमे षट् सार्धभागो भवेदामलसारिका ।
[1]चन्द्रिका द्वि सार्धभागा अण्डकः पंच एव च ॥६५॥ इति आमलसारा

१. મૂળ શિખરના ઉપાંગોનું ભદ્ર આમલસારાના મધ્યગર્ભે જીભીરૂપે પ્રાચીન મંદિરોમાં હોય છે. અને આખું શિખર વિશેષ કરીને કુડચલોની નકશીથી અલંકૃત કરેલું હોય છે. પરંતુ આમલસારામાં ગર્ભે યોગિનીઓનાં ચાર મુખ અને કોણો પર વિદિશામાં તાપસનાં રૂપો હમણાં જોવામાં આવે છે. આ પ્રથા પાછળથી પ્રવિષ્ટ થઈ હોય તેમ લાગે છે. પ્રાચીન કામોમાં તે નથી. આ ગ્રંથમાં કોણે કે ભદ્રે રૂપ કરવાનું કહ્યું નથી. **अपराजित सूत्रसंतान**માં જોવામાં નથી આવતું પરંતુ **क्षीरार्णव**માં કોણે રૂપ કરવાનું કહ્યું છે.

शिवे चेश्वररूपं तु ध्यानमग्नं विचक्षणः।
शिखरकर्णे दातव्यं जिने कुर्याज्जिनेश्वरः ॥

અર્થ—શિખરના આમલસારાના કોણ પર શિવના પ્રાસાદને ઇશ્વરનું ધ્યાનમગ્ન સ્વરૂપ, વિચક્ષણ શિલ્પિએ કરવું. અને જૈનના પ્રાસાદમાં જીનેશ્વરની (બેઠી) મૂર્તિ કરવી.

શિખરના સ્કંધઃ—બીજી એક અર્વાચીન પ્રથા-શિખરના સ્કંધે બાંધણું-ચપટથરમાં પટ્ટાની જેમ બહાર કાઢવાની છે. જો કે ઘણા જુના કામોમાં મૂળ શિખરને તેવું બાંધણું બહાર દાબડીના જેવો પટ્ટો કાઢેલો જોવામાં આવતો નથી. આવો કોઈ શાસ્ત્રોક્ત પાઠ ક્યાંય જોવામાં નથી. સભ્રમ પ્રાસાદોમાં તે શિખરના સ્કંધે બાંધણે નરથર જેવા રૂપોનો પટ્ટો સોમનાથજીના બારમી સદીના મંદિરમાં હોય તેમ અવશેષો પરથી જણાય છે. પરંતુ બાંધણુ તારવવાનું ક્યાંય જણાયું નથી.




શિખરના સ્કંધ માને આમલસારા પ્રમાણ

સ્કંધ ભાગ છ અને આમલસારો વિસ્તાર ભાગ સાત. આમલસારા ઉદય ભાગ ૧૪, વિસ્તાર ભાગ ૨૮.

સ્કંધ (બાંધણા)નો છ ભાગ વિસ્તાર હોય ત્યારે સાત ભાગ વિસ્તારનો આમલસારો કરવો. તે આમલસારાના વિસ્તારમાં અઠ્ઠાવીશ ભાગ કરવા. અને ચૌદ ભાગ આમલસારો ઉદયમાં કરવો. ગળું ત્રણ ભાગ, અંડક પાંચ ભાગ, ત્રણ ભાગ ચંદ્રસ અને ત્રણ અને ત્રણ ઉપલી આમલસારી (ગોળો) કરવો. (એમ કુલ ચૌદ ભાગ ઉદયના જાણવા). હવે વિસ્તારના ભાગ કહે છે. (ગર્ભથી) સાડા-છ ભાગ આમલસારી (ગોળો) નીકળતો. તેનાથી અઢીભાગ ચંદ્રસ નીકળતો અને તેનાથી પાંચભાગ નીકળતો અંડક (વચલો) કરવો. ( એમ ૧૪+૧૪=૨૮ ભાગ વિસ્તારના જાણવા ). ૬૩–૬૪–૬૫

પ્રકારાન્તર—प्रतिरथावुभौ मध्ये वृत्तं चामलसारकम् ।
उदयस्तु तदर्धे तु विभक्ते चतुरंशकः ॥ ६६ ॥
ग्रीवा पादोनभागा स्यात् सपादं च तथांडकम् ।
चंद्रिका चैकभागेन भागा चामलसारिका ॥ ६७ ॥




શિખરના આમલસારા પ્રમાણ — ચાર ભાગ ઉદય




સ્કંધના સામસામા બે પ્રતિરથ પ્રમાણે આમલસારાનો વિસ્તાર રાખવો. આ પ્રમાણ અને સ્કંધના છ ભાગ અને આમલસારો ૭ ભાગ એ બરાબર એક પ્રમાણ મળી રહે છે:



નવમી સદીનું એક વિશાંડિક શિખર-પીઠ અને છજા વગરનો મંડોવર. અને મંડપ ઉપરનું ત્રિષટ આ પ્રાસાદની વિશિષ્ટતા છજા રહીત અને ત્રિષટ છે. દીપાર્ણવ



પ્રસિદ્ધ ત્રિનેત્રેશ્વર (તરણેતર) શિવાલય—(થાન-સૌરાષ્ટ્ર) સ્થપતિ—કૈ. મુરબ્બી ઓઘડભાઇ ભવાનભાઇ, પાલીતાણા. આ પ્રાસાદની વિશિષ્ટતા-છજા રહિત મંડોવર (પીઠનો અનોખો પ્રકાર) મંડોવર પર ત્રિપટ અ. ૧૧

આમલસારા વિભાગનો પ્રકારાન્તર (બીજો મત) કહે છેઃ—સ્કંધ બાંધણાના (સામસામા પ્રતિરથ)ની મધ્યમાં આવે તે રીતે ગોળ આમલસારો કરવો. તેની પહોળાઇથી ઉંચાઈ અર્ધ કરી તેમાં ચાર ભાગ કરવા. ગળું પોણા ભાગનું, અંડક સવા ભાગનો, ચંદ્રિકા, ચંદ્રસ એક ભાગનો, અને એક ભાગ આમલસારો (ગોળો) એમ મળી કુલ ચાર ભાગ ઉદયના જાણવા. (આ પ્રમાણ, ઉપરના પ્રમાણની પહોળાઈ બરાબર મળી રહે છે.) ૬૬-૬૭

### ધ્વજા દંડનું સ્થાન—

पूर्वमुखे च प्रासादे ध्वजा नैर्ऋत्यकोणके ।
दक्षिणाभिमुखे कार्या वायुकोणे न संशयः ॥ ६८ ॥

वारुणमुखे प्रासादे ध्वजा चेशानकोणके ।
उत्तराभिमुखे चैव अग्निकोणे च स्थापयेत् ॥ ६९ ॥

પૂર્વમુખના પ્રાસાદને નૈર્ઋત્ય કોણમાં ધજા સ્થાપવી. દક્ષિણાભિમુખ પ્રાસાદને વાયવ્ય કોણમાં, પશ્ચિમાભિમુખ પ્રાસાદને ઈશાન કોણમાં અને ઉત્તરાભિમુખ પ્રાસાદને અગ્નિ કોણમાં ધ્વજાદંડ રોપવો. (પ્રાસાદના શિખરના ઉપલા ભાગમાં પાછળના ભાગના જમણા પઢરામાં ધ્વજા રોપવાનું કહે છે.) ૬૮-૬૯

### ધ્વજાધાર-સ્તંભવેધ સ્થાન પ્રમાણ—

षष्ठभागे हि रेखाया-स्तदंशः पादवर्जितः ।
ध्वजाधारस्तु कर्त्तव्यः प्रतिरथे च दक्षिणे ॥ ७० ॥

( શિખરના ધ્વજાદંડ તથા ધ્વજાધાર—જુઓ પૃષ્ઠ ૧૨૨ )

પ્રાસાદના શિખરની મૂળરેખાનો (ઉદયનો) છઠ્ઠો ભાગ લઈ તેમાંથી ચોથો ભાગ તજીને-ઓછો કરીને તેટલા માપનો (સ્કંધ=બાંધણા નીચે) ધ્વજાધાર (લાસમા જેવું) શિખરની જમણી તરફના પઢરામાં ( ધ્વજાદંડને ઉભો રાખવા સારૂ ) કરવો. ( ધ્વજાધાર=સ્તંભવેધ. ધ્વજાધારને સ્થાને ધ્વજાપુરૂષની મૂર્તિ કરવાની પ્રથા પાછળના કાળમાં દાખલ થઈ પરંતુ જુના કામોમાં તે નથી. ) ૭૦




શિખરના ધ્વજા દંડ
મૂળ શિખરના ઉદય પ્રમાણે શ્રી ધ્વજાધારનું સ્થાન

શિખરના ધ્વજાધાર, સ્તંભિકા, ધ્વજદંડ
અને પતાકા.

[1]प्रासादस्य पृष्ठभागे दक्षिणदिशि चानुगे ।
स्तंभवेधस्तु कर्त्तव्यो भित्याश्च [2]षष्ठकांशकः ॥ ७१ ॥
[3]घटोदयप्रमाणेन स्तंभिकोदयः कारयेत् ।
धामहस्तकविस्तार–स्तस्योर्ध्वे कलशो भवेत् ॥ ७२ ॥
वंशाधारा वज्रबंधा वंशानां वेष्टनादिकम् ।
वंशवंधाश्च कर्त्तव्या हस्ते हस्ते तथा पुनः ॥ ७३ ॥

પ્રાસાદના શિખરના પાછલા ભાગમાં જમણા પઢરામાં સ્તંભવેધ (ધ્વજદંડને ઉભો રાખવાના ટેકારૂપ નીચે કલાબો) કરવો. તે પ્રાસાદની ભીંતની જાડાઇના છઠ્ઠા ભાગ જેટલો કરવો, અને ધ્વજાદંડને મજબૂત આધારરૂપ તથા ધ્વજાદંડ સાથે ઉભી કરવાની કાષ્ટની સ્તંભિકા કરવી. તેની ઉંચાઈ આમલસારાની બરાબર સ્તંભિકા કરવી. તેની જાડાઈનું પ્રમાણ, ગર્ભગૃહ જેટલા ગજનો હોય, તેટલા આંગળનું (સામાન્ય રીતે) રાખવું. અને તે સ્તંભિકા પર મોઘરો=કળશ કરવો. ધ્વજાદંડ અને સ્તંભિકા સાથે વેષ્ટનાદિ વજબંધો બાંધી દંડને મજબૂત સ્થિર કરવો. તે બંધો એકેક હાથે મજબૂત ત્રાંબાના પાટાઓ વજબંધોથી બાંધવા. ૭૧–૭૨–૭૩

## કળશમહિમા—

क्षीरार्णवे समुत्पन्नः प्रासादस्याग्रजातकः ।
प्रासादो देवनृपाणा–मन्येषां हर्म्यमुच्यते ॥ ७४ ॥

---

૧. ધ્વજાદંડને સ્થિર રાખવાને આધારરૂપ મજબુતી સારૂ બાજુમાં કાષ્ટની સ્તંભિકા ઉભી કરવાની પ્રાચીન પ્રથા છે. તે શિખરના બાંધણાથી નીચે અને આમલસારાની ઉંચાઇ જેટલી તે સ્તંભિકાની ઉંચાઇ રાખવાની કહી છે. (કોઇક તેથી વધુ પણ કહે છે.) તે સ્તંભિકા અને ધ્વજદંડને ઉભો રાખવાને નીચે કલાબો સ્તંભવેધ કરવો. તેમાં પાટલીના ધાટની નીચે લામસુ=લુંબિકા કરવી. તેમાં થોડો ખાડો અરધોક આંગળનો જરા સાલ જેટલો કરવો. તેમાં ધ્વજાદંડ અને સ્તંભિકા સ્થિર રહી શકે. આ રીતથી ધ્વજાદંડને સાલ જેવું કાંઇ રાખવું પડતું નથી. વર્ત્તમાન પ્રથા આમલસારામાં કલાબો કરી દંડ ઉભો કરવામાં આવે છે. તેથી તેને સાલ રાખવું પડે છે.

આથી શાસ્ત્રોક્ત પાઠ કરતાં દંડ સાલ જેટલો વધુ રાખવો પડે છે. અને તે કળશથી ઘણો ઉંચો દેખાય છે. જ્યારે શાસ્ત્રોક્ત પાઠ પ્રમાણેના ધ્વજાદંડ કળશથી પ્રમાણસર ઉંચા રહે છે. રાજસ્થાનના શિલ્પીઓ જુની પ્રથાને અનુસરે છે.

સ્તંભવેધ સ્તંભિકાની પ્રથા પ્રાચીન છે. ત્રણસોક વર્ષથી વર્ત્તમાન પ્રથા ગુજરાતમાં શરૂ થઇ જણાય છે.

૨. अष्टमांशके–પાઠાન્તર. ૩. कलशोदयप्रमाणेन–પાઠાન્તર.

सुरागारेषु सर्वेषु विश्वकर्मवचो यथा ।
शैलजे शैलजः कार्यो दारुजे दारुजस्तथा ॥ ७५ ॥
धातुजे धातुजश्चैव ऐष्टिके चैष्टिकः शुभः ।
चित्रे चित्रं विधातव्यो हेमजः सर्वकामदः ॥
श्रेष्ठः सर्वत्र श्रेष्ठानां सुवर्णकलशध्वजः ॥ ७६ ॥

ક્ષીરસમુદ્રમાં ઉત્પન્ન થયેલો, અને સર્વ શ્રેષ્ઠ ભાગમાં રહેનારો એવો કળશ છે. દેવમંદિર અને રાજમહેલ એ પ્રાસાદ કહેવાય. બીજા હુર્મ્ય એટલે ઘર કહેવાય. ત્રણ દિશાના મુખવાળા એવા રાજપ્રાસાદ અને દેવપ્રાસાદો પર કળશ ચઢાવવા એવું વિશ્વકર્માએ કહ્યું છે. પાષાણના પ્રાસાદને પાષાણનો, કાષ્ઠને કાષ્ઠનો, ધાતુને ધાતુનો, ઇંટિનાને ઇંટનો, ચિત્રનાને ચિત્રનો કળશ ચઢાવવો. તેમાં શ્રેષ્ઠ સુવર્ણ કળશ અને ધ્વજદંડ છે. તે સર્વ કામનાને આપનાર છે. ૭૪–૭૫–૭૬

## નાગરાદિ કળશમાન—

प्रासादस्याष्टमांशेन पृथुत्वं कलशाण्डकम् ।
षोडशांशैर्युतं श्रेष्ठं द्वात्रिंशांशैस्तु मध्यमम् ॥ ७७ ॥

પ્રાસાદ રેખાયે હોય તેના આઠમા ભાગે કળશ=ઇંડાનો વિસ્તાર રાખવો. આ વિસ્તાર માનમાં તેનો સોળમો ભાગ વધારીયે તો શ્રેષ્ઠમાન, અને બત્રીશમો ભાગ વધારીયે તો મધ્યમાન કળશની પહોળાઈનું જાણવું. ૭૭

वैराटे द्राविडे चैव भूमिजे विमानोद्भवे ।
वल्लभीनां समस्तानां प्रासादे षष्ठकांशके ॥ ७८ ॥
धर्मार्थकाममोक्षाणा–मीप्सितं लभते ध्रुवम् ।
स्थापयेद् युक्तालङ्कारैः कलशं कामरूपकम् ॥ ७९ ॥

વૈરાટજાતિ, દ્રાવિડજાતિ, ભૂમિજજાતિ, વિમાનોદ્ભવ જાતિ અને વલ્લભાદિ જાતિ એ સમસ્ત જાતિના કળશ તેના પ્રાસાદના છઠ્ઠા ભાગે વિસ્તારમાં કરવા. તે ધર્મ, અર્થ, કામ, મોક્ષ અને ઇચ્છિત ફળને આપનાર છે. તે કળશ વિધિ વિધાનથી અનેક અલંકાર સાથે સ્થાપવાથી કામરૂપદાતા છે. ૭૮–૭૯

## કળશનાં અન્ય બે પ્રમાણો—

रेखायाः पंचमांशेन कलशं कारयेद् बुधः ।
घण्टाविस्तारपादेन तत्पादेन युतं पुनः ॥ ८० ॥
इत्थं कलश विस्तार उच्छ्रयस्तस्य सार्द्धतः ।

કળશનાં બીજાં બે પ્રમાણો કહે છે. શિખરની રેખાના પાયચાની પહોળાઇના પાંચમા ભાગે કળશનો વિસ્તાર બુદ્ધિમાન શિલ્પીએ કરવો.

ત્રીજું પ્રમાણ—ઘંટા. આમલસારાના વિસ્તારના ચોથા ભાગમાં તેનો ચોથો ભાગ ઉમેરતાં જેટલો વિસ્તાર થાય, તેટલો કળશ વિસ્તારમાં રાખવો. એટલે આમલસારાની પહોળાઈથી સવાયો કરી, ચતુર્થાંશ કળશની પહોળાઈ રાખવી. એ રીતે કળશનો વિસ્તારનાં પ્રમાણ જાણી તેનાથી દોઢો ઉંચો કળશ કરવો. ૮૦

## કળશવિભાગ—

विस्तारं दशभिर्भागै-रुदयं दशपंच च ॥ ८१ ॥
पदग्रही द्विभागा तु पंचभागमथांडकम् ।
ग्रीवा भागेन चैकेन भागैकं पद्मपत्रिका ॥ ८२ ॥
कर्णिका भागमेकं तु अत ऊर्ध्वं तु पट्टिका ।
बीजपूरं पंचभाग-मुदयं दशपंच च ॥ ८३ ॥




કળશ (ઇંડા) માન

નાગરાદિ પ્રાસાદના આવેલ કળશ પ્રમાણના—પહોળાઈમાં દશ ભાગ અને ઉંચાઈમાં પંદર ભાગ કરવા. તેમાં નીચલી પડઘી બે ભાગની, અંડક પાંચ ભાગનો તે પર ગળું એક ભાગ, પદ્મપત્રિકા એક ભાગની, કણી એક ભાગની અને તે ઉપર પટ્ટિકા કરી અને બીજોરૂં=ડોડલો=પાંચ ભાગનો કરવો એ રીતે ઉંચાઇના પંદર ભાગ થયા. ૮૧-૮૨-૮૩

उदयं च समायुक्तं विस्तारांशमतः शृणु ।
पदग्रही द्विभागा तु पंचभागं तु चांडकम् ॥ ८४ ॥

ग्रीवा चैव द्विभागा तु त्रिभागा पद्मपत्रिका ।
कर्णिका च द्विसार्धा तु बीजपूरं सार्द्धांशकम् ॥
अग्रं तु भागमेकं तु चैत्रं कलशलक्षणम् ॥ ८५ ॥

કળશના ઉદયના ભાગ કહ્યા—અને હવે પહોળાઇના ભાગ સાંભળો. પડઘી ગર્ભથી બે ભાગ, અંડક ગર્ભથી પાંચ ભાગનું, ગળું ગર્ભથી બે ભાગ, છાજલી ગર્ભથી ત્રણ ભાગની, કણી ગર્ભથી અઢી ભાગની, બીજોરૂં ગર્ભથી દોઢ ભાગનું રાખવું. બીજોરા (ડોડલા)નો અગ્રભાગ, ઉપલો એક ભાગનો રાખવો. આ પ્રમાણે કળશ લક્ષણ જાણવું. ૮૪-૮૫

## પ્રાસાદ પુરૂષ—

अथातः संप्रवक्ष्यामि
पुरुषस्य प्रवेशनम् ।
न्यसेद् देवालयेष्वेवं
जीवस्थानं फलं भवेत् ॥८६॥

હવે હું પ્રાસાદ પુરૂષનો પ્રવેશવિધિ કહું છું. પ્રાસાદોમાં તે જીવસ્થાને છે. તેને પધરાવવાથી ફળ મળે છે. ૮૬

एकहस्ते तु प्रासादे
पुरुषोऽर्धाङ्गुलो भवेत् ।
अर्धाङ्गुला भवेद् वृद्धि-
र्यावत्पंचाशद्धस्तकम् ॥ ८७ ॥

સુવર્ણના પ્રાસાદ પુરૂષની મૂર્ત્તિનું પ્રમાણ કહે છેઃ—એક હાથના પ્રાસાદથી પચાસ હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક ગજે અર્ધાઅર્ધા આંગળની વૃદ્ધિ કરી તે પ્રમાણની પ્રાસાદ પુરૂષની મૂર્ત્તિ કરાવવી. ૮૭



प्रासाद सुवर्णपुरुष

પ્રાસાદ સુવર્ણ પુરૂષ

**પ્રાસાદ પુરૂષનું સ્થાન—**

छादनस्य प्रवेशेषु शृंगमध्येऽथवोपरि ।
शुकानासावसानेषु वेद्यूर्ध्वे भूमिकान्तरे ॥ ८८ ॥

આ પ્રાસાદ પુરૂષને ક્યાં ક્યાં સ્થાયી સ્થાપી શકાય તે કહે છેઃ—છજા-છાતીયાની ઉપર, ખીખરીઓના થરોના મધ્યમાં, શિખરના ઉપર (આમલસારામાં), શુકનાસના ઉપર, વેદીની ઉપર, ભૂમિની મધ્યમાં, આ પ્રાસાદ પુરૂષની સ્થાપના કરવી.[1] ૮૮

हेमजं तारजं वापि ताम्रजमभिषेकयेत् ।
कलशेनाज्यपूर्णेन सौवर्णं पुरुषं न्यसेत् ॥ ८९ ॥

સોનાનો, રૂપાનો કે ત્રાંબાનો કળશ ઘી ભરીને, તે પર અભિષેક કરેલા સુવર્ણ પુરૂષને (પલંગ સાથે) સ્થાપન કરવો. ૮૯

मध्यगर्भे विधातव्यो हृदयवर्णको विधिः ।
हंसतूला ततः कुर्यात् ताम्रपर्यंकसंस्थितः ॥ ९० ॥
शय्यायां च प्रसुप्तोऽसौ पद्मं च दक्षिणे करे ।
त्रिपताकं करे वामे कारयेद् हृदि संस्थितः ॥ ९१ ॥

મધ્યગર્ભમાં આ હૃદયવર્ણ (પ્રાણ)ની સ્થાપનાનો વિધિ કરવો. ત્રાંબાનો પલંગ કરાવી, તે ઉપર રૂની ભરેલી રેશમી શય્યા ઉપર પ્રાસાદ પુરૂષની મૂર્ત્તિ સુવરાવવી. તેના જમણા હાથમાં કમળ ધારણ કરાવવું. અને ડાબા હાથમાં ત્રણ શિખાવાળી પતાકાવાળો ધ્વજાદંડ રાખી હાથ છાતીયે રાખવો. ૯૦-૯૧

**ધ્વજાદંડનું પૃથક્ પૃથક્ ઉદયમાન—**

प्रासादकटिविस्तारं चतुष्कीस्तंभविस्तरात् ।
गर्भभित्तिसमं दैर्घ्यं क्वचित् कर्णस्य विस्तरम् ॥ ९२ ॥

---

૧. પ્રાસાદ પુરૂષને વર્ત્તમાન કાળમાં આમલસારાના મધ્યમાં સ્થાપન કરવાનો વિધિ આ પ્રમાણે છે. નીચે ગાયનું ઘી ભરેલો કળશ શેર સવાશેરનો ભરી તેના પર ઢાંકણું વાસી તે પર સુવર્ણ પુરૂષને ગાદીવાળા ચાંદીના ઢોલીયામાં સુવરાવે છે. અને તે પર બેત્રણ ઈંચની જેટલી જગ્યા ખાલી રહે તેમ આરસના પાટીયાનું ઢાંકણું સંપુટની જેમ મૂકવામાં આવે છે. તે પર પ્રતિષ્ઠા સમયે ઈંડું કળશ સ્થાપન કરે છે. સુવર્ણ પ્રાસાદ પુરૂષ દબાય તેમ ઢાંકવું નહિ. સંપુટની જેમ ખાલી જગ્યા રાખવી.

विभक्ते चैव प्रासादे शिखरविस्तृतेः समम् ।
[1]ध्वजवंशस्य दीर्घत्वं मया प्रोक्तं मतान्तरे ॥ ९३ ॥

ધ્વજદંડની લંબાઇનાં વિવિધ પ્રમાણો:—(૧) પ્રાસાદનો વિસ્તાર જાંગીયે હોય તેટલો. (૨) ચોકીના પદના બે થાંભલાના વિસ્તારના ગાળા જેટલો. (૩) ગભારાના વિસ્તાર જેટલો. (૪) રેખાયે હોય તેટલો. (૫) પ્રાસાદના શિખરના પાયચા જેટલો વિસ્તાર હોય તેટલો. એમ ધ્વજાદંડ લાંબો કરવો. એ પાંચ પ્રકારનાં જુદાં જુદાં મતાંતરો મેં કહ્યાં છે. (તે પાંચ પ્રકારનાં જુદાં જુદાં નામો કહે છે.) ૯૨–૯૩

**ધ્વજ દંડનાં નામો—**

विजयः शक्तिरूपश्च सुप्रभश्च जयावहः ।
पंचमो विश्वरूपस्तु प्रमाणं तस्य कल्पयेत् ॥ ९४ ॥

ઉપર કહેલા ધ્વજદંડની લંબાઇનાં પાંચ પ્રકારનાં નામ કહે છે. (૧) વિજય, (૨) શક્તિરૂપ, (૩) સુપ્રભ, (૪) જયાવહ અને (૫) વિશ્વરૂપ, એ પંચવિધ ધ્વજદંડનાં નામો જાણવાં.[2] ૯૪

---

[1] ધ્વજદંડનાં અન્ય પ્રમાણો—

दंडः कार्य-स्तृतीयांशे शिलान्तः कलशान्तकम् ।
मध्यश्चाष्टांशहीनोऽसौ ज्येष्ठः पादोनः कन्यसः ॥

નીચે ખરાથી ઈંડા કળશ સુધીની ઉંચાઇના ત્રીજા ભાગ જેટલો લાંબો દંડ જયેષ્ઠ-માનનો, તેનાથી આઠમો ભાગ હીન કરે તો મધ્યમાનનો, અને ચોથો ભાગ હીન કરે તો કનિષ્ઠ માનનો જાણવો.

**ક્ષીરાર્ણવમાં ધ્વજદંડ પ્રમાણ—**

पिंडं च कथितं वत्स उदयं च ह्यतः शृणु ।
प्रासादकोणमर्यादा सप्तहस्तान्तकं मतम् ॥
गर्भमाने च कर्त्तव्यं यावत्पंचाशद्धस्तकम् ॥

ધ્વજદંડનું માન હવે હું કયાંથી લેવું તે કહું છું, તે સાંભળ. એકથી સાત હાથના પ્રાસાદને કોણરેખાના માને, પચીશ હાથ સુધીનાને ગર્ભગૃહના માને, અને પચાસ હાથ સુધીનાને પાયચાના વિસ્તારના માને, ધ્વજાદંડની લંબાઇ કરવી.

[2]. ધ્વજદંડનાં ત્રિવિધ માન—

प्रासादपृथुमानेन दंडो ज्येष्ठः प्रकीर्त्तितः ।
मध्या हीनो दशांशेन पंचमांशेन कन्यसः ॥

પ્રાસાદ રેખાયે હોય તેટલો ધ્વજદંડ લાંબો તે જયેષ્ઠ માન, તેનાથી દશમો ભાગ હીન કરે તો મધ્યમાન, અને જો પાંચમો ભાગ હીન કરે તો કનિષ્ઠ માન જાણવું.

मूलरेखाप्रमाणेन कनिष्ठं दंडसंभवम् ।
मध्यमं द्वादशांशेन षडंशेन तथोत्तमम् ॥

શિખરના પાયચા જેટલો ધ્વજદંડ કનિષ્ઠ માનનો જાણવો. તેમાં બારમો ભાગ વધારવાથી મધ્યમાન, અને છઠ્ઠો ભાગ વધારવાથી જયેષ્ઠ માન જાણવું.



ખજુરાહો કંડર્ય મહાદેવના ભવ્ય પ્રાસાદ. દીપાર્ણવ



મુંબઈ-માટુંગા જૈન મંદિર  શિલ્પકાર બળવંતરાય પ્રભાશંકર સોમપુરા  દીપાર્ણવ

દંડની જાડાઇનું પ્રમાણ—

एकहस्ते तु प्रासादे दंडः पोदोनमंगुलम् ।
अर्धाङ्गुला भवेद् वृद्धि–र्यावत् पंचाशद्धस्तकम् ॥ ९५ ॥

पृथुत्वं च प्रकर्त्तव्यं सुवृत्तं पर्वकान्वितम् ।
पर्वभिर्विषमैः कार्यः समग्रन्थिः सुखावहः[१] ॥ ९६ ॥

એક હાથના પ્રાસાદનો ધ્વજદંડ, પોણો આંગળ જાડો રાખવો. એથી પચાસ હાથના પ્રાસાદને પ્રત્યેક ગજે અર્ધા અર્ધા આંગળની વૃદ્ધિ કરવી. તેની આ જાડાઈ, ધ્વજદંડની પર્વસહિતની ગોળાઈની જાણવી. ધ્વજદંડને વિષે એકી ગાળા અને બેકી ગ્રંથિ (કાકણી) હોય તેવો સુખને આપનારો જાણવો. (શિવશક્તિને તેથી ઉલટું કહ્યું છે). ૯૫–૯૬

ધ્વજદંડનું કાષ્ઠ—

वंशमयोऽपि कर्त्तव्यो दृढदारुमयोऽपि च ।
शिंशपः खदिरश्चैव अर्जुनो मधुकस्तथा ॥

ધ્વજદંડ વાંસનો અથવા મજબૂત લાકડાનો સીસમ, ખેર, અર્જુન કે મહુડાના કાષ્ઠનો કરવો.

सुवृत्तः सारदारुश्च ग्रंथिकोटरवर्जितः ॥ ९७ ॥

સુંદર, ગોળ, સારૂં, પાકું અને કઠણ લાકડું ગાંઠો, કોતરકાણા વગરનું કાષ્ઠ ધ્વજદંડમાં લેવું. ૯૭

ધ્વજદંડની પાટલીનું માન અને આકૃતિ—

तदूर्ध्वे च षडंशेन मर्कटी चार्धविस्तृता ।
तत् त्रिभागमुत्सेधं च किंकणी–घंट–मंडिता ॥ ९८ ॥

---

१. क्षीरार्णव — समपर्वे यदा दण्डस्तत्र शक्तिमयं भवेत ।
समं च विषमं प्रोक्तं शुभं तद्भवने द्वयम् ॥

ઉપર એકીપર્વને બેકી કાંકણીનો ધ્વજદંડ શુભ કહ્યો છે. જ્યારે ક્ષીરાર્ણવકાર કહે છે કે **સમપર્વ** અને બેકી કાંકણીવાળો ધ્વજદંડ શક્તિદેવીના (અને મહાદેવના) મંદિરોમાં કરાવવો. જો કે એકી કે બેકી બેઉ પ્રકારના ધ્વજદંડો ભવનને વિષે તો શુભ જ છે.

अर्धचन्द्राकृतिश्चैव पार्श्वे कार्यो गगारकः ।
तस्योर्ध्वे कलशः कार्यः पंचमांशेन दीर्घतः ॥ ९९ ॥

ધ્વજાદંડ ઉપરની પાટલી, દંડની લંબાઇના છઠ્ઠા ભાગની કરવી. પાટલીની લંબાઈના અર્ધભાગની પહોળી કરવી. અને પહોળાઇના ત્રીજા ભાગે પાટલી જાડી કરવી. તેને ઘુઘરીઓ અને ઘંટડીયોથી સુશોભિત કરવી. ધ્વજાદંડની પાટલીમાં અર્ધચંદ્રની આકૃતિ કરવી. બાજુમાં બે ગગારાની આકૃતિ કરવી. પાટલી ઉપર કળશ કરવો. તે કળશ પાટલીની લંબાઈના પાંચમા ભાગનો ઉંચો કરવો. (ધ્વજાદંડનો શ્લોક આગળ આપેલ છે). ૯૮–૯૯

**પ્રકારાન્તર—**

दंडपृथुसप्तगुणाऽऽ-पंच षड्गुणाऽऽद्वादशम् ।
ऊर्ध्वे पंचगुणा प्रोक्ता मर्कटीमानमुच्यते ॥ १०० ॥

ધ્વજદંડની પાટલીનું બીજું માન કહે છેઃ—દંડની જાડાઈથી સાતગણી પાટલી લાંબી, પાંચ હાથ સુધીના પ્રાસાદને કરવી. છથી બાર હાથ સુધીના પ્રાસાદને ધ્વજદંડની જાડાઇથી છ ગણી પાટલી લાંબી કરવી. અને તે ઉપરના વિશેષ ૧૩ થી ૫૦ ગજના પ્રાસાદોને દંડની જાડાઈથી પાંચગણી પાટલી લાંબી કરવી. ૧૦૦

**ધ્વજાપતાકા પ્રમાણ—**

ध्वजादंडप्रमाणेन पताकां च प्रलंबयेत् ।
पृथुत्वे चाष्टमांशेन त्रिभिर्वा पंचभिः शिखैः ॥ १०१ ॥
पताका दिव्यवस्त्रा चा-र्द्धचन्द्रा च सकिंकिणी ।
देवचिह्नाकृतायुध-वाहनादीनालेखयेत् ॥ १०२ ॥

ધ્વજાદંડની લંબાઈ જેટલી પતાકા ધ્વજા લાંબી રાખવી. તેની પહોળાઈ આઠમા ભાગે રાખવી. તે ત્રણ કે પાંચ શિખાવાળી કરવી દિવ્યવસ્ત્રની પતાકા કરાવવી. તેમાં અર્ધચંદ્રની આકૃતિ કરવી. કાંગરી અને ઘુઘરીઓ ફરતી લટકાવવી. પતાકામાં દેવનું કાંઇ ચિહ્ન આયુધ કે વાહન આલેખવું. ૧૦૧–૧૦૨

चतुर्मुखे मेर्वादिके प्रासादे दंडपंचकम् ।
शिखरस्योरुशृंगेऽपि चतुर्दंडांश्च स्थापयेत् ॥ १०३ ॥

મેરૂ પ્રાસાદને, ચતુર્મુખ પ્રાસાદને (કે સાંધાર પ્રાસાદને) ધ્વજદંડ પાંચ ચડાવવા. એક મૂળ શિખરને અને બીજા ચાર ધ્વજદંડો શિખરના ઉપલા ઉરૂ-શૃંગમાં સ્થાપન કરવા (એમ પાંચ). ૧૦૩

निष्पन्नं शिखरं दृष्ट्वा ध्वजहीनं न कारयेत् ।
असुरा वासमिच्छन्ति ध्वजहीने सुरालये ॥ १०४ ॥

તૈયાર થયેલા શિખરને ધ્વજા વગર રાખવું નહિ. કારણ કે ધ્વજારહિત શિખરને જોઈને ભૂતાદિ રાક્ષસો તેમાં વાસ કરવા ઇચ્છે છે. તેથી દેવાલય ધ્વજા-રહિત રાખવું નહિ. ૧૦૪

इदृशं कुरुते यश्च लभते चाक्षयं पदम् ।
दिव्यदेहो भवेत्तस्य सुरैः सहस्रैः क्रीडति ॥ १०५ ॥

**इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे शिखरनिर्माणाधिकारे नवमोऽध्यायः ॥ ९ ॥**

ઉપર પ્રમાણે ધ્વજાયુક્ત પ્રાસાદ કરાવનારને અક્ષય સુખની પ્રાપ્તિ થાય છે તેમજ દિવ્યદેહ ધારણ કરી હજારો વર્ષો દેવોની સાથે ક્રીડા કરે છે. ૧૦૫

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો શિખર નિર્માણનો શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ રચેલ, શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો નવમો અધ્યાય સમાપ્ત.**



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे दशमोऽध्यायः ॥

### मंडपाधिकार

**श्रीविश्वकर्मा उवाच—**

अथातः संप्रवक्ष्यामि मंडपानां तु लक्षणम् ।
प्रासादस्य प्रमाणेन मंडपं कारयेद् बुधः ॥ १ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે. હવે હું મંડપનાં લક્ષણ કહું છું. બુદ્ધિમાન શિલ્પિએ પ્રાસાદના પ્રમાણથી મંડપ બનાવવા. ૧

**મંડપ પ્રમાણ—**

(१) (२) (३) (४)
समं सपादं सार्द्धं च पादोनद्वयमेव च ।
द्विगुणं चाथ कर्त्तव्यं अत ऊर्ध्वं न कारयेत् ॥ २ ॥

મંડપ (૧) પ્રાસાદના માન જેવડો, (૨) પ્રાસાદથી સવાયો, (૩) દોઢો, (૪) પોણાબેગણો અને (૫) બમણો—એ રીતે પાંચ પ્રકારના માનનો મંડપ કરવો. એથી મોટો ન કરવો.[1] ૨

**શુકનાસનું સ્થાન—**

प्रासादस्याथ शिखरं तदुच्छ्रये प्रकल्पितम् ।
छाद्योर्ध्वं स्कंधपर्यंत-मेकविंशतिभाजितम् ॥ ३ ॥

---

૧. **અપરાજિત સૂત્ર ૧૮૫માં** મંડપના સાત પ્રકારના પ્રમાણ કહ્યા છે. પ્રાસાદની (૧) સમ, (૨) સવાયો, (૩) દોઢો, (૪) પોણાબે ગણો. (૫) બમણો. (૬) સવાબે ગણો, અને (૭) અઢીગણો કરવાનું કહ્યું છે. **समराङ्गण सूत्रधार अ ६७માં** લઘુ પ્રાસાદને મોટો મંડપ કરવો હોય તો થઇ શકે તેમ કહ્યું છે. વાસ્તુ ભૂમિના સંકોચના કારણે ઓછો પણ થઇ શકે. વળી તે કહે છે કે—

शतमष्टोत्तरं ज्येष्ठ-श्चतुःषष्टि करोऽवरः ।
कनिष्ठो मंडपः कार्यो द्वात्रिंशत्करसंमितः ॥

એકસો આઠ હાથનો જ્યેષ્ઠ માનનો, ચોસઠ હાથનો મધ્ય માનનો, અને બત્રીશ હાથનો કનિષ્ઠ માનનો મંડપ રચી શકાય છે. **अपराजित सूत्र ૧૮૫માં** (૧) દશ હાથથી વધુ પ્રમાણના પ્રાસાદને મંડપ સમ અગર સવાયો કરવો. (૨) પાંચથી દશ હાથ સુધીના પ્રાસાદને દોઢો મંડપ કરવો. (૩) ચાર હાથના પ્રાસાદને પોણાબે ગણો (૪) ત્રણ હાથના પ્રાસાદને બમણો. (૫) બે હાથ કે એક હાથના પ્રાસાદને ચોકી ચતુષ્કિકા કરવી.



આબુ દેરાણી જેઠાણી ગોખલો (અધ્યાય ૧૦)



વસ્તુપાળ તેજપાળ આબુનો મંડપ (અધ્યાય ૧૦)



સ્તંભો (શ્લોક ૯, અધ્યાય ૧૦)



કક્ષાયુક્ત સ્તંભ (શ્લોક ૭-૮, અધ્યાય ૧૦)

अंकदिशारुद्रसूर्य–त्रयोदशान्तमुत्सृजेत् ।
शुकनासस्य संस्थानं छाद्योर्ध्वे पंचधामतम् ॥ ४ ॥

પ્રાસાદના શિખરની ઉંચાઇમાં શુકનાસનું સ્થાન કરવું. છજાના ઉપરથી શિખરના બાંધણાની મથાળા સુધીની ઉંચાઇમાં એકવીશ ભાગ કરવા, તેમાંથી નવ, દશ, અગિયાર, બાર અથવા તેર ભાગે શુકનાસનું સ્થાન રાખવું. આમ પાંચ પ્રકારે શુકનાસનું સ્થાન જાણવું. ૩-૪

## મંડપ પરની સંવર્ણાદિની ઉંચાઇ—

तेन मानेन पदान्तं मंडपोर्ध्वे समुच्छ्रयम् ।
तदूर्ध्वे न हि कर्त्तव्य–मधःस्थं नैव कल्पयेत् ॥ ५ ॥

शुकनाससमा घंटा न न्यूना न ततोऽधिका ।
अन्योन्यं च यदा ग्रस्तं महादोषा इति स्मृताः ॥ ६ ॥

શુકનાસના માન સુધી મંડપના (ઘુમટનો આમલસારો કે સંવર્ણાની) ઘંટા ઉંચાઇમાં સમસૂત્ર બરાબર રાખવી. શુકનાસથી ઘંટા ઉંચી ન રાખવી તેમ નીચી પણ ન રાખવી. શુકનાસ બરાબર ઘંટા (આમલસારો) સમસૂત્ર (એક લેવળમાં) રાખવો, ઉંચો નીચો ન રાખવો. જો એક બીજાથી ઉંચા નીચું થાય તો મહા-દોષ ઉત્પન્ન થાય.[1] ૫-૬

## સ્તંભોની આકૃતિ અને તેનાં નામ—

चतुरस्राश्च रुचका भद्रजा भद्रसंयुताः ।
प्रतिरथा वर्धमानाः षडंशकेन षडस्रकाः ॥ ७ ॥
अष्टांशेन भवेत्कर्णा अष्टकर्णास्तु स्वस्तिकाः ।
पंचविधोक्ताः स्तंभाश्च कार्याः प्रासादभूषिताः ॥ ८ ॥

હોય તેનું "રૂચક" નામ જાણવું. ત્રિનાશક-
ચાર ખુણાવાળો ચોરસ સ્તંભ
વાળાને "ભદ્રજા', પઢરા (પ્રતિરથ)વાળા સ્તંભનું "વર્ધમાન", છ ખુણાવાળાનું

---

આ મતનું સમર્થન કરે છે. ત્યારે તે જ
૧. अपराजित सूत्र ૧૮૮માં શુકનાસના तदूर्ध्वे न च कर्त्तव्यः मधःस्थं नैव दूषयेत् ।
ગ્રંથના सूत्र ૧૮૫નો તેરમો શ્લોક
શુકનાસથી ઘંટા ઉંચી ન કરવી. પણ નીચી હોય તો દોષ નથી. પ્રાસાદ મંડનના સાતમા
અધ્યાયનો સાતમો શ્લોક પણ ઘંટા નીચી રહે તો દોષ નથી તેમ કહે છે. न्यूना श्रेष्ठा
न चाधिका ।

"षडस्रक", આઠ ખુણાવાળાનું સ્વસ્તિક નામ જાણવું. એ રીતે પાંચ પ્રકારના સ્તંભો પ્રાસાદના આભૂષણ રૂપ જાણવા.[१] ७-८

भद्रैरलंकृता कुंभी स्तंभो भद्राष्टास्रवृत्तः ।
भरण्यां पल्लवा वृत्ता शीर्षाग्रे वाथ किन्नराः ॥ ९ ॥

પ્રાસાદ મંડપની કુંભી ભદ્રથી અલંકૃત કરવી. એક સ્તંભમાં જુદાં જુદાં સ્વરૂપ કહ્યાં છે. પરંતુ એક સ્તંભમાં ભદ્ર અષ્ટાસ્ર અને વૃત્તના ઘટ્ટપલ્લવયુક્ત કરવાં. ભરણાને ખુણે પત્રપાંદડાં અને નીચેની કર્ણિકા ગોળ (વૃત્ત) (જો સ્તંભનું શીર્ષ અષ્ટાસ્ર હોય તો) કરવી. "શરૂ" એક યા બે ગોળ ગુંડાવાળું કરવું. અગર કિન્નર (કીચક)ના રૂપથી અલંકૃત કરવું. ९

## સ્તંભનું વિસ્તાર (જાડ) પ્રમાણ પહેલું—

प्रासादस्य दशांशेन एकादशांशेनैव च ।
द्वादशांशेन कर्त्तव्या ज्येष्ठ–मध्यम–कन्यसाः ॥ १० ॥

પ્રાસાદ રેખાયે હોય તેના દશમા ભાગે, અગિયારમા ભાગે કે બારમા ભાગે, સ્તંભની જાડાઈ રાખવી. તે જ્યેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ માન જાણવું.[२]

## સ્તંભના વિસ્તાર (જાડ)નું બીજું પ્રમાણ—

एकहस्ते तु प्रासादे स्तंभः स्याच्चतुरङ्गुलः ।
सप्ताङ्गुलश्च द्विहस्ते त्रिहस्ते नवाङ्गुलः ॥ ११ ॥

---

१. સ્તંભોની આકૃતિ પ્રમાણેના નામો અપરાજિત સૂત્ર १८४માં આજ પ્રમાણે કહ્યાં છે. **मत्स्यपुराण अ० २५५**માં (१) રૂચક (ચોરસ), વજ્ર (અષ્ટાંશ) (३) દ્વિવજ્રક (સોળાંશ), (४) પ્રલીનક (બત્રીશ અંશ), (५) વૃત્ત (ગોળ). આમ નામ ને સ્વરૂપ કહ્યાં છે. **मानसार अ० १५**માં (१) બ્રહ્મકાંત (ચોરસ), (२) વિષ્ણુકાંત (અઠાંશ), (३) રૂદ્રકાંત (સોળાંશકવૃત્ત), (४) સ્કંધકાંત (પાંચ કે છઠાંશ) આમ નામ ને સ્વરૂપ આપેલાં છે. સ્તંભના ઘાટને નકશી અનેક પ્રકારની થાય છે. સાદા ઘાટવાળા, રૂપવાળા, નકશીવાળા થાય છે. બારમી તેરમી સદીના સ્થાપત્યોના અવશેષોમાં ઘટપલ્લવયુક્ત સ્તંભો જોવામાં આવે છે. હમણાં બસોક વર્ષથી સ્તંભોના સામાન્ય સ્વરૂપ નીચે ભદ્ર, તે પર અઠાંશ, તે પર ગોળ, અને તેની ઉપર છએક ઈંચનો અઠાંશના પટ્ટામાં ગ્રાસમુખ કે ફુલ્લ કરેલાં જોવામાં આવે છે. તે ગ્રાસના મુખમાંથી સાંકળી ટોકરી લટકતી હોય છે. અગર ફુલનો તોગો હોય છે.

२. **अपराजित सूत्र १८५**માં પ્રાસાદના પ્રમાણથી સ્તંભની જાડાઇ १०–११–१२–१३ કે १४ ભાગે એમ પાંચ પ્રકારે રાખવાનું વિધાન છે. સ્તંભના જાડ પ્રમાણ તો વાસ્તુ દ્રવ્યની દઢતા ઉપર આધાર રાખે છે. શ્યામ પાષાણ, આરસ, જોધપુરી ખારો પત્થર કે પોરબંદરી પત્થર એમ ઉત્તરોત્તર દઢ છે. એટલે આરસનો સ્તંભ ખારા કે પોરબંદરી પત્થરના સ્તંભથી પાતળો થાય. તેમાં વિવેક બુદ્ધિથી કામ કરવું.

द्वादशाङ्गुलविस्तारः प्रासादे चतुर्हस्तके ।
चतुर्हस्तादितः कृत्वा यावद् द्वादशहस्तकम् ॥ १२ ॥
सार्द्धाङ्गुला भवेद् वृद्धिः प्रतिहस्ते विवर्धयेत् ।
द्वादशहस्तस्योर्द्धे तु यावत्तु त्रिंशहस्तकम् ॥ १३ ॥
एकाङ्गुला ततो वृद्धि-र्हस्ते हस्ते प्रदापयेत् ।
अत ऊर्ध्वं ततः कुर्याद् यावत्पंचाशद्धस्तकमू ॥ १४ ॥
अर्द्धाङ्गुला भवेद् वृद्धिः कर्त्तव्या शिल्पिभिः सदा ।
चतुर्गुणोच्छ्रयं प्रोक्त-मेतत्स्तंभस्य लक्षणम् ॥ १५ ॥

એક હાથના પ્રાસાદને ચાર આંગળ જાડો સ્તંભ કરવો, બે હાથનાને સાત આંગળ, ત્રણ હાથનાને નવ આંગળ, ચાર હાથનાને બાર આંગળ સ્તંભ જાડો કરવો. પાંચથી બાર હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે દોઢ દોઢ આંગળ વધારવો. તેરથી ત્રીસ હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે એકેક આંગળ અને એકત્રીશથી પચાસ હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે અર્ધા અર્ધા આંગળની વૃદ્ધિ કરતાં જવું. તે માનનો જાડો સ્તંભ કરવો (સામાન્ય રીતે) સ્તંભની જાડાઇથી ઉંચાઈ ચાર ગણી કરવી. એ રીતે સ્તંભનું લક્ષણ શિલ્પિઓએ જાણવું. ૧૧-૧૫

## (સાંધાર) મહાપ્રાસાદોના પ્રાગ્રીવ મંડપનું ઉદયમાન—

| | |
|---|---|
| ૧ રાજસેનક<br>૨ વેદિકા<br>૦।। આસનપટ્ટ<br>૪ સ્તંભ<br>૦।। ભરણું<br>૧ સરૂ<br>૧।। પાટ<br>——<br>૧૦।। | नरपीठस्य चोर्ध्वे तु उत्तरङ्गस्य मस्तकम् ।<br>कृत्वा दश हि सार्द्धांशान् भागैकं राजसेनकम् ॥ १६ ॥<br>वेदिका च द्विभागा तु भागार्धासनपट्टकः ।<br>स्तंभश्चैव चतुर्भागो भागार्धं भरणं भवेत् ॥ १७ ॥<br>शरं च भागेनैकेन पट्टश्च सार्द्धभागकः ।<br>कन्यसं च समाख्यातं मध्यमं शृणु सांप्रतम् ॥ १८ ॥ |

મહાપ્રાસાદના મહાપીઠના નરથરના મથાળાથી દ્વારપરના ઉત્તરંગના મથાળા સુધીની ઉંચાઇ મુખપ્રાગ્રીવ મંડપની સાડાદશ ભાગની કરવી. તેમાં એકનું રાજસેનક, બે ભાગની વેદિકા (જંઘાવેણી રાશીયું), અરધા ભાગનો આસનપટ્ટ (આસરોટ) કરવો. તે ઉપર ચાર ભાગનો ઉંચો સ્તંભ કરવો. અરધા ભાગનું ભરણું, એક ભાગનું સરૂ, અને દોઢ ભાગનો પાટ જાડો કરવો. એ રીતે મંડપના ઉદયનું કનિષ્ઠમાન કહ્યું છે. મધ્યમ માનનો ઉદય કહું છું તે સાંભળો. ૧૬-૧૭-૧૮

સાંધાર અને નિરંધાર પ્રાસાદોના મંડોવર સાથે મંડપના ઉદયનો સમન્વય



## (નિરંધાર) પ્રાસાદોના ત્રીક મંડપનો ઉદય—

नरपीठस्य चोर्ध्वं तु कूट छाद्यस्य मस्तकम् ।
कृत्वा दश च सार्द्धांशान् पूर्वमानेन मध्यमम् ॥ १९ ॥

(નિરંધાર) પ્રાસાદોમાં પીઠના નરથરના મથાળાથી છજાના મથાળા સુધીની ત્રીક મંડપની ઉંચાઈમાં સાડાદશ ભાગ કરવા. તેમાં ઉપર કહેલા માન પ્રમાણે રાજસેન કે વેદિકા સ્તંભાદિ કરવાં. આ મધ્યમાન જાણવું. ૧૯



આબુ લુણીંગવસહીનો મંડપ, સ્તંભો, હીંડોલક તોરણ અને દ્વાર (અધ્યાય ૧૦)



છત વિતાન નૃસિંહાવતાર (અધ્યાય ૧૦)

## (સાંધાર) મહાપ્રાસાદના ત્રીકમંડપના ઉદયનું બીજું માન—

नरपीठस्य चोर्ध्वे तु यावद् भरणीमस्तकम् ।
भागाश्च दशसार्द्धांशा ज्येष्ठमानं विधीयते ॥ २० ॥

(સાંધાર) મહાપ્રાસાદના મહાપીઠના થરથરના મથાળાથી મંડોવરની ભરણીના મથાળા સુધીના ત્રીક મંડપના ઉદયના સાડાદશ ભાગ કરવા. તેમાં ઉપર કહેલા માન પ્રમાણે રાજસેનક વેદિકા સ્તંભાદિ કરવાં. આ જ્યેષ્ઠ માન જાણવું.[1] ૨૦

## મંડપના વિતાન ઘુમટનાં ત્રણ વિધાનો—

मंडपानांसमस्तानां मध्ये कुर्याद्वितानकम् ।
आद्योत्पत्तिसमं सव-वितानानां तु लक्षणम् ॥ २१ ॥
वितानानि विचित्राणि क्षिप्तान्युत्क्षिप्तकानि च ।
समतलानि ज्ञेयानि उदितानि त्रिधा क्रमात् ॥ २२ ॥






વિતાનનો પ્રકાર--ક્ષિપ્તાન્યુત્ક્ષિપ્તા--તલદર્શન અને છેદદર્શન

૧. નિરંધાર કે સાંધાર પ્રાસાદોના ગર્ભગૃહના મંડોવરના થરો પ્રમાણે ગૂઢ મંડપના થરવાળાનો મંડોવર કરવો. પરંતુ જો ત્રીક મંડપ કરવો હોય તો કહેલા મધ્યમાન પ્રમાણે ઉદય જાણવો. પરંતુ તેમાં અંદરના થાંભલાના છોડ તો कुंभकेन समाकुंभीના કહેલા સૂત્ર પ્રમાણે રાખવા. સાંધાર પ્રાસાદોમાં શ્લોક ૧૬–૧૭ અને ૨૦ પ્રમાણે ત્રીક મંડપનો ઉદય કરવો. આ રીતના કાર્યમાં સુત્ર શિલ્પિએ થરભંગ થવા ન દેવા. તારંગામાં આ

ગૂઢમંડપ, ત્રીકમંડપ, નૃત્યમંડપ, પ્રાગ્રીવાદિ મંડપો એવા સમસ્ત પ્રકારના મંડપોની અંદર ઉપર વિતાન ઘુમટ કરવા. સર્વ વિતાનના લક્ષણોની ઉત્પત્તિ સમ=સરખા છાતીયા ઢાંકવાની પ્રથાથી શરૂ થઈ. વિતાન=ઘુમટો વિચિત્ર પ્રકારના (અનેક) કહ્યા છે. તેમાં ત્રણ પ્રકાર મુખ્ય છે. પહેલો ક્ષિપ્તઉત્ક્ષિપ્ત, બીજો સમતલ અને ત્રીજો ઉદિત એમ ત્રણ ક્રમ મુખ્ય જાણવા. ૨૧-૨૨



ગગારુ અને કોલથી અલંકૃત થરોવાળા વિતાન (ઘુમટ)નાં દર્શન અને છેદદર્શન. ઉદિત (૧)

પ્રમાણે છે. સોમનાથજીના જુના કે નવા મંદિરમાં પણ આમ છે. સાંધાર પ્રાસાદના સ્તંભાદિના થરમેળ માટે **कुंभकेन समाकुंभी-स्तंभशिरं च जंघयोः** કહેલ છે. એટલે કુંભા બરાબર કુંભી અને થાંભલો, ભરણું અને સરૂ જાંગીના મથાળામાં સમાવવું. અને પાટ ઉદ્‌ગમના થરમાં સમાવવો. આ સૂત્ર મેરૂમંડોવરતે લાગુ પડે છે. અન્યતે નહિ. (નિરંધાર પ્રાસાદને નહિ).

(૧) ક્ષિપ્તઉત્ક્ષિપ્ત એટલે ઘુમટના થરો ઉપર કોલ જેમ ઉપર ચડીને પાછો નીચે ઉતરી પાછા ઉપર ચઢીને ઢંકાય તે ક્ષિપ્તઉત્ક્ષિપ્ત.

(૨) સમતલ એટલે સીધા છાતીયાની જેમ ઢંકાય તે સમતલ. તેમાં છાતીયા સાદા રાખે છે કે પછી તેમાં પદ્મની આકૃતિ જેવું થોડા ઉપાડવાળું કોતરકામ કરે છે. તેને સમતલ પ્રકાર કહેવા.

(૩) ઉદિત એટલે ઘુમટના થરો કોલ કાચલા ગવાળુના થરોથી ઉંચુ ઉંચુ કરી ઢંકાય. અગર સાદા ગલતાના થરોથી પણ ઘુમટ થાય. તેના મધ્યમાં પદ્મશિલા ઝુમર જેવી લટકતી થાય. તે ઉદિત ત્રીજો પ્રકાર જાણવો.



ગવાળુ કોલથી અલંકૃત વિતાન (ઘુમટ)નું તલદર્શન ઉદિત (૨)

## વિતાન ઘુમટના ઉદયના થરોનું ઉદિતાન પ્રકારનું માન કહે છે—

| | |
|---|---|
| ૭ કણીદાદરી | उदयो विस्तरार्द्धेन षट्षष्टिभिर्विभाजिते । |
| ૪ રૂપકંઠ | कर्णदर्दरिका कार्या सप्तभागप्रमाणतः ॥ २३ ॥ |
| ૬॥ ગજતાલુ–૧ | रूपकंठश्चतुर्भागः षोडशविद्याधरयुक् । |
| ૬ ગજતાલુ–૨ | गजतालु षड्भागं तु सार्द्धषड्भागकं तथा ॥ २४ ॥ |
| ૫ કોલ–૧ | पंचभागं भवेत् कोलः चतुःसार्द्धश्चतुर्थकः । |
| ૪॥ કોલ–૨ | |
| — | |
| ૩૩ | एवं तु कारयेन्नित्यं वितानानैकमंडितम् ॥ २५ ॥ |




ગજતાળુ (ગવાળુ) અને કોલાદિ થરો યુક્ત વિતાન (ઘુમટ) તેના વિસ્તાર વિભાગ ૬૬
અને ઉદયવિભાગ ૩૩— (વિતાનનું દર્શન અને છેદદર્શન)

મંડપનો વિતાન ઘુમટ પહોળાઈથી અર્ધ ઉંચો કરવો. તે પહોળાઈના છાસઠ (૬૬) ભાગ કરવા. તેની ઉંચાઈમાં તેત્રીશ ભાગ કહે છે. (પાટ ઉપર હાંશોના થરો પછી) સાત ભાગની કણીદાદરી, ચાર ભાગનો રૂપકંઠ-તેમાં (આઠ અગર) સોળ વિદ્યાધરોનાં રૂપો નીકળતાં કરવાં. ગવાળુ=કાચલાનો થર છ ભાગનો, તે પર બીજો થર સાડા છ ભાગનો જાડો. તેના પર પાંચ ભાગનો કોલનો થર કરી તે પર ચોથો થર સાડાચાર ભાગનો ગવાળુનો કરવો. ઉદિત વિતાનની હંમેશ

ક્ષિપ્ત-ઉત્ક્ષિપ્તાનિ પ્રકારનો વિતાન ( છત )　　આબુ　　અ. ૧૦



સમતલાનિ-વિતાનનો પ્રકાર ( છત ) આબુ　　અ. ૧૦



ઉદિતાનિ પ્રકારનો વિતાન-ઘુમટ ( આબુ )    અ. ૧૦



ક્ષિપ્તઉત્ક્ષિપ્ત પ્રકારનો કળામય વિતાન ( ઘુમટ )          દીપાર્ણવ અ. ૧૦



આબુનો ઉદિતાની પ્રકારનો કળામય વિતાન
( ઘુમટ ) પદ્મશિલા અને વિદ્યાદેવીનાં ઉભાં રૂપ
દીપાર્ણવ અ. ૧૦



ઉદિતાની પ્રકારનો કળામય વિતાન ( ઘુમટ ) રૂપકોલ
અને ( ગજદંત ) ગવાક્ષ પ્રકારનો વિતાન
દીપાર્ણવ અ. ૧૦

એ વિધ એ રીતે થાય છે. વિતાન અનેક રીતે સુશોભિત (આકાશના તારામંડપ જેવો) કરવો.[1] ૨૩-૨૪-૨૫

**પુષ્પકાદિ મંડપો—**

पुष्पकोऽथ चतुःषष्ट्या सुभद्रो स्तंभद्वादश ॥
पुष्पकाद् द्वौ द्वौ हीनाः स्यु-र्मंडपाः सप्तविंशतिः ॥ २६ ॥

१ २ ३ ४
पुष्पकः पुष्पभद्रश्च सुवृत्तोऽमृतनन्दनः ।
५ ६ ७ ८
कौशल्यो बुद्धिसंकीर्णो गजभद्रो जयावहः ॥ २७ ॥
९ १० ११ १२
श्रीवत्सो विजयश्चैव वास्तुकीर्त्तिः श्रुतिजयः ।
१३ १४ १५ १६
यज्ञभद्रो विशालश्च सुश्रेष्ठः शत्रुमर्दनः ॥ २८ ॥
१७ १८ १९ २०
भागपंचो नंदनश्च मानवो मानभद्रकः ।
२१ २२ २३ २४
सुग्रीवो सरितश्चैव कर्णिकारः शतर्द्धिकः ॥ २९ ॥
२५ २६ २७
सिंहश्च सिंहभद्रश्च सुभद्रश्च तथैव च ।
इत्येते मंडपाः प्रोक्ताः सप्तविंशतिः संख्यया ॥ ३० ॥

---

૧. વિતાન એટલે આકાશ, ચંદરવો. મંડપનું વિતાન, આકાશ, ઘુમટ, છત. શ્લોક ૨૩ થી ૨૫ માં કહેલા કોલકાચલાના ભાગો સામાન્ય રીતે કહ્યા છે. વિતાન અનેક પ્રકારના થાય છે. અષ્ટાંશના પાટ પર સોળ કે બત્રીશ હાંશો મુકી કણીદાદરીનો થર સર્વમાં થાય છે. તે પર રૂપકંઠનો થર ગોળ થાય છે. તેમાં કોઇ ગ્રાસના મુખો કરે છે. કોઈ દેવ દેવી-ઓનાં સ્વરૂપો કરે છે. કોઈ દશ્યો કરે છે. જૈન મંદિરમાં ચોવીશ તીર્થંકરો તેમના યક્ષ-યક્ષણી સાથે ફરતા તે થરમાં કરે છે. હવે આ થર પછી વિવિધ થરો થાય છે. કેટલાક કોલનો એક થર અને એક કાચલાનો એક થર. કોઇ બે થર કોલના અને એક કાચલાનો, કોઇ ત્રણ થર કોલના અને પછી કાચલાનો થર ચઢાવે છે. મધ્યમાં પદ્મશિલા ચઢાવે છે. જેને લોકભાષામાં ઝુમ્મર કહે છે. કોલકાચલાના થરો ચડાવી સંકોચી મધ્યમાં પદ્મશિલા કોતરકામવાળી લટકતી થાય છે. પદ્મશિલા સ્થાપન કરવાનું મુહૂર્ત્ત વિધિથી કરવાનું શાસ્ત્રકારોએ કહ્યું છે. કારણ કે તે ઘુમટનો છેલ્લો પાષાણ ચડાવવામાં ઘણું જોખમ રહેલું છે.

વિતાનના વિવિધ ૧૧૧૩ પ્રકારો શિલ્પજ્ઞોએ કહ્યા છે. કોલકાચલાના થરોના વિતાન (ઘુમટ) થાય એટલું જ નહિ પરંતુ લુમો પર લુમો (લામસા)ના નીકાળાથી સંકોચી, અગર મદળો પર મદળો ચડાવી, ગોળ અગર ચારે બાજુથી સંકોચી વિતાન (ઘુમટ) થાય છે. ઘુમટનું સાદું કામ કરવાનું હોય તો ગોળ થર પર ગલતા (પુષ્પકંઠ) જેવા થરો

## પુષ્પકાદિ ૨૭ મંડપ સ્વરૂપ—(૧)




પાંચસાત ઉપરાઉપર નીકાળા કાઢી ચડાવી, સંકોચી ઉપર પદ્મશિલા સ્થાપન કરે છે. ગર્ભગૃહમાં તો લગભગ જુના મંદિરોમાં આજ પ્રથા હતી. વિતાન શબ્દ અને તેની કૃતિ શિલ્પવર્ગમાં વિસ્મૃત થતી જાય છે. કારણ કે મુસ્લીમ રાજ્યકાળ પછી આપણી શિલ્પ-શૈલીમાં કેટલાક ફેરફારો થયા છે. ઘુમટ બીલકુલ સાદા અંદર બહાર થવા માંડયા, તોરણનું સ્થાન કમાને લીધું. વિતાનના બાહ્ય ભાગ ઉપર સંવરણા=શામરણ કરવાનું વિધાન શસ્ત્રોક્ત છે. શામરણના બદલે સંન્યાસીના મસ્તક જેવા સાદા ગોળ ઘુમટ થવા માંડયા. જો કે હજુ સંવરણા શિલ્પકારો કરી રહ્યા છે તેટલું શુભચિહ્ન છે.

## પુષ્પકાદિ મંડપ સ્વરૂપ—(૨)



पुष्यकादि मण्डपो.

પ્રથમ પુષ્પક નામનો ચોસઠ સ્તંભોનો મંડપ જાણવો. તેમાંથી બબ્બે સ્તંભો અનુક્રમે ઓછા ઓછા કરવાથી સત્તાવીશમો સુભદ્ર નામનો મંડપ બાર સ્તંભનો જાણવો. એ રીતે પુષ્પકાદિ સત્તાવીશ મંડપોનાં નામ કહું છું: ૧ પુષ્પક (૬૪ સ્તંભ), ૨ પુષ્પભદ્ર (૬૨ સ્તંભ), ૩ સુવૃત્ત (૬૦ સ્તંભ), ૪ અમૃતનંદન (૫૮ સ્તંભ), ૫ કૌશલ્ય (૫૬ સ્તંભ), ૬ બુદ્ધિસંકીર્ણ (૫૪ સ્તંભનો), ૭ ગજભદ્ર (૫૨ સ્તંભ), ૮ જયાવહ (૫૦ સ્તંભનો), ૯ શ્રીવત્સ (૪૮ સ્તંભ), ૧૦ વિજય (૪૬ સ્તંભનો),

૨૧ વાસ્તુકીર્તિ (૪૪ સ્તંભનો), ૧૨ શ્રુતિજય (૪૨ સ્તંભનો), ૧૩ યજ્ઞભદ્ર (૪૦ સ્તંભનો, ૧૪ વિશાલ (૩૮ સ્તંભ), ૧૫ સુશ્રેષ્ઠ (૩૬ સ્તંભ), ૧૬ શત્રુમર્દન (૩૪ સ્તંભ), ૧૭ ભાગપંચ (૩૨ સ્તંભ), ૧૮ નંદન (૩૦ સ્તંભનો), ૧૯ માનવ (૨૮ સ્તંભનો), ૨૦ માનભદ્રક (૨૬ સ્તંભ), ૨૧ સુગ્રીવ (૨૪ સ્તંભ), ૨૨ હરિત (૨૨ સ્તંભનો), ૨૩ કર્ણિકાર (૨૦ સ્તભ), ૨૪ શતર્ધિક (૧૮ સ્તંભનો), ૨૫ સિંહ (૧૬ સ્તંભ), ૨૬ સિંહભદ્ર (૧૪ સ્તંભનો), ૨૭ સુભદ્ર (૧૨ સ્તંભનો) એમ તેનાં લક્ષણુ કહ્યાં છે.[1] ૨૬–૩૦

પુષ્પકાદિ મંડપ સ્વરૂપ—(૩)




૧ પુષ્પકાદિ ૨૭ મંડપોનાં લક્ષણો અપરાજિત સૂત્ર ૧૮૬માં બહુ સ્પષ્ટ વિગતથી સ્વરૂપો આપેલાં છે. સમરાંગણ સૂત્રધાર અ. ૬૭માં આ મંડપોના નામો અને સ્વરૂપો આપેલાં છે. પણ તે અસ્પષ્ટ છે. **મત્સ્યપુરાણ** અ. ૨૭૦માં નામો અને સ્તંભ સંખ્યા આપેલા છે, **વિશ્વકર્માપ્રકાશ**માં પણ સત્તાવીશ મંડપોનાં નામ સંખ્યા આપેલાં છે. પરંતુ સ્વરૂપ આપેલાં નથી.



મદળયુક્ત કળામય તોરણ — દીપાર્ણવ



કળામય હીડોલક પ્રકારનું તોરણ — દીપાર્ણવ



ઓરિસ્સા ભુવનેશ્વરના તોરણનો પ્રકાર　　　　દીપાર્ણવ

બીજા પ્રકારના મેર્વાદિ પચ્ચીશ મંડપો કહે છે—

मेर्वादींश्च प्रवक्ष्यामि पंचविंशतिमंडपान् ।
भीत्तिद्वारप्राग्रीवांश्च भूमिकां मांडमुच्छ्रयम् ॥ ३१ ॥
तेषां खंडस्य संस्थाने कर्तव्यं शास्त्रपारगैः ।
एकभूमिं द्विभूमिं वा गर्भसूत्रानुसारतः ॥ ३२ ॥

હવે હું મેરૂ આદિ પચ્ચીશ પ્રકારના મંડપ કહું છું. તેમજ ભિત્તિયુક્ત દ્વારવાળો પ્રાગ્રીવ (પ્રવેશ) મંડપ, ભૂમિ-મજલા અને માઢની ઉંચાઈ કહું છું. મંડપોના ખંડો એક ભૂમિવાળા અથવા બે ભૂમિવાળા, પ્રાસાદના ગર્ભસૂત્રને અનુસરીને શિલ્પશાસ્ત્રના પારગામી શિલ્પિઓએ કરવા. ૩૧-૩૨

મેર્વાદિ મંડપોનાં લક્ષણો—

लक्षणानि समोक्तानि कथयामि समासतः ।
चतुरस्त्रीकृते क्षेत्रे अष्टधा प्रविभाजिते ॥ ३३ ॥
द्विभागं च भवेन्मध्ये चतुष्क्या संवृते धरैः ।
अलिंदं भागिकं कुर्याद् द्वादशस्तंभैः शोभितम् ॥ ३४ ॥

હવે હું મેર્વાદિ મંડપોનાં લક્ષણ કહું છું. સમચોરસ ક્ષેત્રના આઠ ભાગ કરવા. તેમાંથી વચલા ચાર વિભાગનું એક પદ કરી ફરતી ચારે દિશામાં બબ્બે ભાગની પહોળી ચતુષ્કિકા કરવી. અને તે ચતુષ્કિકા=અલિંદ=એકેક ભાગ નીકળતી કરવી. પહેલો મંડપ બાર સ્તંભવાળો કરવો. ૩૩-૩૪

બીજો અને ત્રીજો મંડપ—

द्वितीयो विंशतिस्तंभै-रष्टाविंशतिभिः परैः ।
भद्रं तु भागनिष्कासं षड्भागं चैव विस्तरे ॥ ३५ ॥

બીજો મંડપ વીશ સ્તંભોનો અને ત્રીજો મંડપ અઠ્ઠાવીશ સ્તંભોનો જાણવો. તેમાં એકેક ભાગ ભદ્રનો (આલંદ=ચોકીનો) કરવો. આ મંડપો (છત્રીશ ભાગના ક્ષેત્રમાં છ ભાગ વિસ્તારમાં કરવા. ૩૫

ચોથો મંડપ—

प्रतिभद्रं ततो भागे चतुर्भागं तु विस्तरम् ।
द्विभागायामविस्तारः प्राग्रीवः स्याच्चतुर्दिशि ॥ ३६ ॥

(સોળ પદમાં બાર સ્તંભોવાળા મંડપને ચારે તરફ) ચાર ભાગ વિસ્તારનો એક ભાગ નીકળતો પ્રતિભદ્ર કરવો. અને તેમાંથી આગળ (એક ભાગ) નીકળતી અને બે ભાગ લાંબી પહોળી ચતુષ્કિકા-પ્રાગ્રીવ અલિંદ ચોતરફ કરવી. (આ રીતે ચોથો મંડપ છત્રીશ સ્તંભનો જાણવો). ૩૬

# ભૂમિયુક્ત મેર્વાદિ પચ્ચીશ મંડપ રચના—

| ક્રમાંક | મંડપનું નામ | સ્તંભસંખ્યા | ભૂમિ | પ્રથમભૂમિસ્તંભ | દ્વિતીયભૂમિસ્તંભ | તૃતીયભૂમિસ્તંભ | ચતુર્થભૂમિસ્તંભ | પંચમભૂમિસ્તંભ |
|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ત્રૈલોક્યવિજય | ૬૪ | પ્રથમ | ૩૬ | ૨૮ | | | |
| ૨ | વિરોક્ષ | ૬૬ | | ૩૬ | ૩૦ | | | |
| ૩ | લક્ષ્મિવિલાસ | ૬૮ | દ્વિતીય ભૂમિ | ૩૬ | ૩૨ | | | |
| ૪ | પ્રતાપવર્ધન | ૭૦ | | ૩૬ | ૩૪ | | | |
| ૫ | પુરૂષાબ્જ | ૭૨ | | ૩૬ | ૩૬ | | | |
| ૬ | મહાકાન્ત | ૭૪ | | ૩૬ | ૨૮ | ૧૦ | | |
| ૭ | ભૂર્ભુવ | ૭૬ | | ૩૬ | ૨૮ | ૧૨ | | |
| ૮ | પુણ્યાત્મા | ૭૮ | | ૩૬ | ૨૮ | ૧૪ | | |
| ૯ | શાંતિદેહ | ૮૦ | તૃતીય ભૂમિ | ૩૬ | ૨૮ | ૧૬ | | |
| ૧૦ | સુરપ્રિય | ૮૨ | | ૩૬ | ૨૮ | ૧૮ | | |
| ૧૧ | શતશ્રૃંગ | ૮૪ | | ૩૬ | ૨૮ | ૨૦ | | |
| ૧૨ | પૂર્ણાખ્ય | ૮૬ | | ૩૬ | ૨૮ | ૨૨ | | |
| ૧૩ | કીર્તિપતાક | ૮૮ | | ૩૬ | ૨૮ | ૧૨ | ૧૨ | |
| ૧૪ | મહાપદ્મ | ૯૦ | | ૩૩ | ૨૮ | ૨૦ | ૬ | |
| ૧૫ | પદ્મરાગ | ૯૨ | ચતુર્થ ભૂ. | ૩૬ | ૨૮ | ૨૦ | ૮ | |
| ૧૬ | ઇંદ્રનિલ | ૯૪ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૦ | |
| ૧૭ | શ્રૃંગવા | ૯૬ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | |
| ૧૮ | શ્વેતવૈ | ૯૮ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૪ | |
| ૧૯ | રત્નકૂટ | ૧૦૦ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૪ |
| ૨૦ | હેમકૂટ | ૧૦૨ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૬ |
| ૨૧ | ગંધમાદન | ૧૦૪ | પંચમ ભૂમિ | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૮ |
| ૨૨ | હિમવાન | ૧૦૬ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૧૦ |
| ૨૩ | કૈલાસ | ૧૦૮ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૨ | ૧૨ |
| ૨૪ | મંદર | ૧૧૦ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૪ | ૧૨ |
| ૨૫ | મેરૂ | ૧૧૨ | | ૩૬ | ૨૮ | ૨૦ | ૧૬ | ૧૨ |




ભૂમિયુક્ત મેર્વાદિ ૨૫ મંડપ રચના.

द्वादशशतस्तंभाश्च भूमिका पंचधोच्छ्रिता ।
मेरुमंडप उक्तश्च द्विभौमोर्ध्वं च मांडतः ॥ ३७ ॥

એકસો બાર સ્તંભવાળો પાંચ મજલાવાળો મેરૂમંડપ જાણવો. તે બે મજલાની ઉંચાઇ ઉપરનો કરવો. તે પર માઢ કરવો. ૩૭

द्वौ द्वौ स्तंभौ ह्रस्वयोगाद् मंडपाः स्युर्यथाक्रमम् ।
चतुःषष्टिस्तंभकान्तं मंडपाः पंचविंशतिः ॥ ३८ ॥

એકસો બાર સ્તંભોથી બબ્બે સ્તંભ ઓછા ઓછા ક્રમથી કરતાં ચોસઠ સ્તંભો સુધીના પચ્ચીશ મંડપો થાય (એમ ચોસઠ સ્તંભોવાળો બે ભૂમિનો ત્રિલોકવિજય મંડપ જાણવો.) ૩૮

[1]छाद्यादूर्ध्वं द्विपदं स्यात् तथा वै पद्मसंभवे ।
जंघाऽर्धे तु तथा कार्या नवधा पंचलक्षणम् ॥ ३९ ॥
जंघोत्सेधं समोदयं षोडशांशं समोर्ध्वतः ।
उत्तरोत्तरसूत्रेण बाह्यपट्टाम्न[2] संशयः ॥ ४० ॥
गर्भच्छाद्यं तत्सेधस्था शाखा................
तत्क्षेत्रस्य........उक्तं बाह्यपदं न संशयः ॥ ४१ ॥
मंडपाग्रे द्वितीयस्तु तृतीयस्तु यदा भवेत् ।
द्वारस्य विक्रमे (?) यस्य द्वारपट्टं न संशयः ॥ ४२ ॥
द्वारस्याधें त्रिभागे वा यावद्[3] दशांशं विधीयते ।
दोषस्तत्र समाख्यात-स्तालभेदोऽन्यथा भवेत् ॥ ४३ ॥
अलिंदाश्चोपलिंदाश्च [4]भ्रमसूत्रानुसारतः[5] ।
बाह्यद्वारं तु कर्त्तव्यं किंचिन्मूलाधिकं शुभम् ॥ ४४ ॥

(સભ્રમ મહાપ્રાસાદોમાં) છજા સુધીમાં ઉપર બે પદની નીકળતી ચતુષ્કિકાની રચનાવાળા મંડપનું નામ પદ્મસંભવ જાણવું. જંઘાના અર્ધભાગ સુધીમાં નવ ભાગમાં પાંચ લક્ષણ જાણવાં. જંઘાની ઉંચાઈ બરાબર ઉદય કરવો, કે સોળમો ભાગ ઉપર લઇ જવો (?) એમ ઉત્તરોત્તર સૂત્ર બહારના પદોની ઉંચાઈ સંશય

૧. શ્લોક ૪૦ થી ૪૪ સુધીના ચાર શ્લોકના પાઠ ભેદની સ્પષ્ટતા કોઇ વિદ્વાન શિલ્પિ પાસેથી મળશે તો નવી આવૃતિમાં સાભાર સ્વીકાર કરવામાં આવશે.

૨. **पदान्नः** – પાઠાન્તર. ૩. **द्वारजालगवाक्षकै** – પાઠાન્તર.

૪. **समसूत्र** – પાઠાન્તર. ૫. **गर्भसूत्रानुसारतः** – પાઠાન્તર.

વગર રાખવી—ગર્ભગૃહની ઉંચાઈ બરાબર ચતુષ્કિકા કરવી. તેની શાખા........ ............તે ક્ષેત્રની.........કહેલી છે. બહારના પદ પ્રમાણે રાખવામાં સંશય ન કરવો. મંડપની આગળ બીજી અને ત્રીજી એમ (ચતુષ્કિકા) કરવી. દ્વારના સમસૂત્રમાં દ્વારપટ્ટ=ઉત્તરંગ એક સૂત્રમાં રાખવા. પરંતુ દ્વારના અર્ધા કે ત્રીજા કે દશમા ભાગે જાળીયાં કે ગવાક્ષ=ગોખલા કરવા. પણ તે સર્વ ગવાક્ષ-ગોખલા એક તાલમાં રાખવા. તેમાં તાલ ભેદ થાય તો દોષ ઉત્પન્ન થાય છે. અલિંદ= ચતુષ્કિકા અને નીકળતી ચતુષ્કિકા ફરતી સમસૂત્રમાં અને ગર્ભસૂત્રને અનુસરીને કરવી. બહારનું પ્રવેશ=સિંહદ્વાર કંઈક (મૂળ દ્વારથી) મોટું કરવું તે શુભ છે. ૩૯-૪૪

**મેરૂ આદિ પચ્ચીશ મંડપનાં નામ—**

गर्भसूत्रानुसारेण मंडपं कारयेद् बुधः ।
मेरु(१)-मंदार(२)-कैलासा(३) हिमवान्(४) गंधमादनः(५) ॥ ४५ ॥
हेमकूटो(६) रत्नकूटः(७) श्वेतो वै शृंगवांस्ततः(८) ।
इंद्रनीलः(९) पद्मरागो(१०) महापद्मस्तथा(११) परः ॥ ४६ ॥
कीर्त्तिपताक(१२)-पूर्णाख्यौ(१३) शतशृङ्गः(१४) सुरप्रियः(१५) ।
शांतिदेहश्च(१६) पुण्यात्मा(१७) भूर्भुवःस्वः(१८) सन्मार्गकः(१९) ॥ ४७ ॥
प्रताप(२०)-तेजोवर्धनौ(२१) विमानः(२२) पद्मसंभवः(२३) ।
लक्ष्मीविलासो(२४) विज्ञेय-स्त्रैलोक्यविजयस्तथा(२५) ॥ ४८ ॥
पंचविंशतिरित्युक्ता मेर्वाद्या मंडपास्तथा[1] ।
प्रासादस्याग्रतः कार्या बलाणकस्य चोपरि ॥ ४९ ॥

પ્રાસાદના ગર્ભસૂત્રને અનુસરીને વિદ્વાન શિલ્પિએ મંડપની રચના કરવી. તે મેરૂમંડપનાં નામ કહે છે: ૧ મેરૂ, ૨ મંદાર, ૩ કૈલાસ, ૪ હિમવાન, ૫ ગંધમાદન, ૬ હેમકૂટ, ૭ રત્નકૂટ, ૮ શ્વેતશ્રૃંગ, ૯ ઇંદ્રિનીલ, ૧૦ પદ્મરાગ, ૧૧ મહાપદ્મ, ૧૨ કીર્ત્તિપતાક, ૧૩ પૂર્ણાખ્ય, ૧૪ શતશૃંગ, ૧૫ સુરપ્રિય, ૧૬ શાંતિદેહ, ૧૭ પુણ્યાત્મા, ૧૮ ભૂર્ભુવઃસ્વઃ, ૧૯ સન્માર્ગ, ૨૦ તાપતેજ, ૨૧ વર્ધમાન, ૨૨ વિમાન, ૨૩ પદ્મસંભવ, ૨૪ લક્ષ્મીવિલાસ અને ૨૫ ત્રૈલોકયવિજય એ મેરૂ આદિ

---

૧. મેર્વાદિ પચ્ચીશ મંડપોનાં નામ અને તેનું સામાન્ય સ્વરૂપ અપરાજિતસૂત્ર ૧૮૮માં આપેલ છે.

પચ્ચીશ મંડપોનાં નામ જાણવાં. આ મંડપો તે પ્રાસાદની આગળ અને બલાણક ઉપર કરવા. ૪૫–૪૯

## મેર્વાદિ મંડપો કયાં કયાં કરવા—




आथीवादि बार मंडपनां स्वरूप

निर्गूढाग्रे त्रिकः प्रोक्तः<br>
स्तस्याग्रे नृत्यमंडपः ।<br>
राजद्वारे प्रतोल्यग्रे<br>
वापीद्वाराग्र एव च ॥५०॥<br>
देवागारे जगत्यग्रे<br>
जगतीद्वारके विदुः ।<br>
इत्युक्ता सर्वस्थानेषु<br>
मेर्वादिमंडपास्तथा ॥५१॥

પ્રાસાદની આગળ ગૂઢ મંડપ કરવો. તેનાથી આગળ ત્રિકમંડપ (ચોકીમંડપ), તેનાથી આગળ નૃત્યમંડપ કરવો. આ ત્રિકમંડપ, નૃત્યમંડપ, આ પ્રકારના મંડપોની રચનાનો કરવો. રાજપ્રાસાદની આગળ, પ્રતોલ્યાની આગળ, વાવના મુખ આગળ, દેવમંદિરે; જગતી આગળ કે જગતીના દ્વાર આગળ, ઈત્યાદિ સર્વ સ્થળોએ એ મેરૂ આદિ મંડપોની રચના કરવી. ૫૦–૫૧

संवरणाश्च कर्त्तव्या-<br>
श्छाद्यकूटघंटान्विताः ।<br>
माढोऽपि तादृशः कार्यो<br>
यादृशो मेरुमंडपः ॥५२॥

મંડપની ઉપર છાજલી ઉદ્‌ગમ કૂટ ને ઘંટાવાળી સંવરણા (શામરણ) કરવી. માઢ પણ મેરૂ મંડપના જેવો કરવો. ૫૨

अतः प्रासादतुल्या च द्वितीया भूमिरूर्ध्वतः ।
तृतीया च प्रकर्त्तव्या प्रासादस्कंधहीनतः ॥ ५३ ॥

હવે પ્રાસાદના પ્રમાણે બીજી ભૂમિની ઉપર ત્રિભૂમિ-મજલો કરવો. પણ તે પ્રાસાદથી નીચો કરવો. ૫૩

मत्तवारणच्छाद्यं च संवरणा वितानकम् ।
प्रांगणे माढरूपाढ्यः कर्त्तव्यः शुभलक्षणः ॥ ५४ ॥

મંડપોને કક્ષાસન (રાજસેનક વેદિકા તથા આસનપટ્ટાદિ કરવું. તે પર છાદ્ય=ઢાંકણુ=વિતાન કરી ઉપર સંવરણા કરવી. આ પ્રમાણે શુભલક્ષણવાળા મંડપોથી આગળ પ્રવેશ દ્વાર ઉપર માઢ કરવો. ૫૪

## વર્ધમાનાદિ ગૂઢમંડપ—

१ २ ३ ४
वर्धमानः स्वस्तिकाख्यो गरुडः सुरनंदनः ।
५ ६ ७ ८
सर्वतोभद्र-कैलासे-न्द्रनीला रत्नसंभवः ॥ ५५ ॥

૧ વર્ધમાન, ૨ સ્વસ્તિક, ૩ ગરૂડ, ૪ સુરનંદન, ૫ સર્વતોભદ્ર, ૬ કૈલાસ, ૭ ઈન્દ્રનીલ અને ૮ રત્નસંભવ એમ આઠ ગૂઢમંડપનાં નામ જાણવાં અને તે પ્રાસાદની આગળ કરવા. હવે તેનાં સ્વરૂપ લક્ષણ કહે છે—

१ २
चतुरस्रो वर्धमानः स्वस्तिको भद्रसंयुतः ।
३ ४
गरुडः स प्रतिरथः सुरानन्दः प्रभद्रकैः ॥ ५६ ॥
५ ६
कर्णाढचैः सर्वतोभद्रः कैलासो भद्रकोदकैः ।
७ ८
प्रतिरथानिन्द्रनीलः त्रिभिः स्याद्रत्नसंभवः ॥ ५७ ॥
इत्यष्टौ च समाख्याता वर्धमानादिमंडपाः[१] ।
सपीठमंडोवरादि-प्रासादाकृतिमेखला ॥ ५८ ॥

---

૧. અપરાજિત સૂત્ર ૧૮૬માં પુષ્પકાદિ ૨૬ મંડપોનાં સ્વરૂપ લક્ષણો આપેલાં છે. સૂ. ૧૮૭માં વર્ધમાનાદિ આઠ ગૂઢમંડપો સુભદ્રાદિ બાર ત્રિકમંડપોનાં સ્વરૂપનું વર્ણન આપેલું છે. સૂત્ર ૧૮૮માં પ્રાગ્રીવાદિ ષોડશમંડપો અને મેર્વાદિ પચ્ચીશ મંડપો ( અહીં શ્લોક ૩૧ થી ૩૫ સુધીમાં આપેલ છે.) સુરાલય પાંચ મંડપો; યજ્ઞાર્થ પાંચ મંડપો, પાંચ સભામંડપો, પાંચ રાજભૂષણાર્થ મંડપ અને નૃપ ભોજનાર્થ પાંચ મંડપો એ પચ્ચીશ મંડપો સ્તંભસંખ્યા સાથે કહ્યા છે. તે ઉપરાંત નંદનાદિ આઠ મંડપો આપેલા છે.

एकं वा त्रीणि वा कुर्याद् द्वाराणि कामदायकः ।
चतुष्किका याम्योत्तरे अग्रे वा वामदक्षिणे ॥ ५९ ॥













गूढमंडप—(१)




આઠ પ્રકારના ગૂઢમંડપનાં સ્વરૂપ કહે છે: ચોરસ ગૂઢમંડપને વર્ધમાન-૧ કહે છે, ભદ્રવાળાને સ્વસ્તિક-૨, પ્રતિરથવાળાને ગરૂડ-૩, ભદ્ર અને તેની પાસે પ્રતિભદ્ર વાળાને સુરાનંદ-૪, કર્ણની પાસે નંદીવાળો સર્વતોભદ્ર-૫, ભદ્રની પાસે ખુણીવાળો (કે પાણીતારવાળો) કૈલાસ-૬, પ્રતિરથ પાસે નંદીવાળો ઇંદ્રિનીલ-૭, અને ત્રણ ખુણીવાળા ગૂઢ મંડપને રત્નસંભવ-૮ નામે જાણવો.

એ રીતે વર્ધમાનાદિ આઠ ગૂઢમંડપોનાં સ્વરૂપો કહ્યાં. તે મંડપોને પ્રાસાદના જેવું પીઠ અને મંડોવરાદિ થરો કરવા. એક અગર ત્રણ દ્વાર કરવાથી તે કામનાને આપે છે. આગલા દ્વાર આગળ એક અને ડાબા જમણા દ્વાર પાસે એક એક એમ ત્રણે બાજુ દ્વાર કરવાં, તેની આગળ ચોકીઓ કરવી. તેથી વિશેષ વચલી ચોકીની બાજુ જમણી તરફ (એમ ત્રણ પદની) ચોકી કરવી. ૫૬-૫૯

## શિવનાદાદિ છ મહામંડપો—

अतः परं प्रवक्ष्यामि मंडपानां यथाक्रमम् ।
नामस्वरूपं मानं च प्रयुक्तं वृक्षराजसु ॥ ६० ॥
(१) शिवनादो (२) हरिनादो-(३) ब्रह्मनादस्तथैव च ।
(४) रविनादो (५) सिंहनादः (६) षष्ठको मेघनादकः ॥ ६१ ॥



રાજસ્થાન રાણકપુરના મેઘનાદ મંડપનું અંતસ્થ દશ્ય. સ્તંભો, તોરણના બદલે ચદલો, અને કળાયુક્ત કક્ષાસનો

દીપાર્ણવ

PERSPECTIVE VIEW OF SHRI SOMNATH TEMPLE
PRABHAS PATAN

DESIGN BY
PRABHASHANKER. O. SOMPURA
ARCHITECT & RESIDENCIAL SUPERVISOR
SOMNATH TEMPLE

DRAWN BY
BHAGVANJI. M. SOMPURA

શ્રી સોમનાથજી ભવ્ય કૈલાસ મહામેરૂપ્રાસાદઃ ( દક્ષિણે સમુદ્ર, આસપાસનાં પરિવાર દેવોમંદિરોઃ વિહંગ દશ્ય. દીપાર્ણવ
ડ્રાફ્ટસમેન ભગવાનજી મગનલાલ શિલ્પકારઃ સ્થપતિ પ્ર ઓ. સોમપુરા.

હવે હું છ મહામંડપનાં નામ અને સ્વરૂપ પ્રમાણાદિ જે વૃક્ષાર્ણવમાં કહ્યાં છે તે તમોને યથાક્રમથી (સંક્ષિપ્તમાં) કહું છું; ૧ શિવનાદ, ૨ હરિનાદ, ૩ બ્રહ્મનાદ, ૪ રવિનાદ, ૫ સિંહનાદ અને છઠ્ઠો–૬ મેઘનાદ. ૬૦–૬૧



भागाष्टौ शिवनादश्च
स्तंभाश्चत्वारिंशन्मताः ।
हरिनादो द्व्यष्टभागः
स्तंभाः षट्पंचाशन्मताः ॥ ६२ ॥
जिनभागे ब्रह्मनादः
स्तंभाष्टाशीति शोभितः ।
रविनादोऽष्टाविंशतिः
स्तंभाश्च वेदोनशतम् ॥ ६३ ॥
सिंहनादस्तु द्वात्रिंशत्
षट्पंचाशदुत्तरं शतम् ।
षट्त्रिंशत्तु मेघनादः
स्तंभा द्वादशांत्तरं शतम्[1] ॥ ६४ ॥







શિવનાદ, હરિનાદ, બ્રહ્મનાદ, રવિનાદ, સિંહનાદ અને મેઘનાદ—એ છ મહામંડપોનાં તલદર્શન સ્વરૂપ-(૧)

૧. આ છએ મહામંડપોનું વિશેષ સ્પષ્ટીકરણ ભદ્ર પ્રતિરથ-ઉપરથાદિ અંગ વિભાગનું શિલ્પના મહાગ્રંથ વૃક્ષાર્ણવના અધ્યાય ૧૦૨માં વિગતથી આપેલું છે. (૧) શિવનાદ–



મહામંડપો-(૨)

હવે મહામંડપોનાં સ્વરૂપ વર્ણવે છે. આઠ ભાગનો (૧) શિવનાદ મંડપ ચાલીશ સ્તંભનો જાણવો. (૨) હરિનાદ–સોળ ભાગનો અને છપ્પન સ્તંભનો મંડપ. (૩) બ્રહ્મનાદ–ચોવીશ ભાગનો અઠ્ઠાસી સ્તંભનો મંડપ. (૪) રવિનાદ–અઠ્ઠાવીશ ભાગનો છન્નુ સ્તંભનો મંડપ. (૫) સિંહનાદ–બત્રીશ ભાગનો એકસો છપ્પન સ્તંભનો મંડપ. (૬) મેઘનાદ–છત્રીશ વિભાગનો એકસો બાર સ્તંભનો મંડપ જાણવો. ૬૨–૬૩–૬૪

---

આઠ ભાગ. વચલું ભદ્ર ચાર ભાગનું. રેખાનાં બે પદો બે બે ભાગનાં અને દોઢ ભાગનું, ચાલીશ સ્તંભોનો મંડપ. (૨) હરિનાદ–સોળ ભાગના પદોનો. ભદ્ર ચાર ભાગનું, પ્રતિરથ ત્રણ ભાગ અને રેખા ત્રણ ભાગની છપ્પન સ્તંભોનો મંડપ.(૩) બ્રહ્મનાદ–ચોવીશ ભાગના પદોનો, ભદ્ર ત્રણ પદોનું તેમાં મધ્યનું ચાર ભાગ અને બે બાજુના ત્રણ ત્રણ ભાગ. પ્રતિરથ સાડા ત્રણ ભાગનો અને રેખા કર્ણું સાડા ત્રણ ભાગની. અઠ્ઠાશી સ્તંભોનો મંડપ. (૪) રવિનાદ–અઠ્ઠાવીશ ભાગના પદોનો. તેમાં પાંચ ભાગનું ભદ્રનું પદ. ઉપરથનું પદ સાડાત્રણ ભાગનું અને રેખા તથા પ્રતિરથના પદો ચાર ચાર ભાગના. છન્નુ સ્તંભોનો મંડપ. (૫) સિંહનાદ–બત્રીશ ભાગના પદોનો. તેનાથી ભદ્રનાં ત્રણ પદો, તેમાં વચલું પદ પાંચ ભાગનું. બાજુના દોઢ દોઢ ભાગના અને રેખા પ્રતિરથ ને ઉપરથ એ ત્રણ પદો ચાર ચાર ભાગનાં, (૬) મેઘનાદ–છત્રીશ ભાગના પદોનો–તેમાંથી ભદ્રના ત્રણ પદોમાં વચલું છ ભાગનું અને બાજુના બેઉ પદો પાંચ પાંચ ભાગનાં તે ભદ્રો બે પદે નીકાળે ૪+૫ ભાગે રેખા અને પ્રતિરથનાં પદો પાંચપાંચ ભાગનાં જાણવાં. મેઘનાદમાં મધ્યમાં ડબલ અઠાંશ આવે.

शिवनादा षण्मंडपा द्विसार्द्धास्त्रयभूमिकाः ।
सर्वदेवेषु कर्त्तव्याः स्वनाम्ना च विशेषतः ॥ ६५ ॥
रथयुक्ताश्च प्रासादा वेदियुक्ताश्च मंडपाः ।
मध्यस्तंभाष्टके गड्दी तोरणानि प्रदिक्षणे ॥ ६६ ॥

શિવનાદ આદિ છ મહામંડપો અઢી ભૂમિ કે ત્રણ ભૂમિ ઉદયના સર્વ દેવોને કરવા. તેમાં જે જે દેવોનાં નામ છે તે દેવોને વિશેષે કરીને કરવા. પ્રાસાદ રથાદિ (ભદ્ર આદિ અંગ) અંગવાળા કરવા, અને મંડપ વેદીવાળા કરવા. મંડપના વચલા આઠ સ્તંભોને ઠેકી ચડાવી ફરતાં તોરણો કરવાં. ૬૫-૬૬

મંડપાલંકાર—

घट्टपल्लवकुंभीभिः स्तंभाः कार्याः स्वलंकृताः ॥
ईलिकातोरणैर्युक्ता मदलैर्मंडिताः शुभाः ॥ ६७ ॥
देवाङ्गना अष्टद्वादश-षोडशजिनद्वात्रिंशाः ।
चतुःषष्टि कलायुक्ताः स्तंभे स्तंभे विराजिताः ॥ ६८ ॥

મહામંડપોના કુંભી સ્તંભો ઘટ્ટપલ્લવોથી અલંકૃત શોભિતા ઇલિકા તોરણ યુક્ત [1]મદલોવાળા સુંદર કરવા. આઠ, બાર, સોળ, ચોવીશ કે બત્રીશ [2]દેવાંગનાઓ (નૃત્યાદિ ચેષ્ટા કરતી) ચોસઠ કળાયુક્ત એવા લક્ષણવાળી થાંભલે થાંભલે મૂકવી. ૬૭-૬૮

आद्यथरजाड्यकुंभ कर्णिका ग्रासमेव च ।
इत्येवं पीठबन्धस्य भ्रमतश्च प्रदक्षिणे ॥ ६९ ॥
कुंभकलशकपोताल्या वा राजसेनवेदिका ।
आसनपट्टश्च कार्यः कक्षासनविभूषितः ॥ ७० ॥

મંડપને પહેલો થર ભીટ્ટ, જાડંબો, કણી, ગ્રાસપટ્ટીનું પીઠ બંધ ફરતું પ્રદક્ષિણાએ કરવું. ઉપર કુંભો-કળશોને કેવાળના થરો અગર રાજસેનક, વેદિકા; આસનપટ્ટ કરી, તે પર કક્ષાસનથી શોભિતું કરવું. ૬૯-૭૦

---

૧. બે સ્તંભો વચ્ચેના લાંબા ગાળાના પાટની મજબુતાઈ અને શોભા સારૂ મદળો કરવામાં આવે છે. તે કમાન જેવું સુંદર દેખાય છે. તોરણ અને કાચલાવાળા તોરણ કરતાં નીકળતી મદળોથી મજબુતાઇ ઘણી રહે છે. તોરણની પુરાણી શૈલીનું સ્થાન કાચલાવાળી પડદાવાળી પ્રથાએ લીધું છે. તે પાછલા કાળની કૃતિ છે.

૨. દેવાંગના દેવકન્યાનાં સ્વરૂપો બત્રીશના પૃથક્ પૃથક્ તેની વર્ણવેલી શૈલી પ્રમાણે નામ રૂપ શિલ્પશાસ્ત્રોમાં વૃક્ષાર્ણવમાં આપેલાં છે. મન કલ્પત દેવાંગનાનું સ્વરૂપ કરવું નહિ. તે પ્રત્યેક દેવાંગનાનાં જુદાં જુદાં લક્ષણો અને સ્વરૂપનાં નામ આપેલાં તે પ્રમાણે કરવાં.












એકવાડીયા અને દોઢીયા ઉભણીના સ્તંભોના જુદા જુદા પ્રકાર



સોમનાથ પ્રતોલ્યા પરના તોરણનો અંશ
સ્થપતિ-પ્રભાશંકર ઓ. દીપાર્ણવ

પ્રતોલ્યા તોરણ વડનગર આ. ૧



મોઢેરા સૂર્ય મંદિરનું દ્વાર અને સ્તંભો. દીપાર્ણવ



મોઢેરાના મંડપના સુંદર સ્તંભો અને કાચલાવાળા તોરણ. દીપાર્ણવ

प्रासादस्त्रिपंचभूमिः सप्तभिर्नवभिस्तथा ।
ब्रह्मस्थानं सदा रम्यं स्वर्गप्रासादशाश्वतम् ॥ ७१ ॥

चतुर्मुखो ब्रह्मणो हि विष्णोः कुर्याद् विशेषतः ।
चतुर्मुखश्च रुद्रस्य प्रासादः पुण्यहेतवे ॥ ७२ ॥

यथा दिनं विना सूर्यं शशांकं विना शर्वरी ।
यस्मिन् देशे चतुर्मुखः प्रासादो न हि विद्यते ॥ ७३ ॥

મહાપ્રાસાદ ત્રણ, પાંચ, સાત કે નવ ભૂમિનો કરવો. સ્વર્ગ જેવા શાશ્વત પ્રાસાદમાં બ્રહ્મ મધ્યસ્થાન હમેશાં રમ્ય કરવું. બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્રના ચતુર્મુખ પ્રાસાદ કરાવવાથી મહદ્ પુણ્ય ઉપાર્જન થાય છે. જે દેશમાં (આવા રમ્ય) ચતુર્મુખ પ્રાસાદ નથી તે દેશ સૂર્ય વગરના દિવસ જેવો કે ચંદ્ર વિનાની રાત્રિ જેવો જાણવો. ૭૧-૭૨-૭૩

## દેવાદિનાં કયાં કયાં સ્વરૂપો કરવાં—

शिवरूपं च कर्त्तव्यं वामाऽघोरमीशानकम् ।
लास्यं तांडवनृत्यं च वैतालं च विशेषतः ॥ ७४ ॥

नारदस्तुम्बरुश्चैव वादित्रैर्विविधैः सह ।
सिद्धिबुद्धिसमायुक्तो नृत्यकृद्-गणनायकः ॥ ७५ ॥

अष्टाशीतिसहस्राणि ऋषिरूपाण्यनेकधा ।
चतुःसहस्रगोपीयुक् कृष्णः परिकरैर्वृतः ॥ ७६ ॥

स्त्रीयुग्मसंयुतं रूपं लोकलीलां प्रदर्शयेत् ।
[१]मिथुनैः पत्रवल्लीभिः प्रमथैश्चोपशोभयेत् ॥ ७७ ॥

(શિવપ્રાસાદના મંડપમાં) શિવનાં અનેક સ્વરૂપો વામ, અઘોર, તત્પુરૂષ, ઈશાનાદિ કરવાં. લાસ્ય તાંડવ નૃત્ય કરતા શિવ અને વૈતાલનાં રૂપો કરવાં. (તે રીતે પૃથક્ પૃથક્ દેવોના મંદિરમાં તે તે રૂપ કરવાં.) નારદ તુંબરૂ, વિવિધ વાજીંત્ર યુક્ત, અને સિદ્ધિબુદ્ધિ સહિત નૃત્ય કરતા ગણપતિનાં રૂપ કરવાં. એંશી હજાર ઋષિ સ્વરૂપમાંથી અનેક કરવાં. (વિષ્ણુના મંદિરના મંડપમાં) ચાર હજાર ગોપીઓથી લીલા કરતા વિંટાયલા કૃષ્ણનાં સ્વરૂપો કરવાં. સ્ત્રીપુરૂષનાં જોડલાં રૂપો લોકલીલા કરતાં દર્શાવવાં. યુગ્મરૂપો કમળનાં પત્રો અને વેલડીઓનાં રૂપોથી શોભાયમાન કરવાં. ૭૪-૭૭

૧. મિથુનનો અર્થ મૈથુન માની શિલ્પિઓએ અનેક પ્રાસાદોમાં તેવી આકૃતિઓ કુતુહલના હેતુથી કરેલી છે. અશ્લીલ સ્વરૂપો ઘણા જુનાં મંદિરોમાં તેવી ચેષ્ટા કરતાં ખુણેખાંચરે જોવામાં આવે છે તે સહેતુ છે તેવી પણ એક માન્યતા છે.

इन्द्रादिलोकपालाश्च नृत्यं कुर्वन्ति ते सदा ।
भास्करादिग्रहाः कार्याः द्वादश राशयस्तथा ॥ ७८ ॥

सप्तविंशतिर्नक्षत्रा–ण्यष्टाभिः सिद्धिभिर्युताः ।
द्वादशमेघरूपाणि कर्त्तव्यानि प्रयत्नतः ॥ ७९ ॥

अष्टावायाश्चाष्टव्यया नवतारास्वरूपकम् ।
सप्तस्वराश्च षड्रागाः षट्त्रिंशच्च रागिनिकाः ॥ ८० ॥

यक्षगन्धर्वविद्याद्याः पन्नगाः किन्नरास्तथा ।
अनेकदेवता नृत्य–मंडपे परिवेष्टिताः ॥
इलिकातोरणैर्युक्ता गजसिंहविरालिका ॥ ८१ ॥

ઇંદ્રાદિ દિગ્પાલ, લોકપાલ, નૃત્ય કરતા કરવા. સૂર્યાદિ નવગ્રહો, બાર રાશિઓ, સત્તાવીશ નક્ષત્રો, બાર મેઘસ્વરૂપો, અષ્ટમહાસિદ્ધિનાં સ્વરૂપો, આઠ આય, આઠ વ્યય, નવ તારાનાં સ્વરૂપો, સાત સ્વર, છ રાગ, છત્રીશ રાગિણીનાં સ્વરૂપો, યક્ષ, ગાંધર્વ, વિદ્યાધર, નાગ, કિન્નરો, અને અનેક દેવતાઓ મંડપમાં ફરતા નૃત્ય કરતા કરવા. ( મુખ્ય રૂપોને ) ઇલિકા તોરણ સાથે ગજસિંહ અને વિરાલિકા કરવી. ૭૮–૮૧ .

प्रासादाग्रे मंडपः स्या–देकत्रिद्वारसंयुतः ।
जिनत्रिपुरुषद्वार–कासु स्युस्त्रिकमंडपाः[१] ॥ ८२ ॥

પ્રાસાદના આગળનો ગૂઢમંડપ એક અગર ત્રણ દ્વારવાળો કરવો. જીન, બ્રહ્મા, વિષ્ણુ, મહેશને દ્વારકાના પ્રાસાદ આગળ ત્રિકમંડપ કરવા. ૮૨

समतलं च विषमं संघाटो मुखमंडपः ॥
भित्यंतरे यदा स्तंभ–पट्टादौ नैव दूषणम् ॥ ८३ ॥
क्षणमध्येषु सर्वेषु पट्टमेकं न दापयेत् ।
युग्मं च दापयेत्तत्र वेधदोषं विवर्जयेत् ॥ ८४ ॥

પ્રાસાદને એકથી બીજો મંડપ જોડતાં જો ભીતિનું અંતર હોય તો, ભૂમિનું તળ ઉંચાનીચું હોય અગર સ્તંભ કે પાટ આઘા પાછા હોય (એટલે એક સૂત્રમાં લાઇનમાં લેવલમાં ન હોય) તો પણ દોષ લાગતો નથી. ક્ષણ એટલે ખંડ=પદમાં વચ્ચે એક પાટડો ન મૂકવો. પણ બેકી સ્તંભ કે પાટ મૂકીને વેધદોષ તજવો. ૮૩–૮૪

૧. આવાં સ્વરૂપો જગન્નાથજીના મંદિરમાં, કોણાર્કના સૂર્યમંદિરમાં તેમજ ભુવનેશ્વરના મંદિરમાં મોટાં રૂપો કરેલાં જોવામાં આવે છે. જૈનોનાં આબુ તેમજ રાણકપુરના મંદિરોમાં પણ આવાં નાનાં રૂપો છે.

तलैस्तु विषमा स्तुल्यैः, क्षणैः स्तंभैः समैस्तथा ।
विषमे तु तुलापट्टे गूढे चन्द्रावलोकना ॥ ८५ ॥

મંડપની રચના વિષમ એકીપદ વિભાગના તળ ઉપર સમ=એકી સ્તંભોથી કરવી. તુલાપટ્ટ=પાટડા એકી આવે. અલિંદ=ચતુષ્કિકા સન્મુખ કે બાજુમાં એકી=વિષમ કરવા. (અહીં ક્ષણ=ખંડ=પદ એક અર્થમાં છે) અને ગૂઢમંડપનું ભદ્ર કક્ષાસન યુક્ત કરી તેમાં જાળી મૂકવી. ૮૫

निःस्तंभा भित्तिकाभित्ते-(रिष्यशो च) चतुष्किका ।
स्तंभेषु युग्मस्तंभाश्च मूलसूत्रसमुद्भवाः[1] ॥ ८६ ॥

સ્તંભ વગરના મંડપ હોય ત્યાં ભીંત કરવી. (ગૂઢમંડપ) અને બહાર ભીંતને લગતી ગર્ભમાં ચોકીના સ્તંભો કરવા તે ઇષ્ટ છે. થાંભલાઓ એકી સંખ્યામાં મૂળ બ્રહ્મગર્ભને અનુસરીને મૂકવા. ૮૬

उदुंबरार्धे त्र्यंशे वा पादे वा गर्भभूमिका ।
[2]मंडपेषु च सर्वेषु पीठान्ते रङ्गभूमिका ॥ ८७ ॥
कुर्याद् वै द्वित्रिप ेन चित्रपाषाणजेन वा ।

પ્રાસાદના ગર્ભગૃહના ઉંબરાની ઉંચાઈના અર્ધા ભાગે, ત્રીજા ભાગે કે ચોથા ભાગે નીચું ગર્ભગૃહનું ભૂમિતલ કરવું (રાખવું). મંડપ રંગમંડપનું તળ પીઠના

---

૧ ભોજદેવ વિરચિત સમરાંગણ સૂત્રધારના અધ્યાય ૬૬માં કાષ્ઠના મંડપોનાં સ્વરૂપો આપેલાં છે.

માનસાર ગ્રંથમાં પાષાણ અને કાષ્ઠના મંડપો કહ્યા છે. તે મંડપો ક્યાં ક્યાં અને કયા હેતુના કરવા તે લંબાણથી કહ્યું છે. દેવાલય આગળ, નગરગ્રામ આગળ, પુણ્યક્ષેત્ર, તીર્થક્ષેત્ર, જળાશય કિનારે, સમુદ્રતીરે, દેવવિલાસાર્થ, શૃંગારાર્થ મંડપો, દેવારામમંડપો, નૃત્યગીતમંડપ, યાત્રામાર્ગ મંડપ, અગ્નિકાર્યાર્થ મંડપ, સુખાન્વિતાર્થ મંડપ, સ્નાનમંડપ, તપસ્વીમઠ મંડપ, નૃત્યાગાર મંડપ, રાજ્યાભિષેક મંડપ, ભૂપ આયુધમંડપ, ભૂપ અભ્યાસમંડપ, નૃપભોજનાર્થ મંડપ, ભૂપહર્મ્યાંગ મલ્લમંડપ, મેષયુદ્ધાર્થ મંડપ, નાટકાદિ મંડપ, ઉપનયન મંડપ, ક્ષૌરાર્થ મંડપ, યુવરાજ લીલાવલોકનાર્થ મંડપ, એમ પૃથક્ પૃથક મંડપો કહ્યા છે.

૨. ચોકીયો કરતાં ગૂઢમંડપનું તળીયું ઉંચું કરવું જોઈએ. એટલે પીઠથી એક બે આંગળ ઉંચું થાય, ચોકીનું તથા ખુલ્લા મંડપનું તળીયું તો પીઠમથાળે એકસૂત્રમાં થાય. વચ્ચે ઢાળ કરવો. નૃત્ય મંડપનું ભૂમિતલ અહીં બતાવેલું નથી. પરંતુ રાજસ્થાનોના પ્રાસાદમાં કામદપીઠના જાડંબાના તળ ખરશિલના મથાળા બરાબર નૃત્યમંડપનું ભૂમિતલ હોય છે. પરંતુ મહાપ્રાસાદોમાં નૃત્યમંડપનું તળ ગ્રાસપટ્ટીના મથાળા બરાબર હોવાનું સમજમાં છે.

મથાળે રાખવું. રંગમંડપનું તળીયું (આરસામાં) બે ત્રણ પટ્ટાવાળું રંગીન પાષાણથી શોભીતું કરવું. ૮૭

नवनाभं पंचनाभं देवदेवस्य कारयेत् ॥ ८८ ॥
पुष्पकं शंखनाभं तु विष्णवे सुरपूजितम् ।
विडंबं हंसपक्षं तु ब्रह्मणे परिपूजयेत् ॥ ८९ ॥

નવનાભ અને પંચનાભ દેવાધિદેવ મહાદેવને કરવા. પુષ્પક અને શંખનાભ વિષ્ણુદેવને. અને વિડંબ અને હંસપક્ષ એ બ્રહ્માને (મંડપો) કરવા[1] ૮૮-૮૯

अथातः कथितं वत्स! बलाणकस्य लक्षणम् ।
जगतीपादविस्तीर्णं पट्टपादेन वर्जितम् ॥ ९० ॥
शिवसूर्यौ ब्रह्मविष्णू चंडिका जिन एव च ।
एतेषां च सुराणां च कुर्यादग्रे बलाणकम् ॥ ९१ ॥

હવે હે વત્સ હું તમને બલાણકનાં લક્ષણ કહું છું. તે મૂળ પ્રાસાદની જગતી જેટલી પહોળાઇનું બલાણક કરવું. પરંતુ ચોકીના પદ જેટલા વિસ્તારનું ન કરવું. શિવ, સૂર્ય બ્રહ્મા, વિષ્ણુ, ચંડીદેવી અને જીન તીર્થંકરોના દેવોમાં અને રાજાના પ્રાસાદો આગળ બલાણકો કરવાં. ૯૦-૯૧

## બલાણક વિસ્તારનું વિવિધ માન—

प्रासादव्यासमानेन गर्भमानेन चाऽथवा ।
शालालिन्दप्रमाणेन त्रिविधं मानलक्षणम् ॥ ९२ ॥
उत्तमे कन्यसं मध्ये मध्यं कनिष्ठे चोत्तमम् ।
अन्यच्च युक्तिभेदैश्च पुरतः पृष्ठतोऽथ वा ॥ ९३ ॥

પ્રાસાદની પહોળાઈ જેટલું અને (સભ્રમ સાંધાર પ્રાસાદમાં મૂળ) ગર્ભગૃહ પ્રમાણે અને શાળા અલિંદના પ્રમાણથી પહોળું બલાણક રાખવું. આ ત્રિવિધ માન બલાણકનાં કહ્યાં. ઉત્તમ માનનાને કનિષ્ઠ માનનું, મધ્યને મધ્ય માનનું. અને કનિષ્ઠને ઉત્તમ માનનું. એમ બલાણક કરવાં. અન્ય યુક્તિ ભેદે કરીને પૂર્વ અને પશ્ચિમે આગળ અને પાછળ બલાણક કરવાં (બલાણક ચતુર્મુખને ચારે તરફ પણ થાય). ૯૨-૯૩

---

૧. આ ૭ નામના મંડપોનાં સ્વરૂપો કોઇ અન્ય ગ્રંથમાં જોવામાં આવ્યાં નથી. પરંતુ વિતાનના પ્રકારોમાં પંચનાભ, નવનાભ, શંખાવર્ત અને હંસપક્ષ નામો આવે છે. કોઇ વિદ્વાન શિલ્પિ આ ૭ મંડપોનું સ્પષ્ટીકરણ સાથેના પાઠો કોઇ ગ્રંથમાંથી જણાવશે તો શિલ્પસમાજ ઉપકૃત થશે.




આબુ દેલવાડાના કળામય સ્તંભો અને હીંડોલક પ્રકારનાં તોરણો દીપાર્ણવ



આબુ દેલવારાના મંદિરનાં સ્તંભ અને તોરણ

પાંચ પ્રકારના બલાણ નાં નામ—

वामनश्च विमानश्च हर्म्यशालश्च पुष्करः ।
तथा चोत्तुङ्गनामा च पंचैते च बलाणकाः ॥ ९४ ॥
वर्त्तनं कथयिष्यामि पदं संस्थानमानतः ।
प्रासादग्रे च प्राकारे मंदिरे वारिमध्यतः ॥ ९५ ॥

૧ વામન, ૨ વિમાન, ૩ હર્મ્યશાલ, ૪ પુષ્કર, અને ૫ ઉત્તુંગ, એમ પાંચ નામનાં બલાણક જાણવા. તેના વર્ત્તન સ્વરૂપ પદ સંસ્થાનના માનથી બલાણક ક્યાં ક્યાં કરવા તે કહું છું. પ્રાસાદ (રાજમહેલ) આગળ, નગરના કિલ્લા આગળ, દેવમંદિર આગળ અને જળાશયની મધ્યમાં (કે આગળ) એમ બલાણકનાં પદ સ્થાન જાણવાં. ૯૪–૯૫

કયા નામનાં બલાણકો ક્યાં કરવા—

वामनो देवताग्रे च विमानोत्तुंगौ राजवेश्मनि ।
हर्म्यशाले गृहे वाऽपि प्रासादे नगरानने ॥ ९६ ॥
पुष्करं वारिमध्यस्थ-मग्रतश्चैव भूषितम् ।
सप्तनवभूम्युत्तुंग-मत ऊर्ध्वं न कारयेत् ॥ ९७ ॥

દેવપ્રાસાદ આગળ જે બલાણક મંડપ કરવામાં આવે તેનું ૧–વામન નામ જાણવું. રાજમહેલ આગળના બલાણકને ૨–વિમાન અને ૩–ઉત્તુંગ નામના બલાણક જાણવા. ઘરોના આગળ ડેલી કે નગરના મુખ આગળ જે બલાણક કરવામાં આવે તેને ૪–હર્મ્યશાલ નામનો બલાણક કહે છે. જળાશયના મધ્યમાં અને જળાશયના મુખ આગળ શોભિતો એવો ૫–પુષ્કર નામનો બલાણક જાણવો. ઉત્તુંગ નામના બલાણક સાતથી નવમાળ સુધીનો ઉંચો કરવો. તેથી વધુ ઉંચો ન કરવો. ૯૬–૯૭

प्रासादाग्रे जगत्यग्रे ग्रस्तः स्यान्मुखमंडपः ।
ऊर्ध्वभूमिः प्रकर्त्तव्या नृत्यमंडपसूत्रतः ॥ ९८ ॥
लक्षणं तस्य वक्ष्यामि स्थानमानं च भूमिकाम् ।
एकद्वित्रिचतुःपञ्च-रससप्ताष्टभिस्तथा ॥ ९९ ॥

પ્રાસાદની આગળ, જગતીની આગળ, અંદર સમાય તેવો મુખમંડપ કરવો. જગતીનો ભૂમિમંડપ નૃત્યમંડપના સમસૂત્રે કરવો. તેનાં લક્ષણ કહું છું. આ બલાણક એક, બે, ત્રણ ચાર પાંચ છ સાત કે આઠ પદ છેટે સ્થાનમાનનો આશ્રય જાણીને ભૂમિ છોડીને કરવો. ૯૮–૯૯

जगती तु शिरोदेशे जठरे चोत्तरङ्गकम् ।
अधस्तुलोदये भूमि–र्घटनादि च तत्समम् ॥ १०० ॥
तत्समं तु प्रकर्तव्य–मुत्तरङ्गे सपट्टकम् ।
उदयोन्नतमानेन सोपानं तुलामध्यतः ॥ १०१ ॥

જગતીના મથાળા સુધીમાં એટલે તેના જઠરમાં દ્વારના ઉત્તરંગનો સમાસ કરવો. ( જગતી નીચેના પ્રવેશ મંડપ કે ચોકીના ) તુલા–પાટડાનો ઉદય અને ભૂમિદલ, કુંભા બરાબરમાં સમાવવો. જગતીની ચોકીના પાટ બરાબર પ્રવેશદ્વારનો ઉત્તરંગ રાખવો. જગતીના ઉદયના માનમાં પાટડાની અંદર ઉપર ચડવાનાં પગથીયાં કરવાં.[1] १००–१०१

कुंभीस्तंभशिरःपट्टं पृथक्सूत्रतुलादिकम् ।
भूमिं तु भूमिमानेन समसूत्रैर्विचक्षणाः ॥ १०२ ॥

મૂળ પ્રાસાદના બલાણકના કુંભી થાંભલા સરાપાટ અને બીજા પાટ આદિ મજલે મજલાના પ્રમાણે વિચક્ષણ શિલ્પિએ સમસૂત્રે રાખવા. ૧૦૨

बलाणकस्तत्तदग्रे तोरणं भद्रमस्तके ।
तद् बाह्ये मत्तावरणं सन्मुखं वामदक्षिणे ॥ १०३ ॥

---

૧. બલાણક–બલાનક–એટલે લૌકિક ભાષામાં ડેલી=પ્રવેશદ્વાર કે દ્વાર પરનો ભાગ જાણવો. દેવપ્રાસાદમાં પ્રવેશભાગ ઉપરનો મંડપ અગર કેટલેક સ્થળે મૂળ મંદિરના સામે ગર્ભગૃહ કરવામાં આવે છે. દેવપ્રાસાદમાં બલાણક એ રીતે વિશેષ ભાગ હોય છે, કે મૂળ પ્રાસાદની ભૂમિ એક મજલા જેટલી ઉંચી હોય ત્યારે આવા બલાણક નીચેથી પ્રવેશ થાય છે. આમ નીચેના પ્રવેશદ્વારની પણ આગળ કોઇ એક, ત્રણ કે ચાર ચતુષ્કિકા (ચોકી) અગર મંડપ કરે છે. ત્યારે તેને મુખમંડપ કહે છે. (તેને પણ વામન નામ બલાણક કહે છે.) અગર ઉપરના બલાણક મંડપના લગભગ અર્ધભાગે પદના હિસાબે પણ નીચે દ્વાર મૂકવામાં આવે છે. આ દ્વારનો જગતીમાં સમાસ થાય છે. પરંતુ કયાંક ઓછા ઉદયવાળી જગતીમાં શ્લોક ૧૦૧ પ્રમાણે નીચેના મુખમંડપ કે ચોકીના પાટ અને તે પરનો ભૂમિદલ (છાતીયા–રણથળ–લાદી=ફ્લોર)નો સમાસ મૂળપ્રાસાદના ઉદંબરની અંદર એટલે કુંભાની અંદર સમાવે છે. નીચેના મુખમંડપ કે ચોકીનો પાટ દ્વારના ઉત્તરંગ ઉપર સામાન્ય રીતે હોય છે. પરંતુ જયાં એવા ઓછા ઉદયવાળી જગતીમાં દ્વારના ઉત્તરંગના સમસૂત્રે અગર કાંઇક ઉંચે પાટનું તળ રાખવાની ફરજ પડે છે. આ વિષય સ્થાનમાન અને ભૂમિતલના ઉદય ઉપર વિશેષ આધાર રાખે છે. ઉત્તુંગ નામનો બલાણક દ્રાવિડના ગોપુર જેવો અગર રાજપ્રાસાદ આગળ મોટા ટાવર જેવો જાણવો. પરંતુ એટલું યાદ રાખવું જરૂરી છે કે મૂળ સ્થાપત્ય કરતાં બલાણક થોડુંક પણ નીચું હોવું જોઇએ. શિલ્પગ્રંથની આજ્ઞા અને લૌકિક માન્યતા ભૂલવી નહિ જેમ આપણે મકાન કરતાં આગળની ડેલી નીચી રાખીએ છીએ, તેમ આ સૂત્ર આવા કાર્ય સમયે ભુલવું ન જોઇએ.

બલાણકના આગળ ભદ્રભાગ ઉપર માથે તોરણ કરવું. તેની બહાર બલાણકને સન્મુખ અને જમણી તરફ મત્તવારણ=કક્ષાસન કરવાં. ૧૦૩

मूलप्रासादवद् द्वारं मंडपे च बलाणके ।
न्यूनाधिकं न कर्त्तव्यं दैर्घ्ये हस्तांगुलाधिकम् ॥ १०४ ॥

મૂળ પ્રાસાદના પ્રમાણે બલાણકના મંડપનું દ્વાર રાખવું (ઓછા વધતું) આઘા પાછું ન રાખવું. પરંતુ બલાણકનું (નીચેનું) જગતીના ઉદયમાંનું મૂળ પ્રવેશદ્વાર તેના ગજે આંગળ અધિક રાખવું. ૧૦૪

**બલાણક (અન્ય મત)—**

जगत्यग्रे चतुष्किका वामनं तद्बलाणकम् ।
राजद्वारे विमानोतुङ्गं पंच वा सप्तभूमिका ॥ १०५ ॥
हर्म्यशाले गृहे वाऽपि कर्त्तव्यं गोपुराकृतिः ।
एकभूमौ त्रिभूम्यतं गृहद्वारस्य मस्तके ॥ १०६ ॥ इति पंचविध बलाणकम् ।

**इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे मंडपाधिकारे दशमोऽध्यायः ॥ १० ॥**

પ્રાસાદની જગતી આગળ જગતીમાં સમાય તેવી ચોકી કે મંડપ કરવો. તેને પણ "વામન" નામનું બલાણક કહે છે. રાજપ્રાસાદ આગળ વિમાન અને પાંચ કે સાત ભૂમિ ઉંચા એવાને "ઉત્તુંગ" બલાણક કહે છે. ઘરના દ્વારની ગોપુરાકૃતિ એક કે ત્રણ માળની ડેલીને હર્મ્યશાલ કહે છે. (અહીં જળાશય પુષ્કર બલાણક અપૂર્ણ છે) ઇતિ પંચવિધિ બલાણકઃ ૧૦૫-૧૦૬

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો મંડપાધિકાર પર શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ રચેલ, શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો દશમો અધ્યાય સમાપ્ત.**



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे एकादशोऽध्यायः ॥

### [1]संवरणाधिकारः

श्रीविश्वकर्मा उवाच—

अथातः संप्रवक्ष्यामि संवर्णामानमुत्तमम् ।
एकहस्तादितः कृत्वा यावद्धस्तशतार्द्धकम् ॥ १ ॥
प्रथमा पंचघंटा च द्वितीया नवघंटिका ।
तावच्च चतुरोवृद्धि-र्यावदेकोत्तरं शतम् ॥ २ ॥
पंचविंशतिरित्युक्ता विभक्तिर्भागसंख्यया ।
विभक्तिरष्टभागाद्या यावद् वेदोत्तरं शतम् ॥ ३ ॥
तदनन्तरं वृद्धिश्च चतुर्भागा यथोत्तरम् ।
चतुर्घंटोद्भवा वृद्धिः संख्याभेदैश्च नामतः ॥ ४ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે:—હવે હું ઉત્તમ માનની સંવરણાનું લક્ષણ કહું છું; તે એક હાથથી પચાસ હાથ સુધીના (મંડપાદિ)ને શામરણ કરવી. પહેલી પાંચ ઘંટાની શામરણ, બીજી નવ ઘંટાની શામરણ, એમ ચારચારની વૃદ્ધિ. એકસો એક ઘંટા સુધીની તે ભાગ સંખ્યાથી પચ્ચીશ સંવરણાની થાય છે.

વિભક્તિ ભાગસંખ્યા:—પહેલા આઠ ભાગની શામરણથી એકસો ચાર ભાગ સુધીની એમ પચ્ચીશ સંવરણા ચારચાર ભાગની વૃદ્ધિથી કરતા જવું. વિભક્તિ ભાગના ક્રમથી ચારચાર ઘંટાની વૃદ્ધિ ભેદે કરીને કરવી. તેના પ્રત્યેકનાં પચ્ચીશ નામ કહ્યાં છે. ૧-૨-૩-૪

---

૧. સંવરણાને શિલ્પીઓની ભાષામાં શામરણ કહે છે. શામરણ ક્યાં કોના પર કરવી તે સામાન્ય રીતે મંડપ પર કરવાનું કહે છે. ગર્ભગૃહ પર, શિખર અને મંડપ પર સંવરણા કરવાનું વિધાન છે. પરંતુ જ્યાં શિખર કરવાની દુર્ઘટતા હોય તેવા વિકટ સ્થાનમાં અગર તો યજમાન પોતાની ધનસંપત્તિની શક્તિ પ્રમાણે શિખર કે શામરણ કરાવે છે. ગર્ભગૃહ ઉપર પણ શામરણ જુનાં કામોમાં જોવામાં આવે છે

ઓરીસા=કલિંગ દેશમાં શિખરો તેમજ શામરણ પણ જોવામાં આવે છે. શામરણનો એક બીજો પ્રકાર તે ત્રિસટા છે. તે કલિંગ દેશમાં વિશેષ દેખાય છે. આપણે ત્યાં પણ સાધારણ અલ્પદ્રવ્યવ્યય કરીને કરાવેલાં નાનાં મંદિરો પર ત્રિસટા જોવામાં આવે છે. ૧ શિખર, ૨ શામરણ અને ત્રીજો પ્રકાર ત્રિસટા છે. ત્રિસટાનો નાગરાદિ......શાસ્ત્રોક્ત પાઠ હજુ જોવામાં આવેલ નથી. ત્રિસટાએ સંવરણાનું સંક્ષિપ્ત સ્વરૂપ છે ઘણા પ્રાચીન મંદિરોમાં તે થોડા ફારફેર રૂપે જોવામાં આવે છે. સંવરણાને નારી જાતિથી શિલ્પમાં સંબોધેલ છે. ત્રિસટા એ પ્રાચીન શિલ્પકૃતિના પરિવર્ત્તન સ્વરૂપે છે.

સંવરણા તલદર્શન



[1]अथ नामानि वक्ष्यामि
संवरणा यथास्थिताः ।
पुष्पिका[1] नंदिनी चैव
दशाक्षा देवसुंदरी ॥५

कुलतिलका रम्या च
उद्भिन्ना च नारायणी ।
नलिका चम्पका चैव
पद्माख्या च समुद्भवा ॥६

त्रिदशा देवगांधारी
रत्नगर्भा चूडामणिः ।
हेमकूटा चित्रकूटा
हिमाख्या गंधमादनी ॥७

मंदरा मेदिनी ख्याता
कैलासा रत्नसंभवा ।
मेरुकूटोद्भवाख्याताः
संख्यया पंचविंशतिः ॥८



३३. बारमी शताब्दीकी पुरानी संवर्णा पद्धती. शैली.
प्रभाशंकर ओ. स्थपति.

१. જ્ઞાનરત્નકોષ ગ્રંથમાં આથી ભિન્ન નામોની બત્રીશ સંવરણા તેની ઘંટા સંખ્યા પરથી આપેલ છે. બત્રીશમી રાજવર્દ્ધિની નામની સંવરણા ૧૨૯ અંડકની કહી છે. વળી તેમાં એક વિશેષ આપેલું છે કે એક અને બે હાથના માપની દેરીની સંવરણા પાંચ ઘંટિકાની કરવી ત્રણ હાથના મંદિરને નવ ઘટિકા કરવી. એમ ૧૭ થી ૩૦ હાથનાને ૪૧ ઘંટિકાની સંવરણા કરવી તેમ કહેલ છે

હવે સંવરણાનાં નામ કહું છુ. ૧ પુષ્પિકા, ૨ નંદિની, ૩ દશાક્ષા, ૪ દેવસુંદરી, ૫ કુલતિલકા, ૬ રમ્યા, ૭ ઉદ્‌ભિન્ના, ૮ નારાયણી, ૯ નલિકા, ૧૦ ચંપકા, ૧૧ પદ્મા, ૧૨ સમુદ્‌ભવા, ૧૩ ત્રિદશા, ૧૪ દેવગાંધારી, ૧૫ રત્નગર્ભા, ૧૬ ચૂડામણિ, ૧૭ હેમકૂટા, ૧૮ ચિત્રકૂટા, ૧૯ હિમા, ૨૦ ગંધમાદની, ૨૧ મંદરા, ૨૨ મેદિની, ૨૩ કૈલાસા, ૨૪ રત્નસંભવા, ૨૫ મેરૂકૂટા, એમ પચ્ચીશ શામરણનાં નામો જાણવાં. ૫–૬–૭–૮

चतुरस्रीकृते क्षेत्रे अष्टभागविभाजिते ।
भागौ द्वौ रथिका कार्या चतुर्दिक्षु व्यवस्थिता ॥ ९ ॥
कर्णे घंटिका द्विभागा तदधः कूटकोणतः ।
मूलघंटा त्रय(चतुर्)भागा भागैकं कलशं भवेत् ॥ १० ॥
उदयं च प्रवक्ष्यामि भागाश्चत्वार एव च ॥
[1]छाद्योद्गमास्तरकूटः तदूर्ध्वं घंटिका भवेत् ॥ ११ ॥

ચોરસ ક્ષેત્રના આઠ વિભાગ કરવા. તેમાં ગર્ભે મધ્યમાં બે બે ભાગની રથિકા (ભદ્ર) કરવી. રેખા ત્રણ ત્રણ ભાગની. તે રીતે ચારે બાજુએ વિભાગની વ્યવસ્થા કરવી. (૯) રેખાયે બે ભાગની ઘંટિકા પહોળી અને તેની નીચે ખુણે કૂટ કરવાં. (સર્વોપરિ) મૂળ ઘંટા ત્રણ ભાગની (કૂટ સાથે ચાર ભાગની) પહોળી અને તે ઉપર એક પહોળો કળશ કરવો. આ તળવિભાગ કહ્યા છે. હવે ઉદય ઉભણી ચાર ભાગની કરવાનું કહું છું. પ્રત્યેક ઘંટા નીચે છાજલી, તે પર કૂટ કરવું. કૂટના થરમાં (ઘંટિકાના ગર્ભે) ઉદ્‌ગમ દોઢીયો કરવો. તે કૂટ ઉપર ઘંટિકા કરવી. ૯–૧૦–૧૧

---

૧. સંવરણા (શામરણ)ના ક્રમમાં છજા પરથી દાબડી કેવાળ કે એવા ઘાટા પર કે (જંઘા પર) સંવરણાની શરૂઆત થાય છે. રેખા પર છાજલી તે પર દોઢીયો અને દોઢીયાને થરે કૂટ થાય છે. આની ઉપર ઘંટિકા (તિલક) કરવી. આ શામરણના થરોનો ક્રમ છે. છાજલી દોઢીયા=કૂટ અને તે પર ઘંટિકાના થરો ઉપરાઉપર કહેલા વિભાગ સુધી આમ ચડાવી ઉપરની મધ્યની (મહા) ઘંટિકા કરવી. તે ઘંટિકાને ચારે ખુણે કૂટો કરવા. આ ચાર કૂટો સંખ્યાની ગણત્રીમાં શાસ્ત્રકારોએ લીધા નથી. પણ (શિખરમાં પંચાડી નવાડીક શિખરીઓ પોણી થાય છે. છતાં તેના બધા અંડકો ગણત્રીમાં લેવામાં આવે છે. તેમ) સંવરણાના બીજા થરોના કૂટો પણ ગણત્રીમાં લેવામાં આવે છે. સંવરણાની પહોળાઇ કરતાં ઉંચાઇ અર્ધી કહી છે. પરંતુ જુનાં કેટલાંક કામોમાં જરા ઉંચી પણ જોવામાં આવે છે. જેસલમેરના આદિનાથના મંદિરની શામરણના ઘંટા કૂટના પ્રત્યેક થર નીચે નાની નાની ઘાટવાળી જાળી ચડાવેલ છે. તે જો કે ઉંચાઇમાં વધુ દેખાય છે. તેમાં બારીક કોતરકામ ઘણું કર્યું છે.

સંવરણા તળ દર્શન



१८ वीं शताब्दी से वर्तमान कालकी संवरणा शैली. प्रभाशंकर ओ० स्थपति.

तद्रूपा भद्रघंटा च चतुष्कूटा ह्यधस्तथा ।
सिंहस्थानं (कर्ण ?) गर्भघंटा उरुघंटा तदूर्ध्वतः ॥ १२ ॥
गर्भमूलोद्गमे कार्या रथिकाद्व्यंशविस्तरा ।
भागोदये छाद्योद्गमं कूटा वै सर्वकामदा ॥ १३ ॥
तदूर्ध्वे च चतुःकर्णे भागोच्छ्रया च घंटिका ।
तस्योपरि मूलघंटा चतुष्कोणे चतुष्कूटा ॥ १४ ॥

તે જ રૂપની (છાજલી દોઢીયાના રૂપની ઉપરની સર્વોપરિ) ભદ્રઘંટા કરવી. તેની નીચે ચારે ખુણે કૂટ કરવા. ગર્ભની ઘંટા (જે સંખ્યામાં ગણુવામાં આવતી નથી) તેને ઉરૂઘંટા કહેવામાં આવે છે. તે ઉપર સિંહનું સ્થાન રાખવું (સિંહ બેસારવા). મૂળ ગર્ભ ઉપર જાંગીએ રથિકા=ભદ્રે બે બે ભાગના પહોળા દોઢીયા ઉદ્‌ગમ કરવા. (ખુણા પર) એક ભાગની ઉંચાઈમાં છાજલી ઉદ્‌ગમ દોઢીયો અને કૂટ કરવા. તે સર્વ કામનાના ફળપ્રદ જાણવા. તે ઉપર ચારે ખૂણે ઘંટિકા એકેક ભાગની ઉંચી કરવી. તે ઉપર (સર્વોપરિ) મૂલઘંટા કરવી. તેના ચારે ખૂણે ચાર કૂટ કરવા. (જો કે આ ચાર કૂટ સંખ્યાની ગણત્રીમાં લેવાતા નથી). ૧૨-૧૩-૧૪

[१]कूटोर्ध्वे त्रिभागायामे मूलघंटा सार्द्धोदया ।
सिंहं वै उद्गमोर्ध्वे तु उरुघंटा भागोपरि ॥ १५ ॥
तदुपरि सिंहस्थानं भागैकं च विनिर्गतम् ।
सिंहविद्याधरयक्ष–सिंहगजैश्चतुर्दिशि ॥ १६ ॥
अष्टसिंहैः पंचघंटैः कूटैरेवं द्विरष्टभिः ।
चतुर्भिर्मूलकूटाश्च पुष्पिकानाम नामतः ॥१७॥ इति पुष्पिका प्रथमा संवरणा

૧ વર્તમાન કાળમાં જે સંવરણા ચડાવવાની પ્રથા શિલ્પીઓમાં છે તે છસેંક વર્ષથી ચાલી આવતી હોય તેમ જણાય છે. તેમાં શાસ્ત્રોક્ત રીત નથી સહેજ ફેર છે. પરંતુ તે સાવ અશાસ્ત્રીય છે તેમ કહેવું બરાબર નથી.

સંવરણાના મથાળે મધ્યમાં (મહા) ઘંટિકાજ કરવી જોઈએ. અહીં પાઠોમાં કે બીજા ગ્રંથોમાં ઘંટિકાને બદલે આમલસારો મૂકવાનું કહ્યું નથી. તેરમી ચૌદમી સદીની કોઈ કોઈ જુની સંવરણા ઉપર આમલસારો મુકેલો જોવામાં આવે છે. પરંતુ તે બરાબર નથી, એમ હું માનું છું. કારણ કે પાઠ નથી. માટે ત્યાં (મહા) ઘંટિકા જ મૂકવી જોઈએ.

શિખરાધ્યાય અને મંડપલક્ષણાધિકારમાં શિખરનો શુકનાસ મેળવતાં કહે છે કે– "**शुकनासे समाघंटा**" એટલે મંડપના ઉપરની સંવરણાની ઉપલી ઘંટિકા=ઘંટા શુકનાસના સમસૂત્રમાં રાખવી. ત્યાં આમલસારો શબ્દ વાપર્યો નથી. તેથી જુના કાળમાં સંવરણાના મથાળે મુકાતો ન હતો. પરંતુ ઘંટિકા જ મુકાતી હતી. ઓરિસા-કલિંગ દેશના પ્રાસાદના મંડપો પર સંવરણારૂપ ત્રિસટા પર ઘંટા જ મુકેલી છે.

ખરી રીતે આ વિષયમાં ઉચિત એ છે કે મંડપ ઉપર શામરણજ કરવી તે યોગ્ય છે. પરંતુ જ્યારે ગર્ભગૃહ ઉપર શામરણ કરવામાં આવે ત્યારે તે પર આમલસારો સ્થાપન કરવો જોઈએ. કારણ કે ગર્ભગૃહ ઉપર ધ્વજાદંડ સ્થાપન કરવાનો હોય છે. તેથી ત્યાં આમલસારો જ મુકવો યોગ્ય છે.




पुष्पिका नाम संवर्णा (१) घण्टिका ५ कूट १६. सिंह ८. भाग ८.
प्रभाशङ्कर. ओ० स्थपति.



પુષ્પિકા સંવરણ તળદર્શન

મધ્યના મૂળ ઘંટા ચાર ખુણાના કૂટ ઉપર ત્રણ ભાગ પહોળી અને દોઢ ભાગ ઉંચી (મૂળઘંટા) કરવી. દોઢીયા પર ઉરૂઘંટાના ભાગપર સિંહ ચારે તરફ (મધ્યગર્ભે) બેસારવા. જાંગીમાં સિદ્ધ વિદ્યાધરો અને યક્ષનાં રૂપો ચારે તરફ કરવાં (ઉપર ચારે ગર્ભે) સિંહ અને હાથીનાં રૂપ (ઉરૂઘંટા પર) કરવાં. આ રીતે આઠ ભાગની સંવરણા, આઠ સિંહ, પાંચ ઘંટા અને સોળ કૂટવાળી મધ્યની મૂળઘંટા નીચેના ચાર કૂટ સાથે આવા પ્રકારની પુષ્પિકા નામની પ્રથમ સંવરણા જાણવી. ઈતિ પુષ્પિકા (૧). ૧૫-૧૬-૧૭

भानुभागं भवेत्क्षेत्रं कर्णो भागत्रयस्तथा ।
षड्भागभद्रविस्तार-श्चतुर्दिक्षु नियोजयेत् ॥ १८ ॥
तवङ्गकूटयोर्मध्ये तिलकं द्व्यंशविस्तरम् ।
भागोदयं विधातव्यं रूपसंघाटभूषितम् ॥ १९ ॥
सिद्धविद्याधरयक्ष-सिंहगजैश्चतुर्दिशि ।
कूटोपरि हि कूटश्च भद्रकर्णे चतुर्दिशि ॥ २० ॥

હવે બીજી નંદિની નામની સંવરણા કહે છે. ક્ષેત્રના બાર ભાગ કરવા. તેમાં રેખા ત્રણ ભાગની અને આખું ભદ્ર છ ભાગનું પહોળું કરવું. તે રીતે ચારે દિશાએ વિભાગ કરવા. બે તવંગ અને કૂટની વચ્ચે ઉપર તિલક કરવી. તેમાં ઘંટિકા બે ભાગ પહોળી કરવી. અને તે ઘંટિકા એક ભાગ ઉંચી કરવી. શામરણ રૂપ અને ઘાટથી શોભતી કરવી. તેમાં સિદ્ધ વિદ્યાધર અને યક્ષનાં રૂપો જાંગીમાં ચારે દિશામાં કરવાં. અને ઉપર ગર્ભે સિંહ અને હાથીનાં સ્વરૂપો ઉરૂઘંટા ઉપર કરવાં ભદ્રના ખુણે ઉપરાઉપર બે બે કૂટ ચારે તરફ કરવા. ૧૮-૧૯-૨૦

कर्णे च कूटघंटा च तस्योपरि पुनर्भवेत् ॥
अष्टचत्वारिंशत्कूटा मूले स्युः पूर्ववत्तथा ॥ २१ ॥
नवघंटासमा युक्ता तदूर्ध्वे सूर्यसिंहकाः ।
नन्दिनीनामविख्याता कर्त्तव्यः सर्वकामदा ॥ २२ ॥ इति नन्दिनी नाम द्वितीया संवरणा ॥

સંવરણાની રેખાયે છજી ઉદ્દ્ગમની બે બાજુ કૂટ પર ઘંટિકા કરવી. તેજ રીતે તે ઉપર ફરી છજી દોઢીયા કૂટ પર ઘંટિકા કરવી. આ રીતે ૪૮-અડતાલીશ કૂટ અને મૂળઘંટા નીચે જેમ ચાર પહેલા જુદા ગણેલ તેમ જાણવું. ફરતી નવ

ઘંટા અને તે પર બાર સિંહ ચારે તરફ બેસારવા. એવા પ્રકારની સર્વ કામના પૂરનારી એવી નંદિની નામની સંવરણા જાણવી.[૧] ઈતિ નંદિની (૨). ૨૧–૨૨

---

૧. સંવરણાના ક્રમે નામ, વિભકિત, ઘંટિકા, ફૂટ અને સિંહ સંખ્યાનું કોષ્ટક

| ક્રમ | સંવરણાનું નામ | વિભક્તિ ભાગ | ઘંટિકા સંખ્યા | ફૂટ સંખ્યા | સિંહ સંખ્યા | ક્રમ | સંવરણાનું નામ | વિભક્તિ ભાગ | ઘંટિકા સંખ્યા | ફૂટ સંખ્યા | સિંહ સંખ્યા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | પુષ્પિકા | ૮ | ૫ | ૧૬ | ૮ | ૧૪ | દેવગાંધારી | ૬૦ | ૫૭ | – | ૬૦ |
| ૨ | નંદિની | ૧૨ | ૯ | ૪૮ | ૧૨ | ૧૫ | રત્નગર્ભા | ૬૪ | ૬૧ | – | ૬૪ |
| ૩ | દશાક્ષા | ૧૬ | ૧૩ | – | ૧૬ | ૧૬ | ચુડામણિ | ૬૮ | ૬૫ | – | ૬૮ |
| ૪ | દેવસુંદરી | ૨૦ | ૧૭ | – | ૨૦ | ૧૭ | હેમરત્ના | ૭૨ | ૬૯ | – | ૭૨ |
| ૫ | કુલતિલક | ૨૪ | ૨૧ | – | ૨૪ | ૧૮ | ચિત્રકૂટા | ૭૬ | ૭૩ | – | ૭૬ |
| ૬ | રમ્યા | ૨૮ | ૨૫ | – | ૨૮ | ૧૯ | હિમા | ૮૦ | ૭૭ | – | ૮૦ |
| ૭ | ઉદ્દભિન્ના | ૩૨ | ૨૯ | – | ૩૨ | ૨૦ | ગંધમાદની | ૮૪ | ૮૧ | – | ૮૪ |
| ૮ | નારાયણી | ૩૬ | ૩૩ | – | ૩૬ | ૨૧ | મંદરા | ૮૮ | ૮૫ | – | ૮૮ |
| ૯ | નલિકા | ૪૦ | ૩૭ | – | ૪૦ | ૨૨ | મેદિની | ૯૨ | ૮૯ | – | ૯૨ |
| ૧૦ | ચંપકા | ૪૪ | ૪૧ | – | ૪૪ | ૨૩ | કૈલાસા | ૯૬ | ૯૩ | – | ૯૬ |
| ૧૧ | પદ્મા | ૪૮ | ૪૫ | – | ૪૮ | ૨૪ | રત્નસંભવા | ૧૦૦ | ૯૭ | – | ૧૦૦ |
| ૧૨ | સમુદ્દભવા | ૫૨ | ૪૯ | – | ૫૨ | ૨૫ | મેરૂકૂટા | ૧૦૪ | ૧૦૧ | – | ૧૦૪ |
| ૧૩ | ત્રિદશા | ૫૬ | ૫૩ | – | ૫૬ | | | | | | |

ઉપરનાં નામો પરથી બીજી સંવરણા બંધ બેસારવા પ્રયત્ન કરવો. જો કે સંવરણા બંધ બેસારવી તે બુદ્ધિની કસોટી છે. ચીલો મળી ગયા પછી સરળતા મળી જાય છે, પરંતુ બુદ્ધિને ખૂબ કસવી પડે છે. ઘંટાનો બરાબર મેળ રાખીને ફૂટ ચડાવવાની રીત વધુ અઘરી છે. જો કે આ અધ્યાયમાં બે સંવરણાની રીત સ્પષ્ટતાથી આપેલ છે તે પરથી પચ્ચીશ સંવરણાનો ખ્યાલ સ્પષ્ટ આવી શકશે.

શ્રીમંડન સૂત્રધારે સંવરણા વિશે સવિસ્તર આ પ્રમાણે કહ્યું નથી. ભાગને ઘંટીકાના ઉત્તરોત્તર ક્રમનું જ કહ્યું છે. પરંતુ ફૂટનો ઉલ્લેખ તેમણે પોતાના **"प्रासाद मंडन"** ગ્રંથમાં કર્યો નથી.

વળી મંડપ પરની સંવરણાને બદલે ૧૫મી સદીના કાળ પછી ઘુમટ થવા માંડયા. અંદરના ભાગમાં વિતાનઃ ઘાટવાળો ઘુમટ થતો તે યથાશક્તિ ગલતીના સાદા થરોથી ઢાંકી દેતા. તો કોઈ સમૃદ્ધશાળી પ્રાસાદમાં અનેક જાતના કોલ કાચલાની નકશીવાળા વિતાન થતા. કેટલાંક જુના મંદિરોમાં આવા વિતાનવાળા ઘુમટો હોય છે અને ઉપર ગોળાઈ-વાળો ઘુમટ જોવામાં આવે છે. તેમ દ્રવ્યના કારણે ભવિષ્યમાં કરવાના હેતુથી તેમ કર્યુ હોય. ગોળ ઘુમટ અંદરના ભાગમાં અને બહાર પણ ગોળ સંન્યાસીના મસ્તક જેવો કરવાની પ્રથા તો મુસ્લિમ કાળ પછી શિલ્પમાં દાખલ થઈ. શિલ્પિઓ આવા સાદા ઘુમટોની ધ્રુવમાં સાંધો રાખી ખૂબીથી કામ કરે છે.

• नन्दिनी नाम संवर्णा (२) भाग ३२. घण्टिका ९. कूट ६८, सिंह ३२. •

प्रभाशङ्कर. ओ. स्थपति.





નંદિની સંવરણા તળદર્શન



શેત્રુંજય તળેટી પર–આગમ મંદિરનું વિહંગદ્રશ્ય

સ્થપતિઃ પ્ર. ઓ. સોમપુરા.



મુંબઈ લાલબાગ જૈન-કળામય પ્રાસાદ-સ્તંભ, તોરણ તથા સંવરણા
સ્થપતિ-કૈ. ભાઇ ભાઇશંકર ઓઘડભાઇ, પાલીતાણા.

कार्या तिलकवृद्धिश्च यावत्क्षेत्रं वेदाश्रकम् ।
मंडपदलनिष्काशै-र्भक्तिभागैस्तु कल्पना ॥ २३ ॥
बृहद्दलैर्भिन्नोद्भिन्ना मंडपक्रमभागतः ।
आसां युक्तिर्विधातव्या मेरुकूटान्तकल्पना २४ ॥

इति श्रीविश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे
संवरणाधिकारे एकादशोऽध्यायः ॥ ११ ॥

એ, રીતે સંવરણાની ચાર ચાર તિલક ઘંટિકાની વૃદ્ધિ કરતાં જવી. (એમ પચીશ સંવરણા ૧૦૪ ભાગની ૧૦૧ ઘંટિકાની કરતાં જવી). મંડપના અંશ, ભદ્ર, પ્રતિરથાદિના નીકાળા સંવરણાની વિભક્તિ વિભાગથી રાખવા. મંડપના ક્રમ વિભક્તિ ભાગથી જુદા જુદા અંગ ભદ્ર, પ્રતિરથાદિના નીકાળા થાય છે. એ રીતે ક્રમે ક્રમે યુક્તિથી મેરૂકૂટ સુધીની સંવરણા ચડાવવી. ૨૩-૨૪

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવના સંવરણાધિકારની, શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરાએ કરેલ શિલ્પપ્રભા નામની ભાષા ટીકાનો અગિયારમો અધ્યાય સમાપ્ત.**



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे द्वादशोऽध्यायः ॥

### कूर्मशिलाधिकारः

श्रीविश्वकर्मा उवाच—

अथातः संप्रवक्ष्यामि कूर्मादीनां तु लक्षणम् ।
एकहस्ते तु प्रासादे कूर्मश्चार्द्धाङ्गुलः स्मृतः ॥ १ ॥
वृद्धिरर्धाङ्गुला कार्या दशपंचहस्तावधिम् ।
अत ऊर्ध्वैकविंशत्याः पादवृद्धिः प्रकीर्त्तिता ॥ २ ॥
तदार्द्धेन पुनर्वृद्धि-र्यावद्धस्तशतार्धकम् ।
[1]हैमो रौप्यश्च कर्त्तव्यः सर्वपापप्रणाशनः ॥ ३ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે કે હવે હું (સોના રૂપાના) કૂર્મનું પ્રમાણ કહું છું. એક હાથના પ્રાસાદને અર્ધા આંગળનો કૂર્મ કરવો. તે પંદર હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે અરધા અરધા આંગળની વૃદ્ધિ કરવી. સોળથી એકવીશ હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે પા પા આંગળની અને બાવીશથી પચાસ હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે એકેક દોરો ($\frac{1}{8}$) આંગળની વૃદ્ધિ કરતાં જવી એ રીતે કૂર્મમાન સુવર્ણ કે રૂપાનું જાણવું. તેની સ્થાપનાથી સર્વ પાપોનો નાશ થાય છે. ૧-૨-૩

**શિલાનું માન—**

एकहस्ते तु प्रासादे शिलावेदाङ्गुला भवेत् ।
षडङ्गुला द्विहस्ते च त्रिहस्ते ग्रहसंख्यया ॥ ४ ॥
सूर्याङ्गुलं शिलामानं प्रासादे वेदहस्तके ।
तृतीयांशोदयंकार्यं हस्तादौ च युगान्तकम् ॥ ५ ॥
चतुर्हस्तादितः कृत्वा यावद् द्वादशहस्तकम् ।
पादोनाङ्गुलवृद्धिर्हि हस्ते हस्ते च दापयेत् ॥ ६ ॥

---

१. સુવર્ણ ચાંદીનું કહેલું કૂર્મમાન મધ્યમ જાણવું. તેનાથી ચતુર્થાંશ હીન કરે તો જ્યેષ્ઠમાન થાય. એમ અપરાજિત સૂત્ર ૧૫૩માં કહેલું છે. પ્રાસાદ મંડન અ. ૧ અને વાસ્તુરાજમાં પણ અર્ધા આંગળ કૂર્મપ્રમાણ એક જ આપેલું છે. ચાર આંગળ શિલા પ્રમાણ પ્રાસાદ મંડન અને વાસ્તુરાજ ગ્રંથમાં આપેલું નથી.

એક હાથના પ્રાસાદને ચાર આંગળની શિલા કરવી. બે હાથનાને છ આંગળ, ત્રણ હાથનાને નવ આંગળ, અને ચાર હાથના પ્રાસાદને બાર આંગળની સમ-ચોરસ શિલા કરવી. આમ ચાર હાથ સુધીના પ્રાસાદની શિલા ત્રીજા ભાગે જાડી કરવી. પાંચથી બાર હાથ સુધીના પ્રાસાદને પોણાપોણા આંગળની વૃદ્ધિ પ્રત્યેક હાથે કરતાં જવી. ૪–૫–૬

सूर्यहस्तादितः कृत्वा यावच्च जिनहस्तकम् ।
अर्द्धाङ्गुला भवेद्वृद्धि–रुच्छ्रये तु नवाङ्गुला ॥ ७ ॥
चतुर्विंशादितः कृत्वा यावत् षट्त्रिंशद्धस्तकम् ।
तथा पादाङ्गुला वृद्धिः पिंडं च द्वादशाङ्गुलम् ॥ ८ ॥
षट्त्रिंशादितः कृत्वा यावत्पंचाशद्धस्तकम् ।
[1]अष्टमांशाङ्गुलावृद्धिः पिंडं च द्वादशाङ्गुलम् ॥ ९ ॥

બારથી ચોવીશ હાથના પ્રાસાદને અર્ધા અર્ધા આંગળની વૃદ્ધિ કરવી. અને ચોવીશ ગજના પ્રાસાદની શીલા નવ આંગળ જાડી રાખવી. પચ્ચીશથી છત્રીશ ગજના પ્રાસાદને પા પા આંગળની વૃદ્ધિ કરવી. અને છત્રીશ ગજના પ્રાસાદની શિલા બાર આંગળ જાડી રાખવી. સાડત્રીશથી પચાસ ગજના પ્રાસાદને પ્રત્યેક

---

૧. શિલામાનનું ક્ષીરાર્ણવમાં જે પ્રમાણ આપેલું છે તેજ આ ગ્રંથને મળતું છે. પચાસ ગજના પ્રાસાદને ૨૮ાા આંગળનું શિલામાન થાય છે. પરંતુ અપરાજિત સૂત્ર ૧૫૩માં આપેલું માન ઘણું મોટું છે. જ્ઞાનરત્નકોશ ગ્રંથમાં આપેલું શિલા પ્રમાણ ક્ષીરાર્ણવ અને દીપાર્ણવ બંને ગ્રંથોના મતનું સમર્થન કરે છે. જ્ઞાનરત્નકોશમાં વિશેષતા છે—એટલું યાદ રાખવાની જરૂર છે. આ પહેલું શિલામાન સમચોરસ જાણવું.

આ મધ્યની કૂર્મશિલાનું માન કહ્યું છે. પરંતુ અષ્ટશિલા કે ચાર શિલાનું માન પ્રમાણ કેટલું રાખવું તેનો કોઇ ગ્રંથમાં ઉલ્લેખ નથી. દીપાર્ણવમાં પાંચ શિલા અને નવ શિલા એમ બેઉ પ્રકારે શિલા સ્થાપન કહે છે. અપરાજિત અને ક્ષીરાર્ણવમાં માત્ર નવ શિલાનું કહે છે. પ્રાસાદમંડન અને વાસ્તુરાજમાં ફક્ત સોના રૂપાના એક કૂર્મનું જ પ્રમાણ આપેલું છે. વિશ્વકર્મા પ્રકાશ અને જ્ઞાનરત્નકોશમાં પાંચ શિલા અને નવ શિલા એમ બંને મતો આપેલા છે.

મધ્યની કૂર્મશિલાનું માન કહ્યું. પરંતુ પાંચ કે અષ્ટશિલાના માન પ્રમાણ શિલ્પ-ગ્રંથોમાં આપેલાં નથી. પરંતુ શિલ્પીઓની પરંપરા શૈલી એવી છે કે કૂર્મશિલાના જેટલી અષ્ટશિલા લાંબી અને તેનાથી અર્ધ પહોળી અને કૂર્મશિલા જેટલી જાડી રાખવાની પ્રથા છે. કોઇ કૂર્મશિલા જેટલી સમચોરસ માપની અષ્ટશિલા કરે છે. પણ તેમાં ઓસાર નીચે દબાવાની કદીક ભૂલ થવાનો ભય રહે. અષ્ટશિલાઓ પ્રાસાદના મૂળ ઓસારની બરાબર વચ્ચે દિશાવિદિશામાં દબાવી જોઇએ. મધ્યની કૂર્મશિલા અને ચાર દિશાઓની શિલાઓ ચોરસાઇમાં પધરાવવી. અને વિદિશાની ચાર શિલાઓ ત્રાંસી ૪૫ ડીગ્રીએ સ્થાપન કરવી.

ગજે એકેક દોરો (⅛ આંગળ)ની વૃદ્ધિ કરવી. તે શિલાની જાડાઈ બાર આંગળની કરવી. ૭-૮-૯

शैलजे शस्तमानोक्तं इष्टिकानां तदर्धतः ।
शैलजे शैलजं कुर्या–दिष्टिकायां तथेष्टिका ॥ १० ॥

ઉપર જે પાષાણની શિલાનું માન કહ્યું તે પ્રશસ્ત છે. જો ઈંટની શિલા સ્થાપન કરવાની હોય તો તેનું માન ઉપર કહેલ શિલા માનથી અર્ધું રાખવું. પાષાણના પ્રાસાદને અને પાષાણની, ઈંટના પ્રાસાદને ઈંટની શિલા સ્થાપવી. ૧૦

## શિલા ઉપર કરવાની આકૃતિ—

[1]पद्मपत्रसमायुक्ता नन्दावर्त्ता च स्वस्तिका ।
तदेवायुधसंज्ञा च पीठबंधवशानुगा ॥ ११ ॥

શિલામાં પદ્મપત્ર, નંદાવર્ત્ત, સ્વસ્તિક (સાથિયો)ની આકૃતિ ચિહ્ન કોતરવાં. અગર તો (જે દેવનો પ્રાસાદ હોય તે) દેવના આયુધની સંજ્ઞા કોતરવી. તે પીઠબંધને અનુસરીને જાણવું. ૧૧

---

૧. મધ્યની કૂર્મશિલામાં કે અષ્ટશિલાઓમાં કયાં કયા ચિહ્નોની આકૃતિ કરવી તે પૃથક્ પૃથક્ ગ્રંથોમાં પૃથક્ પૃથક્ મત છે. શ્રી વિશ્વકર્માપ્રકાશમાં કાચબો, નાગ, જનાર્દન અને શ્રી ધ્રુવની આકૃતિ=અને મધ્યની શિલામાં અને વિદિશાની શિલાઓમાં સ્વસ્તિકની આકૃતિ કરવાનું કહે છે.

એજ ગ્રંથમાં પદ્મ સિંહાસન, તોરણ, છત્ર અને ચારભુજા યુક્ત વિષ્ણુની આકૃતિ કરવાનું કહે છે વળી એજ ગ્રંથમાં બ્રાહ્મણાદિ વર્ણ પ્રમાણે શિલાનું પ્રમાણ આપેલ છે. તેમજ વાસ્તુદેવના અંગ પ્રમાણે પાંચ શિલાઓ સ્થાપન કરવાનું વિધાન વિગતથી આપે છે નિધિ કુંભોના પણ જુદાં જુદાં નામો જુદા જુદા ગ્રંથોમાં કહે છે.

વિશ્વકર્માપ્રણીત ક્ષીરાર્ણવમાં કૂર્મશિલામાં કરવાનાં નવ ચિહ્નોનું સ્પષ્ટ વિધાન છે. તેમાં અષ્ટશિલાઓનાં નામો અને નવનિધિ કુંભોનાં નામો આપેલાં છે મધ્યની ધરણીશિલામાં કરવાનાં નવ ચિહ્નો કહે છે.

लहेरं च मत्स्यमंडूकं मकरी ग्रासमेव च ।
शंखसर्पघटैर्युक्तः शिलामध्ये ह्यलंकृतः ॥ ५ ॥
क्षीरार्णव अ. १०१ ॥

૧ લહેર, ૨ મચ્છ, ૩ મંડૂક (દેડકો), ૪ મઘર, ૫ ગ્રાસ, ૬ શંખ, ૭ સર્પ અને ૮ કુંભ એમ આઠ આકૃતિ કૂર્મશિલામાં ફરતી કોતરવી. અને મધ્યમાં કૂર્મશિલા પ્રમાણના પાંચમા ભાગનો કૂર્મ કોતરવો. (નવ ખાનાં પાડીને) અહીં આ આકૃતિઓ પૂર્વાદિ અનુક્રમે લેવાનું સ્પષ્ટ કહ્યું નથી. ત્યારે "પ્રાસાદતિલક=બેરાયા પ્રાસાદ"ના કર્ત્તા સૂત્રધાર વીરપાલે ઉપરોક્ત લહેર અગ્નિકોણના ક્રમથી કોતરવાનું સ્પષ્ટ કહ્યું છે. શ્રી વિશ્વકર્માએ કહેલ લહેર

## પાંચ શિલા અને પાંચ નિધિ—

नन्दा भद्रा जया रिक्ता पूर्णाख्या पंचमीशिला ।
अधः पद्मो महापद्मः शंखो मकरकच्छपौ ॥ १२ ॥

પૂર્વના ક્રમથી લેવાની માન્યતા શિલ્પીઓના અમુક વર્ગમાં પ્રવર્તે છે. સૂત્રધાર વીરપાલે આ સ્પષ્ટીકરણ કલ્પિત સ્વેચ્છાથી કર્યું હશે ? કે કેમ તે આપણે કહી શકતા નથી. અન્ય કોઈ ગ્રંથોમાં વીરપાલના મતનું સમર્થન મળતું નથી. આથી શિલ્પીઓ આ બેઉ રીતને અનુસરે છે. અમારા વડીલો પૂર્વમાં લહેર રાખવાને માટે શ્રી વિશ્વકર્મીના ક્ષીરાર્ણવના મતના સમર્થક હતા. વળી તેઓ જણાવતા કે પૂર્વમાં લહેર દ્વાર પાસે રાખવી, તે યજમાનને પૂર્ણ ઐશ્વર્ય આપનાર છે. પરંતુ છિંક–શકુન શાસ્ત્ર પ્રમાણે જમે તે મુખ દિશાનો પ્રાસાદ હોય તેને પૂર્વમાની દ્વાર સામે લહેર રાખવાનું જણાવતા. આ પણ એક વિચારણીય પ્રશ્ન છે. આ વિષયમાં કયો મત સ્વીકારવો, તે જ્યાં સુધી પ્રાચીન ગ્રંથોમાં વધુ સ્પષ્ટ પ્રમાણો ન મળે ત્યાં સુધી શિલ્પીઓને એકાદ મત પ્રમાણે ચાલવાનું રહે છે. આવાં આવાં દૃષ્ટાંતોમાં શાસ્ત્રાજ્ઞાની અવગણના લેખાય નહિ.

સોમપુરા શિલ્પિઓમાં ફરતી અષ્ટ શિલામાં જે તે દિશાના દિક્પાલના એકેક આયુધનાં ચિહ્નો કોતરવાની પ્રથા છે. જો કે તે અશાસ્ત્રીય તો નથીજ. તેમજ તે શિલાને જે તે દિશાના દિગ્પાલના કહેલા વર્ણ પ્રમાણેનાં વસ્ત્રોથી આચ્છાદિત કરી સ્થાપન કરવામાં આવે છે. વસ્ત્ર લપેટતાં પહેલાં તે શિલાઓનું વિધિથી સ્નાન પૂજનાદિ કરવામાં આવે છે. પૂર્વની શિલામાં વજ્ર, અગ્નિમાં સરવો, ( હોમ કરવાનો ) દક્ષિણમાં દંડ, નૈઋર્ત્યમાં ખડ્ગ, પશ્ચિમમાં પાશ, વાયવ્યમાં ધ્વજા, ઉત્તરમાં ગદા, અને ઇશાન કોણમાં ત્રિશૂલ એમ ચિહ્નો અષ્ટશિલામાં કોતરવામાં આવે છે.

ખાત મુહૂર્ત અને શિલારોપણ વિધિ એ બંને વિધિ પૃથક્ પૃથક્ છે. તેનું સ્પષ્ટીકરણ કરવું આવશ્યક છે. ખનન એટલે ખાત અને તે ખોદવાની ક્રિયાનો પ્રારંભ. તે પહેલાં પ્રાસાદનું આખું તળદર્શન ભૂમિ પર કરે છે. તેને શિલ્પિઓ ભૂમિ ત્રેવડવાના નામથી સંબોધે છે. ખનન મુહૂર્તમાં પૃથ્વી સૂતી બેઠી જોઇ સારો શુભ દિવસ જુએ છે. અને તે પછી ખોદાણની ઉંડાઇ; જમીનની દૃઢતાના પ્રમાણ જેટલું સમયનું અંતર રાખી શિલાન્યાસનું બીજું મુહૂર્ત કરે છે.

એક ગર્ભગૃહના પ્રાસાદોનું વિધાન છે. પરંતુ અઢારમી સદીથી ત્રણ ગર્ભગૃહની પ્રથા જૈનોમાં પ્રચલિત થઇ. વધુ, પ્રભુજીનો વિસ્તાર પધરાવવાના ઉદ્દેશથી થઇ. આવા વખતે ખાત મુહૂર્તાદિ વચલા મૂળપ્રાસાદને અનુલક્ષીને જ કરવામાં આવે છે. પ્રાસાદ ગર્ભગૃહનો ઉપાંગો સાથેનો આખો ભાગ સળંગ ખોદવાનું મજબૂતીના કારણે કરવામાં આવે છે તે યોગ્ય છે. દ્રાવિડમાં ઓસાર પુરતા જ પાયા ખોદી શિલારોપણ કરવાની વિધિને **प्रथमेष्टिका** કહે છે.

આપણા ગુજરાત સૌરાષ્ટ્રમાં ગર્ભગૃહ સિવાયના મંડપ ચોકીયોના પાયા પહોળા ઓસાર પુરતા ખોદી પુરે છે. કેટલાક શિલ્પિઓ મંડપ ચોકીના પાયા સળંગ ભાગ

જ્યાં ચાર દિશાઓ અને મધ્યમાં એમ પાંચ શિલા સ્થાપન કરવાની હોય ત્યાં–તે પાંચ શિલાના–૧ નંદા, ૨ ભદ્રા, ૩ જયા, ૪ રિક્તા, અને ૫ મધ્યની પૂર્ણા–એમ પાંચ નામો જાણવાં. તેની નીચે અનુક્રમે સ્થાપન કરવાના પાંચ કળશનાં નામ પદ્મ, મહાપદ્મ, શંખ, મકર અને કચ્છપ જાણવાં. ૧૨

---

ખોદાવી પુરે છે. આમ કરવાનો મુખ્ય ઉદ્દેશ તો શલ્યશોધનનો છે. પ્રાસાદના પાયા સળંગ ખોદવાના હોય છે. પણ ખોદતાં જો કૃત્રિમ અશુદ્ધ ભૂમિ પુરેલી જેવી નીકળે તો બધો ભાગ કઢાવી નાંખવામાં આવે છે. શિલ્પ શાસ્ત્રનો હેતુ ભૂમિશુદ્ધિ અને ઉપરના ભારે વજનનું દૃઢપણું જોવાનો હોય છે. પાયો કેટલો ઉંડો લેવો તે વિષે વાસ્તુરાજ કહે છે, **पाषाणान्तं जलान्तं वा वालुकान्तं दृढभूमिः** વાલુકા કે જે દેશમાં પાષાણ આવતો હોય ત્યાં તેટલો બની શકે તો જળ સુધી, અગર ગુજરાત જેવા પ્રદેશમાં ગમે તેટલા ઉંડા જતાં પણ રેતી જ આવે, ત્યાં દશ બાર કે પંદર ફુટ ઉંડા રેતીમાં પાયા લેવા. અગર મોરમ જેવી સાધારણ કઠણભૂમિ આવે ત્યાં સુધી ખોદી શિલારોપણ વિધિ કરવામાં આવે છે. પાયા માટે શલ્યશોધન કરવાની અત્યંત આવશ્યકતા છે. શિલાસ્થાપનવિધિ શિલ્પિઓ આ રીતે કરે છે. પાયાગર્તમાં યજમાન, શિલ્પિ તથા આચાર્ય પૂજાદ્રવ્ય સાથે ઉતરી ગોમુત્રાદિથી સિંચન કરી પંચગવ્યથી અને પંચામૃતથી અબીલ, ગુલાલ, કંકુ, કેસર, ધૂપ દીપાદિથી વિધિસર ભૂમિનું પૂજન કરી ભૂમિની પ્રાર્થના કરી શિલારોપણ વિધિ કરે છે. મધ્યગર્ભમાં કૂર્મશિલા અને અષ્ટદિશામાં આઠ શિલાઓ પ્રાસાદના બરાબર ઓસાર દબાય તે રીતે ઓસારની લાઇનો ચાકથી દોરી રાખવામાં આવે છે. કૂર્મશિલાઓ અને અષ્ટશિલાઓ પધરાવવાનું જે સ્થાન નક્કી કરવામાં આવે ત્યાં એક નાનો કળશ કુંભ મુકાય તેટલો ખાડો ખોદી મુકવામાં આવે છે. તે પહેલાં તે નાના ગર્તમાં ત્રાંબા કે ઉચ્ચધાતુનો નાગ અને કાચબો મુકી તે પર કળશમાં પંચકષાય, પંચપકવ, પંચગંધ, સપ્તધાન્ય, સર્વોષધિ, શ્રેષ્ઠધાતુ, કોડી ચણોઠી, નવનિધિના પ્રતિનિધિરૂપ પંચરત્નની પોટલી, ગંગાજળ કે પવિત્ર તીર્થજળ અગર ૧૦૮ કુવાનું પાણી કે ઓછા વધતું, શેવાળ, (પાણીની લીલ) સફેદ તાંદુર આદિ થોડા થોડા પ્રમાણસર કળશમાં પધરાવી (કળશ સામાન્ય રીતે ત્રાંબાનો હોય છે.) તેને ત્રાંબાનું ઢાંકણું બાંધી શિલાના ગર્ભ નીચે મુકી શિલા સ્થાપન મંત્રોચ્ચાર વિધિથી ઉત્સાહથી કરે છે. ત્યાર પછી શિલ્પિને વિશ્વકર્મા સ્વરૂપ માનીને તેનું પૂજન કરી સત્કાર કરવમાં આવે છે.

મધ્યની ધરણી શિલા ઉપર ચાંદીનો કૂર્મ સ્થાપિત કરી તે પર નાભિનો નાળ (પાઈપ) ઉભો કરવાની પ્રથા છે. આ નાભિના માટે શાસ્ત્રોક્ત પાઠ નહીં માનનારાઓ નાભિની યોગનાળને દાક્ષિણાત્ય પ્રથા માને છે. પરંતુ આપણા ઉત્તર ભારતનો શિલ્પગ્રંથ વિશ્વકર્મા પ્રકાશના છઠ્ઠા અધ્યાયમાં લિંગ સ્થાપનવિધિ કરતાં કહે છે–

**ब्रह्मसूत्रचतुष्के तु स्थाप्या कूर्मशिला ततः ।**
**तद्गर्भे विन्यसेत् कूर्मं सौवर्णं द्वादशमुखम् ॥ १२० ॥**

## નવ શિલાઓનાં નામ—

नन्दा भद्रा जया पूर्णा अजिता चापराजिता ।
मंगला विजयाख्याता धरणी नवमीशिला ॥ १३ ॥

ચાર દિશાઓ અને ચાર કોણે અને મધ્યમાં નવ શિલાઓ સ્થાપન કરવાની હોય છે. તેનાં નામ-૧ નંદા, ૨ ભદ્રા, ૩ જયા, ૪ પૂર્ણા, ૫ અજિતા, ૬ અ-પરાજિતા, ૭ મંગલા, ૮ વિજયા અને ૯ મધ્યની નવમી ધરણીશિલા જાણવી. ૧૩




કૂર્મશિલા અને અષ્ટશિલા

तत्र रत्नादिभिस्सार्द्धं भूम्याश्च हृदये न्यसेत् ।
तस्यैव हि तत्तद्गर्भे नीरंध्रं वज्रलेपकैः ॥ १२१ ॥

બ્રહ્મસૂત્રના ચતુષ્કમાં કૂર્મશિલા સ્થાપિત કરેલી હોય ત્યાં કૂર્મશિલાના ગર્ભમાં બાર મુખવાળો કૂર્મ અને રત્નાદિ સહિત ભૂમિના હૃદયમાં (નાભીમાં ઉતારી) સ્થાપત કરી તે ગર્ભની નાભિ (રંધ્ર)ને વજ્ર લેપથી બંધ કરી દેવી. આ વિધિ અગ્નિપુરાણ અધ્યાય ૯૭માં આપેલ છે.

નવનિધિ કળશોનાં નામ—

सुभद्रश्च विभद्रश्च सुनंदः पुष्पदंतकः ।
जयोऽथ विजयश्चैव कुंभः पूर्णस्तथोत्तरः ॥ १४ ॥
नवानां तु यथासंख्या निधिकुंभा अमी तथा ।

૧ સુભદ્ર, ૨ વિભદ્ર, ૩ સુનંદન, ૪ પુષ્પદંત, ૫ જય, ૬ વિજય, ૭ કુંભ, ૮ પૂર્ણ અને ૯ ઉત્તર એમ નવનિધિ કળશો અનુક્રમે શિલાઓ નીચે સ્થાપન કરવા. ૧૪

[1]अर्धपादे त्रिभागे वा शिलां चैव प्रतिष्ठयेत् ॥ १५ ॥
मध्ये कूर्मः प्रदातव्यो रत्नालंकारसंयुतः ।
हेमरौप्यमयः कार्यो दृढरौप्यमयो भवेत् ॥ १६ ॥
धरणीमध्ये संस्थाप्यो यथा कूर्मः प्रयत्नतः ।
रत्नालंकारसंयुक्तो दिव्यवस्त्रैः सुपूजितः ॥ १७ ॥

---

૧. મધ્યની ધરણીશિલા ગર્ભગૃહના મધ્યગર્ભે સ્થાપન કરવાની જે સામાન્ય રીતે માન્યતા પ્રવર્તે છે. પરંતુ તે અહીં સ્પષ્ટ કરે છે.

अधभागे त्रिभागे वा शिलां चैव प्रतिष्ठयेत ॥

શિવલિંગની મધ્યગર્ભે સ્થાપના થાય ત્યારે મધ્યની કૂર્મશિલા મધ્યમાં જ હોવી જોઈએ. તે બરાબર છે. પરંતુ અન્ય દેવોના પદસ્થાપન વિભાગો ગભારાના ત્રીજા કે ચોથા ભાગમાં આવે છે. ત્યારે તેવા સમયમાં તે દેવની સ્થાપનાના બરાબર નીચેજ કૂર્મશિલા હોવી જોઈએ. અને ત્યાંથી યોગનાળ ઉભો થાય. તે દેવના નીચે અવલંબે (ઓળંભે) બરાબર આવી રહે. દેવોના બરાબર નીચે અહીં આપેલા પ્રમાણનો પ્રયોગ શિલ્પિઓએ કરવો જોઈએ. એટલે દેવસ્થાપના બરાબર નીચેજ કૂર્મશિલાની સ્થાપના કરવી જોઈએ. હમણાં થોડા વખતથી શિલા સ્થાપન વિધિમાં જૈનવિધિના નામે કેટલાક જૈનવિધિકારો શિલાસ્થાપન સાથે જ પાયામાં રૂપાનો ઢોલીયો, ગાદલી મૂકી સુવર્ણની પ્રાસાદ પુરૂષની મૂર્તિ પધરાવવાનો આગ્રહ સેવે છે. પાયામાં સુવર્ણ પ્રાસાદ પુરૂષની સ્થાપનાની આ રીત આ ગૃહસ્થોની ખોટી છે. પ્રાસાદ પુરૂષ તો જીવ સ્થાનના ફળરૂપે દેવાલયના શિખરના આમલસારામાં પધરાવવાનું વિધાન છે. (નહિ કે પાયામાં) સોએક વર્ષ પરના કોઈ પાનામાં લખેલી વસ્તુને પ્રમાણ માની લેવું ન જોઈએ. શિલ્પિઓ તે પ્રાસાદ પુરૂષને ચાંદીના ઢોલીઆ સહિતની વિધિ શિખરના આમલસારામાં ધૃત કળશ સાથે પધરાવે છે અને તે શાસ્ત્રોક્ત પાઠો છે.

મધ્યની શિલા પર ચાંદી કે સુવર્ણનો ઉપર કહેલા પ્રમાણનો કૂર્મસ્થાપન કરવો તે યાદ રાખવું. આથી કૂર્મપ્રમાણ અને શિલાપ્રમાણ બેઉ પ્રમાણો જોવાય છે.



અણહીલપુર પાટણના સુપ્રસિદ્ધ પંચાસર-પ્રાસાદના મંડપનું પક્ષદ્વાર
અને તે પરની સંવરણા

શ્રી ચંદુલાલ શિલ્પી.



મોઢેરાના સૂર્યમંદિરની જંઘાનાં દેવસ્વરૂપો



પંચાસર (પાટણ)ના પ્રાસાદનો મંડોવર અને શિખરનો ગવાક્ષ અને શામરણનો અંશ



અણહીલપુર (પાટણ) પ્રસિદ્ધ જૈન પંચાસર મંદિર શિખર તથા શામરણા-સ્થપતિ પ્ર. ઓ. સોમપુરા દીપાર્ણવ અ. ૧૧

મધ્યની કૂર્મશિલા ગર્ભગૃહના મધ્યમાં કે ચોથા કે ત્રીજા ભાગે કૂર્મશિલા સ્થાપિત કરવી. (એટલે જ્યાં દેવસ્થાપના થાય તેની બરાબર નીચે કરવી) ખાતના મધ્યગર્ભમાં કૂર્મને રત્ન અલંકારોથી વિભૂષિત કરીને સ્થાપવો. કૂર્મ સોના કે રૂપાનો નક્કર કરાવવો. ધરાલી ધરણીશિલા ઉપર એ કૂર્મ સ્થાપવો. શિલાનું રત્ન અને દિવ્યવસ્ત્રોથી પૂજન કરવું. ૧૫-૧૬-૧૭

शिलोर्ध्वे तु न दातव्या इष्टिका च कदाचन ।
दिक्पालेभ्यो बलिं दद्याद् दिव्यवस्त्रं च शिल्पिने ॥ १८ ॥
अर्चयित्वा प्रयत्नेन होमकर्मादिमंगलम् ।
अनेन विधिना चैव सर्वपापक्षयो भवेत् ॥ १९ ॥

**इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे कूर्मशिलाधिकारे द्वादशोऽध्यायः ॥ १२ ॥**

પાષાણની શિલા ઉપર ઈંટની શિલા કયારે પણ સ્થાપિત ન કરવી. (અર્થાત્ (પાષાણની શિલા પર પાષાણની શિલા સંપુટની જેમ મૂકવી.) દિગ્પાલોનું પૂજન કરી તેમને બલિદાન આપવાં. દિવ્ય વસ્ત્રાભૂષણો શિલ્પિને આપી સંતુષ્ટ કરવા. પૂજન વિગેરે પ્રયત્નથી કરી હોમ વિગેરે માંગલિક કાર્ય કરવું. આ પ્રમાણે અનેક વિધિ વિધાનથી શિલાઓ સ્થાપિત કરવાથી સર્વ પાપનો નાશ થાય છે. ૧૮-૧૯

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો કૂર્મશિલાધિકારનો, શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ રચેલ, શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો બારમો અધ્યાય સમાપ્ત.**



## એક હાથ (ગજ) થી ૫૦ હાથ સુધીના પ્રાસાદના કૂર્મશિલા, જગતી ભીટ પીઠ ઉદયમાન દ્વારમાન, સ્તંભમાન, આસનસ્થ (બેઠી) અને ઉભી પ્રતિમા પ્રમાણનું કોષ્ટક.

| પ્રાસાદ ૧ થી ૫૦ ગજ | કૂર્મશિલામાન માનાંગુલ | જગતી પ્રમાણ (૧) | જગતી પ્રમાણ (૨) | ભીટમાન | પીઠમાન | પ્રાસાદઉદયમાન | નાગરાદિ દ્વારમાન ક્ષીરાર્ણવ મત | નાગરાદિ દ્વારમાન દીપાર્ણવ મત | સ્તંભમાન | પ્રતિમામાન બેઠી પ્રતિમા માન | પ્રતિમામાન ઉભી પ્રતિમા માન |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | આંગળ | હાથ આં. | હાથ આં. | આં. | હા. આં. | હા. આં. | હા આં. | હા. આં. | આં | આં. | આં. |
| ૧ ગજ | ૪ | ૧–૦ | ૦–૧૨ | ૪ | ૦–૧૨ | ૧–૦ | ૦–૧૬ | ૦–૧૬ | ૪ | ૬ | ૧૧ |
| ૨ ગજ | ૬ | ૧–૧૨ | ૧–૦ | ૫ | ૦–૧૭ | ૨–૦ | ૧–૮ | ૧–૮ | ૭ | ૧૨ | ૨૧ |
| ૩ ગજ | ૯ | ૨–૦ | ૧–૧૨ | ૬ | ૦–૨૨ | ૩ ૦ | ૨–૦ | ૨–૦ | ૯ | ૧૮ | ૩૧ |
| ૪ ગજ | ૧૨ | ૨–૧૨ | ૨–૦ | ૭ | ૧–૩ | ૪–૦ | ૨–૧૬ | ૨–૧૬ | ૧૨ | ૨૪ | ૪૧ |
| ૫ ગજ | ૧૨॥ | ૩–૦ | ૨–૧૨ | ૮ | ૧–૮ | ૫–૦ | ૨–૨૦ | ૨–૧૯ | ૧૩॥ | ૨૭ | ૪૩ |
| ૬ ગજ | ૧૩॥ | ૩–૧૨ | ૩–૦ | ૮॥ | ૧–૧૨ | ૫–૧૨ | ૩–૦ | ૨–૨૨ | ૧૫ | ૩૦ | ૪૫ |
| ૭ ગજ | ૧૪। | ૪–૦ | ૩–૧૨ | ૯॥ | ૧–૧૬ | ૬–૦ | ૩–૪ | ૩–૧ | ૧૬॥ | ૩૩ | ૪૭ |
| ૮ ગજ | ૧૫ | ૪–૧૨ | ૪–૦ | ૧૦। | ૧–૨૦ | ૬–૧૨ | ૩–૮ | ૩–૪ | ૧૮ | ૩૬ | ૪૯ |
| ૯ ગજ | ૧૫॥ | ૫–૦ | ૪–૧૨ | ૧૧ | ૨–૦ | ૭–૦ | ૩–૧૨ | ૩–૬ | ૧૯॥ | ૩૯ | ૫૧ |
| ૧૦ ગજ | ૧૬॥ | ૫–૧૨ | ૫–૦ | ૧૧॥ | ૨–૪ | ૭–૧૨ | ૩–૧૬ | ૩–૮ | ૨૧ | ૪૨ | ૫૩ |
| ૨૦ ગજ | ૨૨ | ૯–૦ | ૮–૧૬ | ૧૬॥ | ૩–૧૦ | ૧૨–૫ | ૪–૧૨ | ૪–૪ | ૩૧ | ૫૨ | ૬૩ |
| ૩૦ ગજ | ૨૪॥ | ૧૨–૦ | ૧૧–૮ | ૧૯। | ૪–૬ | ૧૬–૧૦ | ૫–૮ | ૫–૦ | ૩૬ | ૬૨ | ૭૩ |
| ૪૦ ગજ | ૨૫ | ૧૪–૧૨ | ૧૩–૧૦ | ૨૧। | ૫–૨ | ૨૦–૧૪ | ૫–૧૮ | ૫–૨૦ | ૪૧ | ૭૨ | ૮૩ |
| ૫૦ ગજ | ૨૮॥ | ૧૭–૦ | ૧૫–૧૦ | ૨૪। | ૫–૧૨ | ૨૪–૧૮ | ૬–૪ | ૬–૧૬ | ૪૬ | ૮૨ | ૯૩ |

## ।। अथ वास्तुविद्यायां दीपार्णवे त्रयोदशोऽध्यायः ।।

### राजलिङ्गाधिकारः

श्रीविश्वकर्मा उवाच—

राजलिङ्गं प्रवक्ष्यामि यथाभवति शाश्वतम् ।
वेदादिवेदवृद्ध्या च यावत् षट्त्रिंशद्धस्तकम् ।। १ ।।

શ્રી વિશ્વકર્મા કહે છે કે હવે હું રાજલિંગનો વિધિ કહું છું. તે હમેશાં શાશ્વત છે. પ્રારંભમાં ચાર હાથથી પ્રત્યેક ચાર ચાર હાથ વધારતાં છત્રીશ હાથ સુધી વધારતાં જવું. જેથી નવ પ્રકારનાં રાજલિંગ થાય. (૪, ૮, ૧૨, ૧૬, ૨૦, ૨૪, ૨૮, ૩૨, ૩૬—એમ નવ પ્રકારે). ૧

બીજું માન—

[1]हस्तादिनवपर्यंतं नवलिङ्गानि प्रोक्तानि ।
लिङ्गमानं समाख्यातं प्रासादे[2] पूजितानि च ।। २ ।।

બીજું માન કહે છે. એક હાથથી નવહાથ સુધીના નવ રાજલિંગ (ઘટિત લિંગ) કહ્યાં છે. આ પ્રમાણે લિંગનું માન કહ્યું. તે પ્રાસાદને વિષે પધરાવીને પૂજવાં.[3] ૨

---

૧. રાજલિંગ=ઘટિતલિંગ એકથી નવ હાથનાં કહ્યાં છે. તેમાં પણ એક હાથથી છ છ આંગળની વૃદ્ધિ કરતાં નવ હાથ સુધીનાં તેત્રીશ લિંગ જાણવાં. અને તે તેત્રીશનાં પ્રત્યેકનાં નામો અપરાજિત સૂત્ર ૨૦૧ અને દેવતામૂર્ત્તિ પ્રકરણમાં આપેલાં છે. અપરાજિત સૂત્ર ૨૦૧માં એમ છ છ, ત્રણ ત્રણ, બબ્બે, એક એક, અર્ધઅર્ધ, પા પા ને એક દોરો એમ મળી દશ ભેદ કહી કુલ ૧૪૪૨૦ લિંગમાન સંખ્યા કહી છે.

૨. प्रासादे च लतीनके=પાઠાન્તર.

૩. ઘરને વિષે એક અંગુઠાના પર્વથી ત્રણ ચાર આંગળનું લિંગ પૂજવું. અન્ય પ્રતિમા નવ આંગળ કે અગિયાર કે બાર આંગળ પ્રમાણ સુધીની ગૃહસ્થને ઘરે પૂજવી.

नवहस्तं भवेल्लिङ्गं प्रासादे च शतार्द्धके ।
पंचहस्ताद् दश यावत् प्रासादः परिकीर्त्तितः ॥ ३ ॥

दशहस्तादधो नास्ति प्रासादः सभ्रमस्तथा ।
पंचहस्ताच्छतार्द्धं च प्रासादश्च तदुच्यते ॥ ४ ॥

एकादि नवहस्तान्तं लिङ्गं प्रासादे पूजितम् ।
नवहस्तोर्ध्वं लिङ्गं तु प्रासादेन विनार्चयेत् ॥ ५ ॥

हस्तमानं भवेल्लिङ्गं वेदहस्ते सुरालये ।
चतुर्भ्योऽध एकहस्तं तदुच्यते शिवालयम् ॥
न स्थाप्यं घाट्यलिङ्गं च शैलं च रत्नजं विना ॥ ६ ॥

નવ હાથ સુધીના માનનું લિંગ પચાસ હાથના પ્રાસાદને વિષે પૂજવું. પાંચથી દશ હાથ (કે તેથી વધુ)ના માનને "પ્રાસાદ" કહેવો. દશ હાથથી ઉપરના પ્રાસાદો સાંધાર પ્રાસાદ ભ્રમવાળા કરવા. પાંચ હાથથી પચાસ હાથના માપના દેવાલયને "પ્રાસાદ" કહેવો. તેમાં એકથી નવ હાથ પ્રમાણનાં લિંગો પ્રાસાદમાં પૂજવાં. નવ હાથથી ઉપરનાં લિંગ પ્રાસાદ વગર ખુલ્લા (ઓટલા પર) પૂજવાં. એક હાથના માનનું લિંગ ચાર હાથના શિવાલયમાં પૂજવું. ચાર હાથથી નીચેના માપના દેવાલયને "શિવાલય" કહેવું. તે શિવાલયમાં ઘટિત (લિંગ) પાષાણનુ સ્થાપવું નહિ. તેમાં બાણુલિંગ કે રત્નલિંગ પધરાવવાં. ૩-૬

નવરત્નલિંગપ્રમાણ—

रत्नमेकाङ्गुलं लिङ्ग-मंगुलांगुलवृद्धितः ॥
नवान्तं नवलिङ्गानि वृद्धिर्वा मुद्गमानिका ॥ ७ ॥

---

એથી અધિક માપની મુર્ત્તિ ગૃહસ્થે ઘરને વિષે ન પૂજવી. પછી આગળ કહે છે. નવ હાથ સુધીની પ્રતિમા પ્રાસાદમાં પૂજવી. તેથી મોટી વિશાળ પ્રતિમા કે લિંગનું (ખુલ્લી વેદી પર) પ્રાસાદ વગર પૂજન કરવું.

तदूर्ध्वे नवहस्तान्तं पूजनीयं सुरालये ।
दशहस्तादितो चार्धं प्रासादेन विनार्चयेत् ॥

ज्ञानरत्नकोश ॥

[1]રત્નના લિંગનું પ્રમાણુ એક આંગળથી નવ આંગળ સુધી એમ એકેક આંગળની વૃદ્ધિ કરતાં નવલિંગપ્રમાણુ અથવા એક મગના દાણાથી નવ મગના દાણા જેવડા પ્રમાણુનાં નવલિંગ પ્રમાણુ જાણુવાં. ૭

## નવધાતુ લિંગપ્રમાણુ—

धातोरष्टांगुलं पूर्व-मष्टाष्टांगुलवर्धनात् ।
त्रिहस्तान्तं नवैतानि लिङ्गानि च यथाक्रमम् ॥ ८ ॥

ધાતુનું લિંગ પ્રથમ આઠ આંગળથી આઠ આઠ આંગળની વૃદ્ધિ કરતાં ત્રણુ હાથ સુધીમાં નવ પ્રકારનાં ધાતુલિંગપ્રમાણુ જાણુવાં. ૮

[2]अष्टलोहानि लिङ्गार्थे स्वर्णं रौप्यं च ताम्रकम् ।
कांस्यपित्तलवङ्गानि नागलोहं तथाष्टमम् ॥ ९ ॥

---

१. सुप्रभेदागमे— मौक्तिकं च प्रवालं च वैडूर्यं स्फटिकं तथा ।
पुष्पं मरकतं नीलं रत्नजं संप्रकीर्त्तितम् ॥

નવરત્નમાં ૧ હીરા, ૨ મોતી, ૩ પુષ્પરાગ, ૪ વૈડૂર્ય, ૫ પદ્મરાગ, ૬ પ્રવાલ, ૭ ઈંદ્રનીલ, ૮ મણિમય અને ૯ સ્ફટિક એમ નવરત્નનાં દ્રવ્ય જાણુવાં. તેનાં લિંગો જુદાં જુદાં ફળોને દેનાર કહ્યાં છે. એકથી નવ આંગળ પ્રમાણુ નવે લિંગનાં પૃથક્ પૃથક્ નામો શિલ્પગ્રંથોમાં આપેલાં છે. રત્નનું લિંગ શિવસ્વરૂપ છે. તેથી તેનું માનપ્રમાણુ જોવાની જરૂર નથી.

૨. ધાતુલિંગ—અહીં લોહ શબ્દ મિશ્રધાતુ તરીકેનો છે. શુદ્ધ ધાતુ માટે શુક્રાચાર્ય પોતાની શુક્રનીતિમાં કહે છે:

१ २ ३ ४ ५ ६
सुवर्णं रजतं ताम्रं वङ्गं शीशं चरङ्गकम् ।
७
लोहं च धातवः सप्त ह्येषामन्ये तु संकराः ॥ ८८ ॥

૧ સોનું, ૨ રૂપું, ૩ ત્રાંબુ, ૪ કલાઈ ૫ સીસું, ૬ જસત, અને ૭ લોઢું, આ સાત ધાતુ મુખ્ય ગણાય છે. બાકી તો સાત ધાતુના મિશ્રણથી બીજી ઉપધાતુ (પિત્તળ કાંસાદિ) ઉત્પન્ન થઈ છે. ( વર્તમાન કાળમાં વૈજ્ઞાનિક રીતે બીજી પણ ધાતુની શોધ થઈ છે. તે સુવર્ણથી પણ અનેકગણી કિંમતી છે. )

यथापूर्वं तु श्रेष्ठं स्यात् स्वर्णं श्रेष्ठतरं मतम् ।
वङ्गताम्रभवं कांस्य पित्तलं ताम्र वङ्गजम् ॥ ८९ ॥

ઉપર કહેલી સાત ધાતુ પૂર્વ પૂર્વને શ્રેષ્ઠ ( અને ઉત્તરોત્તર કનિષ્ઠ ) ગણાય છે. સર્વ

અષ્ટલોહ એટલે ધાતુ, તેમાં ૧ સોનાનું, ૨ ચાંદીનું, ૩ ત્રાંબાનું, ૪ કાંસાનું, ૫ પિત્તળનું, ૬ કલાઈનું, ૭ સીસાનું અને ૮ લોઢું તે આઠ પ્રકારનાં અષ્ટલોહલિંગ કહ્યાં છે. ૯

---

ધાતુમાં સોનાને શ્રેષ્ઠ માની છે. જસત અને ત્રાંબાના મિશ્રણથી પિતળની ધાતુ ઉત્પન્ન થાય છે. અને ત્રાંબા અને કલઈના મિશ્રણથી કાંસાની ધાતુ ઉત્પન્ન થય છે. शिल्परत्न उत्तरार्ध अ० १

सौवर्णं राजतं ताम्रं पैत्तलं कांस्यमायसम् ।
सैसकं त्रायुषं चेति लोहं बिंबं तथाष्टधा ॥

૧ સોનું, ૨ ચાંદી, ૩ ત્રાંબું, ૩ પિત્તળ, ૪ કાંસું, ૫ સીસું, ૭ કલઈ અને ૮ લોહ એ આઠ ધાતુ માની છે. સર્વ મિશ્રણ ધાતુને અષ્ટલોહ કહેવાય છે. અષ્ટલોહને ઢાળીને ધાતુની પ્રતિમાલિંગ આદિ ભરાય છે. દક્ષિણ સિવાયમાં પંચધાતુમાં ૧ ત્રાંબુ,, ૨ પિત્તળ, ૩ સોનું, ૪ ચાંદી અને ૫ સફેદ સીસું વપરાતું હતું. તેમાં ત્રાંબુ દશ ભાગ, પિત્તળ અર્ધો ભાગ, સફેદ સીસું .....અને સોનું ચાંદી, ભક્તની શ્રદ્ધા-શક્ત ઇચ્છાનુસાર મેળવતા હતા. જયપુરમાં એજ ધાતુ વિશેષે કરીને વાપરે છે. પિત્તળ એક મણ અને ત્રાંબુ શેર-પાંચ સોનું ચાંદી ઈચ્છાનુસાર વાપરી મિશ્રણ કરે છે. અન્ય શિલ્પિઓ પિત્તળ મણ-૧, ત્રાંબુ શેર અઢી, ચાંદી શેર અર્ધો, સોનું વાલ અઢી-આ પ્રમાણે પણ મેળવણી કરે છે. પંચ-ધાતુ તરીકે પાંચ ધાતુ વાપરવી જોઇએ તેમ મનાય છે. ધાતુનાં કામો રાજસ્થાનના સોમપુરા શિલ્પિઓ રાજસ્થાનના ઉદયકાળમાં ચૌદમી પંદરમી સોળમી સદીમાં કરતા હતા. ગુજરાતમાં પણ દશથી બારમી સદીમાં ઘણું ઉચ્ચ કોટિનું કામ થતું હતું. તેના દાખલાઓ તે કાળની પ્રતિમાઓ પુરા પાડે છે. આબુની કહેવાતી ચૌદસો મણની પ્રતિમાઓ સોમપુરા શિલ્પિઓની ભરેલી કહેવાય છે. વર્તમાન કાળમાં સોમપુરા શિલ્પિઓનું લક્ષ આ તરફ નથી, તે ખેદની વાત છે. આ કામ ગુજરાતમાં બહુ ઓછું થાય છે. પાલીતાણા-મહુવામાં હાલ તેવું કામ કરનારા છે. શિલ્પિઓ જયપુરમાં પણ છે. ધાતુ પ્રતિમા તો વિશેષ કરીને દ્રાવિડ દેશમાં ઘણી ભરાતી હતી. તેના પુરાવા તે કાળની મૂર્તિઓ છે. ગુપ્તકાળની અતિ સુંદર ધાતુ પ્રતિમાઓ ગુજરાતમાં ખોદકામમાંથી મળે છે.

सुमेदागम— सौवर्णं राजतं चैव कांस्यं मारकटं तथा ।
आयसं सीसकं चैव त्रपुकं चेति लोहजम् ॥

પ્રતિમાના વાસ્તુદ્રવ્ય માટે શુક્રાચાર્યજી કહે છે—

प्रतिमा सैकती पैष्टी लेख्या लेप्या च मृण्मयी ।
वार्क्षी पाषाण धातुरत्ना स्थिरा ज्ञेया यथोत्तरा ॥ ७२ ॥

પ્રતિમા રેતીની, લોટની, ચિત્રની, લેપની, માટીની, કાષ્ઠની, પાષાણની, ધાતુની અને રત્નની બને છે તે દ્રવ્યો ઉત્તરોત્તર દૃઢ ઘન મજબુત જાણવાં

નવકાષ્ઠલિંગપ્રમાણ—

[१]दृढकाष्ठमयं लिङ्गं कर्त्तव्यं षोडशांगुलम् ।
षोडशांगुलिका वृद्धिः षट्करान्तं नवैव हि ॥ १० ॥

દૃઢ મજબૂત લાકડાનું પ્રથમ લિંગ સોળ આંગળનું જાણવું. તે પછી સોળ-સોળ આંગળની વૃદ્ધિ છ હાથ સુધી કરતાં નવ પ્રકારનાં કાષ્ઠલિંગ પ્રમાણ જાણવું. ૧૦

ગર્ભમાને લિંગમાન—

[२]गर्भे पंचाशके त्र्यंशे ज्येष्ठं लिङ्गं तु मध्यमम् ।
नवांशे पंचभागं स्याद्गर्भार्धे कनिष्ठोदयम् ॥ ११ ॥

ગર્ભગૃહના પાંચ ભાગ કરી ત્રણ ભાગની લંબાઈનું લિંગઉદય જ્યેષ્ઠ માનનું જાણવું. નવ ભાગ કરી પાંચ ભાગની લંબાઇનું લિંગઉદય મધ્ય માનનું જાણવું. અને ગર્ભગૃહના અર્ધભાગે લિંગ ઉદયમાં કરવું તે કનિષ્ઠમાન જાણવું. ૧૧

પ્રાસાદમાને લિંગમાન—

[३]प्रासादे हि दशांशेन भागार्धं लिङ्गमेव च ।
लिङ्गमानं प्रमाणं तु तन्मानो वृषभो भवेत् ॥ १२ ॥

---

૧. કાષ્ઠના લિંગનાં નવ પ્રકારનાં નામ અપરાજિત અને દેવતામુર્તિ પ્રકરણમાં આપેલાં છે. કાષ્ઠમાં ઉત્તમ પ્રકારના દૃઢ મજબૂત કાષ્ઠો શાસ્ત્રોમાં આ પ્રમાણે ગણાવેલાં છે. શ્રીપણી, શિશુષા, અશોક, શિરીષ, ખદિર, (ખેર) અર્જુન, ચંદન, લીમડો, રક્તચંદન, બીજક, કપુર, દેવદારૂ, પારિજાત, મહુડો, હીંતાલ અને અગરૂનાં કાષ્ઠ—તે છિદ્ર વગરનાં, કઠણ ગાંઠ વગરનાં શાખાડાળો નહિ પણ મુળ થડના કાષ્ઠમાંથી ઘટિતલિંગ બનાવવું. कारिकागमः-

खदिरश्चंदनरसालौ मधूकः सरलो मतः ।
विल्वकदंबबदरौ देवदारुश्च शिंशपः ॥
पनसाजुनावशोकः क्षीरिणो रक्तचंदनः ।
स्निग्धधाराश्च ये वृक्षाः पयसान्ये तु मध्यमाः ॥

૨. રત્નતિલકના પંચમ પટલમાં અને સમરાંગણ સૂત્રધારના અ. ૭૦માં તથા અપરાજિત સૂત્ર ૨૦૨માં તથા કારણાગમમાં મત્સ્યપુરાણ અ. ૨૬૩માં આ ગર્ભગૃહના માન પ્રમાણના જ્યેષ્ઠ, મધ્યમ, કનિષ્ઠના પ્રત્યેકના ત્રણ ત્રણ ભેદ કહી નવ ભેદ કહે છે.

૩. क्षीरार्णव-अ०—प्रासादपंचमांशेन लिङ्गं कुर्यात्प्रयत्नतः ।

(૧) પ્રાસાદ રેખાયે હોય તેના પાંચમા ભાગનું લાંબું લિંગ જ્યેષ્ઠ માનનું જાણવું.

(૨) પ્રાસાદના દશમા ભાગના અર્ધભાગનું લિંગ दशांशेन भागार्ध તે માન સાધાર

પ્રાસાદ રેખાયે-કર્ણે પહોળો હોય તેના દશ ભાગ કરી અરધા ભાગનું લિંગ જાડું કરવું. તે લિંગની લંબાઈના માનનો નંદી લાંબો કરવો (આ માન સાંધાર પ્રાસાદને યોગ્ય છે.) ૧૨

## ચળાચળ લિંગની કયાં સ્થાપના કરવી—

नैकहस्तादितोऽधस्ते प्रासादे स्थिरतां नयेत् ।
स्थिरं न स्थापयेद् गेहे गृहिणां दुःखकृत्तथा ॥ १३ ॥

એક હાથથી લઘુ નાના શિવાલયમાં સ્થિરલિંગ સ્થાપન ન કરવું. તેમજ ગૃહસ્થના ઘરને વિષે પણ સ્થિરલિંગ સ્થાપન ન કરવું. ત્યાં સ્થિર સ્થાપનાથી ગૃહસ્થને દુઃખદાયક થાય છે. ૧૩

धातुजे रत्नजे चैव स्वयंभूबाणदारुजे ।
वेश्म न्यूनाधिकं प्रोक्तं वक्त्रलिंगे तु पार्थिवे ॥
शैलजे घाट्यलिङ्गं तु विधिरुक्तश्च शास्त्रतः ॥ १४ ॥

ધાતુના, રત્નના, કાષ્ઠના લિંગમાં કે સ્વયંભૂ બાણલિંગમાં કે પાર્થિવ લિંગમાં પ્રાસાદમાન ઓછાવધતું હોય તો દોષ નથી. પરંતુ પાષાણનું ઘટિત રાજલિંગ તો શાસ્ત્રોમાં કહેલા વિધિમાનથી જ કરવું. ૧૪

## શિલાપરીક્ષા—

[4]एकवर्णा घनास्निग्धाऽऽमूलाग्रादार्जवान्विता ।
गजघंटारवा घोषा सा पुंशिला प्रकीर्त्तिता ॥ १५ ॥

---

પ્રાસાદને યોગ્ય છે. दशांशेन भागसार्द्धं પ્રાસાદના દશ ભાગ કરી દોઢ ભાગનું લિંગ સામાન્ય રીતે નિરંધાર પ્રાસાદને યોગ્ય છે.

(૩) દ્રવિડ શિલ્પગ્રંથોમાં લિંગમાન પ્રમાણ બીજી રીતે પણ કહ્યાં છે. તેમાં મંદિર બંધાવનાર યજમાનના શરીર પ્રમાણથી માન કહે છે. मानसार અ૦ ૫૨:—

यजमानस्य मेढ्रान्तं नाभ्यंतं हृदयांतकम् ।
नेत्रान्तं समतुङ्गं स्यान्नवलिङ्गोदयं भवेत् ॥ ३० ॥

યજમાનના શરીર પ્રમાણથી લિંગમાન કહે છે. ૧ ગુહ્યભાગ સુધી, ૨ નાભિ સુધી, ૩ છાતી સુધી, ૪ સ્તન સુધી, ૫ ખભા સુધી, ૬ દાઢી સુધી, ૭ નાસિકા સુધી, ૮ આંખ સુધી, અને ૯ મસ્તકની ઉંચાઈ સુધી, એમ નવ પ્રમાણ લિંગની ઉંચાઈનાં જાણવાં.

૪. શિલાપરીક્ષાનો આખો એક અધ્યાય ૪૦મો અપરાજિત સૂત્રમાં વનયાત્રા શિલા-પરીક્ષાનો પચ્ચીશ શ્લોકનો છે

સારાં શુભ મુહૂર્ત્ત શુભ શકુન જોઈને શિલા લેવા નીકળવું. ત્યાં વનદેવની સ્તુતિ કરી, મંત્રાદિથી પૂજા કરી, પાષાણ કાઢવો; લિંગ કે પ્રતિમાના પાષાણ સારૂ દક્ષિણ કે



છજા વિહીન દસમી સદીની પ્રતિકૃતિ વડીલશ્રી ઓઘડભાઈ ભવાનજીનું ત્રિનેત્રેશ્વર (થાન-સૌરાષ્ટ્ર) પ્રાસાદ નિર્માણ. વિ. સં. ૧૯૫૭ મંડપાર્ધ ત્રિષટ



દસમી સદીના છજા વિહીન કોટાય શિવપ્રસાદ ( કચ્છ )

આરકયોલોજી રાજકોટના સૌજન્યથી

स्थूलमूला कृशाग्रा या कांस्यतालसमध्वनिः ।
स्त्रीशिला कृशमूलाग्र–स्थूला षंढेति निःस्वना ॥ १६ ॥

હવે શિલાપરીક્ષા કહે છે. (૧) એકજ વર્ણ (રંગ)ની નક્કર ચીકણી હોય, જે પાષાણશીલા મૂળથી અગ્રભાગ સુધી સરખી હોય, હાથીના ગળાના ઘંટના જેવા અવાજવાળી હોય તેવી શિલાને પુંશિલા કહેવી. (૨) જેનું મૂળ જાડું હોય અને ઉપરનો ભાગ પાતળો હોય, અને કાંસાના તાલીયા જેવો જેનો અવાજ હોય તે સ્ત્રીશિલા જાણવી. (૩) જેનો નીચેનો ભાગ પાતળો હોય અને ઉપરનો ભાગ જાડો હોય અને અવાજ (હીન) વગરની હોય તેવી શિલાને નપુંસક શિલા કહેવી ૧૫–૧૬

लिङ्गानि प्रतिमामिश्रं[५] कुर्यात् पुंशिलया बुधः ।
योज्याः स्त्रीशिलया सम्यक् पीठिकाशक्तिमूर्त्तयः ॥ १७ ॥
षंढोपलेन कर्त्तव्ये ब्रह्मकूर्मशिले तथा ।
प्रासादतलकूपादि–कर्म कुर्याद्विचक्षणः ॥ १८ ॥

---

પૂર્વ પશ્ચિમ દિશામાં શિર મસ્તકની કલ્પના કરવી. અને પાષણ પર તેવું ચિહ્ન કરવું (યાદી સારૂ). ઉત્તરમાં મસ્તકની કલ્પના ન કરવી. કાણાં કે પડ વગરની, ચોખ્ખી, એક રસ હોય તેવી, એક સરખા વર્ણની, મધુર શિલા પ્રતિમા લિંગ કે પીઠિકા સારૂ કાઢવી. અપરાજિત એ નાગરાદિ શિલ્પનો ગ્રંથ છે. તેણે શિલાપરીક્ષામાં ત્રણ પ્રકાર કહ્યા છે. ૧ યુવા, ૨ બાલા, અને ૩ વૃદ્ધા; જે શિલા કાણા વગરની ગંભીર, મધુર, ચારૂ સ્વરવાળી, તેજસ્વી, કોમળ, શીતલ, સુગંધા હોય એવી શિલાને યુવા નામ આપે છે. તે સર્વ કામના ફળને દેનારી લિંગ અને દેવપ્રતિમા સારૂ યોગ્ય જાણવી. (૨) મત્સ્ય મંડૂક કે મધમાખી જેવા ચિહ્નવાળી શિલા તે વૃદ્ધા નામની જાણવી. (૩) જે શિલા અતિકોમળ, મંદપુષ્પક એવી શિલાને બાલા નામે જાણવી. અમુક વર્ણ ચિહ્નવાળા પાષાણ, પ્રતિમા લિંગમાં વર્જવા. અમુક વર્ણની શિલા બ્રાહ્મણ ક્ષત્રિયાદિ વર્ગને શ્રેષ્ઠ કહેલી છે.

દ્રવિડ શિલ્પગ્રંથોમાં અત્રે આપવામાં આવેલ પું. સ્ત્રી. ષંઢ શિલાનાં લક્ષણો કહ્યાં છે મયમતમાં અને શિલ્પરત્ન ઉત્તરાર્ધમાં આપેલ છે તે આટલું સ્પષ્ટ નથી. કાશ્યપ શિલ્પ-ગ્રંથમાં ચોરસ, લંબચોરસ, ગોળ, દશ કે બાર કોણવાળાના નીકળતા પાષાણો પરથી પુલ્લિંગ, સ્ત્રીલિંગ તથા નપુંસકલિંગનાં લક્ષણો કહ્યાં છે. પણ તે અયુક્ત છે. કાશ્યપ શિલ્પમાં બીજા પ્રકારે સ્વર પરથી પરીક્ષા જણાવેલ છે. **स्वरहीना नपुंसका** ॥ વળી આગળ ગ્રંથમાં પરીક્ષા કરતાં **सुप्रभेदागम** કહે છે. **अग्निदग्धान्य युक्ता च वर्जयेत्तां प्रयत्नतः** ॥ જે પાષાણ સહેજે અગ્નિથી બળેલો હોય અને તેનો ચુનો થઇ જતો હોય તેવા લાઇમસ્ટોન પાષાણ વર્જવા.

૫. મિશ્ર એટલે લિંગ અને પ્રતિમાના મુખ સહિતને મિશ્ર કહે છે. એટલે મુખ-લિંગ વ્યક્તાવ્યક્ત અર્થાત્ વ્યક્ત અને અવ્યક્ત. અવ્યક્ત એટલે આકાર વિનાનું લિંગ

બુદ્ધિમાન શિલ્પિએ પ્રતિમાલિંગ અને મુખલિંગ પુંશિલાનાં બનાવવાં. જળાધારી, સિંહાસન, અને દેવી પ્રતિમાઓ સ્ત્રી શિલામાંથી બનાવવાં, બ્રહ્મશિલા, કૂર્મશિલા, તથા પ્રાસાદના બાંધકામમાં, કુંડાદિ જળાશય આદિના કાર્યમાં બુદ્ધિમાન શિલ્પીએ નપુંસક શિલા વાપરવી. ૧૭–૧૮

**ઘટિતલિંગ સ્વરૂપ—**

**ब्रह्मांशश्चतुरस्त्रोऽधो मध्योऽष्टांशस्तु वैष्णवः ।**
**पूजाभागः सुवृत्तः स्यात् पीठोर्ध्वे शंकरस्य च ॥ १९ ॥**

ઘટિતલિંગની લંબાઇ (ઉંચાઇ)નો નીચલો બ્રહ્મશિલા પર ચોરસભાગ બ્રહ્માંશ, વચલો (પીઠિકામાં કરેલો) અષ્ટાંશ, વિષ્ણુ ભાગ; અને ઉપલો ગોળ પૂજાભાગ તે (પીઠિકા જળાધારી પરનો) શંકરનો ભાગ જાણવો. ૧૯

---

અર્થાત્ દ્રાવિડ શિલ્પગ્રંથોમાં અને તેના તાંત્રિક ગ્રંથોમાં મૂર્તિ અને લિંગ આદિ ઉપર ખુબ વિવરણ આપેલાં છે. લિંગ દ્વિવિધ (બે પ્રકાર)નાં હોય છે. (૧) કૃત્રિમ, (૨) અકૃત્રિમ. અકૃત્રિમ એટલે સ્વયંભૂ અને બાણલિંગ. કૃત્રિમ એટલે રાજલિંગ. લિંગનો બીજો પ્રકાર– ૧ ચળ અને ૨ અચળ. (૧) ચળલિંગ ઘરને વિષે અગર એક હાથ સુધીના શિવાલયમાં નાનું બાણ. રત્ન કે ધાતુનું સ્થિર કર્યા વગરના લિંગને ચળલિંગ કહે છે. (૨) અચળ– બે હાથથી ઉપરના પ્રાસાદ શિવાલયમાં સ્થિર સ્થાપિત કરેલ લિંગને અચળ લિંગ કહે છે. ત્રીજું ત્રિવિધ લિંગ—(૧) અવ્યક્ત (નિષ્કળ), (૨) વ્યક્ત (સકળ), (૩) વ્યક્તાવ્યક્ત (મિશ્ર).

(૧) અવ્યક્ત લિંગના પણ પાંચ પ્રકાર છે—(૧) સ્વયંભુ, (૨) બાણલિંગ, (૩) આર્ષ, (૪) માનુષ અને (૫) વૈષ્ણવ. તે પાંચને અવ્યક્ત લિંગ કહે છે. અથવા નિષ્કળ કહે છે. (૧) સ્વયંભુ લિંગ–આદિ કાળથી જે ઉદ્ભવેલું હોય તે સ્વયંભુ–(કુદરતી). (૨) બાણલિંગ—આ દેશના કહેલા પવિત્ર સ્થળો ગંગા, નર્મદા, હરદ્વાર, પ્રભાસ, આદિ સ્થળેથી કુકડાના ઈંડાના આકારનું કુદરતી લિંગ હોય તેને બાણલિંગ કહે છે. (૩) આર્ષ-લિંગ—શ્રીફળ જેવું. બ્રહ્મસૂત્રથી પર હોય, નીચે સ્થૂલ ને ઉપર કૃશ કે વચ્ચે સ્થૂલ હોય તેવા રોહલિંગને આર્ષલિંગ કહે છે. (૪) કૃત્રિમ માનુષલિંગ—૧ ઘટિતપાષાણલિંગ, ૨ રત્નજ, ૩ ધાતુજ, ૪ કાષ્ઠલિંગ, જે મનુષ્ય વિધિથી તૈયાર કરેલ હોય તે. (૫) વૈષ્ણવલિંગ=ક્ષણિકલિંગ—ગંધજ, ભસ્મ, ઘૃત, કસ્તુરી, લવણ, પાર્થિવ, ધાન્ય, વસ્ત્ર, પુષ્પ, શર્કરા, ગુડ, લાક્ષ, એ દ્રવ્યોના કર્મસિદ્ધિના હેતુથી કરેલા લિંગને વૈષ્ણવલિંગ–ક્ષણિકલિંગ કહે છે.

**સિદ્ધાંત શેખરમાં**—એક છઠ્ઠા ભાગનું કહ્યું છે તે દેવલિંગ. કરસંપુટ જેવું રેખાઓવાળું, કેતરવાળું, ઉંચાનીચું, લાંબા આકારનું બ્રહ્મસૂત્રથી વર્જિત એવું દેવલિંગ જાણવું.

(૨) વ્યક્તલિંગ=તે શિવપ્રતિમા–સ્વરૂપ છે. (ચાર, છ, આઠ કે તેથી વધુ હાથવાળી

## બ્રહ્મશિલાનું પ્રમાણ—

[६]ब्रह्मकर्णप्रमाणेन आयामे च द्विजशिला ।
पिण्डं वै तत्समं कार्यं ब्रह्मार्द्धेन तु चाथवा ॥ ? ॥ २० ॥

લિંગ નીચેની બ્રહ્મશિલાનું પ્રમાણ કહે છે. ઘટિતલિંગના ચોરસ બ્રહ્મ ભાગના

---

શિવપ્રતિમા) તે વ્યક્ત ભાવવાળી વ્યક્ત છે એટલે સકલ-પૂર્ણકળા યુક્ત મૂર્તિસ્વરૂપ છે.

(૩) વ્યક્તાવ્યક્ત=એટલે મુખ=તે મિશ્રલિંગ કહે છે. જે વ્યક્ત તેમજ અવ્યક્ત પણ હોય છે.

ધારાલિંગનો પણ એક પ્રકાર છે—તેમાં નીચે ચોરસ, વચ્ચે અષ્ટાંશ, અને તે પર શિવભાગ (પૂજાભાગ)માં ફરતી બાર, સોળ, વીશ, ચોવીશ કે અઠ્ઠાવીશ ધારો કરવી (બલકા જેવી).

**શતાષ્ટક** કે સહસ્રલિંગનો એક વિશેષ પ્રકાર છે. તેમાં પૂજાભાગમાં ફરતી ગોળ ગોળ ખાંચો કરી તેમાં નીચેથી ઉપર એમ ૧૦૮ કે હજાર લિંગ બતાવે છે. લિંગ વિષે વિશાલ સાહિત્ય છે. આગમોમાં સુપ્રભેદાગમ, કામિકાગમ, કિરણાગમ, પૂર્વકિરણાગમ, સકલાગમ, સારસંગ્રહમાં લિંગ વિષે ઘણું કહ્યું છે. અહીં તો જળકુંભના એક બિન્દુ જેટલું આપીને સંતોષ માનું છું.

૬. અન્ય શિલ્પગ્રંથમાં બ્રહ્મશિલા ગર્ભગૃહના ચોથા ભાગની સમચોરસ કરવી. તેનાથી અર્ધી જાડી કરવી.

गर्भगृहचतुर्थांशे ब्रह्मशिलाप्रमाणतः ।
शिला दृढा चतुरस्रा तस्यार्द्धं पिण्डिका भवेत् ॥

લિંગ સ્થાપનાના શુભમુહૂર્તે બ્રહ્મશિલા પર ચાર કોણ અને ચાર દિશામાં તથા મધ્યમાં એમ નવરત્ન સ્થાપન કરી તે પર લિંગની સ્થાપનાની વિધિ વિશ્વકર્માપ્રકાશ અ. ૬ માં આપી છે. જે આ દીપાર્ણવ ગ્રંથના કૂર્મશિલાધિકાર નામના બારમા અધ્યાયના ટિપ્પણમાં આપેલ છે.

ब्रह्मसूत्र चतुष्के तु स्थाप्या कूर्मशिला ततः ।
तद्गर्भे विन्यसेत् कूर्मं सौवर्णं द्वादशमुखम् ॥ १२० ॥

तत्र रत्नादिभिस्सार्द्धं भूम्याश्च हृदये न्यसेत् ।
तस्यैव हि तद्गर्भे नीरन्ध्रं वज्रलेपकैः ॥ १२१ ॥

બ્રહ્મસૂત્રના ચતુષ્કમાં કૂર્મશિલા સ્થાપિત કરેલી હોય ત્યાં કૂર્મશિલાના ગર્ભમાં બાર મુખવાળો કૂર્મ અને રત્નાદિ સહિત ભૂમિના હૃદયમાં (નાભીમાં ઉતારી) સ્થાપત કરી તે ગર્ભની નાભિ (રંધ્ર)ને વજ્ર લેપથી બંધ કરી દેવી. આ વિધિ અગ્નિપુરાણ અધ્યાય ૯૭માં આપેલ છે.

(ખુણાખુણ) પ્રમાણે પહોળી બ્રહ્મશિલા મૂકવી. તેની જાડાઈ બ્રહ્મભાગ જેટલી અથવા બ્રહ્મભાગથી અરધી રાખવી. ૨૦

ब्रह्मभागे चाष्टमांशे क्षिपेत् तद् ब्रह्मप्रस्तरे ।
सर्वेषामेव लिंगानां पूजा भवति सर्वदा ॥ २१ ॥

બ્રહ્મભાગના આઠમા ભાગે બ્રહ્મશિલામાં ઉંડી ક્ષોભણ કરીને ઘટિતલિંગની સ્થાપના કરવી. તેમ કરવાથી તેની હંમેશા પૂજા થાય છે. ૨૧

(આગળ શ્લોક ૬૫ ૭૦ના બ્લોકમાં બ્રહ્મશિલાનું સ્વરૂપ બતાવેલ છે.)

## ચતુર્વિધ વિષ્કંભ—

मृद्दारुलोहशैलानां दैर्घ्ये[२४] भक्ते जिनांशकैः ।
कार्यः सार्द्धसप्तसप्ता–ष्टनवांशैश्च विस्तरः ॥ २२ ॥
चतुर्विधो हि विष्कंभः कर्तव्यः शास्त्रपारगैः ।
सुरगणार्चिता[१]ऽनाद्य[२]–आद्यः[३] सर्वसमो भवेत् ॥ २३ ॥

પાર્થિવ, કાષ્ઠ, ધાતુ અને પાષાણના લિંગની લંબાઈના ચોવીશ ભાગ કરવા. તેમાં ૭॥–સાડાસાત, ૭–સાત, ૮–આઠ અને ૯–નવ ભાગ એમ ચાર પ્રકારે લિંગના વિષ્કંભ (વિસ્તાર) શાસ્ત્રપારંગત શિલ્પિએ રાખવા. તે ચાર પ્રકારમાં ૧ સુરગણાર્ચિત, ૨ અનાદ્ય, ૩ આદ્ય અને ચોથો પ્રકાર સર્વસમ જાણવો. હવે તેનું વિવરણ કહે છે. ૨૨-૨૩

## (૧) સુરગણાર્ચિત લિંગવિભાગ—

नाहपादेन विष्कंभ–ऋषिभिर्ब्रह्मणः पदम् ।
अष्टभिर्वैष्णवं ज्ञेयं रुद्रांशं ग्रहसंख्यया ॥
इत्थमन्यच्च कर्त्तव्यं लिङ्गं सुरगणार्चितम् ॥ २४ ॥

લિંગનો વિષ્કંભ—બ્રહ્મભાગ–સાત, વિષ્ણુ ભાગ–આઠ, અને રૂદ્ર–શંકરના નવ ભાગ વિસ્તારમાં રાખવા. એ રીતે સુરગણાર્ચિત લિંગના વિષ્કંસ=વિસ્તારના વિભાગ જાણવા. ૨૪

અનાદ્ય લિંગવિભાગ—

विस्तरे सार्द्धसप्तांशः पादोनाष्टांशो ब्रह्मणः ।
अष्टभिर्विष्णुर्विज्ञेयः सपादाष्टांशः शङ्करः ॥
अनाद्यं नामतः प्रोक्त-मन्यद् मानं च वक्ष्यते ॥ २५ ॥



લિંગ વિસ્તારના ચાર પ્રકાર

હવે અનાદ્ય લિંગના વિષ્કંભ (વિભાગ) કહે છે. લિંગનો નીચેનો ભાગ સાડાસાત, બ્રહ્મભાગ પોણાઆઠ ભાગ, વિષ્ણુભાગ આઠ ભાગ, અને ઉપરનો શંકરનો ભાગ સવાઆઠનો રાખવો. એ રીતે અનાદ્ય લિંગના વિષ્કંભ વિભાગ કહ્યા છે. હવે આદ્યલિંગના વિભાગ કહું છું. ૨૫

આદ્ય લિંગવિભાગ—

ग्रहसंख्याकृते पिंड-मष्टसार्द्धं तु ब्रह्मणः ।
अष्टभिर्विष्णुर्विज्ञेयः सप्तसार्द्धं च शंकरः ॥
इदमन्यच्च कर्त्तव्य-माद्यलिङ्गस्य लक्षणम् ॥ २६ ॥

આદ્યલિંગના વિભાગમાં નીચે નવ ભાગ; બ્રહ્માના સાડાઆઠ ભાગ, અને વિષ્ણુના ભાગ આઠ. અને તે પરના સાડાસાત ભાગ શંકરના જાણવા. આ રીતે આદ્યલિંગની પહોળાઈના વિભાગ કહ્યા છે. ૨૬

સર્વસમ લિંગના વિભાગ—

विस्तारायामतो येऽपि त्रयो भागाः समा यदा ।
विद्यात् सर्वसमं नाम लिङ्गं धान्यधनागमम् ॥ २७ ॥

ઘટિત રાજલિંગની પહોળાઇ બ્રહ્મભાગ, વિષ્ણુભાગ અને શંકરભાગની ત્રણેની જો સરખી હોય તો તેનું નામ સર્વસમ જાણવું. અને તે ધનધાન્યની પ્રાપ્તિ કરાવે છે. (ચોવીશ ભાગ લિંગની ઉંચાઈમાં અને પહોળાઇમાં બ્રહ્મા, વિષ્ણુ, શિવના આઠ આઠ ભાગ રાખવા.) ૨૭

हीनाधिक्यौ न कर्त्तव्यौ भागौ ब्रह्मत्रिलोचने ।
उच्छ्रूयेऽपि च लिङ्गानां न न्यूनो नाधिको हरिः ॥ २८ ॥

લિંગની ઉંચાઈના કહેલા ભાગથી બ્રહ્મા, શિવના ભાગો ઓછા કે વધારે કરવા નહિ. ઉંચાઇમાં પણ નાના કે મોટા ભાગ વિષ્ણુના ન કરવા. ૨૮

**માનુષલિંગ દશ ભેદ (ગ્રન્થાન્તરે)—**

समलिङ्गं[१] वर्धमानं[२] शैवाधिकं[३] च स्वस्तिकम्[४] ।
सर्वदेशिकलिङ्गं[५] च त्रैराशिकं[६] सहस्रकम्[७] ॥ २९ ॥
धारालिङ्गं[८] च शैवेष्टयं[९] मुखलिङ्ग[१०]मुदाहृतम् ।
लिङ्गं च दशभेदं स्यान्मानुषं तत् प्रकीर्त्तितम् ॥ ३० ॥

રાજલિંગ, ઘટિતલિંગ=માનુષલિંગના દશ ભેદ (પ્રકાર) કહે છે. ૧ સમલિંગ, ૨ વર્ધમાન, ૩ શૈવાધિક, ૪ સ્વસ્તિક, ૫ સર્વદેશિક લિંગ, ૬ ત્ર્યૈરાશિક લિંગ, ૭ સહસ્રકલિંગ, ૮ ધારાલિંગ, ૯ શૈવેષ્ટલિંગ, ૧૦ મુખલિંગ. એ રીતે માનુષ (ઘટિત) લિંગના દશ ભેદ જાણવા. તેનું વિવરણ નીચે આપે છે. ૨૯-૩૦

**(૧) સમલિંગ—**

लिङ्गायामे त्रिभागे तु एकांशं चतुरस्रकम् ।
मध्ये व्योम तु वस्वस्रं वृत्तं चाप्येकमंशकम् ॥ ३१ ॥

લિંગની લંબાઈના ત્રણ ભાગ કરવા. તેમાં નીચેનો એક ભાગ ચોરસ (બ્રહ્મભાગ), વચલો અઠાંશનો એક ભાગ વિષ્ણુભાગ, અને પૂજાભાગ, ગોળ પણ એક ભાગ એ રીતે વિપ્રપૂજ્ય સમલિંગ જાણવું. ઇતિ સમલિંગ. ૩૧

**(૨) વર્ધમાન લિંગ—**

भानुद्व्यंशे[१२] तथायामे सप्तांशे[७] चतुरस्रकम् ।
अष्टास्रमष्टभागेन[८] नवांशे[९] वृत्तमुच्यते ॥ ३२ ॥

६ ७ ८ ५ ६ ७
षट्सप्तवसुभागं वा पंचषट्सप्तभागकम् ।
४ ५ ६
चतुष्पंचषडंशं वा वर्धमानं चतुर्विधम् ॥ ३३ ॥

હવે વર્ધમાન લિંગના વિભાગ કહે છે.—લિંગની લંબાઇના ચોવીશ ભાગ કરવા તેમાં નીચેનો ચોરસ (બ્રહ્મભાગ) સાત ભાગનો, વચલો વિષ્ણુ આઠ ભાગનો, ગોળ પૂજાભાગ નવ ભાગનો રાખવો. આ પહેલો પ્રકાર છે. હવે વર્ધમાનલિંગનો બીજો પ્રકાર કહે છે—છ બ્રહ્મભાગ, સાત ભાગ વિષ્ણુ, અને પૂજાભાગ આઠ રાખવા. હવે ત્રીજો પ્રકાર કહે છે—બ્રહ્મભાગ ૫, વિષ્ણુ છ ભાગ, અને પૂજાભાગ સાત રાખવા. હવે ચોથો પ્રકાર કહે છે—નીચેનો બ્રહ્મભાગ ચાર, વિષ્ણુ પાંચ ભાગ, અને પૂજાભાગ છ રાખવો. એ રીતે વર્ધમાન માનુષ ઘાટત લિંગના ચાર પ્રકાર જાણવા. (ક્ષત્રિયપૂજ્ય). ૩૨-૩૩

## (૩) શૈવાધિક લિંગ—

आयामे दशधा कृत्वा चतुरस्रं त्रिभागतः ।
अष्टांस्रं च त्रिभागेन चतुरंशेन वृत्तकम् ॥
शिवाधिकमिदं शस्तं भुक्तिमुक्तिफलप्रदम् ॥ ३४ ॥

લિંગની લંબાઈના દશ ભાગ કરવા. તેમાં નીચેનો ચોરસ ભાગ ત્રણનો, વચલો અષ્ટાંશ ત્રણ ભાગનોઃ અને ઉપરનો પૂજાભાગ ગોળ ચાર ભાગનો રાખવો. તે શિવાધિક પ્રકારનું લિંગ ભોગ અને મુક્તિના ફળને દેનારૂં જાણવું. (વૈશ્યપૂજ્ય). ૩૪

## (૪) સ્વસ્તિલિંગ—

नवधा लिङ्गमानेन द्व्यंशं मध्ये गुणांशकम् ।
वृत्ते युगांशके दैर्घ्ये शूद्रेऽप्येतच्च शस्यते ॥ ३५ ॥

લિંગની લંબાઇના નવ ભાગ કરવા. બે ભાગ ચોરસના; વચલા અષ્ટાંશના ત્રણ ભાગ; અને પૂજાભાગ ગોળના ચાર ભાગ જાણવા. તે શૂદ્રને પૂજાયોગ્ય પ્રશસ્ત છે. તે સ્વસ્તિક લિંગ જાણવું. ૩૫

## (૫) સાર્વદેશિક લિંગ—

सार्वदेशिकलिङ्गानि कथयन्ति गर्भमानतः ।
प्रासादगर्भमाने तु पंचांशे त्रिभिरुत्तमम् ॥ ३६ ॥
नवांशे पंचभिर्मध्यं भवत्यर्धेन कन्यसम् ।
तदवान्तरभेदेन भवन्त्यन्यादिषट् पुनः ॥
तत्तन्मंदिरमानेन त्रय(षट्)स्त्रिंशत्प्रमाणकम् ॥ ३७ ॥

હવે સાર્વદેશિક લિંગ ગર્ભગૃહના માનપ્રમાણથી કહું છું. પ્રાસાદના ગર્ભગૃહના પાંચ ભાગ કરી ત્રણ ભાગનું દીર્ઘલિંગ ઉત્તમ માનનું જાણવું. ગર્ભગૃહના નવ કરી પાંચ ભાગનું લિંગ મધ્યમ માનનું જાણવું. અને ગર્ભગૃહના અર્ધભાગના પ્રમાણનું લિંગ કનિષ્ઠ માનનું જાણવું. આ ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ માનના પ્રમાણના એકેકનાં છ છ પ્રમાણ અવાન્તર ભેદે કરીને કરતાં છત્રીશ (તેત્રીશ) પ્રમાણ મંદિર માનનાં તે સાર્વદેશિક લિંગ જાણવાં. ૩૬–૩૭

## (૬) ત્ર્યૈરાશિક લિંગ—

अर्चनं नवधा कृत्वा ब्रह्माद्यस्त्रित्रिभागतः ।
षट्सप्ताष्टकभागैस्तु प्राह रुद्रादिषु क्रमात् ॥
त्र्यैराशिकमिदं प्रोक्तं क्षुद्राणां तु प्रशस्यते ॥ ३८ ॥

લિંગની લંબાઈના નવ ભાગ કરવા. તે બ્રહ્મા, વિષ્ણુ અને પૂજાભાગ ત્રણત્રણ ભાગના જાણવા. બીજા પ્રકારે અનુક્રમે છ, સાત અને આઠ ભાગ રૂદ્રા દક્રમે કરવા. તે ત્ર્યૈરાશિકલિંગ શૂદ્રને પૂજાયોગ્ય પ્રશસ્ત છે. ૩૮

## (૭) ધારાલિંગ--

धारालिङ्गमथो वक्ष्ये
श्रूयतां तु प्रजापते ।
पादादूर्ध्वकपर्यन्तं
धारालिङ्गं प्रशस्तकम् ॥३९॥
अधो वेदाश्रकं-
कुर्यात्तदूर्ध्वं त्वष्ट धारया ।
ऊर्ध्वे षोडश धाराश्च
भोगार्थी लभते सुखम् ॥४०॥

સર્વવર્ણ પ્રશસ્ત ધારાલિંગઃ—ધારાલિંગનાં લક્ષણ હે પ્રજાપતે હું કહું છું તે સાંભળો. નીચેથી ઉપર સુધીનાં ધારાલિંગ પ્રશંસનીય છે. નીચે ચોરસ અને ઉપર અષ્ઠાંશ અને તે ઉપરના પૂજાભાગમાં સોળ ધારા (લિંગ ફરતી ઉભી ગોળ ધાર જેવી સળીયો) કરવી. તે ભોગ, અર્થ, અને સુખને આપે છે. તે બ્રાહ્મણાદિ ચારે વર્ણને પ્રશસ્ત છે. ૩૯–૪૦





शतलिङ्ग सहस्रलिङ्ग
શતસહસ્ત્રલિંગ

P.O.G.





धारालिङ्ग
ધારાલિંગ

धारालिंग (ग्रन्थान्तरे)--

पंचधारास्सप्तधारा नवधारार्कधारिका: ।
धारा: षोडश विंशति: त्रिरष्टाश्चाष्टत्रिंशति: ॥ ४१ ॥ इति धारालिङ्गम् ॥

ધારાલિંગને પાંચ, સાત, નવ, બાર, કે સોળ, વીશ, કે ચોવીશ, કે અઠ્ઠાવીશ ધારાઓ લિંગ ફરતી કરવી. ૪૧

(૮) સહસ્રલિંગ—

सर्वतोभद्रलिङ्गेषु धारा: स्यु: पञ्चविंशति: ।
सप्तपर्णदलाकारास्समास्सर्वास्समान्तरा: ॥ ४२ ॥
एकैकस्यां तु धारायां चत्वारिंशत्प्रसंख्यया ।
कुर्यात्समानि लिङ्गानि स्यात्तल्लिङ्गसहस्रकम् ॥ ४३ ॥

સર્વતોભદ્ર શિવલિંગને પચ્ચીશ ધારાઓ (લિંગ ફરતી ઉભી ગોળ સળીઓની જેમ) સાત્વીનના પાંદડાંના આકારની સમાન્તર સરખી ધારાઓ કરવી. તે એકેક ધારામાંથી ચાલીશ ચાલીશ લિંગની યોજના કરવી (કોતરવા). સર્વ સમાન સરખાં (લિંગ) કુલ સંખ્યામાં હજાર લિંગ થાય છે.[૧] (અહીં ફરતી ચાલીશ ધારા અને એકેકમાંથી પચ્ચીશ પચ્ચીશ લિંગ કરવાથી હજાર લિંગ થાય છે, તેમ હોવું જોઇએ.) ૪૨-૪૩

૧. માનુષ=દશ ભેદાદિ ઘટિતલિંગના પ્રમાણો અન્ય ગ્રંથોમાં અને આગમ ગ્રંથોમાં પણ મળે છે. સુપ્રભેદાગમ, કામિકાગમ, કિરણાગમ, અંશુમદ્દભેદાગમ, સિદ્ધાંતસાર, પૂર્વ કિરણાગમ, સકલાગમ, સારસંગ્રહ, જીર્ણોદ્ધાર દશક, મયમત વિગેરે ગ્રંથોમાં લિંગવિષયક બહોળું સાહિત્ય આપેલું છે.

અહીં ધારાલિંગ માટે કહેવું આવશ્યક છે કે લિંગના પૂજાભાગમાં ઉભી ગોળ સળીયો જેવું ફરતું કરવામાં આવે છે. આ પ્રકારનાં લિંગ ગુજરાતમાં બહુ ઓછાં જોવામાં હજુ આવે છે. રાજસ્થાન, ઓરીસા, ભુવનેશ્વરમાં છે તેમ દ્રવિડમાં તીરૂવોરીપુરમાં આ પ્રકારનાં ધારાલિંગ, સહસ્રલિંગ અને અષ્ટોત્તરશત લિંગ (૧૦૮ લિંગ) એક જ લિંગમાં કોરેલા ડમરૂવાળી જળાધારીમાં સ્થાપન કરેલાં છે. તેવું ઘટિતલિંગ કરાવનારને એકસો આઠ હજાર લિંગ સ્થાપનનું મહાપુણ્ય મળે છે. ઉપર કહેલાં દશ માનુષલિંગ (ઘટિતલિંગ)માં નવમું શૈવાષ્ટક લિંગનું પ્રમાણ અપ્રાપ્ય છે. જુની નકલોમાં તે મળતું નથી.) દશમું મુખલિંગ આ પછી આવે છે. એ રીતે રાજલિંગ કે ઘટિતલિંગ કે માનુષલિંગનો વિધિ જાણવો. ઓરિસા-ભુવનેશ્વરમાં સહસ્રલિંગો નાનામોટા મંદિરોમાં જોવામાં આવે છે.

## અથ શિરોવર્ત્તન--

शिरोवर्त्तनमधुना लिङ्गानां वक्ष्यते क्रमात् ।
१ २ ३ ४
छत्राभा त्रपुषाभा च कुक्कुटांडाऽर्धचन्द्रका ॥
५
बुद्बुद सदृशाः पञ्चै-वोद्दिष्टा वर्त्तना शिरः ॥ ४४ ॥
छत्राभमष्टमांशे तु सार्द्धद्व्यंशशिरस्तथा ।
षडंशे च चतुर्भागे त्रपुषाभशिरः सम ॥ ४५ ॥
विस्तारार्द्धे कुक्कुटांडं त्र्यंशैकभागार्द्धचन्द्रम् ।
सार्द्धत्र्यंशे तुल्यव्यास-मष्टांशे बुद्बुदाकृतिः ॥ ४६ ॥

ઘટિતલિંગના શિરોવર્ત્તન ક્રમથી કહું છું. ૧ છત્રાભા, ૨ ત્રપુષાભ, ૩ કુકકુટાંડક, ૪ બાલચંદ્ર, ૫ બુદ્‌બુદાકૃતિ, તે પાંચ પ્રકાર શિરોવર્ત્તન લિંગના જાણવા.

૧ છત્રાભ—લિંગના વિસ્તારના આઠ ભાગ કરી તેના અઢી ભાગ ઉંચું શિર (શિરોવર્ત્તન) રાખવું, તે છત્રાભ.

૨ ત્રપુષાભ—લિંગના વિસ્તારના છ ભાગ કરી તેના ચાર ભાગ ઉંચું શિરોવત્તન રાખવું, તે ત્રપુષાભ.

૩ કુકકુટાંડક—લિંગના વિસ્તારથી અર્ધ એટલે અર્ધગોળ શિરોવર્ત્તન રાખવું, તે કુકકુટાંડક.

૪ બાલચંદ્ર—લિંગના વિસ્તારના ત્રણ ભાગ કરી એક ભાગ ઉંચું શિરોવર્ત્તન રાખવું, તે બાલચંદ્ર.

૫ બુદ્‌બુદાકૃતિ—લિંગના વિસ્તારના આઠ ભાગ કરી સાડા ત્રણ ભાગ ઉંચું શિરોવર્ત્તન રાખવું, તે બુદ્‌બુદાકૃતિ. એ રીતે શિવલિંગના પાંચ પ્રકારનાં શિરોવર્ત્તન જાણવાં. ૪૪-૪૫-૪૬

## શિરોવર્ત્તનના અન્ય મત—

आद्यलिङ्गे त्रिभक्ते तु भागैकं बालचन्द्रमाः ।
अनाद्ये च चतुर्भक्ते कुक्कुटांडं प्रकीर्त्तितम् ॥ ४७ ॥
सुरगणार्चिते छत्रा सार्द्धद्वयं तु चाष्टभिः ।
सर्वसमं षडंशं च त्रपुष्करं प्रकीर्त्तितम् ॥ ४८ ॥

पुण्डरीकं विशालाक्षं श्रीवत्सं शत्रुमर्दनम् ।
उक्तानि छत्रचत्वारि सर्वकामार्थसाधकम् ॥ ४९ ॥
अर्धे पदे त्रिभागे वा लक्षणं शुभदं नृणाम् ।
शिरोवर्त्तनं बाह्ये तु अत ऊर्ध्वं न कारयेत् ॥ ५० ॥



लिङ्ग शिरोवर्तन का पांच प्रकार विभाग P.O.S.

અન્ય મતે ચાર પ્રકારનાં શિરોવર્ત્તન કહે છે — આદ્ય (વિષ્કંભ) લિંગના ત્રણ ભાગ કરી એક ભાગનું શિરોવર્ત્તન ૧–બાલચંદ્ર નામે જાણવું.

અનાદ્ય (વિષ્કંભ) લિંગના વિસ્તારના ચાર ભાગ કરવા. તેમાં બે ભાગનું ઉંચું શિરોવર્ત્તન અર્ધગોળ તે કુકકુટાંડક નામ જાણવું.

સુરગણાર્ચિત (વિષ્કંભ) લિંગ વિસ્તારના આઠ ભાગ કરવા. (અઢી ભાગનું માથું રાખવું) તે છત્રાકાર શિરોવર્ત્તન નામ જાણવું.

સર્વસમ—(વિષ્કંભ) લિંગના છ ભાગ કરવા (તેના ચારનું માથું રાખવું) તેને ત્રપુષ્કર શિરોવર્ત્તન નામ જાણવું.

એમ ઉપર કહેલા ચારે શિરોવર્ત્તનના (અનુક્રમે) ૧ પુંડરીક, ૨ વિશાલાક્ષ, ૩ શ્રી વત્સ, ૪ શત્રુમર્દન નામ કહ્યાં છે. તે સર્વ કામ અને અર્થના મનોરથ પૂર્ણ કરનારાં જાણવાં. તે શિરોવર્ત્તન લિંગની પહોળાઇના અર્ધભાગે, ચોથા ભાગે કે ત્રીજા ભાગે ( એમ સામાન્ય રીતે ) શિરોવર્ત્તન ( ઉંચાં માથાં ) રાખવાં; તે મનુષ્યોને શુભદાયક છે. આથી વધારે માનનાં શિરોવર્ત્તન ન કરવાં.

(અત્રે એ જાણવું જરૂરી છે કે લિંગની લંબાઈ કરતાં શિરોવર્ત્તન વિશેષ જાણવું. લિંગની લંબાઈ ગોળાઈ શિરોવર્ત્તનની ધાર સુધી જાણવી.) ૪૭–૫૦

**અથ મુખલિંગ—**

हस्तादि–पंचहस्तान्तं मुखलिङ्गं प्रकल्पयेत् ।
अतः परं न कुर्यात मिश्रलिङ्गं शुभेच्छया ॥ ५१ ॥
मुखलिङ्गं त्रिवक्त्रं वा एकवक्त्रं चतुर्मुखम् ।
सन्मुखं चैकवक्त्रं स्यात्त्रिवक्त्रं पृष्ठतो नहि ॥ ५२ ॥

पंचवक्त्रं द्विवक्त्रं वा लिङ्गं राष्ट्रान्तरे गिरौ ।
सर्वेषां मुखलिङ्गानां त्रपुषं कुक्कुटांडकम् ॥ ५३ ॥

એક હાથથી પાંચ હાથ સુધીના લિંગને મુખલિંગ કરવાં. તે ઉપરનાં મોટાં મિશ્રલિંગ પોતાનું શુભ ઇચ્છવાવાળાએ ન કરવાં. ( મુખલિંગ=મિશ્રલિંગ= ) વ્યક્તાવ્યક્ત. તે મુખલિંગ ત્રણ અગર એક અગર ચાર તરફ એમ લિંગને મુખ કરવાં. એક મુખ સન્મુખ કરવું. ત્રણ મુખ કરવાં હોય તો પાછળ મુખ ન કરવું. જો પાંચ મુખ અગર બે મુખવાળું શિવલિંગ પર્વત પરની રાજધાનીમાં કરવાં. ત્રપુષ કે કુકકુટાંક શિરોવર્ત્તનવાળા લિંગને જ મુખ કરવાં. ૫૧-૫૨-૫૩


दक्षिणे अघोर.


तत्पुरुष.


उत्तरे वामदेव.


पश्चिमे सद्योजात.



पूर्वे तत्पुरुष

प्रभाशंकर ओ. स्थपति.




મુખલિંગ અને ગર્ભગૃહમાં દેવસ્થાપના વિભાગ

अथोक्तं व्यक्तलिङ्गं तु शिवांशे दशभागिके ।
अश्विनेत्राग्निभागैः स्यात् स्कंधः कंठस्तथाननम् ॥ ५४ ॥
उष्णीषः षोडशांशस्तु मुकुटं द्व्यंशं मूर्धनि ।
भागेन मुखविष्कंभो विस्तृतश्चोर्ध्वलिङ्गतः ॥ ५५ ॥
ललाटकर्णभ्रूनेत्र-घ्राणरन्ध्रमुखादिकम् ।
मानोन्मानप्रमाणेन सर्वं सकलवत् स्मृतम् ॥ ५६ ॥

आर्षवद् ब्रह्मविष्णवंशौ वदास्तावेव मिश्रके ।
पुरुषादिमुखानां तु लक्षणं त्वथ कथ्यते ॥ ५७ ॥

ઉપર કહેલ વ્યક્તલિંગમાં શિવાંશના દશ ભાગ કરવા. તેમાં બે ભાગનો સ્કંધ (ખભો) બે ભાગનો કંઠ (ગળું) ત્રણ ભાગનું મુખ કરવું. ઉષ્ણીષ જટામુકુટ સાથે સોળ ભાગ રાખવા. મસ્તક બે ભાગ, મુખવિસ્તાર એક ભાગ, લલાટ, કાન, નયન (આંખ), આદિનું માન અને ઉન્માન એ મૂર્તિઓના (કહેલા) ભાગ પ્રમાણે જાણવું.

બ્રહ્મા અને વિષ્ણુ ભાગ આર્ષલિંગની માફક જાણવા. હવે પુરૂષાદિ મુખનાં લક્ષણો કહું છું.

कुंकुमाभं विशालाक्षं त्रिनेत्रं नक्रकुण्डलम् ।
चन्दांकितं जटाजूटं प्राच्यां तत्पुरुषाननम् ॥ ५८ ॥

पिङ्गश्मश्रु जटाजूटं सर्वप्रोतशिरोरुहम् ।
सेन्दुशीर्षं मरालभ्रू स्यादघोरं तु दक्षिणे ॥ ५९ ॥

धम्मिलाबद्धमुकुटं नीलालकविभूषितम् ।
उत्तरे वामदेवाख्यं मुखं कुर्यान्मनोरमम् ॥ ६० ॥

पूर्णेन्दुकुन्दधवलं प्रसन्नं रत्नकुण्डलम्[1] ।
चन्द्रांकितं जटाजूटं सद्योजातं तु पश्चिमे ॥ ६१ ॥

કુંકમના જેવા લાલવર્ણના અને વિશાલ ત્રણ નેત્રવાળા, માછલીના આકારના કુંડલોવાળા, શોભાયમાન, જટામાં અર્ધ ચંદ્રવાળા, એવા પૂર્વ મુખના તત્પુરૂષ જાણવા. દાઢી મુછ અને માથાના પીળા કેશવાળા, મસ્તકપર અર્ધચંદ્ર ધારણ કરેલા, કમળ સમાન નેત્રવાળા એવા દક્ષિણના અઘોર શિવ જાણવા. નીલવર્ણની જટાથી બાંધેલા, ધમ્મિલ મુકુટથી શોભતા એવા ઉત્તર દિશાના મુખવાળા વામદેવ શિવ જાણવા. પૂર્ણચંદ્રમા ધારણ કરેલા, કમળના જેવા સફેદ વર્ણવાળા, પ્રસન્નમુખના, રત્ન કુંડલથી શોભતા, જટામુકુટમાં ચંદ્રથી શોભતા, એવા પશ્ચિમ દિશાના મુખવાળા, સદ્યોજાત શિવનું સ્વરૂપ જાણવું.

---

१ किरणागमे नवमपटले—

मुखलिङ्गं तथा वक्ष्ये सर्वकामार्थसाधनम् ।
पूजाभागं समस्तं तु द्विषष्ठांशं भजेत् क्रमात् ॥ १ ॥

પીઠિકા-(જળાધારી) નું માન

यन्मानं लिङ्गस्योत्सेधं तन्माने पीठविस्तरः ।
पीठकस्य त्रिभागेन कर्त्तव्यो योनिनिर्गमः ॥ ६२ ॥

तदर्धेन मुखं तस्य विस्तारे च त्रिभागिकम् ।
त्रिभागे तस्य पादे वा कर्त्तव्या मेखला ततः ॥ ६३ ॥

मेखलायास्त्रिभागेन खातं विज्ञायते तथा ।
विष्णुभागोच्छ्रयं यावत् पीठिका चोच्छ्रये स्मृता ॥ ६४ ॥

લિંગ જેટલું ઉંચું હોય તે માનની પીઠ (જળાધારી) પહોળી કરવી. જળાધારીના (પહોળાઈના) ત્રીજા ભાગે યોનિ (પાણીની પરનાળ) નીકળતી કરવી. તે

---

त्रयोदशांगुलार्द्धं तु मुखमेकं प्रकीर्तितम् ।
शराननं चतुर्वक्त्रं त्रिवक्त्रं चैकवक्त्रकम् ॥ २ ॥

चतुर्दिक्षु चतुर्वक्त्रं त्रिवक्त्रंपृष्ठहीनकम ।
कुर्वेकवक्त्रंमूर्ध्वे तु मुखमानेन बुद्धिमन् ॥ ३ ॥

मुकुटेनोर्ध्ववक्त्रं तु त्रयोदशार्धांगुलकम् ।
ग्रीवामूलात स्तनान्तं स्या - दर्धाधिकंत्रयोदश ॥ ४ ॥

स्तनसूत्रावधिर्यावत करायेद् द्विभुजान्वितम् ।
प्रतिमालक्षणोक्तेन मार्गेणैव समाचरेत् ॥ ५ ॥

शेषं लिङ्गवदाकारं कारयेल्लक्षणान्वितम् ।
वक्त्रलिङ्गप्रमाणं तु प्रोक्तं तत किरणागमे ॥ ६ ॥

સર્વ કામનાને આપનાર એવા મુખલિંગ વિષે કહું છું. લિંગના પુજા ભાગમાં બાર ભાગ ક્રમથી કરવા, તેમાં ૬।। ભાગનું આખું મુખ કરવું. લિંગના પાંચ ચાર ત્રણ અને એક મુખ
૧ ૨ ૩ ૪
અને ચાર દિશામાં ચાર મુખ કરવાં. ત્રણ મુખવાળા લિંગનું મુખ પાછળ ન કરવું. અને પાંચ મુખ કરવાનાં હોય ત્યારે ઉપર એક મુખ અને ચાર દિશામાં ચાર મુખ બુદ્ધિમાન શિલ્પિએ પ્રમાણથી કરવાં.

મુકુટના સાથે સાડાતેર ભાગનું કરવું. ગળાના મૂળથી સ્તન સુધી તેર ભાગથી અધિક રાખવું.

સ્તન સૂત્ર —

બાકી ઉપરના ભાગની લિંગની જેવી આકૃતિ અને લક્ષણવાળું કરવું એ રીતે મુખ લિંગનું પ્રમાણ કહ્યું છે.

(ત્રીજા ભાગની યોનિ)ના અર્ધ ભાગે પ્રનાલનું મુખ રાખવું. મુખના ત્રીજા ભાગે પાણીની નાળની પહોળાઈ રાખવી. મુખના વિસ્તારના ત્રીજા ભાગના ચોથા ભાગે મેખલાઓ કરવી. મેખલાના ત્રીજા ભાગે ખાત, (પાણી ઢાળ) કરવો, વિષ્ણુ ભાગની ઉંચાઇ જેટલી પીઠિકાની ઉંચાઈ (જાડાઇ) રાખવી. ૬૨ થી ૬૪.

## પીઠિકાના ઘાટવિભાગ—

उच्छ्रायमष्टदशभि – र्भागैः कृत्वा विचक्षणः ।
कर्णं तु सार्द्धभागेन पट्टिका चार्द्धभागिका ॥ ६५ ॥
द्वितीया चार्द्ध भागेन स्कंधश्चैव त्रिभागिकः ।
पट्टिका स्कंधमूले तु अर्द्धभागा ततो न्यसेत् ॥ ६६ ॥
अंतःपत्रं तथा चात्र सार्द्धभागेन शोभनम् ।
पट्टिका चार्धभागा तु द्विभागं कर्णकं भवेत् ॥ ६७ ॥
पट्टिका चार्धभागा तु सार्धा चान्तरपट्टिका ।
पट्टिका चार्धभागा तु त्रिभिस्तु स्कंध एव च ॥ ६८ ॥
पट्टिका चार्धभागा तु द्वितीया तत्समा भवेत् ।
सार्ध भागं तथा कर्णं योज्या स्थानेषु पट्टिका ॥ ६९ ॥
प्रवेशः सप्तभिर्भागैः पीठिका च तथा बुध ।
कर्णं सार्द्ध त्रयं ज्ञेयं पादोना पट्टिका भवेत् [१] ॥ ७० ॥

॥ इति पीठिका ॥

જળાધારી (પીઠિકા)ની ઉપર કહેલ માનની ઉંચાઈના બુદ્ધિમાન શિલ્પિએ અઢાર ભાગ કરવા. તેમાં દોઢ ભાગની પટ્ટી .અને અરધા અરધા ભાગની બે પટ્ટિકા (કંદ) કરવી. પડઘો=ગલત=સ્કંધ ત્રણ ભાગનો અને તેના મૂળમાં અરધા ભાગનો કંદ (પટ્ટિકા) કરવી. અંતરપટ=અંધારી દોઢ ભાગની શોભનીય કરવી.

અરધા ભાગનો કંદ અને બે ભાગની કણી કરવી, તેને ફરી અરધા ભાગનો કંદ કરવો. વળી અંત્તરપટ અંધારી દોઢ ભાગની કરવી. અરધા ભાગનો કંદ અને ત્રણ ભાગનો પડઘો=ગલતસ્કંધ કરવો. અને બે કંદ અરધા અરધા ભાગના કરવા. અને દોઢ ભાગની પટ્ટી કરવી. પીઠિકાના ઘાટનો નીકાળો (અંતરપટથી) સાત ભાગનો બુદ્ધિમાન શિલ્પિએ કરવો. વચલી કણી ત્રણ ભાગ અને બધા કંદ

---

૧. દીપાર્ણવ અ. ૮માં અપરાજિત સૂત્રસંતાન અ. ૨૦માં અને દેવતામૂર્ત્તિ પ્રકરણમાં પીઠિકાના જે વિભાગો આપેલા છે. તે આવી ડાકલીવાળી જળાધારીને બદલે બ્રહ્મા-વિષ્ણુ અને સૂર્યાદિદેવોના સિંહાસન પદ્માસણના જેવી આકૃતિનું કહ્યુ છે. શિવલિંગને તેવા સિંહાસનવાળી જળાધારીનો ઘાટ જોવામાં આવતો નથી. ગુજરાતમાં પ્રાયઃ બધે જળાધારી સાવ સાદી કરેલી જોવામાં આવે છે. પણ તે શાસ્ત્રીય છે.

(પટ્ટિકાઓ) પોણા ભાગના નીકળતા રાખવા. ઇતિ પીઠિકા જળાધારી ૬૫થી ૭૦.

**પીઠિકાનાં વાસ્તુદ્રવ્ય—**

शैलजे शैलजं पीठं
धातुरत्नेषु धातवः ।
पुल्लिङ्गाभिकृते लिङ्गे
स्त्रीशिलाभिश्च पीठिका
॥ ७१ ॥

પાષાણના લિંગને પાષાણની જળાધારી કરવી. રત્નના લિંગને ધાતુની અને ધાતુના લિંગને ધાતુની જળાધારી કરવી. પુલ્લિંગ પાષાણનું ઘટિતલિંગ કરવું. અને સ્ત્રીલિંગ શિલાની શિલાની જળાધારી કરવી. (ઉલટું થાય તો દોષ કહ્યો છે) ॥ ૭૧ ॥

**જળાધારીના સામાન્ય થાટ—**

ऊर्ध्वाधो जाड्यकुंभं च
तन्मध्ये कर्णकं भवेत् ।
यस्य देवस्य या पत्नी
पीठे तां परिकल्पयेत्
॥ ७२ ॥




પીઠિકા-જળાધારી અને રાજલિંગના વિભાગ અને બ્રહ્મશિલા

જળાધારીની સામાન્ય આકૃતિમાં ઉપર નીચે જાડંબા=ગલત અને વચ્ચે કણી કરવી. આ પીઠિકાને તે દેવની પત્ની રૂપ કલ્પવી. ૭૨

जात्यैकया विधातव्यं नेष्टमन्योन्यसंकटम् ।
आहुः शैलेन्द्रजे केचित् पीठं पक्वेष्टकामयम् ॥ ७३ ॥

જળાધારી એકજ જાતના વાસ્તુદ્રવ્યની (પાષાણને પાષાણની, ધાતુને ધાતુની) કરવી. જુદીજુદી જાતના દ્રવ્યની જળાધારી કરવી નેષ્ટ છે. કોઈ શિલ્પશાસ્ત્રકારો પાષાણના લિંગને પકવેલી ઈંટની જળાધારી કરવી તેમ કહે છે. ૭૩

उपर्युपरि पीठानां सन्धिरंगावसानके ।
नालस्य मध्यमध्ये च कर्णे संधिं न कारयेत् ॥ ७४ ॥

ઉપરાઉપર ઘાટવાળી પીઠિકાઓની સંધિ, અંગોના અંતમાં એટલે અંતરપત્રની ઘસીમાં સંધિ રાખવી પડે તો તેમ પણ કરવું. પણ નાળાના મધ્યભાગે કે કોણમાં સંધિ ન રાખવી.

## જલાધારીનાં દશ પ્રકારનાં નામ—

१ २ ३ ४ ५
स्थंडिला चैव वापी वा यक्षी वेदी च मंडला ।
६ ७ ८ ९
पूर्णचन्द्रा च वज्री च पद्मार्धचन्द्रिका तथा ॥ ७५ ॥
१०
त्रिकोणा दशमी तासां विज्ञेया दश पीठिका ।
चतुरस्रा स्थंडिला स्याद् एक मेखलया युता[1] ॥ ७६ ॥
वापी द्विमेखला ज्ञेया यक्षी चैव त्रिमेखला ।
चतुरस्रायता वेदी सर्वकामफलप्रदा ॥ ७७ ॥
मंडला वर्तुला यातु गणानां सिद्धिहेतवे ।
रक्ता द्विमेखला मध्ये पूर्णचन्द्रा तु सा भवेत् ॥ ७८ ॥
मेखलात्रयसंयुक्ता षडस्रा वज्रिका भवेत् ।
षोडशास्रा भवेत् पद्मा किंचित्सस्या मृणालवत् ॥ ७९ ॥
लग्नज्या धनुषाकारा अर्धचन्द्रा तु सा भवेत् ।
त्रिकोणा तूर्ध्वतो ह्रस्वा त्रिशूल सदृशी भवेत् ॥ ८० ॥
[2]दश योनयस्तु कार्याः सदा शुभफलप्रदा ।
प्लवा चोत्तरपूर्वेण प्रशस्तलक्षणान्विता ॥ ८१ ॥

---

१ मत्स्यपुराण — अ. २६३ — वर्जिता मेखलादिभिः
२ જળાધારીની આકૃતિ ડમરૂના જેવી કરવાની કહી છે. અન્ય રીતે પણ કામદ પીઠ
જેવી. અને ઉપર કણી ગલતવાળી કરવી. પીઠિકાનાં ૩૦ વિભાગનાં સ્વરૂપ अपराजित अ.
૨૦૭ માં આપેલાં છે પરંતુ તે તો અન્યદેવોનાં પબાસણ સિંહાસન માટે છે. તેવી આકૃતિની
જળાધારી ક્યાંય જોવામાં આવતી નથી. ડમરૂ આકૃતિની જળાધારી શાસ્ત્રોક્ત છે. પરંતુ
ગુજરાતમાં પ્રાયઃ જળાધારી સાવ સાદી ત્રણ ચાર કે છ આંગળની થાય છે પણ તે
અશાસ્ત્રીય છે. સાંધાર મહાપ્રાસાદોમાં તે અપવાદ કહાય હોય. તેમાં જળાધારી ચપટ એ થરે
પણ કરી શકાય. દ્રવિડમાં पीठिका જળાધારી ચાર પ્રકારની પદ્મપીઠ, ભદ્રપીઠ, વેદિકા, પરિમંડળ,
કહી છે. પદ્મપીઠ ડમરૂ આકારની પણ વચ્ચે કણી નહિ. ભદ્રપીઠ કણપીઠ જેવી કરી તે
ઉપર ત્રણ પટ્ટીઓ મૂકી વચલી પટ્ટી બહાર કાઢવાની. બાકી બે તો આપણી જેવી ડમરૂ
સ્વરૂપની વચ્ચે કણીવાળી પણ ભાગ નાના મોટા રાખે છે.

દશ પ્રકારની પીઠિકા જળાધારોના સ્વરૂપ


स्थंडिला १


वापी २


यक्षी ३


वेदी ४


५ मण्डला


६ पूर्णचंद्रा


७ वज्रिका प्रभाशंकर ओ.


८ पद्मा


९ अर्धचंद्रा.


१० त्रिकोणा.

प्रभाशंकर-ओ. स्थपति.

જળાધારીનાં સ્થંડિલા, વાપી, યક્ષી, વેદી; મંડલા, પૂર્ણચંદ્રા, વજ્રી, પદ્મા, અર્ધચંદ્રા, તથા ત્રિકોણા, એમ દશ નામો જાણવાં હવે તેના સ્વરૂપ કહે છે. (૧) સ્થંડિલા જળાધારી ચોરસ અને એક મેખલા વાળી (૨) વાપી જલાધારી, બે મેખલાવાળી. (૩) યક્ષી ત્રણ મેખલાવાળી હોય છે. (૪) લંબ-ચોરસ જળાધારી વેદી નામે જાણવી, તે સર્વકામની ફળદાતા છે. (૫) ગોળ જળાધારી મંડલા નામે જાણવી. તે શિવગણોને પ્રિય તથા સિદ્ધિને આપનારી છે. (૬) પૂર્ણચંદ્રા તે બે મેખલાળી રક્તવર્ણની પૂર્ણચંદ્રના જેવી ગોળ જળાધારીને પૂર્ણચંદ્રા નામે જાણવી. (૭) છ હાંસની ત્રણ મેખલાવાળી વજ્રિકા નામે જાણવી. (૮) સોળ હાંસની કમળના જેવી નીચેથી કંઈક સાંકડી એવી જળા-ધારીને પદ્મા નામે જાણવી. (૯) ચડાવેલા ધનુષ્યના આકારની "અર્ધચંદ્રા" નામે જળાધારી જાણવી. (૧૦) ઉપરના ભાગે જરા સાંકડી એવી ત્રિશૂલના જેવી ત્રિકોણા જળાધારી જાણવી. એ રીતે (દર્શાવેલ આકૃતિ લક્ષણયુક્ત) દશ જળાધારીનાં સ્વરૂપ જાણવાં. તે હમેશાં શુભ ફળને દેનારાં છે. જળા-ધારીની પ્રનાળ (પૂર્વ પશ્ચિમ મુખવાળા પ્રાસાદને) ઉત્તરે અને ઉત્તર દક્ષિણ મુખવાળા પ્રાસાદને પૂર્વે રાખવી. (૭૫ થી ૮૧)

## લિઙ્ગાદિપદ સ્થાપન—

प्रासादगर्भगेहार्धे भित्तितः पंचधाकृते ।
यक्षाद्याः प्रथमे भागे देव्यः सर्वा द्वितीयके ॥ ८२ ॥
जिनार्कस्कंदकृष्णानां प्रतिमाः स्युस्तृतीयके ।
ब्रह्मा चतुर्थभागे स्या – ल्लिङ्गमीशस्य पंचमे ॥ ८३ ॥

પ્રાસાદ ગર્ભગૃહના અર્ધ ભાગમાં પાછલી ભીંત તરફના પાંચ ભાગ કરવા. ભીંતથી પહેલા ભાગમાં યક્ષાદિની મૂર્તિ, બીજા ભાગમાં સર્વ દેવીઓ, અને ત્રીજા ભાગમાં, જીન–સૂર્ય–કાર્ત્તિકસ્વામી. અને કૃષ્ણની પ્રતિમા સ્થાપન કરવી. ચોથા ભાગમાં બ્રહ્માની મૂર્ત્તિ, અને પાંચમા ભાગમાં એટલે મધ્યમાં શિવલિંગની સ્થાપના (મધ્યથી કંઈક ઈશાન તરફ) કરવી. ૮૨–૮૩

## શિવદૃષ્ટિ વિભાગ—

द्वारोच्छ्रयस्य मध्ये वै चतुष्षष्ठ्यंशभाजिते ।
एकादिकोनविंशत्यां दृष्टिरव्यक्त योजयेत् ॥ ८४ ॥

एकविंशे व्यक्ताव्यक्तं व्यक्तं च त्रयोविंशतौ ।
सप्तत्रिंशे उमारुद्र - दृष्टिर्युग्मस्वरूपकम् ॥ ८५ ॥

इति श्रीविश्वकर्मणा कृते ज्ञानप्रकाशदीपार्णवे
वास्तुविद्यायां राजलिङ्गाधिकारे त्रयोदशोऽध्यायः ॥ १३ ॥

દ્વારશાખાની ઉંચાઈના ચોસઠ ભાગ કરવા. એકથી ઓગણીશ ભાગ સુધીમાં લિંગ (દૃષ્ટિની) યોજના રાખવી. એકવીશ ભાગે મુખલિંગની દૃષ્ટિ રાખવી. અને ત્રેવીશમા ભાગે વ્યક્ત એટલે શિવમૂર્ત્તિની દૃષ્ટિ રાખવી. અને ૩૭ સાડત્રીશમા ભાગે ઉમારૂદ્રની યુગ્મ સ્વરૂપ મૂર્ત્તિની દૃષ્ટિ રાખવી.

ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો વાસ્તુવિદ્યાના (ઘટિતલિંગ) રાજલિંગાધિકાર પર શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પશાસ્ત્રીએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષાટીકા સાથેનો તેરમો અધ્યાય સમાપ્ત.



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे चतुर्दशोऽध्यायः ॥

### वाणलिङ्गाधिकारः

**श्रीविश्वकर्मा उवाच—**

अथातः सम्प्रवक्ष्यामि वाणलिङ्गस्य लक्षणम् ।
कथयामि समासेन सर्वपापहरं शुभम् ॥ १ ॥

હવે હું [1]બાણુલિંગનાં લક્ષણો સંક્ષેપમાં કહું છું. બાણુલિંગ સર્વ પાપોને જલ્દી હરનારૂં છે. અને તે શુભ ફળદાયક છે. ૧

**બાણુલિંગનાં ઉત્પત્તિ સ્થાન—**

कुरुक्षेत्रे च लिङ्गानि सरस्वत्यां तथा पुनः ।
वाराणस्यां प्रयागेषु गंगायाः सङ्गमेषु च ॥ २ ॥
यानि वै नर्मदायां च अन्तर्वेद्यां च सङ्गमे ।
केदारे च प्रभासे च बाणलिङ्गं सुखावहम् ॥ ३ ॥

કુરૂક્ષેત્ર, સરસ્વતી નદી, કાશી, પ્રયાગ, ગંગાનો સંગમ (ત્રિવેણી સંગમ), નર્મદા નદી, ગંગાયમુના નદી વચ્ચેના પ્રદેશમાં, કેદારનાથમાં, પ્રભાસતીર્થમાં— આટલા પ્રદેશમાં જે જે સ્વાભાવિક લિંગ ઉત્પન્ન થાય છે તેને બાણુલિંગ કહે છે. તે સુખકારક છે. ૨–૩

**બાણુલિંગની પરીક્ષા—**

त्रिपंचवारं यस्यैवं तुलासाम्यं न जायते ।
तदा बाणं समाख्यातं शेषं पाषाणसम्भवम् ॥ ४ ॥

જે લિંગને ત્રણ કે પાંચ વાર તોળવા છતાં જે લિંગનું વજન એક સરખું ન આવે, તેને બાણુલિંગ કહેલું છે. બાકી બધા પાષાણુ જાણવા. ૪

---

૧. અહીં બાણુલિંગ અને રાજલિંગના ભેદ જાણવા આવશ્યક છે. રાજલિંગ એટલે માનુષકૃત લિંગ=ઘટિતલિંગ અને બાણલિંગ એટલે શાસ્ત્રકારોએ કહેલી પવિત્ર નદીઓના કુદરતી અંડાકૃતિ પાષાણ. સ્વયંભુ લિંગ એટલે કુદરતી પ્રગટ થયેલું, હજારો વર્ષથી પૂજાતું લિંગ. તે લિંગ આકૃતિમાં બરાબર ગોળાકૃતિ કદાચ ન પણ હોય. રાજલિંગના દશ ભેદો આ ગ્રંથના ૧૩મા અધ્યાયમાં કહ્યા છે તેમાં મુખલિંગ પણ આવે છે, જેના દશ ભેદો આપેલા છે.

विषमं च यद्येकं च द्वितीयं समतायनम् ।
बाणलिङ्गं समाख्यातं शेषं रोह समुद्भवम् ॥ ५ ॥

એક અગર બે વાર તોળવાથી એકજ વજન ન જણાય અને પછી જો બે અથવા ચારવાર તોળવાથી એકજ વજન જણાય તો તેવા લિંગને પણ બાણુલિંગ જાણવું, બાકીનાં રોહ જાણવાં.

પહેલીવાર તોળવાથી વજનમાં વિષમતા જણાય અને બીજીવાર તોળવાથી વજનમાં સમાનતા જણાય તો તેને પણ બાણુલિંગ જાણવું. બાકી પાષાણ જાણવા. ૫

**વર્જનીય લિંગ—**

वामनं दीर्घजङ्घं च करालास्यं यवाकृतिम् ।
स्कंधहीनं कबंधं च षडेते स्वामिघातकं ॥ ६ ॥

જે બાણુલિંગ ૧ વામન અર્થાત્ ટુંકું, ૨ લાંબી જાંઘવાળું, ૩ વિકરાળ દેખાય તેવું, ૪ જવના આકારનું, ૫ સ્કંધ રહિત અને ૬ ખરાબ સ્કંધવાળું હોય એવા છ પ્રકારનાં લિંગ, સ્વામીનો નાશ કરનારાં છે. ૬

मण्डलं जालकं ज्ञेयं केकिनं शिखरं तथा ।
कर्बुरं च कृशं ज्ञेयं षड्लिङ्गानि वर्जयेत् ॥ ७ ॥

૧ ગોળ મંડળવાળું, ૨ જાળાં થાય તેવું, ૩ મયુર શિખાની (મોરપીંછની) આકૃતિ દેખાતી હોય તેવું, ૪ શિખરના આકારનું, ૫ કાબરચીતરૂં (અનેક રંગ-વાળું) અને ૬ પાતળું–એ છ જાતનાં બાણુલિંગો પણ તજવાં. ૭

[1]स्थापिता सर्वदेवैस्तु विना स्फुटिकयोरपि ।
संयोगं च कृते तेषां प्रतिमा सा प्रकीर्त्तिता ॥ ८ ॥

સર્વ દેવોએ સ્થાપેલી, ફાટ્યા વગરની બે શિલાઓને જોડી દેવામાં આવે તો પણ તે પ્રતિમા (અખંડ) કહેવાય અને તે પૂજવી. ૮

---

૧. ઉત્તમ પ્રકારના બે જોડેલા પાષાણની પ્રતિમા અખંડ માનીને પૂજવી, આમ પ્રમાણ છે. તે સામાન્ય રીતે બધા સંજોગોમાં માની લેવાનું નથી. પરંતુ ખુબ વિશાળ પ્રતિમાના માટે આ વિધાન છે. તેનો દુરૂપયોગ બધા દાખલામાં થઇ શકે નાહ. આવું ઉદાહરણ તારંગાજીની અજીતનાથની પ્રતિમા છે. તેનો કટિ ઉપરનો ભાગ અને નીચેનો પલાઠીનો ભાગ એ બે જુદાં છે. વાસ્તુશાસ્ત્રના કર્ત્તાએ બુદ્ધિથી એવા સંયોગો માટે પ્રમાણ આપ્યું છે. તેનો સદુપયોગ કરવો. શ્લોક આઠમાનો અર્થ તો દેવોથી પુજાયેલા તેવા પાષાણ કે મહાપુરૂષોએ સ્થાપિત કરેલા તેવા પાષાણની પ્રતિમા કે લિંગ પૂજવાનું કહ્યું છે. એકાદ સૈકા પરની કે જુની દેવમૂર્તિ કે લિંગ સ્ફુટિત કે વ્યંગ હોય તો પણ તેને પૂજવાની આજ્ઞા છે.

બાણલિંગના દોષો—

स्थूलं षण्ढं च दीर्घं च स्फूटितं छिद्रसंयुतम् ।
बिन्दुयुक्तं च शूलाग्रं कृशं च चिप्पिटं तथा ॥ ९ ॥
वक्रं च मध्यहीनं च बहुवर्णं च यद्भवेत् ।
वर्जयेन्मतिमान् लिङ्गं दोषदुष्टं तथैव च ॥ १० ॥

જે બાણુલિંગ જાડું હોય, નપુંસક હોય (પાષાણુદોષે), લાંબુ હોય, ફાટેલું હોય, છિદ્ર-કાણુવાળું હોય, બિંદુ-ટપકાવાળું હોય, ઉપરનો ભાગ શૂળ જેવો હોય, પાતળું હોય, ચપટું હોય, વાંકુ-ટેડું હોય, વચમાં પાતળું હોય, અને અનેક વર્ણનું હોય; ઇત્યાદિ દોષવાળું લિંગ મતિમાન શિલ્પીએ તજવું. ૯-૧૦

લિંગના દોષોનું ફળ —

स्थूललिङ्गे महाव्याधिः षण्ढे दीर्घे च जायते ।
दीर्घमाने च नश्यति स्फूटिते मरणं ध्रुवम् ॥ ११ ॥
छिद्रेण जायते दुःखं बिंदुयुक्तेन चापदम् ।
शूलाग्रे धननाशाय कृशेन कलहो भवेत् ॥ १२ ॥
चिपिटेन तु लिङ्गेन दारिद्रमंडलं भवेत् ।
विदेशगमनं वक्रे मध्यहीने प्रजाक्षयम् ॥
बंधनं पुत्रनाशं च बहुवर्णेन जायते ॥ १३ ॥

પ્રમાણથી જાડું લિંગ હોય તો ધણીને મોટો રોગ થાય; નપુંસક (પાષાણુ-દોષે) લિંગ હોય કે લાંબું હોય તો મોટો રોગ થાય, અધિક લાંબું હોય તો પૂજનારનો નાશ થાય; ફાટેલું હોય તો મરણ થાય; છિદ્ર-કાણાંવાળું હોય તો દુઃખ થાય, બિંદુ-ટપકાવાળું હોય તો આપત્તિ આવે, ઉપરનો ભાગ શૂળ જેવો હોય તો ધનનો નાશ થાય, પાતળું કલેશ કરાવે, ચપટું કે મંડળવાળા લિંગથી દરિદ્રતા આવે, વાંકા-ટેડા લિંગથી પરદેશ રહેવાનું કરાવે, વચમાં પાતળું હોય તો પ્રજાનો નાશ કરાવે, અધિક વર્ણવાળું લિંગ પૂજનારને બંધન કરાવે અને પુત્રનાશ થાય. ૧૧-૧૨-૧૩

रक्तवर्णं च यल्लिङ्गं कृष्णबिन्दु-विभूषितम् ।
स्थापने मृत्युदं ख्याति यजमानं भयावहम् ॥ १४ ॥
कृष्णवर्णं च यल्लिङ्गं पीतबिंदुविभूषितम् ।
सर्वनाशकरं प्रोक्तं वर्जनीयं विचक्षणैः ॥ १५ ॥

पीतवर्णं च यल्लिङ्गं श्वेतबिंदुविभूषितम् ।
म्रियते स्थापकः कर्ता ईदृशं यत् प्रतिष्ठयेत् ॥ १६ ॥
श्वेतवर्णं च यल्लिङ्गं सर्वबिंदुविभूषितम् ।
सर्वनाशकरं प्रोक्तं मतिमान् वर्जयेत् सदा[१] ॥ १७ ॥

જે લિંગ લાલ વર્ણનું હોય અને તેમાં કાળા છાંટા હોય તેવું લિંગ સ્થાપન કરનારનું મૃત્યુ કરાવે છે. અને તે યજમાન, સ્થાપક અને પૂજનારાને ભય ઉત્પન્ન કરે. શ્યામવર્ણ લિંગમાં પીળાં ટપકાં હોય તો તે સર્વનાશ કરનાર કહ્યું છે. તેથી તે બુદ્ધિમાન પુરૂષોએ તજવું. પીળા વર્ણના લિંગમાં સફેદ છાંટા હોય તો તેના સ્થાપક તથા કરાવનાર એ બન્નેનું મૃત્યુ થાય. સફેદ વર્ણના લિંગને સર્વ વર્ણનાં રંગબેરંગી ટપકાં હોય તો તે સર્વનાશ કરનાર લિંગ જાણવું. તેથી બુદ્ધિમાન પુરૂષોએ તેવાં લિંગો તજી દેવાં. ૧૪-૧૭

**શુભલિંગ—**

श्वेतं च यदि वा कृष्णं पीतं नीलं च यद्भवेत् ।
श्वेतरेखासमायुक्तं तल्लिङ्गं सर्वकामदम् ॥ १८ ॥

સફેદ, શ્યામ, પીળું, નીલ (વાદળી) રંગનું જે બાણલિંગ હોય તેમાં જો સફેદ રેખાઓ હોય તો તે લિંગ સર્વ ઇચ્છિત ફળને દેનારૂં જાણવું. ૧૮

[२]ऊर्ध्वस्थूलं कृशं चाधो यदा लिङ्गं निवेशयेत् ।
तदा भोगं विजानीयात् पुत्रपौत्रादिवर्धकम् ॥ १९ ॥

જે બાણલિંગનો ઉપરનો ભાગ જાડો અને નીચેનો ભાગ કંઈક પાતળો હોય, તેવું લિંગ ભોગને આપનારૂં જાણવું. તે પુત્રપૌત્રાદિ પરિવારને વધારનારૂં છે. ૧૯

ऊर्ध्वे कृशं यदा लिङ्गं स्थूलं चाधो निवेशयेत् ।
भोगहीनं भवेत्तस्य संसारस्थितिकारणम् ॥
भर्त्तारविहिना नारी यथा विधव उच्यते ॥ २० ॥

---

१. શુક્રનીતિ પ્રકરણ ૪— "**बाणलिङ्गे स्वयंभूते चंद्रकान्तसमुद्भवेत । रत्नजे गण्डकोद्भूते मानदोषो न सर्वथा ॥ पाषाणधातुजायां तु मानदोषो विचिन्तयेत्** " ॥ १५२ ॥ બાણલિંગ કે સ્વયંભુ બાણ, ચંદ્રકાંત મણિના કે રત્નના કે ગંડકી નદીમાંથી ઉદ્ભવેલ લિંગમાં માનદોષો સર્વથા ન ગણવા. પરંતુ પાષાણ ને ધાતુના લિંગમાં માનદોષોનો વિચાર કરવો.

२. જ્ઞાનરત્નકોશે— **कृशलिङ्गस्य मूले स्यात् स्थूलं तस्याग्रमिष्यते.** નીચે મૂળમાં પાતળું અને ઉપર જાડું બાણલિંગ (શુભ) જાણવું.

જે બાણલિંગ ઉપર પાતળું હોય અને નીચે જાડું હોય તેવું લિંગ ભોગ-હીન જાણવું. જેમ પતિ વિનાની વિધવા સ્ત્રી સંસાર સ્થિતિનું કારણ કહેવાય છે તેવું તેને જાણવું. ૨૦

लिङ्गेनापि परित्यक्ता पीठिका या तथैव च ।
प्रासादे पीठिका चैव वेदिका कुंड मंडपे ॥ २१ ॥

પ્રાસાદ, વેદી, કુંડ, અને મંડપને જેમ પીઠ હોય છે, તેમ જો લિંગને પીઠિકા જળાધારી ન હોય તો તે ફળદાયક નથી. ૨૧

## નાનાં શિવાલયો માટેના અપવાદરૂપ સામાન્ય નિયમ—

वृषभौ द्वारशूलं च तथा ध्वजपताकयोः ।
इच्छामाने न कर्त्तव्यं नियमो नैव जायते ॥ २२ ॥

પોઠીયો, દ્વાર, ત્રિશૂલ, ધ્વજા અને પતાકા એ સર્વ ઇચ્છા માનથી ન કરવું એવો નિયમ નથી. આ નિયમ ગ્રામ્ય નાના શિવાલય માટે જાણવો. ૨૨

ध्वजवंशश्च कर्त्तव्यो मानेन शिखरस्य च ।
[1]इच्छयान्यं च कारयेत् यथाप्राप्तिश्च कारके ॥ २३ ॥

ધ્વજાદંડ શિખરના માનથી જ કરવો; પરંતુ (ગ્રામ્યના નાના શિવાલયને) કરનારને જેવું મળે તેવું કરે તેનો દોષ નથી. ૨૩

शिवोक्तेन विधानेन प्रतिष्ठा पंच कारयेत् ।
एकधा स्थापितं लिङ्गं नित्यं च यस्य साधकः ॥ २४ ॥

શિવજીએ કહેલ વિધિ પ્રમાણે એકવાર લિંગ પ્રતિષ્ઠિત-સ્થાપિત કર્યા પછી અન્ય જુદા જુદા સમયે પાંચ પ્રકારે (વિધિ) પ્રતિષ્ઠા કરવી. તેમજ સાધકે લિંગની હંમેશા પંચવિધ પ્રતિષ્ઠાયે પૂજા કરવી. ૨૪

---

૧. શ્લોક ૨૨-૨૩નો ઘટીત અર્થ વ્યવહારમાં સમજીને કરવાનો છે. નાના ગામડા-ઓમાં અલ્પ દ્રવ્યથી સંકોચથી કરનારાઓને સામાન્ય નિયમ તરીકે અપવાદ જેટલી છુટ શાસ્ત્રકારોએ આપી છે. કેટલાક ગ્રંથોમાં એવા આચાર્ય ઋષિ મુનિઓએ અપવાદ રૂપ માર્ગ આપેલા છે તેનો અર્થ સજ્જનોએ ક્યારે અને ક્યાં વ્યવહારમાં મુકવો તે બુદ્ધિથી વિચારવાનું છે. તલવાર આપી છે, પણ તે જ્યાં ત્યાં વાપરવા માટે નહિ; પ્રસંગે આત્મ-રક્ષણ માટેજ છે. અપવાદને નિયમ-પ્રમાણ તરીકે ન મુકવું જોઇએ.

પાંચ પ્રતિષ્ઠાનો અર્થ લિંગ ઉત્થાપન કરવાનો નથી. પરંતુ સ્થાપિત લિંગને કદી પણ ઉત્થાપન ન થાય. પરંતુ તેની પ્રતિષ્ઠા વિધિ જુદા જુદા પાંચ સમયે પ્રતિષ્ઠા જેવા ઉત્સવ કરવાથી લિંગ કે પ્રતિમાનું તેજ વધે છે તેમ માહાત્મ્ય પણ વધે છે.

**લિંગની પંચવિધ પ્રતિષ્ઠાનું ફળ—**

पंचविधं प्रतिष्ठाप्य तस्य पुण्यं वदाम्यहम् ।
बाणलिङ्गे तु तेजाढ्यं चतुर्वर्णसुखावहम् ॥ २५ ॥

પાંચ પ્રકારે પ્રતિષ્ઠા કરેલ લિંગથી જે પુણ્ય થાય છે તે હું કહું છું. તેથી બાણલિંગ તેજવાળું થાય છે. તેમજ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચારે વર્ણને સુખદાયક થાય છે. ૨૫

**પીઠિકાની બીજીવાર પ્રતિષ્ઠા થઈ શકે—**

पीठिका कारयेदन्या पुनस्तु स्थापयेद् ध्रुवम् ।
न च दोषो भवेत्तत्र विशेषपुण्यं लभेन्नरः ॥ २६ ॥

લિંગની તો એકજ વાર (સ્થાપિત) પ્રતિષ્ઠા થાય. પણ કારણસર બીજીવાર પણ સ્થાપન કરી શકાય. તેમાં દોષ નથી. તેમાં મનુષ્ય વિશેષ પુણ્ય પ્રાપ્ત કરે છે. ૨૬

**લિંગ સ્થાપનાનું માહાત્મ્ય અને ફળ—**

धर्मार्थकामसौख्यं च बाणलिङ्गं प्रसाधयेत् ।
सर्वसिद्धिकरं चैव इंद्रपुत्रफलप्रदम् ॥ २७ ॥
सर्वयज्ञतपोदान-तीर्थवेदेषु यत्फलम् ।
तत्फलं कोटिगुणितं प्राप्यते लिङ्गस्थापनात् ॥ २८ ॥

બાણલિંગના પૂજનથી ધર્મ અર્થ કામ અને સુખ પ્રાપ્ત થાય છે. તથા સર્વ સિદ્ધિને કરનારૂં અને પુત્રની પ્રાપ્તિ દેનારૂં છે. સર્વ પ્રકારના યજ્ઞ, તપ, દાન, તીર્થ અને વેદોનું જે ફળ પ્રાપ્ત થાય છે તેનાથી કરોડગણું ફળ લિંગની સ્થાપનાથી થાય છે. ૨૭–૨૮

यो लिङ्गस्थापयेदेकं विधिपूर्वं सदक्षिणम् ।
सर्वांगमोदितं पुण्यं कोटिगुणं लभेन्नरः ॥ २९ ॥
मातरः पितरश्चैव एवं तद् वहते प्रियम् ।
कुलिकं विंशतिः सूर्यः ततो गच्छेत् परागतिम् ॥ ३० ॥

જે મનુષ્ય એક પણ લિંગને વિધિપૂર્વક દક્ષિણા સહીત સ્થાપન કરે છે તે મનુષ્ય આગમોમાં કહેલ પુણ્યથી પણ કરોડગણું પુણ્ય પ્રાપ્ત કરે છે. લિંગ સ્થાપનાથી પોતાનું અને માતા અને પિતાનું કલ્યાણ થાય છે. તથા દશ પેઢી આગલી તથા દશ પેઢી પાછલી એમ વીશ પેઢી સુધીનું કલ્યાણ થાય છે અને સૂર્ય રહે ત્યાં સુધી તે પરમગતિને પ્રાપ્ત કરે છે. ૨૯–૩૦

शतवारं कुरुक्षेत्रे सहस्रं जान्हवीषु च ।
नर्मदायां च लक्षेण कोटिं च कुरुजाङ्गुले ॥ ३१ ॥

कृत्वा स्नानं च पिण्डं च हुतं दानं च भोजनम् ।
गुणितं कोटिवारं च सर्वपुण्यं लभेन्नरः ॥ ३२ ॥

स्थापिते चैकलिङ्गे तु देवकल्पाभिवंदिते ।
विमानकांचनारुढो देववाद्यैस्तु वाद्यते ॥ ३३ ॥

भ्रमते सुरलोके च छिन्नसंसारबंधनः ।
सर्वसिद्धिकरं चैव सर्वकामफलप्रदम् ॥ ३४ ॥

કુરૂક્ષેત્રમાં એકસોવાર; ગંગાજીમાં હજારવાર; નર્મદાજીમાં લાખવાર; કુરૂ-જાંગલ દેશમાં કરોડવાર સ્નાન, પિંડદાન, યજ્ઞાહુતિ, દાન અને બ્રાહ્મણ ભોજન કરાવવાથી જે પુણ્ય થાય છે તેથી કરોડગણું પુણ્ય દેવગણુથી વંદિત એક શિવ-લિંગ સ્થાપન કરનાર મનુષ્ય પ્રાપ્ત કરે છે. દેવોનાં વાજીંત્ર સાથે સોનાના વિમાનમાં આરૂઢ થઈ તે મનુષ્ય દેવલોકમાં ભ્રમણ કરે છે. અને સંસારના બંધનથી મુક્ત થાય છે. અને સર્વસિદ્ધિ પ્રાપ્ત કરે છે. સર્વ કામનાનું ફળ પ્રાપ્ત કરે છે. ૩૧-૩૪

## શિવતીર્થોદક લક્ષણ—

धातवे शतहस्तेषु बाणे पंचशतेषु च ।
स्वयंभू सहस्रहस्तेषु शिवतिर्थोदकं स्मृतं ॥ ३५ ॥

स्नानंकृते महत् पुण्यं लिङ्गादिषु दिशं प्रति ।
लंघिते च महत्पापं शिवस्नानोदके नृणाम् ॥ ३६ ॥

बाणलक्षणहीनेऽपि यत्र वै रोच्यते मनः ।
तत्र पूजां प्रकुर्वित धर्मकामार्थमोक्षदम् ॥ ३७ ॥

ધાતુના લિંગથી સો હાથ સુધી, બાણુલિંગથી પાંચસો હાથ સુધી અને સ્વયંભુ લિંગથી હજાર હાથ સુધી શિવતીર્થોદક જાણવું. લિંગની દિશા તરફ મુખ રાખીને સ્નાન કરવાથી મોટું પુણ્ય થાય છે. શિવ પ્રનાલનું નિર્માલ્ય-ખાળ ઓળંગવાથી મોટું પાપ થાય છે. બાણુલક્ષણ હોય ન હોય પરંતુ જો મનને

રૂચે તેમ હોય તો તેનું પૂજન કરવાથી ધર્મ, કામ અને અર્થનો લાભ મેળવી અંતે મોક્ષને પ્રાપ્ત કરે છે. ૩૫-૩૬-૩૭

પીઠિકા-જળાધારી--

बाणलिङ्गे तु लिङ्गनामार्षाणे च स्वयंभूवे ।
पीठं प्रासादरूपं च यथेष्टं कारयेत् सुधीः ॥ ३८ ॥
पीठिका दर्पणाकारा जगत्यां च परिक्षिपेत् ।
उमा तु पीठिका ज्ञेया लिङ्गं शंकर उच्यते ॥ ३९ ॥
लिङ्गयामे पृथुपिंडं यामे त्रिगुणविस्तरम् ।
प्रणालं निर्गमे भागः तत्तुल्यं चाग्रमर्धकम् ॥ ४० ॥
शैले शैलं धातुं धातौ दारुजे दारवं कृतं ।
पुल्लिङ्गकृते लिङ्गे स्त्रीलिङ्गभिस्तु पीठिका ॥ ४१ ॥

બાણુલિંગ, રાજલિંગ, આર્ષલિંગ અને સ્વયંભુ લિંગને પ્રાસાદની જગતીની જેમ યથેષ્ઠ પીઠ કરવું. જળાધારી દર્પણુના આકારની જગતીની જેમ લિંગની ફરતી કરવી. પીઠિકા-જળાધારી ઉમાસ્વરૂપ અને લિંગ શિવસ્વરૂપ જાણવું. લિંગ જેટલું પહોળું હોય તેટલી પીઠિકા (જળાધારી) જાડી કરવી અને તેનાથી ત્રણગણી પહોળી કરવી. તેને (લિંગની પહોળાઇ જેટલી) એક ભાગ નીકળતી પરનાળ કરવી. તે પરનાળ અર્ધભાગ આગળ રાખવી. શૈલ પાષાણના લિંગને પાષણની, ધાતુને ધાતુની અને કાષ્ટને કાષ્ટની જળાધારી કરવી. પુલ્લિંગ પાષાણનું લિંગ કરવું અને સ્ત્રીલિંગ પાષાણની જળાધારી કરવી. ૩૮-૪૧

पूर्वोत्तरे शुभं नालं शिवस्नानं न लङ्घयेत् ।
शिवस्नानोदकं गूढ-मार्गे चंडमुखे क्षिपेत् ॥ ४२ ॥
चंडलक्षणं वक्ष्यामि जगत्युपरि स्थापयेत् ।
पादोने वा त्रिभागोने पीठिकोच्यमानतः ॥ ४३ ॥
उच्छ्रयेच्चण्डकं कुर्यात् स्थूलं भीष्माननं तथा ।
पीवन्तं च तथा माक्षं विकृताननभङ्गमम् ॥ ४४ ॥




શિવ પ્રનાલ અને ચંડનાથ નિર્માલ્ય

પ્રાસાદ કે શિવની જળાધારીની પ્રણાલ=પરનાળ પૂર્વ કે ઉત્તરમાં રાખવી (પૂર્વ પશ્ચિમ મુખને ઉત્તરે અને ઉત્તર દક્ષિણ મુખને પૂર્વે રાખવી). શિવસ્નાન જળ ઉલ્લંઘન ન કરવું. શિવસ્નાનોદક ગુઢ માર્ગેથી બહાર કાઢવું; અગર ચંડના મુખથી ગુપ્ત રીતે જમીનમાં જાય તેમ કરવું. હવે ચંડનાથનાં લક્ષણ કહું છું. જગતીની ઉપર પીઠના પોણાભાગે કે ત્રીજાભાગે હીન અગર પીઠ (કામદ પીઠ) બરાબર ઉંચા માનનો ચંડનાથ કરવો. તે સ્થૂળ શરીરવાળો ભીષ્મ કાયાનો, મોટા પેટવાળો, બે હાથે શિવસ્નાનોદક–શિવનિર્માલ્ય પીતો હોય તેવો કરવો. (પીધેલું પાણી–શિવસ્નાનોદક ચંડના ગુદામાર્ગથી ભૂમિમાં જાય તેવી રચના કરવી.) ૪૨–૪૩–૪૪.

## નંદી પ્રમાણ—

नंदीश्वरं ततो वक्ष्ये यदुक्तं पूर्वमेव हि ।
ब्रह्माद्यात् विष्णुभागान्तं कल्पयेत्तस्य चोच्छ्रयम्[1] ॥ ४५ ॥
पादाधिको भवेज्जेष्ठः कनिष्ठः पादवर्जितः ।
तदुच्छ्रयं च विभजेद् भागैः पंचभिरेव च ॥ ४६ ॥
तत्र भागप्रमाणेन सप्तभागायतो भवेत् ।
घंटाचामरघर्घरमालालंकारभूषितम् ॥ ४७ ॥

१. लिङ्गदैर्घ्ये समायामो विष्णवंशांतोन्नतो वृषः ॥ (વાસ્તુમંજરિ)

शृंगाभरणमप्येवं कुंडिकाग्रे समोदकः ।
मोदका वृषवक्त्राग्रे तापसरूपकः कृतः ॥ ४८ ॥
बाणलिङ्गे वृषं कुर्यात् स्वयंभूमुखमृन्मये ।
शतसहस्रलिङ्गेषु वृषो न्यूनाधिको विदुः ॥ ४९ ॥




નંદીશ્વરનું ( માન પ્રમાણ ) જે પહેલાં કહેલું છે તે કહું છું. રાજ-લિંગના બ્રહ્મભાગ ઉપરથી [1]વિષ્ણુભાગ સુધીનો નંદી ઉંચો કરવો. તે પ્રમાણમાં ચોથો ભાગ વધારવાથી જેષ્ઠમાન અને ચોથો ભાગ તજવાથી કનિષ્ઠમાન જાણવું. તે આવેલ ઉંચાઇના પાંચ ભાગ કરવા. અને તેના ભાગ પ્રમાણથી સાત ભાગ નંદી લાંબો બેઠેલો કરવો. ગળે ઘંટ તથા ઘુઘરાની માળાઓથી શોભતો કરવો. નંદીનાં શિંગડાંઓ પણ આભુષણ યુક્ત કરવાં. લાડુ ભરેલ કુંડીનું પાત્ર નંદીના મુખ આગળ મૂકવું. તાપસ–ભક્ત કે બટુકનું રૂપ કરવું. બાણલિંગને (માન સહીત વૃષભ=) નંદી કરવો. પરંતુ સ્વયંભૂલિંગ, મુખલિંગ, પાર્થિવલિંગ, સો–હજાર–લાખ લિંગ (સમુહ) આગળ નંદી નાનો મોટો પ્રમાણથી કરવામાં દોષ નથી. ૪૫–૪૯

## નંદીનું અન્ય પ્રમાણ—

लङ्ग्यामे समो दैर्घ्य उच्छ्रये पीठिका समः ।
सप्तभागायतो वृषः पंचभागोन्नतो भवेत् ॥ ५० ॥

રાજલિંગના જેટલો નંદી લાંબો અને પીઠિકા જેટલો ઉંચો નંદી કરવો. ઉંચાઇમાં પાંચ ભાગ કરી સાત ભાગનો નંદી લાંબો કરવો. ૫૦

---

૧. વિષ્ણુભાગ એટલે જળાધારીના મથાળા સુધીનો જાણવો. પરંતુ વર્તમાન કાળમાં જે જળાધારી પાતળા માપની થઇ રહી છે તે અશાસ્ત્રીય છે. શાસ્ત્રોક્ત જળાધારી ડાકલીના આકારની રાજલિંગના અધ્યાયમાં વિભાગ સાથે આપેલી છે. વળી નંદીના માટે સામાન્ય રીતે લોકોક્તિ છે કે શિવ પર વૃષભની દૃષ્ટિ પડે તેવી રીતે મુકવો. નંદીની નીચે બેઠકની પાટલી કરીને તેને સ્થાપવો.

## વાહન સ્થાપન પદ અને દૃષ્ટિ—

[१]वाहनं यस्य देवस्य तत्तस्याग्रे प्रकल्पयेत् ।
एक द्वि त्रि चतुः पंच षट् सप्त पदान्तरे ॥ ५१ ॥

मूर्त्तिस्थाने तु कर्त्तव्या मूलस्तंभैश्चतुष्किका ।
वृषस्य विष्णुभागान्ते लिङ्गे द्रष्टिं नियोजयेत् ॥ ५२ ॥

દેવ વાહનનું સ્થાન પ્રાસાદના આગળના ભાગમાં રાખવું. તે મૂળ સ્થાન ગર્ભગૃહથી એક, બે, ત્રણ, ચાર, પાંચ, છ અગર સાત પદના અંતરે રાખવું. ગર્ભગૃહના પદ પ્રમાણે ચતુષ્કિકા=(ચોકી અગર મંડપ) કરવો. શિવલિંગના વાહન નંદીની દૃષ્ટિ વિષ્ણુભાગ (જળાધારીના મથાળા) બરોબર રાખવી. ૫૧-૫૨

पादजानुकटिर्यावद्-र्चाया वाहनस्य दृक् ।
गुह्यनाभिस्तनान्तं वा त्रिविधो वाहनोदयः ॥ ५३ ॥

દેવ વાહનની દૃષ્ટિ દેવના પગ બરાબર, જાંગ બરાબર, કેડ બરાબર રાખવી. અને વાહનનો ઉદય મૂળનાયક દેવના (૧) ગુહ્યભાગે, (૨) નાભિના ભાગે કે (૩) સ્તન બરાબર એમ ત્રણ પ્રકારે રાખવો. (અહીં વાહનનું કદ પ્રમાણ તથા દૃષ્ટિપ્રમાણ કહ્યું છે). ૫૩

## નંદી સ્થાપન પદનું બીજું માન—

गर्भार्धे षड्गुणं कृत्वा मंडपगर्भसमन्वितम् ।
एवं वृषभान्तरं कार्य-मूर्ध्वे पीठिकासमम् ॥ ५४ ॥

ગર્ભગૃહના અર્ધભાગના માનને છ ગણું કરવું; તેમાં મંડપના ગર્ભનું માન મેળવવું. જે માન આવે તેટલા અંતરે નંદી (પોઠીયો) સ્થાપન કરવો.[૨] ૫૪

---

૧. દેવના વાહનનું સ્થાન મંડપમાં પણ સામાન્ય રીતે થાય છે. દ્રવિડમાં નંદીનું સ્થાન મંડપથી બહાર બીજો મંડપ અગર ચોકી કરીને વાહનનું સ્થાન ખાસ અલાયદું કરે છે. ઉત્તરમાં પણ કોઇક સ્થળે તેમ જોવામાં આવે છે. દ્રવિડની આ પદ્ધતિ આપણા નાગરાદિ શૈલીના ગ્રંથોને મળતી છે. તે બરાબર યોગ્ય છે. દ્રવિડમાં નંદી ઘણા વિશાળ કેટલેક સ્થળે મુકેલા છે. બૃહદીશ્વરમાં સોળ ફૂટ લાંબો નંદી ખાસ અલાયદા મંડપમાં શિવ સન્મુખ પધરાવેલ છે.

૨. નંદી અને શિવની વચ્ચે કૂર્મસ્થાપન કરવાની પદ્ધતિ આપણા દેશમાં વિશેષ કરીને છે. તેના કારણમાં મહર્ષિ ગર્ગ કહે છે—

## લિંગ પંચસૂત્ર—

प्रथमं लिङ्गपरिधि-र्द्वितीयं पीठविस्तरः ।
सूत्रं तृतीयं पीठाच्च लिङ्गोद्धत्रं वृत्तसूत्रम् ॥ ५५ ॥
स्यात् सूत्रं चतुर्थलिङ्गं प्रनालाग्रं पृथुत्वभावः ।
भूमेर्लिङ्गशिरोन्तं च वक्रसूत्रं हि पंचमम् ॥ ५६ ॥

લિંગ પંચસૂત્રની વિધિ કહે છે. (૧) લિંગની ફરતું ગોળ સૂત્ર એ પ્રથમ. (૨) તે સૂત્ર પ્રમાણે પીઠિકાનો વિસ્તાર-પહોળાઇ કરવી. (૩) ત્રીજું તે સૂત્ર પ્રમાણે જળાધારીથી ગોળાઈમાં ઉંચું લિંગ રાખવું. (૪) ચોથું લિંગ સહિત પરનાળ સુધીનું તેટલુંજ સૂત્ર રાખવું. અને (૫) પાંચમું સૂત્ર જમીનથી લિંગના શિરો ભાગ જેટલું ત્રાંસુ સૂત્ર. આ રીતે લિંગ પંચસૂત્ર જાણવું. જો આ પાંચે સૂત્ર બરાબર મળી રહે તોજ બરાબર વિધિસર જાણવું. ઓછા વત્તું ન રાખવું. ૫૫-૫૬.

## લિંગ પ્રવેશ—

[३]लिङ्गं न प्रविशेद् द्वारादाकाशात्प्रविशेद्धित्तम् ।
उत्तरङ्गोर्ध्वभागे वा प्रवेशो भवति क्वचित् ॥ ५७ ॥
अन्यमार्गे प्रवेशस्तु देशभङ्गादिकं भवेत् ।
अतः शास्त्रानुसारेण कर्त्तव्यो विबुधैर्जनैः ॥ ५८ ॥

---

**अजयोः खरयोश्चैव दंपत्योर्गुरुशिष्ययोः ।**
**नंदी शंकरयोश्चैव पूर्वपूण्यं व्ययोहतः ॥**
**कूर्मईश्वरस्वरूपाणां स्थापनं कूर्यात् ॥ इति गर्ग संहिता ॥**

બકરાના ટોળા કે ગર્દભના ટોળાં વચ્ચે, પુરૂષ અને તેની પત્નિ વચ્ચે, ગુરૂ અને શિષ્યની વચ્ચે, નંદી અને શિવની વચ્ચે થઇને ચાલવાથી પૂર્વ ભવના પુણ્ય હણાય છે તેથી નંદી અને શિવની વચ્ચે ઇશ્વર સ્વરૂપ એવો કૂર્મ સ્થાપન કરવો. (તેથી દોષ લાગતો નથી.)

૩. લિંગપ્રવેશ પ્રતિષ્ઠા સમયે દ્વારમાંથી ન કરાવવો. તે બાણુલિંગને માટે અગર તો નાના ઘટિતલિંગને માટે બરાબર છે. પરંતુ પ્રાસાદો-સાંધાર પ્રાસાદોમાં લિંગ આઠ દશ ફૂટ લાંબા અને અઢી ત્રણ ફૂટ વ્યાસના હોય તેવા ભારે લિંગો માટે અપવાદ છે. તેનો પ્રવેશ દ્વારમાંથી કરાવવાનું વિધાન પ્રતિષ્ઠા ગ્રંથોમાં છે. પણ તે આવા મોટા લિંગ માટે જ અપવાદ છે. નહિ કે બાણુલિંગો માટે. રેશમી વસ્ત્રથી લિંગને બાંધીને ઉપરથી સંભાળીને લિંગ ઉતારે છે. બાકી જો અપવાદને રાખવો હોય તો ઘટિતલિંગને ગર્ભગૃહમાંજ બધી અધિષ્ટાન પ્રાણપ્રતિષ્ઠાની વિધિ કરાવવી. આથી કોઇ પ્રશ્નજ રહેતો નથી.

લિંગનો પ્રવેશ શિવાલયના ગર્ભગૃહના દ્વારમાંથી ન કરાવવો. પરંતુ આકાશ માર્ગે (એટલે ઘુમટમાં તેવી જગ્યા રાખીને) લિંગ પ્રવેશ કરાવવો, અગર શિખરના શુકનાસમાંથી ગર્ભગૃહમાં ઉપરથી ઉતારી પ્રવેશ કરાવવો, અથવા દ્વાર ઉપરના ઉત્તરંગના ઉપલા ભાગમાંથી કવચિત પ્રવેશ થાય છે.

આથી અન્ય માર્ગથી લિંગ પ્રવેશ કરાવવામાં આવે તો દેશભંગ આદિ અનિષ્ટો ઉભાં થાય છે. એટલા માટે શાસ્ત્રાનુસાર શાસ્ત્રના પારંગત વિદ્વાનોએ ઉપરોક્ત રીતે લિંગ પ્રવેશ કરાવવો. ૫૭-૫૮

## દેવ પ્રદક્ષિણા વિચાર--

एका चंडी रवौ सप्त तिस्रो दद्याद् विनायके ।
चतस्रो वासुदेवस्य शिवस्यार्द्धा प्रदक्षिणा ॥ ५९ ॥

દેવીની મંદિરમાં એક પ્રદક્ષિણા ફરવી; સૂર્યને સાત; ગણપતિને ત્રણ, વિષ્ણુને ચાર અને શિવને અરધી પ્રદક્ષિણા ફરવી. ૫૯

## શિવ પ્રદક્ષિણા વિચાર--

वृषं चंडं वृषं चैव सोमसूत्रं पुनर्वृषं ।
चंडं च सोमसूत्रं च पुनश्चंडं पुनर्वृषः ॥ ६० ॥

इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाश दीपार्णवे
बाणलिङ्गाधिकारे चतुर्दशोऽध्यायः ॥ १४ ॥

શિવની અરધી પ્રદક્ષિણાનો મર્મ એ છે કે-પ્રથમ નંદી પાસેથી સવ્ય પ્રદક્ષિણા ફરીને પ્રનાલે નમન લેવા ચંડ પાસે જવું. ત્યાંથી અપસવ્ય (પાછું) નંદી પાસે આવી, સોમસૂત્ર કહેતાં અપસવ્ય માર્ગે નંદીથી પ્રનાલ પાસે જવું. ત્યાંથી પાછા સવ્ય માર્ગે નંદી પાસે આવી ચંડ પ્રનાલ પાસે જઈને સોમસૂત્ર અપસવ્ય પાછું ફરી વળી સવ્ય ચંડ પ્રનાલ પાસે જઈ (અપસવ્ય) નંદી પાસે આવવું. (આ શિવાર્ધ પ્રદક્ષિણા જાણવી). ૬૦

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો વાસ્તુવિદ્યાના બાણલિંગાધિકાર પર શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પશાસ્ત્રીએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષાટીકા સાથેનો ચૌદમો અધ્યાય સમાપ્ત.**



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे पंचदशमोऽध्यायः ॥

### ॥ वृषभ-लक्षणम् ॥

श्रीविश्वकर्मा उवाच—

अथातः सम्प्रवक्ष्यामि वृषभं दिव्यलक्षणम् ।
प्रयत्नेन यथाशास्त्रं यथोक्तं विश्वकर्मणा ॥ १ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે કે હવે હું દિવ્ય લક્ષણવાળા વૃષભ (નંદી=પોઠીયા)નાં સ્વરૂપ જે પ્રમાણે શાસ્ત્રમાં કહેલ છે તે પ્રમાણે કહું છું. ૧

**વૃષભ માન—**

स भवति यथाभेदै-र्ज्येष्ठमध्यमकन्यसैः ।
ज्येष्ठस्तु नवभागश्च उच्छ्रये सप्तभागिकः ॥ २ ॥

તે વૃષભ જેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ એ ત્રણ ભેદ વડે બને છે. જેષ્ઠમાનના વૃષભની લંબાઈના નવ ભાગ અને ઉંચાઈના સાત ભાગ કરવા. ૨

प्रासादस्य तु मानेन गर्भगृहस्य मानतः ।
लिङ्गमानं प्रमाणं तु तन्माने वृषभो भवेत् ॥ ३ ॥
अन्यथा न कर्त्तव्यं कर्त्तव्यं शुभदायकम् ।

પ્રાસાદના માનથી અને ગર્ભગૃહના માનથી લિંગની લંબાઇનું જે પ્રમાણ આવે તે માનનો લાંબો નંદી કરવો. પ્રમાણ વગર કરવો નહિ. પ્રમાણથી કરવાથી શુભ ફળદાયક જાણવું. ૩

**વૃષભનું જયેષ્ઠમાન—**

वक्त्रं सार्द्धद्विभागं च ग्रीवा सार्द्धभागिका ॥ ४ ॥
सार्द्धभागस्ततः स्कंध-स्त्रिसार्धं पृष्ठमेव च ।
पादश्च सार्धो द्विभागस्तु पिंडे सार्द्धभागिके ॥ ५ ॥
शृंगान्तरं भागमेकं यावत् कर्णान्तरं तथा ।
ज्येष्ठमानं विधियते मध्यमो वृषभः शृणु ॥ ६ ॥

નંદીની લંબાઈના નવ ભાગમાંથી અઢી ભાગનું મુખ કરવું, ગળું દોઢ ભાગનું, ખાંધ દોઢ ભાગની, પીઠ સાડાત્રણ ભાગની, પગ દોઢ કે બે

ભાગના, પગની જાડાઈ દોઢ ભાગની; બન્ને શૃંગ (શીંગડા)નું અંતર બન્ને કાનની વચ્ચેનું એકેક ભાગનું રાખવું. આ પ્રમાણે જ્યેષ્ઠ માનના વૃષભનું પ્રમાણ કહ્યું. હવે મધ્યમાનના વૃષભ લક્ષણ સાંભળો. ૪-૫-૬

## વૃષભનું મધ્યમ માન--

अष्टभागो भवेद् दीर्घे उच्छ्रये तु षड्भागिकः ।
वक्त्रं सपादं द्विभागं ग्रीवा सपादभागिका ॥ ७ ॥

सपादभागं स्कंधं च पृष्ठं तु सपादत्रयम् ।
पादौ द्वौ सार्द्धभागैस्तु खुरिका चार्द्धभागिका ॥ ८ ॥

घुर्घुरं चार्द्धभागं तु श्रृङ्गमूले द्विनेत्रकम् ।
श्रृङ्गान्तरं द्विनेत्रं च ततः श्रृङ्गद्वयं भवेत् ॥ ९ ॥

મધ્યમાનનાં વૃષભ લક્ષણ કહે છે. તે લંબાઈમાં આઠ અને ઉંચાઈમાં છ ભાગનો કરવો, મુખ સવા બે ભાગનું, ગળું સવા ભાગનું, સ્કંધ ( ખાંધ ) સવા ભાગનો, પીઠ સવાત્રણ ભાગની, પગ દોઢ ભાગના; ખરી અરધા ભાગની, ઘુઘરૂ અર્ધભાગનું, શિંગડાના મૂળમાં આંખો કરવી, બન્ને શિંગડાનું અંતર આંખોના અંતર જેટલું રાખવું. ૭-૮-૯

## વૃષભ કનિષ્ઠ માન--

एवं श्रृङ्गान्तरं प्रोक्तं मानो हि वृषभस्य च ।
अतः कनीयसं वक्ष्ये यथा रुद्रेण भाषितम् ॥ १० ॥

सप्त पंचविभागेन आयामे चोच्छ्रये बुधः ।
तत्र भागोदितं कृत्वा शान्तिकं पौष्टिकं भवेत् ॥ ११ ॥

वक्त्रं तु द्विभागं कुर्याद्........विधियते ।

વૃષભનું શ્રૃંગાન્તર કહ્યું. હવે મહાદેવજીએ કહેલું વૃષભનું કનિષ્ઠમાન કહું છું. સાત ભાગ લંબાઇ અને પાંચ ભાગ ઉંચાઇનો વૃષભ કરવો. આ ભાગ પ્રમાણે નંદી કરવાથી શાંતિદાતા અને પુષ્ટિદાતા થાય છે. મુખ બે ભાગનું કરવું. એ વિધિથી સર્વથી જાણવું. ૧૦-૧૧




શુભાશુભ વૃષભ લક્ષણ--

लक्षणहीने हरेद्राजा कर्णहीने तथा प्रजा ॥ १२ ॥

शृङ्गहीने हृतं द्रव्यं स्कंधहीने दुर्भिक्षकम् ।
पादहीने हरेद् बंधु तथा पादपनष्टकम् ॥ १३ ॥

एतस्य च महादोषा वृषभस्य तु वर्जिता ।
ईदृशं लक्षणहीनं दूरितः परिवर्जयेत् ॥ १४ ॥

स भवेत्तस्य दातारं वृषभं सौख्यदायकम् ।
कार्यो लक्षणसंयुक्तश्चान्यथा अशुभकरः ॥ १५ ॥

गुणदोषान् न जानाति तं शिल्पिनं तु वर्जयेत् ।

વૃષભ લક્ષણહીન હોય તો રાજાને, કાનહીન હોય તો પ્રજાને હાનિકર્તા છે. શિંગડાહીન હોય તો દ્રવ્યની હાની કરાવે; ખાંધહીન હોય તો દુકાળ પડે; પગહીન હોય તો બંધુનો અને પગનો નાશ કરે; એ રીતે વૃષભના મોટા દોષ જાણવા. આવા લક્ષણથી હીન વૃષભને વર્જવો-તજવો, શુભ લક્ષણવાળો વૃષભ



શિવ અને પાર્વતીજી: દેવાંગના વિધિચિતા, જંઘાનાં દેવ સ્વરૂપો



**અણહીલપુર પાટણનો બારમી સદીની કળા-કૃતિરૂપ પંચાસરજીનો જૈન પ્રાસાદ**
શિલ્પશાસ્ત્રી પ્રભાશંકર ઓઘડભાઇ શિલ્પવિશારદ

સુખદાયક છે. તેથી લક્ષણયુક્ત નંદી સ્થાપન કરવો. લક્ષણહીન અશુભકર્તા છે. આ ગુણદોષોને જે શિલ્પિ ન જાણતો હોય તેવા શિલ્પિને પણ તજી દેવો. ૧૨-૧૫.

વૃષભની ઉંચાઈ--

प्रासादगर्भः क्रीयते गर्भार्धेन च पीठिका ॥ १६ ॥
लिङ्गः पीठिकामानेन तन्माने वृषभो भवेत् ।
अन्यथा न कर्त्तव्यं कर्त्तव्यं शुभमुत्तमम् ॥ १७ ॥
॥ इति नंदीकेश्वरस्य ज्येष्ठ मध्यम कनिष्ठ लक्षणम् ॥

इति श्रीविश्वकर्मणा कृते ज्ञानप्रकाशदीपार्णवे
वास्तुविद्यायां नंदिकेश्वरलक्षणो पंचदशमोऽध्यायः ॥ १५ ॥

પ્રાસાદના ગર્ભગૃહના અર્ધભાગે પીઠિકા (વિસ્તારમાં) કરવી. પીઠિકાની પહોળાઈના માને રાજલિંગ લાંબું કરવું અને પીઠિકાની ઉંચાઈ જેટલી વૃષભની લંબાઈ કરવી. આ માનથી વૃષભ કરવો શુભ છે. ૧૬-૧૭

ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો
નંદીકેશ્વર લક્ષણ નામનો શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઇ
સોમપુરાએ કરેલ શિલ્પપ્રભા નામની ભાષા ટીકાનો
પંદરમો અધ્યાય સમાપ્ત.



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे षोडशोऽध्यायः ॥

### चतुर्विंशति–गौर्याः स्वरूपम्

श्रीविश्वकर्मा उवाच—

अथातः संप्रवक्ष्यामि गौर्यादिचतुर्विंशतिम् ।
चतुर्भुजा त्रिनेत्रा च सर्वाभरणभूषिता ॥ १ ॥
पीताङ्गी पीतवर्णा च पीतवस्त्रविभूषिता ।
एकवक्त्रा त्रिनेत्रा च स्वरूपे यौवनान्विता ॥ २ ॥
सुप्रभा सुतेजाद्या च मुकुटेन विराजिता ।
प्रभामंडलसंयुक्ता कुंडलाभरणभूषिता ॥ ३ ॥
हारकंकणकेयूरा पादयोर्नूपुरास्थिता ।
सिंहस्कंधे समारूढा नानारूपकरोद्यता ॥ ४ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે કે હવે હું [૧]ચોવિશ ગૌરી આદિ મૂર્તિઓનું લક્ષણ કહું છું. પ્રત્યેક ગૌરી ચાર ભુજાયુક્ત, ત્રણ નેત્રવાળી, સર્વ આભૂષણોયુક્ત, પીળા વર્ણના શરીરવાળી, પીળાં વસ્ત્રો ધારણ કરેલી, એક મુખ અને ત્રણ નેત્રવાળી, યૌવનાવસ્થાવાળી, સુંદર કાન્તિ અને તેજવાળી, માથા ઉપર મુકુટ ધારણ કરેલ, પ્રભામંડળ યુક્ત, કાને કુંડળ, છાતીએ હાર, હાથે કંકણ, ભૂજામાં કેયૂર, પગમાં ઝાંઝર ધારણ કરેલી, (સાધારણ રીતે) સિંહના વાહનવાળી, અનેક રૂપ કરનારી, એવી પ્રત્યેક ગૌરી મૂર્તિ જાણવી. ૧–૪

देवगांधर्वगणेन पूजिता सुरगणैस्तथा ।
कृतयुगे तोतला नाम पूज्यते ब्राह्मणैः सदा ॥ ५ ॥
त्रिपुराख्या तु क्षत्रियैः सौभाग्या च वैश्यस्तथा ।
विजया शूद्रजातिभिः पूज्याश्चत्वारो ब्राह्मणैः ॥ ६ ॥

---

૧. દીપાર્ણવ ગ્રંથનાં આ ચોવીશ ગૌરી સ્વરૂપ અન્ય ગ્રંથમાં જોવામાં આવતાં નથી. અપરાજિતસૂત્રસંતાન, રૂપમણ્ડન. રૂપાવતાર, વાસ્તુમંજરી આદિ ગ્રંથોમાં ગૌરીનાં બાર સ્વરૂપો આપેલાં છે. જ્યારે અહીં ચોવીશ આપેલાં છે. વળી આમાં આપેલાં ગૌરી સ્વરૂપોમાં છ સ્વરૂપ ઉગ્ર–તામસરૂપ ચંડી જેવાં છે. બાકીનાં અઢાર સ્વરૂપો રાજસ–સાત્વિક છે. અન્ય ગ્રંથોમાં આપેલાં બાર સ્વરૂપો સાત્વિક છે, તેમાં એકે ઉગ્ર નથી.

त्रयश्च राज्यजातिभिः द्वयो वैश्यैश्च पूज्यते ।
अथैका शूद्रजातिभिः........................॥ ७ ॥

દેવગણુ અને ગાંધર્વ ગણોથી અને અસુરોથી પૂજાએલી, કૃતયુગમાં તે તોતલા નામથી પ્રસિદ્ધ છે. તેને બ્રાહ્મણોએ હંમેશા પૂજવી. ત્રિપુરા નામની દેવી ક્ષત્રિએ, સૌભાગ્યા નામની દેવી વૈશ્યોએ અને વિજ્યા નામની દેવી શૂદ્ર જાતિએ પૂજવી. આ ચારે દેવીઓને બ્રાહ્મણોએ પૂજવી. તોતલા સિવાયની દેવીઓને ક્ષત્રિઓએ પૂજવી, સૌભાગ્યા અને વિજ્યા એ બે દેવીઓ વૈશ્યોએ પૂજવી, અને વિજ્યા એક દેવી શૂદ્રાએ પૂજવી. ૫-૬-૭



તોતલા દેવી ત્રિપુરા દેવી સૌભાગ્યા દેવી વિજયા દેવી

## ૧ તોતલાદેવીનું સ્વરૂપ—

दक्षिणे चाक्षमालां च तस्याधश्च कमंडलुम् ।
तथैव पीछिकां वामे वामाधः शंखमुत्तमम् ॥ ८ ॥
रूपेण तोतला नाम मूर्त्तिश्च हंसवाहिनी ।

જેના જમણા ઉપલા હાથમાં માળા, જમણા નીચલા હાથમાં કમંડળ, ડાબા ઉપરના હાથમાં પીછિકા અને નીચેના ડાબા હાથમાં શંખ ધારણ કરેલાં છે એવા સ્વરૂપવાળી હંસના વાહનવાળી તોતલા નામે ગૌરી જાણવી. ૮

## ૨ ત્રિપુરા દેવી—

अभयं च दक्षिणे हस्ते तस्योर्ध्वेऽङ्कुशमङ्गुले ॥ ९ ॥

पाशं च वामहस्ते तु लिङ्गं च तदधः स्थितम् ।
प्रेतासना महादेवी त्रिपुरा नाम मूर्त्तिकः ॥ १० ॥

ત્રિપુરાદેવીના જમણા હાથમાં અભય, ઉપરના હાથમાં અંકુશ, ડાબા ઉપલા હાથમાં પાશ અને નીચેના ડાબા હાથમાં શિવલિંગ ધારણ કરેલી એવી પ્રેત ઉપર સવારી કરનારી એવી ત્રિપુરા નામની મહાદેવી-ગૌરી જાણવી. ૯-૧૦

**૩ સૌભાગ્યા દેવી—**

दक्षिणे चाक्षसूत्रं च तस्योर्ध्वे पद्ममुत्तमम् ।
वामे तु पुस्तकं चैव वामाधः फलमुत्तमम् ॥ ११ ॥
गरुडे च समारूढा सौभाग्यवेत्ता मूर्त्तिकः ।

સૌભાગ્યા દેવીના જમણા હાથમાં માળા, જમણા ઉપલા હાથમાં કમળ, ડાબા હાથમાં પુસ્તક, ડાબા નીચલા હાથમાં ફળ (માતુલિંગ), ગરૂડની સવારી કરેલી છે એવી સૌભાગ્યા નામની દેવી જાણવી. ૧૧

**૪ વિજ્યા દેવી—**

दक्षिणे चाक्षसूत्रं च तदूर्ध्वे दंडमुत्तमम् ॥ १२ ॥
वामे तु पुस्तकं चैव वामधश्चाभयं तथा ।
प्रसन्नमुखा देवी च विजया नाम मूर्त्तिकः ॥ १३ ॥

જેના જમણા હાથમાં માળા, ઉપરના જમણા હાથમાં દંડ, ડાબા હાથમાં પુસ્તક અને ડાબા નીચલા હાથે અભય છે તેવી પ્રસન્ન મુખવાળી દેવીને વિજ્યા નામની મહાદેવી જાણવી. ૧૨-૧૩

**૫ ગૌરી દેવી—**

दक्षिणे चाक्षसूत्रं च भूजोर्ध्वेश्वरमेव च ।
गणं च वामहस्ते च तस्याधश्च कमंडलुम् ॥ १४ ॥
गौरी नामेन विख्याता मूर्तिश्च सिंहवाहिनी ।

જેના નીચેના જમણા હાથમાં માળા, ઉપરના જમણા હાથમાં શિવ, ડાબા હાથમાં ગણપતિ અને નીચેના હાથમાં કમંડલ ધારણ કરેલાં છે અને સિંહનું વાહન છે એવી ગૌરી નામની દેવી જાણવી.* ૧૪

---

* પાઠાન્તર-देवतामूर्तिप्रकरणे अष्टमोऽध्याय—

अथ गौरीं प्रवक्ष्यामि प्रमाणं मूर्तिलक्षणम् ।
चतुर्भुजा त्रिनेत्रा च सर्वाभरणभूषिता ॥
गोधासनोपरिस्था च कर्त्तव्या सर्वकामदा ॥ १ ॥
॥ इति गौरीमूर्ति सामान्य लक्षणम् ॥

### ६ પાર્વતી દેવી—

दक्षिणे चाभयं चैवं तूर्ध्वे लिङ्गमीश्वरम् ॥ १५ ॥
वामे गजाननं चैव मातुलिङ्गं चाधःस्थितम् ।
गोधिका लांछनं चैव पार्वती नाम मूर्त्तिकः ॥ १६ ॥

જેના જમણા નીચલા હાથે અભય મુદ્રા છે. ઉપરના હાથમાં શિવલિંગ છે, ડાબા ઉપરના હાથમાં ગણપતિ અને નીચેના હાથમાં બીજોરૂ-ફળ ધારણ કરેલું છે અને ઘોનું વાહન છે એવી પાર્વતી નામની દેવી-મૂર્તિ જાણવી. ૧૫-૧૬

### ૭ શૂલેશ્વરી દેવી—

अभयं दक्षिणे हस्ते तदूर्ध्वे रुद्रमेव च ।
वामे गणपतिं चैव वामाधः चाक्षमालिका ॥ १७ ॥
सिंहवाहने समारूढा शूलेश्वरी नाम मूर्तिषु ।

જેના જમણા નીચલા હાથે અભય મુદ્રા છે. ઉપલા હાથે શિવલિંગ છે.

---

उमा च पार्वती गौरी ललिता च श्रिया तथा ।
कृष्णा च हिमवन्ती च रंभा च सावित्री तथा ॥
त्रिखंडा तोतला चैव त्रिपुरा द्वादशोदिता: ॥ २ ॥ इति गौरी नामानि ॥

अक्षसूत्रं च कमलं दर्पणं च कमंडलुं ।
उमा नाम्ना भवेन्मूर्त्तिः पूजिता त्रिदशैरपि ॥ ३॥ इत्युमा (१)



ઉમા



પાર્વતી



ગૌરી



લલિતા

ડાબા ઉપલા હાથમાં ગણુપતિ, અને નીચલા હાથમાં માળા ધારણુ કરેલી છે એવી સિંહના વાહનવાળી શૂલેશ્વરી દેવીની મૂર્તિ જાણુવી. ૧૭

## ૮ લલિતા દેવી—

दक्षिणे चाक्षमालां तु तदूर्ध्वे लिङ्गमेव च ॥ १८ ॥
वामे गणपतिं चैव तस्याधः पद्ममुत्तमम् ।
गोधिका वाहने चैव ललिता नाम मूर्तिषु ॥ १९ ॥

જેના જમણુા નીચલા હાથમાં માળા, ઉપરના હાથમાં શિવલિંગ, ડાબા ઉપલા હાથમાં ગણુપતિ અને નીચલા ડાબા હાથમાં કમળ ધારણુ કરેલાં છે અને ઘોનું વાહન છે એવી લલિતાદેવીની મૂર્તિ જાણુવી. ૧૮-૧૯

## ૯ ઇશ્વરી દેવી—

अभयं दक्षिणे हस्ते तदूर्ध्वे ईश्वरं तथा ।
वामे गणपतिं चैव वामाधश्च कमंडलुम् ॥ २० ॥
......................ईश्वरी सिंहवाहिनी ।


ઈશ્વરી


મનેશ્વરી


ઉમાપતિ


વીણા

---

अक्षसूत्रं शिवं देवं गणाध्यक्षं कमंडलुम् ।
अग्निकुंडोभये पक्षे पार्वती पर्वतोद्भवा ॥ ४ ॥ इति पार्वती (२)
अक्षसूत्राभये पद्मं तस्योर्ध्वे तु कमण्डलुम ।
गौर्याश्च मूर्त्तिरित्युक्ता कर्त्तव्या शिवशासिनी ॥ ५ ॥ इति गौरी (३)
अक्षसूत्रं च वीणे द्वे कमंडलुः करेषु च ।
ललिता च तदा नाम सिद्धचारणसेविता ॥ ६ ॥ इति ललिता (४)

જેના જમણા નીચલા હાથે અભય મુદ્રા, ઉપરના હાથમાં શિવલિંગ, ડાબા ઉપલા હાથમાં ગણપતિ, અને ડાબા નીચલા હાથમાં કમંડળ ધારણ કરેલ એવી ઈશ્વરી દેવી જાણવી. ૨૦

## ૧૦ મનેશ્વરી દેવી—

पद्मं दक्षिणहस्ते च तदूर्ध्वे ईश्वरं तथा ॥ २१ ॥
वामे गणपतिं चैव वामाधश्चाभयं तथा ।
सिंहवाहनसमारुढा मनेश्वरी नाम मूर्तिषु ॥ २२ ॥

જેના જમણા નીચલા હાથમાં કમળ, ઉપરના હાથમાં શિવલિંગ, અને ડાબા ઉપરના હાથમાં ગણપતિ, અને નીચેના હાથે અભય મુદ્રા છે અને જેનું સિંહનું વાહન છે એવી મનેશ્વરી દેવીની મૂર્તિ જાણવી. ૨૧-૨૨

## ૧૧ ઉમાપતિ દેવી—

अभयं दक्षिणे हस्ते तदूर्ध्वे ईश्वरं तथा ।
वामे गणपतिं चैव वामाधः पद्ममुत्तमम् ॥ २३ ॥
उमापतिनामा मूर्तिः देवी च सिंहवाहिनी ।

---

गोधासनाक्षसूत्रा पद्माभयं वरदं करम् ।
श्रियामूर्तिस्तदा नाम गृहे पूज्या श्रिये सदा ॥ इति श्रिया (५)
अक्षसूत्रं कमंडलुं हृदये च पुटांजलि ।
पंचाग्नयश्च कुंडेषु कृष्णा नाम सुशोभना ॥ ८ ॥ इति कृष्णा (६)
हिमवंती शैलराजी शब्दवसात परिसुजा ?
पद्मदर्पणाभय तु विवाहे तु माहेश्वरी ॥ ९ ॥ इति हिमवंतो (७)




શ્રિયા  કૃષ્ણા  હીમવંતી  રંભા

જેના નીચલા જમણા હાથે અભય, ઉપલા હાથે શિવલિંગ, ડાબા ઉપલા હાથે ગણપતિ, ડાબા નીચલા હાથે કમળ ધારણ કરેલી છે એવી સિંહના વાહનવાળી ઉમાપતિ દેવીની મૂર્તિ જાણવી. ૨૩

## ૧૨ વીણાદેવી -

पद्मं च दक्षिणे हस्ते तदूर्ध्वे लिङ्गमेव च ॥ २४ ॥
गणेशं वामहस्ते च लिङ्गं तदधःस्थितम् ।
सिंहासने समारूढा वीणेति नाम मूर्तिषु ॥ २५ ॥

જેના જમણા નીચલા હાથે કમળ, ઉપરના હાથે શિવલિંગ, ઉપરના ડાબા હાથે ગણપતિ, અને ડાબા નીચલા હાથમાં લિંગ ધારણ કરેલ છે તેવી સિંહના વાહનવાળી વીણાદેવીની મૂર્તિ જાણવી. ૨૪-૨૫

## ૧૩ હસ્તિની દેવી—

दक्षिणे च मातुलिङ्गं तदूर्ध्वे ईश्वरं तथा ।
वामे गणपतिं चैव वामाधश्च कमंडलुम् ॥ २६ ॥
गोधासने समारुढा हस्तिनी नाम मूर्तिषु ।

જેના જમણા નીચલા હાથમાં ફળ, ઉપલા હાથમાં શિવલિંગ અને ડાબા ઉપલા હાથમાં ગણપતિ, અને ડાબા નીચેના હાથમાં કમંડલ ધારણ કરનારી ઘોના વાહનવાળી એવી હસ્તિની દેવીની મૂર્તિ જાણવી. ૨૬


હસ્તિની






કુલકુલા

## १४ ત્રિનેત્રા દેવી—

अक्षसूत्रं दक्षिणे च तदूर्ध्वे ईश्वरं तथा ॥ २७ ॥
वामे गणपति चैव मातुलिङ्गमधः स्थितम् ।
सिंहासने समारूढा त्रिनेत्रा नाम मूर्तिषु ॥ २८ ॥

જેના જમણા નીચલા હાથમાં માળા; ઉપલા હાથમાં શિવલિંગ; ઉપરના ડાબા હાથમાં ગણપતિ, અને નીચેના ડાબા હાથમાં બીજોરૂ-ફળ ધારણ કરેલાં છે તેવી સિંહના ઉપર બેઠેલી ત્રિનેત્રા દેવીની મૂર્તિ જાણવી. ૨૭-૨૮

## ૧૫ રમણા દેવી—

अक्षसूत्रं दक्षिणे च तदूर्ध्वे ईश्वरं तथा ।
वामे गणपतिं चैव तस्याधः पुस्तकं तथा ॥ २९ ॥
हंसवाहनमारुढा रमणा नाम मूर्तिषु ।

---

कमंडल्वक्षवज्रांकुशं गजासनसंस्थिता ।
प्रतीतोद्भवद्रूपा रंभा च सर्वकामदा ॥ १० ॥ इति रंभा (८)

अक्षसूत्रं पुस्तकं च धत्ते पद्मं कमंडलुम् ।
चतुर्वक्त्रा तु सावित्री श्रोत्रियाणां गृहे हिता ॥ ११ ॥ इति सावित्री (९)

अक्षसूत्रं वज्रशक्तिम् तस्याधश्च कमंडलुम् ।
त्रिखंडां पूजयेन्नित्यं सर्वकामफलप्रदा ॥ १२ ॥ इति त्रिखंडा (१०)












ફોટો ૩૦ સાવિત્રી ત્રિખંડા તોતલા ત્રિપુરા

જેના નીચલા જમણા હાથમાં માળા, ઉપરના હાથમાં શિવલિંગ ઉપરના ડાબા હાથમાં ગણપતિ, નીચેના ડાબા હાથમાં પુસ્તક ધારણ કરેલ છે તેવી સિંહની સવારીવાળી રમણા દેવીની મૂર્તિ જાણવી. ૨૯

## ૧૬ કૂલકલા દેવી—

पद्मं च दक्षिणे हस्ते तस्योर्ध्वे पद्ममुत्तमम् ॥ ३० ॥

पुस्तकं वामहस्तेन तथाधश्च कमंडलुम् ।
कमलालाच्छनं चैव देवीनाम कुलकला ॥ ३१ ॥

જેના જમણા નીચલા હાથમાં કમળ ધારણ કરેલ છે, જમણા ઉપરના હાથમાં પણ કમળ છે, ડાબા ઉપલા હાથે પુસ્તક છે, અને ડાબા નીચલા હાથમાં કમંડળ ધારણ કરેલ છે તેવી કમળના વાહનવાળી કૂલકલા દેવી જાણવી. ૩૦-૩૧

## ૧૭ જંઘાદેવી—

अक्षमालां दक्षिणे च तस्योर्ध्वे पद्ममुत्तमम् ।
दर्पणं वामहस्ते च वामाधः फलमुत्तमम् ॥ ३२ ॥

हस्तिनो वाहना देवी जंघानामतो मूर्तिषु ।

જેના જમણા-નીચલા હાથમાં માળા તથા ઉપરના હાથમાં કમળ છે; જેના ડાબા ઉપરના હાથમાં દર્પણ અને નીચેના હાથમાં ફળ ધારણ કરેલ છે તેવી હાથીના વાહનવાળી એવો જંઘા દેવીની મૂર્તિ જાણવી. ૩૨



જંઘાદેવી



ત્રૈલોક્યવિજયા



કામેશ્વરી



રક્તનેત્રા

१८ ત્ર્યૈલોક્ય વિજયા--

वरदं दक्षिणे हस्ते तस्योर्ध्वेऽङ्कुशमुत्तमम् ॥ ३३ ॥
पाशं च वामहस्ते तु वामाधश्चाभयं तथा ।
ब्रह्मा विष्णुस्तथा रुद्र ईश्वरश्च सदाशिवः ॥ ३४ ॥
एते पंच महामोक्ताः पादमूले व्यवस्थिताः ।
त्र्यैलोक्यविजया नाम......................॥ ३५ ॥

જેના જમણા નીચેના હાથે વરદ મુદ્રા તથા ઉપરના હાથે અંકુશ છે, ડાબા ઉપરના હાથમાં પાશ (ફાંસો) તથા નીચેના હાથમાં અભયમુદ્રા છે; એવી બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર, ઇશ્વર અને સદાશિવ એ પાંચ મહાન દેવોના પગના મૂળમાં રહેનારી એવી ત્ર્યૈલોક્ય વિજયા નામે દેવીની મૂર્તિ જાણવી. ૩૩-૩૪-૩૫

૧૯ કામેશ્વરી દેવી--

दक्षिणे चाक्षसूत्रं च तदूर्ध्वे पद्ममुत्तमम् ।
पुस्तकं वामहस्ते तु वामाधश्चाभयं तथा ॥ ३६ ॥
कमलासनमारुढा देवी कामेश्वरी तथा ।

જેના જમણા નીચેલા હાથમાં અક્ષમાળા, ઉપલા હાથમાં કમળ છે, ડાબા ઉપલા હાથમાં પુસ્તક અને નીચેના હાથમાં અભય મુદ્રા ધારણ કરેલ છે તથા કમળનું આસન છે એવી કામેશ્વરી દેવીની મૂર્તિ જાણવી. ૩૬

૨૦ રક્તનેત્રા--

अभयं दक्षिणे हस्ते तदूर्ध्वे खड्गमेव च ॥ ३७ ॥
वामे तक्षकं चैव तस्याधः फलं भवेत् ।
प्रेतासना समारुढा रक्तनेत्रा च नामतः ॥ ३८ ॥

જેના જમણા નીચલા હાથે અભય મુદ્રા તથા ઉપલા હાથમાં ખડગ છે. ડાબા ઉપરના હાથમાં તક્ષક (સર્પ) છે અને ડાબા નીચેના હાથે ફળ ધારણ કરેલ છે અને પ્રેત (શબ)ના વાહનવાળી એવી રક્તનેત્રા દેવીની મૂર્તિ જાણવી. ૩૭-૩૮.

૨૧ ચંડી, ૨૨ જંભિની, ૨૩ જ્વાલાપ્રભા, ૨૪ ભૈરવી--

चंडिनीतानी दध्यनी (?) जंभिनी ज्वलतप्रभा ।
सहितं भैरवरूपा कोटराक्षी च भीषणी ॥ ३९ ॥
प्रेतारुढा विशाला च द्वादश पंचलोचना । (?)
पंचमहादीप्तमुद्रा..............पंचकभूषणा ॥ ४० ॥
सिंहचर्मपरिधाना गजचर्मोत्तरीयकम् ।
नीलोत्पलसमाभासा सूर्यकोटिसमप्रभम् ॥ ४१ ॥




ચંડી જંભિની જ્વાલાપ્રભા ભૈરવી

ચંડી દેવી, જંભિની દેવી, જ્વાલાપ્રભા દેવી અને ભૈરવી દેવી એ ચારે દેવીઓ ભયંકર રૂપવાળી, ઓખલા જેવી આંખોવાળી, પ્રેત (શબ) પર બેઠેલી, બાર અથવા પાંચ વિશાળ નેત્રવાળી (?), પાંચ મહા તેજસ્વી મુદ્રાવાળી, પાંચ આભુષણોવાળી; સિંહના ચર્મને ધારણ કરનારી, હાથીના ચર્મને ઉત્તરીય વસ્રની જેમ (જનોઇની જેમ) ધારણ કરનારી, નીલ કમળના જેવી કાંતિવાળી, કરોડો સૂર્યના તેજ જેવી તેજસ્વી-તે ચારે દેવીઓનું સ્વરૂપ છે. ૩૯-૪૧

कपालाभरणं खण्डं खंडं षड्वर्गधारिणी ।
कपालखड्गधरा ज्ञेया त्र्यैलोकोद्योतघंटिका ॥ ४२ ॥
शरसारङ्गधरा दिव्या पाशाङ्कुशधरा च तु ।
सर्पकुंडलसंयुक्ता सर्पाभरणभूषिता ॥ ४३ ॥
सर्पकंकणकेयूरा नानाभरणभूषिता ।
इत्येवं भैरवीदेवी सपादपरिकीर्तिता ॥ ४४ ॥

**इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाश दीपार्णवे**
**चतुर्विंशति गौरीदेवी लक्षणोनाम षोडशोऽध्यायः ॥ १६ ॥**

મુંડોની માળા ગળામાં ધારણ કરનારી, છ વર્ગ (કામ, ક્રોધ, મોહ, મદ, લોભ અને અહંકાર)વાળી, મુંડ (ખોપરી) ખડગને ધારણ કરનારી, અને ત્રણે લોકને પ્રકાશિત કરનારી, ઘંટિકાવાળી; ધનુષબાણ, પાશ અને અંકુશને ધારણ કરનારી, કાને સર્પના કુંડળ અને સર્પનાં આભૂષણો, સર્પનાં કંકણ અને બાજુ-

બંધવાળી, ઇત્યાદિ અનેક આભૂષણોથી શોભતી એવી ભૈરવી આદિ ચારે દેવીઓ જાણવી. ૪૨–૪૪

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો વાસ્તુવિદ્યાના ચોવીશ ગૌરી દેવીનાં લક્ષણ પર શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પશાસ્ત્રીએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષાટીકા સાથેનો સોળમો અધ્યાય સમાપ્ત.**

ચતુર્વિંશતી ગૌરીનું સામાન્ય સ્વરૂપ (દીપાર્ણવ મતે). ચાર ભુજા, ત્રણ નેત્ર, સર્વ આભુષણોથી શોભતા, પીળા વર્ણના, પીળા વસ્ત્રોવાળા એકમુખ યૌવનસ્વરૂપ, તેજ· પ્રભાવાળા મુકુટ કુંડળથી શોભતા; હારકંકણ, કેયુર, પગનુપુર ઝાંઝર પહેરેલા અને વિશેષ કરીને સિંહના વાહનવાળા છે (અન્ય પણ વાહનો કહ્યા છે) ઘોનું પણ વાહન કહ્યું છે.

| ક્રમ | નામ | આયુધ જમણા હાથમાં ઉપલા | જમણા હાથમાં નીચલા | ડાબા હાથમાં ઉપલા | ડાબા હાથમાં નીચલા | વાહન |
|---|---|---|---|---|---|---|
| ૧ | તોતલાદેવી | માળા | કમંડળ | પીંછીકા | શંખ | વાહન હંસ |
| ૨ | ત્રિપુરાદેવી | અંકુશ | અભય | પાશ | શિવલિંગ | વાહન પ્રેત |
| ૩ | સૌભાગ્યાદેવી | પદ્મ | માળા | પુસ્તક | ફળ | વાહન ગરૂડ |
| ૪ | વિજયાદેવી | દંડ | માળા | પુસ્તક | અભય | વાહન સિંહ |
| ૫ | ગૌરીદેવી | શિવલિંગ | માળા | ગણપતિ | કમંડળ | વાહન સિંહ |
| ૬ | પાર્વતીદેવી | શિવલિંગ | અભય | ગણપતિ | ફળ | વાહન ઘો |
| ૭ | શૂલેશ્વરી | શિવલિંગ | અભય | ગણપતિ | માળા | વાહન સિંહ |
| ૮ | લલિતાદેવી | શિવલિંગ | માળા | ગણપતિ | કમંડળ | વાહન ઘો |
| ૯ | ધ્રશ્વરીદેવી | શિવલિંગ | અભય | ગણપતિ | કમંડળ | વાહન ઘો |
| ૧૦ | મનેશ્વરીદેવી | શિવલિંગ | કમળ | ગણપતિ | અભય | વાહન સિંહ |
| ૧૧ | ઉમાપતિદેવી | શિવલિંગ | અભય | ગણપતિ | કમળ | વાહન સિંહ |
| ૧૨ | વીણાદેવી | શિવલિંગ | કમળ | ગણપતિ | શિવલિંગ | વાહન સિંહ |
| ૧૩ | હસ્તિનીદેવી | શિવલિંગ | માતુલિંગ | ગણપતિ | કમંડળ | વાહન ઘો |
| ૧૪ | ત્રિનેત્રાદેવી | શિવલિંગ | માળા | ગણપતિ | ફળ | ત્રણ નેત્ર અને વાહન સિંહ |
| ૧૫ | રમણાદેવી | શિવલિંગ | માળા | ગણપતિ | પુસ્તક | વાહન હંસ |
| ૧૬ | કુલકલાદેવી | કપળ | કમળ | પુસ્તક | કમંડળ | આસન કમળ |
| ૧૭ | જંઘાદેવી | કમળ | માળા | દર્પણ | ફળ | વાહન હાથી |
| ૧૮ | ત્રૈલોકવિજયા | અંકુશ | વરદ | પાશ | અભય | વાહન સિંહ |
| ૧૯ | કામેશ્વરીદેવી | કમળ | માળા | પુસ્તક | અભય | આસન કમળ |
| ૨૦ | રક્તનેત્રાદેવી | ખડગ | અભય | સર્પ | ફળ | વાહન પ્રેત |
| ૨૧ | ચંડીદેવી | | | | | |
| ૨૨ | જંભિનીદેવી | | | | | |
| ૨૩ | જ્વલપ્રભાદેવી | | | | | |
| ૨૪ | ભૈરવીદેવી | | | | | |

(૨૧–૨૪): મુંડ, ખડગ, ઘંટિકા, ધનુષ બાણ, પાશ અંકુશ અને ઢાલ ધારણ કરનારી, ભયંકર સ્વરૂપ, બોખલા જેવી આંખો બાર અગર પાંચ છે, મહાતેજસ્વી, શબ ઉપર બેઠેલી, નીલકમળના વર્ણની, સિંહચર્મ ઓઢેલી. સર્પનાં સર્વ આભુષણોવાળી; કંકણ, બાજુબંધ, કર્ણે સર્પના આભુષણોવાળી.

ઉપરની ચોવીશ દેવીઓમાં બીજી સૌભાગ્યા, વોશમી રક્તનેત્રા. ૨૧ ચંડી, ૨૨

જંભિની, ૨૩ જ્વલપ્રભા, ૨૪ ભૈરવી, આ ૭ દેવીનાં સ્વરૂપ ઉગ્રતામસ છે બાકીના રાજસ સાત્વિક સ્વરૂપની અઢાર દેવીઓ છે.

દ્વાદશ ગૌરી સ્વરૂપ (દેવતામૂર્તિ પ્રકરણ મતે.). ચાર હાથ, ત્રણ નેત્ર, સર્વ પ્રકારના આભુષણોથી શોભીતા, અને ઘોનું સર્વને વાહન છે (રંભા સિવાય).

| ક્રમ | નામ | આયુધ જમણા હાથમાં નીચે | આયુધ જમણા હાથમાં ઉપર | આયુધ ડાબા હાથમાં નીચે | આયુધ ડાબા હાથમાં ઉપર |
|---|---|---|---|---|---|
| ૧ | ઉમા | અક્ષસૂત્ર | કમળ | દર્પણ | કમંડળ |
| ૨ | પાર્વતી | માળા | શિવલિંગ | ગણપતિ | કમંડળ |
| | | નીચે બે બાજુ અગ્નિકુંડો | | | |
| ૩ | ગૌરી | માળા | અભય | કમળ | કમંડળ |
| ૪ | લલિતા | માળા | વીણા | વીણા | કમંડળ |
| ૫ | શ્રિયા | માળા | અભય | વરદ | |
| ૬ | કૃષ્ણા | માળા | | પોથી | કમંડળ |
| | | પુટાંજલી—પંચકુંડ અગ્નિના | | | |

| ક્રમ | નામ | આયુધ જમણા હાથમાં નીચે | આયુધ જમણા હાથમાં ઉપર | આયુધ ડાબા હાથમાં નીચે | આયુધ ડાબા હાથમાં ઉપર |
|---|---|---|---|---|---|
| ૭ | હિમવંતી | પદ્મ | દર્પણ | અભય | |
| ૮ | રંભા | કમંડળ | માળા | વજ્ર | અંકુશ |
| | | હાથીનું વાહન | | | |
| ૯ | સાવિત્રી | માળા | પુસ્તક | કમળ | કમંડળ |
| | | ચાર મુખવાળા સાવિત્રી | | | |
| ૧૦ | ત્રિખંડા | માળા | વજ્ર | શાક્ત | કમંડળ |
| ૧૧ | તોતલા | શૂલ | માળા | દંડ | શ્વેતચામર |
| ૧૨ | ત્રિપુરા | પાશ | અંકુશ | અભય | વરદ |



ગૌરી — પાર્વતી — [illegible] — લલિતા

## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे सप्तदशमोऽध्यायः ॥

## द्वादश सरस्वती स्वरूपम्

**श्रीविश्वकर्मा उवाच—**

[1]अथातः सम्प्रवक्ष्यामि द्वादश वाणीलक्षणम् ।
चतुर्भुजाश्चैकवक्त्रा मुकुटेन विराजिताः ॥ १ ॥
प्रभामंडलसंयुक्ताः कुंडलान्वितशेखराः ॥
वस्त्रालंङ्कारसंयुक्ताः सुरूपा यौवनान्विताः ॥ २ ॥
सुप्रसन्नाः सुतेजाद्या नित्यं च भक्तवत्सलाः ॥

શ્રી વિશ્વકર્મા કહે છે હવે હું બાર સરસ્વતી દેવીનાં સ્વરૂપ લક્ષણ કહું છું. તે ચાર ભૂજાવાળી, એક મુખવાળી, મુકુટને ધારણ કરનારી, ભામંડળવાળી, કાનમાં કુંડલ, વસ્ત્ર અને આભુષણવાળી, સ્વરૂપવાન, યૌવનાવસ્થાવાળી, પ્રસન્ન મુખવાળી, મહાતેજસ્વી, એવી સરસ્વતી દેવી ભક્તોના કલ્યાણ કરનારી જાણવી. ૧–૨

**૧ પ્રથમા સરસ્વતી—**

दक्षिणाधश्चाक्षसूत्रं तदूर्ध्वे पद्ममुत्तमम् ॥ ३ ॥
वीणां वामकरे ज्ञेया वामाधः पुस्तकं तथा ।




સરસ્વતી પ્રથમા




સરસ્વતી દ્વિતીયા




કમલારૂક્ષીણી

૧ અહીં આપેલાં બારે સરસ્વતી દેવીના વાહનનું સ્વરૂપ હંસનું સમજવું. આ

નીચલા જમણા હાથમાં અક્ષમાળા, ઉપલા હાથમાં કમળ, ડાબા ઉપલા હાથમાં વીણા, અને નીચેના ડાબા હાથમાં પુસ્તક ધારણ કરેલ છે એવી પ્રથમ સરસ્વતી દેવી જાણવી. ૩

## ૨ દ્વિતીયા સરસ્વતી—

दक्षिणाधक्षसूत्रं तदूर्ध्वं पुस्तकं तथा ॥ ४ ॥
वीणा वामकरे ज्ञेया तदधः पद्मपुस्तकम् ॥
द्वितीया सरस्वती नाम हंसवाहनसंस्थिता ॥ ५ ॥

નીચલા જમણા હાથમાં માળા, ઉપરના જમણા હાથમાં પુસ્તક, ઉપરના ડાબા હાથમાં વીણા અને નીચલા હાથમાં પદ્મ-કમળ ધારણ કરેલ છે એવી હંસના વાહનવાળી સરસ્વતીનું બીજું સ્વરૂપ જાણવું. ૪-૫

## ૩ કમલારુક્ષિણી દેવી—

वरदं दक्षिणे हस्ते पद्मपत्रं तदूर्ध्वतः ।
पद्मं वामकरे ज्ञेयं वामाधः पुस्तकं भवेत् ॥ ६ ॥
॥ इति तृतीया कमलारूक्षिणी नाम ॥

જેના નીચેના જમણા હાથમાં વરદમૂદ્રા, ઉપરના હાથમાં કમળ અને ડાબા ઉપરના હાથમાં કમળ અને ડાબા નીચલા હાથમાં પુસ્તક ધારણ કરેલ છે એવો કમલારૂક્ષિણી નામે ત્રીજી સરસ્વતીનું સ્વરૂપ જાણવું. ૬

---

સ્વરૂપો દેવતામૂર્તિ પ્રકરણ ગ્રંથથી સાવ ભિન્ન છે. અપરાજિત સૂત્રસંતાન અને રૂપમંડનમાં બાર સરસ્વતીનાં સ્વરૂપો આપેલાં નથી.

**देवतामूर्तिप्रकरणे अष्टमोऽध्यायः—अथ द्वादश सरस्वत्यः**

**एकवक्त्राः चतुर्भुजा मुकुटेन विराजिताः ।**
**प्रभामंडलसंयुक्ताः कुंडलान्वित शेखराः ॥ ७९ ॥**
**॥ इति सरस्वतीनां साधारण लक्षणम् ॥**
**अक्षपद्मं वीणां पुस्तकं महाविद्या प्रकीर्तिता । इति महाविद्या-१**
**अक्षं पुस्तकं वीणां पद्मं महावाणी नामतः ॥ ८० ॥ इति महावाणी-२**

४ જયાદેવી—

दक्षिणे वरदं ज्ञेयं तदूर्ध्वे पद्मम्रुत्तमम् ।
पुस्तकं वामहस्ते च वामाधश्चाक्षमालिकाम् ॥ ७ ॥
॥ इति चतुर्थी जया नाम ॥

જેના જમણા નીચલા હાથે વરદમુદ્રા છે; ઉપલા હાથમાં કમળ છે. અને ડાબા ઉપલા હાથમાં પુસ્તક અને ડાબા નીચલા હાથમાં માળા ધારણ કરેલી છે તે ચોથી જયા નામની સરસ્વતી દેવી જાણવી. ૭



જયાદેવી



વિજયા દેવી



સારંગ દેવી

૫ વિજયા દેવી—

वरदं दक्षिणे हस्ते चाक्षसूत्रं तदूर्ध्वतः ।
पुस्तकं वामहस्ते च तस्याधः पद्मम्रुत्तमम् ॥ ८ ॥
॥ इति पंचमी विजया नाम ॥

---

वराक्षपद्मपुस्तकं शुभावहा च भारती । इति भारती-३
वराम्बुजाक्षपुस्तकं सरस्वती प्रकीर्त्तिता ॥ ८१ ॥ इति सरस्वती-४
वराक्षं पुस्तकं पद्मम् आर्या नाम प्रकीर्त्तिताः ॥ इत्यार्या-५
वरपुस्तकाक्षपद्मं ब्राह्मी नाम सुखावहा ॥ ८२ ॥ इति ब्राह्मी-६
वरपद्मवीणापुस्तकं महाधेनुश्च नामतः इति महाधेनु-७
वरं च पुस्तकं वीणा वेदगर्भा तथाऽम्बुजम् ॥ ८३ ॥ इति वेदगर्भा-८

જેના જમણા નીચલા હાથે વરદમુદ્રા છે, ઉપરના હાથમાં માળા ધારણ કરેલ છે, અને ડાબા ઉપલા હાથમાં પુસ્તક છે, અને નીચલા હાથમાં કમળ ધારણ કરેલ છે એવી પાંચમી વજયા સરસ્વતીનું સ્વરૂપ જાણવું. ૮

**૬ સારંગી દેવી—**

वरदं दक्षिणे हस्ते पुस्तकं च तदूर्ध्वतः ।
अक्षसूत्रं करं वामे वामाधः पद्ममुत्तमम् ॥ ९ ॥
॥ इति षष्ठी सारंगी नाम ॥

જેના નીચલા જમણા હાથે વરદમુદ્રા, ઉપરના જમણા હાથમાં પુસ્તક, અને ડાબા ઉપલા હાથમાં અક્ષમાળા અને ડાબા નીચલા હાથમાં કમળ ધારણ કરેલ છે, તેવી છઠ્ઠી સારંગી નામે સરસ્વતી દેવીનું સ્વરૂપ જાણવું. ૯

**૭ તુંબરી દેવી—**

अभयं दक्षिणे हस्ते ऊर्ध्वे चाक्षमालिकाम् ।
वीणा वामकरे ज्ञेया तस्याधः पुस्तकं भवेत् ॥ १० ॥
॥ इति सप्तमी तुंबरी नाम ॥



તુંબરીદેવી



નારદીદેવી



સર્વમંગલા

अक्षं तथाऽभयं पद्मं पुस्तकेनेश्वरी भवेत् । इतीश्वरी-९
अक्षाभयं पुस्तकं च महालक्ष्मीस्तथोत्पलम् ॥ ८४ ॥ इति महालक्ष्मी-१०
अक्षं पद्मं पुस्तकं च महाकाल्यभयं तथा । इति महाकाली-११
अक्षं पुस्तकमभयं पद्मं महासरस्वती ॥ ८४ ॥ इति महासरस्वती-१२
। इति द्वादश सरस्वत्यः ।

જેનો નીચલો જમણો હાથ અભયમુદ્રાયુક્ત છે ને ઉપરના હાથમાં માળા ધારણ કરેલ છે. ડાબા ઉપલા હાથમાં વીણા અને ડાબા નીચલા હાથમાં પુસ્તક છે. એવી સાતમી તુંબરી નામની સરસ્વતી દેવી જાણવી. ૧૦

## ૮ નારદી દેવી—

वरदं दक्षिणे हस्ते तदूर्ध्वे पुस्तकं भवेत् ।
वीणा वामकरे ज्ञेया तस्याधः पद्ममुत्तमम् ॥ ११ ॥
॥ इति अष्टमी नारदी नाम ॥

જેના જમણા નીચલે હાથે વરદમુદ્રા છે, ઉપલા હાથમાં પુસ્તક છે; ડાબા ઉપલા હાથમાં વીણા અને નીચલા હાથમાં કમળ ધારણ કરેલ છે એવી આઠમી નારદી નામે સરસ્વતી દેવી જાણવી. ૧૧

## ૯ સર્વમંગલા દેવી—

दक्षिणे वरदमुद्रा तु पद्मं तस्योपरिस्थितम् ।
वीणां वामकरोर्ध्वे तु चाधः करे तु पुस्तकम् ॥ १२ ॥
॥ इति नवमी सर्वमंगला नाम ॥

જેનો જમણો નીચલો હાથ વરદમુદ્રાયુક્ત છે, ઉપલા હાથમાં કમળ અને ડાબા ઉપલા હાથમાં વીણા છે તથા નીચેના હાથમાં પુસ્તક ધારણ કરેલ છે એવી નવમી સર્વમંગળા નામે સરસ્વતી દેવી જાણવી. ૧૨

## ૧૦ વિદ્યાધરી દેવી—

पद्मं च दक्षिणे हस्ते ऊर्ध्वे तु चाक्षमालिकाम् ।
वीणां च वामहस्ते तु वामाधः पुस्तकं भवेत् ॥ १३ ॥
॥ इति दशमी विद्याधरी नाम ॥

જેના જમણા નીચલા હાથમાં કમળ, ઉપરના હાથમાં માળા, ડાબા ઉપલા હાથમાં વીણા, અને ડાબા નીચલા હાથમાં પુસ્તક ધારણ કરેલ છે એવી દશમી વિદ્યાધરી નામે સરસ્વતી દેવી જાણવી. ૧૩

११ सर्व विद्यादेवी--

दक्षिणे चाक्षसूत्रं तु पद्मं तदूर्ध्वतस्ततः ।
पुस्तकं च वामहस्ते चाभयं तदधः स्थितम् ॥ १४ ॥
॥ इत्येकादशी सर्वविद्यादेवी नाम ॥

જેના જમણા નીચલા હાથમાં માળા, ઉપલા હાથમાં કમળ, ડાબા ઉપલા હાથમાં પુસ્તક અને ડાબા નીચલા હાથે અભયમુદ્રા ધારણ કરેલ છે તેવી અગિયારમી સર્વવિદ્યા નામે સરસ્વતી દેવી જાણવી. ૧૪



વિદ્યાધરી



સર્વવિદ્યા



સર્વપ્રસન્ના (નારદી)

૧૨ શારદી દેવી—

अभयं दक्षिणे हस्ते तदूर्ध्वे पद्मं दृश्यते ।
पुस्तकं वामहस्ते तु तस्याधश्चाक्षमालिकाम् ॥ १५ ॥
॥ इति द्वादशी शारदी नाम ॥

इति श्रीविश्वकर्मणा कृते ज्ञानप्रकाशदीपार्णवे वास्तुविद्यायां
द्वादश सरस्वती लक्षणाधिकारे सप्तदशमोऽध्यायः ॥ १७ ॥

જેના જમણા નીચલા હાથમાં અભય, ઉપલા હાથમાં કમળ, ઉપરના ડાબા

હાથમાં પુસ્તક અને નીચેના ડાબા હાથમાં માળા ધારણ કરેલાં છે તેવી બારમી શારદા નામે સરસ્વતી દેવી જાણવી. ૧૫

ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો
બાર સરસ્વતી લક્ષણ નામનો શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ
સોમપુરાએ કરેલ શિલ્પપ્રભા નામની ભાષા ટીકાનો
સત્તરમો અધ્યાય સમાપ્ત.

દ્વાદશ સરસ્વતી સ્વરૂપ (દીપાર્ણવ મતે). સામાન્ય સ્વરૂપ વર્ણન-ચાર ભુજા એક મુખ, મુકુટ કુંડલાદિ ધારણ કરનારા, તેજપ્રભા મંડળયુક્ત, વસ્ત્ર અલંકાર યુક્ત, યૌવનાવસ્થાવાળા અને પ્રસન્ન મુખવાળાં છે.

| ક્રમ | નામ | આયુધ જમણા હાથે નીચે | આયુધ જમણા હાથે ઉપર | આયુધ ડાબા હાથે ઉપર | આયુધ ડાબા હાથે નીચે |
|---|---|---|---|---|---|
| ૧ | (૧) સરસ્વતી | માળા | કમળ | વીણા | પુસ્તક |
| ૨ | (૨) સરસ્વતી | પુસ્તક | માળા | વીણા | પદ્મ |
| ૩ | કમલા રૂક્ષ્મીણી | વરદ | માળા | કમળ | પુસ્તક |
| ૪ | જયા | વરદ | કમળ | પુસ્તક | માળા |
| ૫ | વિજયા | વરદ | માળા | પુસ્તક | કમળ |
| ૬ | સારંગી | વરદ | પુસ્તક | માળા | કમળ |
| ૭ | તુંબરી | કમળ | માળા | વીણા | પુસ્તક |
| ૮ | નારદી | વરદ | પુસ્તક | વીણા | કમળ |
| ૯ | સર્વમંગલા | માળા | કમળ | વીણા | પુસ્તક |
| ૧૦ | વિદ્યાધરી | કમળ | માળા | વીણા | પુસ્તક |
| ૧૧ | સર્વવિદ્યા | માળા | કમળ | પુસ્તક | અભય |
| ૧૨ | નારદીદેવી | અભય | કમળ | પુસ્તક | માળા |

કેટલાક ગ્રંથોમાં સરસ્વતીનું વાહન હંસ અને ક્યાંક મયૂર વાહન પણ જોવામાં આવે આવે છે. અહીં વાહનનો ઉલ્લેખ કરવામાં આવેલ નથી.

દ્વાદશ સરસ્વતીનું સ્વરૂપ (દેવતામૂર્તિપ્રકરણ મતે). સામાન્ય સ્વરૂપ-એક મુખ, ચાર ભુજા, માથે મુકુટ, પ્રભા મંડળવાળા, કુંડલાદિ આભુષણોથી શોભતું છે.

| ક્રમ | નામ | આયુધ જમણા હાથે નીચે | આયુધ જમણા હાથે ઉપર | આયુધ ડાબા હાથે ઉપર | આયુધ ડાબા હાથે નીચે |
|---|---|---|---|---|---|
| ૧ | મહાવિદ્યા | માળા | કમળ | વીણા | પુસ્તક |
| ૨ | મહાવાણી | માળા | પુસ્તક | વીણા | કમળ |
| ૩ | ભારતી | વરદ | માળા | કમળ | પુસ્તક |
| ૪ | સરસ્વતી | વરદ | કમળ | માળા | પુસ્તક |
| ૫ | આર્યા | વરદ | માળા | પુસ્તક | કમળ |
| ૬ | બ્રાહ્મી | વરદ | પુસ્તક | માળા | પદ્મ |
| ૭ | મહાધેનુ | વરદ | પદ્મ | વીણા | પુસ્તક |
| ૮ | વેદગર્ભા | વરદ | પુસ્તક | વીણા | કમળ |
| ૯ | ઇશ્વરી | માળા | અભય | કમળ | પુસ્તક |
| ૧૦ | મહાલક્ષ્મી | માળા | અભય | પુસ્તક | કમળ |
| ૧૧ | મહાકાળી | માળા | કમળ | પુસ્તક | અભય |
| ૧૨ | મહાસરસ્વતી | માળા | પુસ્તક | અભય | પદ્મ |

પ્રત્યેક સરસ્વતીને વિશેષ કરીને હંસનું વાહન પ્રાચીન મૂર્તિઓમાં જોવામાં આવે છે. તેનો ઉલ્લેખ અહીં કરવામાં આવેલ નથી.

## દેવતામૂર્તિ પ્રકરણના પ્રમાણોકત (ટીપ્પણમાં આપેલા) દ્વાદશ સરસ્વતી સ્વરૂપ



મહાવિદ્યા



મહાવાણી



ભારતિ



સરસ્વતી



આર્યા



બ્રાહ્મી



મહાધેનુ



વેદગર્ભા



ઈશ્વરી




મહાલક્ષ્મી




મહાકાળી




મહાસરસ્વતી



## ॥ अथ वास्तुविद्यायां दीपार्णवे अष्टादशमोऽध्यायः ॥

### ॥ त्रयोदशादित्य स्वरूपम् ॥

श्रीविश्वकर्मा उवाच—

अथातः संप्रवक्ष्यामि आदित्याश्च द्वयंकराः ।
त्रयोदशादित्यान् प्रोक्तं रूपं श्रृणु विचक्षण ! ॥ १ ॥

શ્રી વિશ્વકર્મા કહે છેઃ—હવે હું સૂર્ય દેવનાં તેર પ્રકારના મૂર્તિ સ્વરૂપ કહું છું તે હે પંડિત વિચક્ષણો ! તમો સાંભળો. તે સૂર્ય દેવોની મૂર્તિઓ બધી બે ભૂજાવાળી જાણવી.* ૧

૧ આદિત્યદેવ—

प्रथमे हस्ते शङ्खं च वामे पद्मकं हस्तके ।
प्रथमं च भवेन्नाम आदित्यस्तु विधीयते ॥ २ ॥



આદિત્ય



રવિ



ગૌતમ

* સૂર્ય—આદિત્યનાં બાર સ્વરૂપો અપરાજિત સૂત્રસંતાન, દેવતામૂર્તિ પ્રકરણમ્ અને રુપમંડનમાં આપેલા તે અહીં દીપાર્ણવમાં આપેલા સ્વરૂપોથી ભિન્ન છે. દેવતામૂર્તિ પ્રકરણમાં તો ચાર હાથના બારે આદિત્ય સ્વરૂપો આપેલાં છે. આ સર્વ દેવ સ્વરૂપો

જેના જમણા હાથમાં શંખ અને ડાબા હાથમાં કમળ ધારણ કરેલાં છે એવા પહેલા આદિત્ય નામના સૂર્યદેવ જાણવા. ૨

૨ રવિદેવ—

प्रथमे हस्ते शङ्खं च वामे तु वज्रदंडकम् ।
द्वितीयं तु भवेदस्य रविर्नाम विधीयते ॥ ३ ॥

જેના જમણા હાથમાં શંખ અને ડાબા હાથમાં વજ્રદંડ ધારણ કરેલ એવા બીજા રવિ નામના સૂર્ય જાણવા. ૩

૩ ગૌતમદેવ—

प्रथमे पद्मं हस्ते च वामे च पद्मदंडकम् ।
तृतीयस्तु भवेद् देवो गौतमस्तु विधीयते ॥ ४ ॥

જેના બન્ને હાથમાં કમળ છે તેવા ત્રીજા ગૌતમ નામના સૂર્યદેવનું સ્વરૂપ જાણવું. ૪

૪ ભાનુપ્તાદેવ—

प्रथमे पद्महस्ते च वामे शदल (?) हस्तके ।
चतुर्थस्तु भवेन्नाम भानुप्तानो विधीयते ॥ ५ ॥



ભાનુપ્તાન


શાચિત્ત



દિવાકર

સાત્વિક સ્વરૂપના છે. આ ગ્રંથોમાં સામાન્ય રીતે સૂર્યને સપ્તાશ્વ રથનું વાહન કહેલું છે.

देवतामूर्तिप्रकरणम् अ० ४—अथ द्वादश सूयमूर्तयः ॥

शृणु वत्स प्रवक्ष्यामि सूर्यभेदांश्च ते जय ।
यावत् प्रकाशकः सूर्यो यावन्मूर्तिभिरीरितः ॥ २१ ॥
दक्षिणे पौष्करिमाला करे वामे कमंडलुः ।
पद्माभ्यां शोभितकरा सुधाता प्रथमा स्मृता ॥२२॥ इति सुधाता-१

જેના જમણા હાથમાં કમળ અને ડાબા હાથમાં લીલોતરી (?) ધારણ કરેલ છે એવા ચોથા ભાનુપ્તાન નામના સૂર્યદેવ જાણવા. ૫

૫ શાચિત્તદેવ--

प्रथमे पद्मं हस्ते च वामे शङ्खं तु हस्तके ।
पंचमस्तु भवेद् देवः शाचित्तनाम धार्यते ॥ ६ ॥

જેના જમણા હાથમાં કમળ અને ડાબા હાથમાં શંખ ધારણ કરેલ છે એવા પાંચમા શાચિત નામના સૂર્યદેવ જાણવા. ૬

૬ દિવાકર દેવ—

प्रथमे वज्रदंडं च वामे तु वज्रदंडकम् ।
षष्टमस्तु भवेद् देवो दिवाकरो विधीयते ॥ ७ ॥

જેના બન્ને હાથમાં વજ્રદંડ ધારણ કરેલા છે તેવા છઠ્ઠા દિવાકર નામના સૂર્યદેવ જાણવા. ૭

૭ ધૂમ્રકેતુ દેવ—

प्रथमे वज्रदंडा च वामे पद्मं तु हस्तके ।
सप्तमं तु भवेन्नाम धूम्रकेतुर्विधीयते ॥ ८ ॥


ધૂમ્રકેતુ



સંભવ



ભાસ્કર

शूलं वामकरे यस्या दक्षिणे सोम एव च ।
मित्रा नाम त्रिनयना कुशेशयविभूषिता ॥ २३ ॥ इति मित्रा-२
प्रथमे तु करे चक्रं तथा वामे च कौमुदी ।
मूर्तिरार्यमणी ज्ञेया सपद्मौ पाणिपल्लवौ ॥ २४ ॥ इत्यर्यमा-३
अक्षमाला करे यस्या वज्रं वामे प्रतिष्ठितम् ।
सामूर्त्ति रौद्री ज्ञातव्या प्रधाना पद्मभूषिता ॥ २५ ॥ इति रुद्र-४

જમણા હાથમાં વજદંડ અને ડાબા હાથમાં પદ્મ ધારણ કરેલા છે એવા ધૂમ્રકેતુ નામના સૂર્ય જાણવા. ૮

८ સંભવદેવ—

प्रथमे वज्रदंडं तु वामे शङ्खं च हस्तके ।
अष्टमस्तु भवेन्नाम संभवस्तु विधीयते ॥ ९ ॥

જેના જમણા હાથમાં વજદંડ અને ડાબા હાથમાં શંખ ધારણ કરેલા છે એવા આઠમા સંભવ નામના સૂર્ય જાણવા. ૯

૯ ભાસ્કરદેવ—

प्रथमे फलं हस्ते च वामे शङ्खं तु हस्तके ।
नवमस्तु भवेन्नाम भास्करस्तु विधीयते ॥ १० ॥

૯ જેના જમણા હાથમાં ફળ અને ડાબા હાથમાં શંખ ધારણ કરેલ છે એવા નવમા ભાસ્કર નામના સૂર્ય જાણવા. ૧૦

૧૦ સૂર્યદેવ—

प्रथमे फलं हस्ते तु वामे दंडं च हस्तके ।
दशमस्तु भवेन्नाम सूर्यदेवो विधीयते ॥ ११ ॥



સૂર્યદેવ



સંતુષ્ટદેવ



સુવર્ણકેતુ


રથારૂઢ માર્કંડ

चक्रं तु दाक्षणे यस्या वामे पाशः सुशोभनः ।
सा वारुणी भवेन्मूर्त्तिः पद्मव्यग्रकरद्वया ॥ २६ ॥ इति वरुण-५
कमंडलुदक्षिणतोऽक्षमाला चैव वामतः ।
सा भवेत् सस्मिता सूर्यमूर्त्तिः पद्मविभूषिता ॥ २७ ॥ इति सूर्य-६

જેના જમણા હાથમાં ફળ અને ડાબા હાથમાં દંડ ધારણ કરેલ છે એવા દશમા સૂર્યદેવ જાણવા. ૧૧

## ૧૧ સંતુષ્ટ દેવ--

प्रथमे चक्रं हस्ते च वामे पद्मं तु हस्तके ।
अेकादशमो भवेन्नाम संतुष्टस्तु विधीयते ॥ १२ ॥

જેના જમણા હાથમાં ચક્ર અને ડાબા હાથમાં પદ્મ ધારણ કરેલા છે એવા અગિયારમા સંતુષ્ટ નામ સૂર્ય જાણવા. ૧૨

## ૧૨ સુવર્ણકેતુ દેવ--

प्रथमे फलं हस्ते च वामे पद्मं तु हस्तके ।
द्वादशमो भवेन्नाम सुवर्णकेतुर्धीयते ॥ १३ ॥

જેના જમણા હાથમાં ફળ અને ડાબા હાથમાં કમળ ધારણ કરેલા છે એવા સુવર્ણકેતુ નામના સૂર્ય જાણવા. ૧૩

## ૧૩ માર્કંડદેવ--

उभयोर्हस्तयोः पद्मे रथारुढश्च संस्थितः ।
त्रयोदशमो भवेन्नाम मार्कंडस्तु विधीयते ॥ १४ ॥

इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाश दीपार्णवे
त्रयोदशादित्य मूर्त्ति लक्षणंनामाष्टदशमोऽध्यायः ॥ १८ ॥

જેના બન્ને હાથોમાં કમળ ધારણ કરેલાં છે અને રથ પર બેઠેલા છે એવા તેરમા માર્કંડ નામના સૂર્યદેવ જાણવા. ।૧૪

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો વાસ્તુવિદ્યાના તેર આદિત્યદેવ મૂર્તિ લક્ષણ પર શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પશાસ્ત્રીએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષાટીકા સાથેનો અઢારમો અધ્યાય સમાપ્ત.**

---

यस्यास्तु दक्षिणे शूलं वामहस्ते सुदर्शनम् ।
भगमूर्त्तिः समाख्याता पद्महस्ता शुभाय वै ॥ २८ ॥ इति भग-७
अथ वामकरे माला त्रिशूलं दक्षिणे करे ।
सा विश्वमूर्त्तिः सुखदा पद्मलांछनलक्षिता ॥ २९ ॥ इति विश्वमूर्त्ति-
विवस्वान-८
पूषाख्यस्य रवेर्मूर्त्ति द्विभुजा पद्मलांछना ।
सर्वपापहरा ज्ञेया सर्वलक्षणलक्षिता ॥ ३० ॥ इति पूषा-९
दक्षिणे तु गदा यस्या वामहस्ते सुदर्शनम् ।
पद्मव्यग्रा तु सावित्री मूर्त्तिः सर्वार्थसाधिनी ॥ इति सावित्री-
सविता-१०



કોનાર્ક (ઓરીસ્સા) ના સૂર્યની કળામય પરિકરવાળી મૂર્તિ
દીપાર્ણવ અ. ૧૮



ગંગાજીની કળામય ભગ્ન પ્રતિમા, ઉડીયાઃ ઓરીસ્સા

દીપાર્ણવ મતે સૂર્યદેવના સાત્વિક રૂપ બે હાથના કહ્યાં છે તેમાં ત્રીજા ગૌતમ અને તેરમા માર્કંડદેવને બેઉ હાથમાં કમળ ધારણ કરાવેલ છે. ફક્ત માર્કંડદેવને રથ ઉપર બેસારેલા છે. અન્ય ગ્રંથોમાં સામાન્ય રીતે સૂર્યને સપ્તાશ્વ રથનું વાહન કહેલું છે પરંતુ અહીં વાહનનો ઉલ્લેખ કરવામાં આવેલ નથી.

| ક્રમ | નામ | આયુધ જમણા હાથમાં | આયુધ ડાબા હાથમાં |
|---|---|---|---|
| ૧ | આદિત્યદેવ | શંખ | કમળ |
| ૨ | રવિ | શંખ | વજ્રદંડ |
| ૩ | ગૌતમ | પદ્મ | પદ્મદંડ |
| ૪ | ભાનુમાન | કમળ | શતદલ (લીલોતરી) |
| ૫ | શચિત | કમળ | શંખ |
| ૬ | દિવાકર | વજ્રદંડ | વજ્રદંડ |
| ૭ | ધૂમ્રકેતુ | વજ્રદંડ | કમળ |
| ૮ | સંભવદેવ | વજ્રદંડ | શંખ |
| ૯ | ભાસ્કર | ફળ | શંખ |
| ૧૦ | સૂર્યદેવ | ફળ | દંડ |
| ૧૧ | સંતુષ્ટદેવ | ચક્ર | કમળ |
| ૧૨ | સુવર્ણકેતુ | ફળ | પદ્મ |
| ૧૩ | માર્કંડદેવ | કમળ | કમળ રથારૂઢ |

દ્વાદશાદિત્ય સ્વરૂપ (દેવતામૂર્તિ પ્રકરણ મતે). આ મૂર્તિઓ લગભગ ચાર હાથવાળી કહી છે. તેમાં ઘણા ખરાના હાથમાં બે કમળ અસ્પષ્ટ રીતે કહ્યા છે. ફક્ત એક પુષા સૂર્યને બે હાથમાં કમળ કહ્યા છે અને બારમા વિષ્ણુને સુદર્શન અને કમળના બે હાથ કહ્યા છે. વિશેષ હાથોમાં કમળનું કહ્યું નથી.

| ક્રમ | નામ | આયુધ જમણા હાથમાં | આયુધ ડાબા હાથમાં |
|---|---|---|---|
| ૧ | સુધાતા | કમળની માળા | કમંડળ |
| | | બે હાથોમાં કમળ | |
| ૨ | મિત્રા | સોમરસ (અમૃત) | શૂલ |
| | | બે હાથોમાં કમળ | |
| ૩ | આર્યમણિ | ચક્ર | ગદા |
| | | બે હાથોમાં કમળ | |
| ૪ | રૂદ્ર | માળા | વજ્ર |
| | | બે હાથોમાં કમળ | |
| ૫ | વરૂણ | ચક્ર | પાશ |
| | | બે હાથોમાં કમળ | |
| ૬ | સૂર્ય | કમંડળ | માળા |
| | | બે હાથોમાં કમળ | |
| ૭ | ભગ | શૂલ | સુદર્શન |
| | | બે હાથોમાં કમળ | |
| ૮ | વિવસ્વાન (વિશ્વમૂર્તિ) | ત્રિશૂલ | માળા |
| | | બે હાથોમાં કમળ | |
| ૯ | પુષા | કમળ | કમળ |
| | | ફક્ત બે હાથ | |
| ૧૦ | સવિતા | ગદા | સુદર્શન |
| | | બે હાથોમાં કમળ | |
| ૧૧ | ત્વષ્ટ્ર | સુત્ર (સરવો) | હોમનું કાજળ |
| | | બે હાથોમાં કમળ | |
| ૧૨ | વિષ્ણુ | સુદર્શન | કમળ |

સૂર્યને સપ્તાશ્વ રથનું વાહન અન્ય ગ્રંથોમાં કહેલ છે પરંતુ અહીં વાહનનો ઉલ્લેખ કરવામાં આવેલ નથી.

ટીપ્પણમાં આપેલા દ્વાદશાદિત્ય સ્વરૂપ (દેવતામૂર્તિ પ્રકરણ)


સુધાતા


મિત્રા


આર્યમણિ


રૂદ્ર


વરૂણ


સૂર્ય




ભગ




વિવસ્વાન




પુષા




સવિતા




ત્વષ્ટા




વિષ્ણુ



॥ अथ वास्तुविद्यायां दीपार्णवे एकोनविंशतिमोऽध्यायः ॥

## ॥ पूर्णभद्रादिपंचविंशतिः पंचदेवप्रासादः ॥

श्रीविश्वकर्मा उवाच—

### १ બ્રહ્માના પાંચ પ્રાસાદ--

अथातः संप्रवक्ष्यामि विभक्तिछंदलक्षणम् ।
पूर्णभद्रः सुभद्रश्च श्रीशैलः कुमुदोद्भवः ॥ १ ॥
सर्वतोभद्र आख्याताः प्रासादा ब्रह्मणः प्रियाः ।

શ્રી વિશ્વકર્મા કહે છે-'હવે હું પ્રાસાદનાં તળ આદિનાં લક્ષણો કહું છું: ૧ પૂર્ણભદ્ર, ૨ સુભદ્ર, ૩ શ્રીશૈલ, ૪ કુમુદોદ્ભવ અને ૫ સર્વતોભદ્ર, એ પાંચ પ્રાસાદો બ્રહ્માને પ્રિય છે. ૧

### ૨ વિષ્ણુના પાંચ પ્રાસાદ—

कीर्तिपताकर्षिकूटौ श्रीवत्सो विजयस्तथा ॥
गरुडश्च समाख्याताः पंचैते हरिवल्लभाः ॥ २ ॥

૧ કીર્તિપતાક, ૨ ઋષિકૂટ, ૩ શ્રીવત્સ, ૪ વિજય અને ૫ ગરૂડ, એ પાંચ પ્રાસાદો વિષ્ણુને વલ્લભ છે. ૨

### ૩ જિનદેવના પાંચ પ્રાસાદ--

पद्मरागो विशालाक्षो विभवो रत्नसंभवः ।
लक्ष्मीकोटरो विज्ञेयाः प्रासादाश्च जिनाश्रिताः ॥ ३ ॥

૧ પદ્મરાગ, ૨ વિશાલાક્ષ, ૩ વિભવ, ૪ રત્નસંભવ અને ૫ લક્ષ્મીકોટર, એ પાંચ પ્રાસાદ જિનદેવને વલ્લભ છે. ૩

### ૪ સૂર્યદેવના પાંચ પ્રાસાદ--

हंस ऐरावतश्चैव त्रिमुखः पद्मकस्तथा ।
स्वस्तिकश्च समाख्याताः पंचेते रविवल्लभाः ॥ ४ ॥

૧ હંસ, ૨ ઐરાવત, ૩ ત્રિમુખ, ૪ પદ્મક અને ૫ સ્વસ્તિક, એ પાંચ પ્રાસાદો સૂર્યને પ્રિય છે. ૪

## ૫ મહેશ (રૂદ્ર)ના પાંચ પ્રાસાદ—

वृषभो गिरिकूटश्च कैलासश्चामरस्तथा ।
माहेंद्रश्च समाख्याताः पंचैते हरवल्लभाः ॥ ५ ॥

૧ વૃષભ, ૨ ગિરિકુટ, ૩ કૈલાસ, ૪ અમર અને ૫ મહેંદ્ર, એ પાંચ પ્રાસાદો મહેશ્વર-શિવને વલ્લભ છે.




ફા. ૩૩

## ૧ બ્રહ્મપ્રિય પૂર્ણભદ્રાદિ પ્રાસાદ—

भक्ते विंशतिधा क्षेत्रे
त्रिभागः कर्णविस्तरः ।
तत्समश्च प्रतिरथो
विस्तरे निर्गमे तथा ॥ ६ ॥
भागनंदी च षड्भद्रं
द्विभागो भद्रनिर्गमः ।
चतुर्भागा भवेद् भित्तिः
शेषं गर्भगृहं भवेत् ॥ ७ ॥
॥ इति तलमानम् ॥

कर्णे द्विशृंगं तिलकं
शिखरं सूर्यविस्तरम् ।
प्रतिरथे श्रृंगतिलक-
मष्टांशा चोरुमञ्जरी ॥ ८ ॥
नंदिकायां च तिलक-
मुरुशृंगं षड्भागिकम् ।
रथिकोद्गमश्च भद्रे
पूर्णभद्रस्य लक्षणम् ॥ ९ ॥

इति पूर्णभद्रप्रासादः (१)

પ્રાસાદના ક્ષેત્રના વીશ ભાગ કરવા. તેમાંથી ત્રણ ભાગની રેખા (કર્ણ); પ્રતિરથ (પઢરો) પણ ત્રણ ભાગનો સમદળ નીકળતો કરવો. એક ભાગની નંદી અને આખું ભદ્ર છ ભાગનું અને બે ભાગ નીકળતું કરવું.

ચચ્ચાર ભાગની ભીંતો જાડી કરવી. અને બાકી આઠ ભાગનો ગર્ભગૃહ રાખવો. રેખા ઉપર બે શૃંગ અને તે પર એક તિલક મુકવું. શીખરનો પાયચો બાર ભાગનો પહોળો રાખવો. પ્રતિરથ=પઢરા ઉપર પણ એક શૃંગ અને તે પર એક તિલક મુકવું. આઠ ભાગ વિસ્તારનું પહેલું ઉરુશૃંગ કરવું. અને નંદી ઉપર એક તિલક ચડાવવું. અને બીજું ઉરુશૃંગ છ ભાગનું કરવું. ભદ્રની ઉપર (ગવાક્ષ યુક્ત) દોઢીયો કરવો. આવા લક્ષણવાળો પૂર્ણભદ્ર પ્રાસાદ જાણવો. ૬-૯

## ૨ સુભદ્રપ્રાસાદનાં લક્ષણ—

वेदांशमुरुशृंगं च भद्रे कुर्यात् तृतीयकम् ।
सुभद्रस्तु विजानीयात् प्रासादः क्षितिभूषणः ॥ १० ॥

इति सुभद्रप्रासादः (२)

પૂર્ણભદ્ર પ્રાસાદના ભદ્રની ઉપર ચાર ભાગનું ત્રીજું ઉરુશૃંગ ચડાવવાથી "સુભદ્ર" નામનો પ્રાસાદ પૃથ્વીના ભૂષણ રૂપ થાય છે. ૧૦

## ૩ શ્રી શૈલપ્રાસાદનાં લક્ષણ—

भद्रे शृंगं परित्यज्य नंद्यां शृंगं च कारयेत् ।
श्रीशैलश्च तथा नाम कथितस्य विरिंचिना ॥ ११ ॥

इति श्रीशैलप्रासादः (३)

સુભદ્ર પ્રાસાદના ભદ્રેથી એક ઉરુશૃંગ તજીને નંદી (ખુણી)ના ઉપર એક શૃંગ ચડાવવાથી શ્રીશૈલ નામનો પ્રાસાદ થાય એમ બ્રહ્માએ કહ્યું છે. ૧૧

## ૪ કુમુદોદ્ભવ પ્રાસાદ લક્ષણ—

भद्रे शृंगं कुमुदकः कर्तव्यः शुभलक्षणः ॥ १२ ॥

इति कुमुदोद्भवप्रासादः (४)

શ્રી શૈલ પ્રાસાદના ભદ્રે એક ઉરુશૃંગ ચડાવવાથી કુમુદોદ્ભવ નામનો શુભ લક્ષણવાળો પ્રાસાદ થાય. ૧૨

## ૫ સર્વતોભદ્ર પ્રાસાદનાં લક્ષણ—

तिलकं च परित्यज्य कर्णे शृंगं च कारयेत् ।
ब्रह्मणा कीर्तितं चैवं सर्वतोभद्रलक्षणम् ॥ १३ ॥

इति सर्वतोभद्र प्रासादः (५)

॥ इति ब्रह्मप्रियप्रासादपंचकम् ॥

કુમુદોદ્ભવ પ્રાસાદના ખુણા ઉપરથી તિલક તજીને રેખા ઉપર એક શૃંગ ચડાવવું. ત્યારે તે સર્વતોભદ્ર નામનો પ્રાસાદ થાય એવું બ્રહ્માએ કહ્યું છે. આ રીતે બ્રહ્માના પાંચ પ્રાસાદ કહ્યા. ૧૩

॥ अथ विष्णुप्रियपंचप्रासादलक्षणम् ॥

## १ કીર્તિપતાક પ્રાસાદનાં લક્ષણ—



चतुरस्त्रीकृते क्षेत्रे
चतुर्विंशतिभागिके ।
कर्णस्त्रिभागिको ज्ञेय-
श्चतुर्दिक्षु व्यवस्थितः ॥ १४ ॥
प्रतिकर्णस्त्रिभागेन
अङ्ग प्रत्याङ्गकल्पना ।
कर्णोपकर्णयोर्मध्ये
भागैकेन च कर्णिका ॥ १५ ॥
निर्गमो भागमेकेन
कोणिका च प्रकल्पयेत् ।
अष्टभागायतं भद्रं
निर्गमं च पदद्वयम् ॥ १६ ॥
भद्रस्य पार्श्वयोश्चैव
नंदिका पदविस्तृता ।
सलिलान्तरकं कार्यं
पदार्धेन समन्वितम् ॥ १७ ॥
प्रासादार्धेन गर्भं तु
शेषं भित्तिस्तु कल्पना ।
इदृशं कारयेद् यस्तु
तलमानं च शिल्पिभिः ॥ १८ ॥

॥ इति तलमानम् ॥

પ્રાસાદના સમચોરસ ક્ષેત્રના ચોવિશ ભાગ કરવા. તેમાં ત્રણ ભાગની રેખા (કર્ણ) અને પ્રતિરથ (પઢરો) પણ ત્રણ ભાગનો. એક ભાગની નંદી (સમદલ) રેખા અને પઢરા વચ્ચે કરવી. આઠ ભાગનું આખું ભદ્ર પહોળું. અને બે ભાગનો નીકાળો રાખવો. ભદ્રની બાજુમાં એક ભાગની નંદી સમદલ કરવી. એ રીતે અંગ ઉપાંગની યોજના ચારે તરફ કરવી. પ્રાસાદની કોળી (ગર્ભગૃહના પદથી)

અર્ધ ભાગે રાખવી, પ્રાસાદનો ગભારો અધ એટલે બાર ભાગનો રાખવો. અને ૭ ૭ ભાગની ભીંતો કરવી. એ પ્રમાણે પ્રાસાદનું તલમાન શિલ્પીએ યોજવું. ૧૪-૧૮.

कर्णे शृंगद्वयं कार्यं प्रतिकर्णे तथैव च ।
भद्रे शृंगद्वयं कार्यं प्रत्यङ्गं कारयेत् ततः ॥ १९ ॥
शेषाः कूटाः प्रकर्तव्या बहुरत्नैर्विभूषितः ।
कीर्त्तिपताको विज्ञेयः प्रासादो हरिवल्लभः ॥ २० ॥

॥ इति कीर्तिपताकप्रासादः ॥

હવે શિખરનાં લક્ષણ કહે છેઃ-રેખા ઉપર અને પઢરા ઉપર બબે શૃંગો ચડાવવા. ભદ્ર પર બે ઉરુશૃંગ ચડાવવા. અને નંદી ઉપર પ્રત્યાંગ (આઠ) ચડાવવા. બાકીની નંદી ઉપર એકેક કૂટ ચડાવવા. આવા લક્ષણ યુક્ત બહુ રત્નોથી વિભૂષિત કીર્તિપતાક નામનો પ્રાસાદ જાણવો. તે વિષ્ણુને પ્રિય છે. ૧૯-૨૦

**૨ ઋષિકૂટ પ્રાસાદનાં લક્ષણ—**

तद्रूपे तत्प्रमाणे च भद्रे शृंगं यदा भवेत् ।
ऋषिकूटश्च विज्ञेयः स्वरूपो लक्षणान्वितः ॥ २१ ॥

॥ इति ऋषिकूटप्रासादः ॥

કીર્તિપતાકના સ્વરૂપને ત્રણ ઉરુશૃંગ ચડાવવાથી તે ઋષિકૂટ નામનો પ્રાસાદ થાય છે. ૨૧

**૩ શ્રીવત્સ પ્રાસાદનાં લક્ષણ—**

ऋषिकूटे च संस्थाने कर्णे शृंगं विवर्जयेत् ।
कोणिकायां प्रदातव्यं शृंगं देयं चतुर्दिशि ॥
श्रीवत्सश्च समाख्यातः प्रासादो रूपशोभितः ॥ २२ ॥

॥ इति श्रीवत्सप्रासादः ॥

ઋષિકૂટ પ્રાસાદની રેખા ઉપરથી એક શૃંગ તજીને જો ખુણી ઉપર શૃંગ ચારે દીશાએ ચડાવે તો શ્રીવત્સ નામનો પ્રાસાદ શોભારૂપ થાય છે. ૨૨

**૪ વિજય પ્રાસાદ લક્ષણ—**

श्रीवत्सस्य च संस्थाने कर्णे शृंगं यदा भवेत् ।
विजयस्तत्र विज्ञेयः प्रासादस्तु मनोहरः ॥ २३ ॥

॥ इति विजयप्रासादः ॥

શ્રીવત્સ પ્રાસાદની રેખા પર જો ફરીને (જે હતું તે) શૃંગો ચડાવે તો તે વિજય નામનો મનોહર પ્રાસાદ જાણવો. ૨૩

### ૫ ગરુડ પ્રાસાદ લક્ષણ--

विजयस्य तु संस्थाने नंद्यां शृंगं यदा भवेत् ।
गरुडश्चैव विज्ञेयः स्वरूपो लक्षणान्वितः ॥
पंचैते विविधाख्याताः प्रासादा हरिवल्लभाः ॥ २४ ॥
॥ इति गरुडप्रासादः ॥
॥ इति विष्णुपंचप्रासादाः ॥

વિજય પ્રાસાદની નંદી (ખુણી) પર એક શૃંગ ચડાવવાથી ગરૂડ નામનો સુંદર લક્ષણ યુક્ત પ્રાસાદ થાય છે. આ પ્રમાણે વિષ્ણુને પ્રિય એવા પાંચ પ્રાસાદ જાણવા. ૨૪

॥ अथ द्वितीयभेदे विष्णुपंचप्रासादाः ॥

### કીર્તિપતાક પ્રાસાદ--

द्वाविंशतिकृते क्षेत्रे पूर्ववत्तलसंस्थिते ।
कर्णप्रतिरथमध्ये भागैका कर्णिका भवेत् ॥ २५ ॥
भद्रप्रतिरथमध्ये नंदिका परिवर्जयेत् ।
अनेन क्रमयोगेन विभक्तितललक्षणः ॥ २६ ॥
कर्णे प्रतिरथे चैव द्वे द्वे शृंगे च कारयेत् ।
प्रथमं च त्रिभागेन द्वितीयं सार्द्धद्वयंशकम् ॥ २७ ॥
नंदिकायां ततः शृंगं शिखरं षोडशविस्तरम् ।
शिखरार्धमुरुशृंगं षड्भागं च तदाग्रतः ॥ २८ ॥
प्रत्यङ्गं त्र्यंशतः कार्यं कीर्तिपताकलक्षणम् । इति कीर्तिपताकः

પ્રાસાદના સમચોરસ ક્ષેત્રના બાવીશ ભાગ કરવા. તેના તલ વિભાગ આગળ કહેલ છે તે પ્રમાણે કરવા. કર્ણ અને પ્રતિરથની વચ્ચે એક ભાગની ખુણી કરવી. પરંતુ ભદ્ર અને પ્રતિરથ વચ્ચેની ખુણી કાઢી નાખવી. જેથી તલવિભાગ બરાબર બાવિશ ભાગ થાય. રેખા અને પઢરા પર બબ્બે શૃંગ ચડાવવા. તેમાંનું પહેલું શૃંગ ત્રણ ભાગનું અને બીજું શૃંગ અઢી ભાગનું. નંદી ઉપર એક શૃંગ ચડાવવું. શિખર સોળ ભાગનું પાયચે વિસ્તારમાં રાખવું. શિખરનું ઉરુશૃંગ છ ભાગનું કરવું. ત્રણ ભાગે પ્રત્યંગ કરવા. આવા લક્ષણ યુક્ત પ્રાસાદને કીર્તિપતાક કહે છે. ૨૫-૨૮

**૨ ઋષિકૂટ પ્રાસાદ--**

तृतीयमुरुशृंगं च ऋषिकूटः स उच्यते ॥ २९ ॥
इति ऋषिकूटप्रासादः

કીર્તિપતાક પ્રાસાદને જો ત્રણ ત્રણ ઉરુશૃંગ ચારે તરફ ચડાવવામાં આવે તો ઋષિકૂટ નામનો પ્રાસાદ થાય છે. ૨૯

**૩ શ્રીવત્સ પ્રાસાદ--**

रेखोर्ध्वे तिलकं कुर्याद् नंद्यां शृंगं श्रीवत्सकम् ।
इति श्रीवत्सप्रासादः

ઋષિકૂટ પ્રાસાદની રેખા ઉપર એક તિલક અને નંદી ઉપર એક શૃંગ ચડાવવાથી તે વત્સ નામનો પ્રાસાદ થાય છે.

**૪ વિજય પ્રાસાદ--**

ततः शृङ्गं च विजयः सर्वकर्मफलप्रदः ॥ ३० ॥ इति विजयः

શ્રીવત્સ પ્રાસાદની રેખાયે (તિલકના બદલે) એક શૃંગ ચડાવવામાં આવે તો સર્વ કામન આપનારો વિજય પ્રાસાદ થાય છે. ૩૦

**૫ ગરુડ પ્રાસાદ—**

कर्णे कूटं नंदिशृङ्गं कर्णस्योभयपक्षतः ।
पक्षिराजः समाख्यातः प्रासादो भवनोत्तमः ॥ ३१ ॥ इति गरुडः
॥ इति विष्णुप्रियपंचप्रासादा द्वितीयभेदे ॥

રેખા ઉપર એક કૂટ અને રેખાની બન્ને બાજુની નંદી ઉપર એકેક શૃંગ ચડાવવાથી પક્ષિરાજ (ગરૂડ) નામે ઉત્તમ પ્રાસાદ થાય છે. એ રીતે વિષ્ણુને વલ્લભ એવા પાંચ પ્રાસાદો બીજા ભેદે કરીને કહ્યા. (અપરાજિત મતે). ૩૧

॥ अथ जिनदेवपंचप्रासादलक्षणम् ॥

**પદ્મરાગ પ્રાસાદલક્ષણ---**

चतुरस्त्रीकृते क्षेत्रे चतुर्स्त्रिंशद्विभाजिते ।
पादोनं पंचभिर्भागैः कर्णश्चैव प्रकल्पयेत् ॥ ३२ ॥
प्रतिकर्णः समकार्यः अङ्गप्रत्यङ्गकल्पना ।
कर्णप्रतिकर्णयोर्मध्ये कुणिका चैव भागिका ॥ ३३ ॥

निर्गमस्तत्समं कार्यः सर्वाङ्गेषु विचक्षण ! ।
एकादशपदैर्युक्तं भद्रं विस्तरतो बुध ! ॥ ३४ ॥
निर्गमं च त्रिभागेन भद्रं चैवं तु कारयेत् ।
भद्रस्य पार्श्वयोश्चैव नंदिका पदविश्रुता ॥ ३५ ॥



परस्परं च निष्क्रान्तं
भागभागं च निर्गतम् ।
अनेनैव प्रकारेण
तलमानं च कारयेत् ॥ ३६ ॥
शलिलान्तरकं कार्यं
भागमेकेन शोभयेत् ।
विस्तृतं पादपादेन
कर्तव्यं नात्र संशयः ॥ ३७ ॥

પ્રાસાદના સમચોરસ ક્ષેત્રના ૩૪ ભાગ કરવા. તેમાંથી પોણાપાંચ ભાગની રેખા અને પઢરા રાખવાં. રેખા અને પઢરા વચ્ચે એક ભાગની ખુણી કરવી. આ બધા અંગોપાંગ સમદલ,નીકળતા બુદ્ધિમાન શિલ્પીએ કરવા. અગિયાર ભાગનું આખું ભદ્ર અને તે ત્રણ ભાગ નીકળતું રાખવું. ભદ્રની પડખે એકેક ભાગની નંદિકા (સમદલ) એક ભાગ નીકળતી કરવી. આ પ્રકારે તળનું માન જાણવું. પ્રાસાદની કોળી ગર્ભગૃહના જેટલી પહોળી કરવી. અને ચોથા ભાગે નીકળતી કરવી. ૩૨–૩૭.

प्रासादार्धेन गर्भस्तु
शेषं भित्तिस्तु कल्पना । इति तलमानम्
कर्णे शृङ्गत्रयं कार्यं
प्रतिकर्णे तथैव च ॥ ३८ ॥
भद्रे शृङ्गाणि चत्वारि
प्रत्यङ्गाष्टानि कारयेत् ।
शेषाः कूटाः प्रकर्तव्या
नैकरत्नैर्विभूषिताः ॥ ३९ ॥

समोच्छ्रितानि शृङ्गाणि कर्तव्यानि च पारगैः ।
पद्मरागः समाख्यातः प्रासादो जिनवल्लभः ॥ ४० ॥
इति पद्मरागः

પ્રાસાદના માનથી અર્ધે ભાગે (એટલે સત્તર ભાગનો) ગભારો રાખવો. બાકીના સાડા આઠ ભાગની બન્ને ભીંતો કરવી. રેખા અને પઢરા ઉપર ત્રણ ત્રણ શૃંગ. ભદ્રે ચાર ઉરુશૃંગ અને આઠ પ્રત્યાંગ (કોણી પર) ચડાવવા. બાકી બધી ખુણી (નંદીઓ) પર અનેક રત્નોથી શોભિત જેવા કૂટ ચડાવવાં. શૃંગો બધા એક સરખા ઉંચાઇમાં શિલ્પના પારગામી શિલ્પીએ કરવા. આવા લક્ષણવાળો પદ્મરાગ પ્રાસાદ જીન તીર્થંકરને વલ્લભ એવો જાણવો. ૩૮-૪૦

## ૨ વિશાલાક્ષ પ્રાસાદ—

तद्रूपे तत्प्रमाणेन कर्णे शृङ्गं यदा भवेत् ।
विशालाक्षस्तदा नाम प्रासादो रूपशोभितः ॥ ४१ ॥
इति विशालाक्षः

પદ્મરાગ પ્રાસાદની રેખા ઉપર જો એકેક શૃંગ ચડાવવામાં આવે તો વિશાલાક્ષ નામનો શોભાયમાન પ્રાસાદ થાય છે. ૪૧

## ૩ વિભવ પ્રાસાદ—

विशालाक्षस्य संस्थाने कर्णशृंगं परित्यजेत् ।
कोणिकायां प्रदातव्यं विभवो नाम उच्यते ॥ ४२ ॥
इति विभवः

વિશાલાક્ષ પ્રાસાદની રેખા ઉપર જો એકેક શૃંગ ઓછાં કરી જો ખુણી (નંદિકાઓ) પર શૃંગ ચડાવે તો વિભવ નામનો પ્રાસાદ થાય છે. ૪૨

## ૪ રત્નસંભવ પ્રાસાદ—

विभवस्तु संस्थाने भद्रे शृंगं च ग्रासयेत् ।
नंदिकायां प्रदातव्यं शृंगाणि च चतुर्दिशि ॥
प्रासादः कारयेत् प्राज्ञ ! रत्नसंभव उच्यते ॥ ४३ ॥
इति रत्नसंभवः

વિભવ પ્રાસાદના ભદ્ર ઉપરથી એક ઉરુશૃંગ તજીને નંદિકાઓ ઉપર ચારે તરફ શૃંગ ચડાવવાથી રત્નસંભવ નામનો પ્રાસાદ થાય છે. ૪૩

### ૫ લક્ષ્મીકોટર પ્રાસાદ—

तद्रूपे तत्प्रमाणेन भद्रे शृंगं यदा भवेत् ।
लक्ष्मीकोटरो विज्ञेयः प्रासादो जिनस्याश्रितः ॥ ४४ ॥

इति लक्ष्मीकोटरः

રત્નસંભવ પ્રાસાદના ભદ્ર ઉપર એક શૃંગ વધારવાથી લક્ષ્મીકોટર નામનો પ્રાસાદ થાય છે. ૪૪

पंचैते च समाख्याताः प्रासादा जिनवल्लभाः ।
चतुर्विंशतिजिनेषु कर्तव्याः पूज्यमंडनैः ॥ ४५ ॥

इति जिनेंद्रप्रासादपंचकः

જિન દેવને વલ્લભ એવા પાંચ પ્રાસાદોનાં લક્ષણો કહ્યાં તે ચોવીશે તિર્થંકરદેવના પૂજન માટે સૂત્રધારોએ કરવાં. ૪૫

॥ अथ द्वितीयभेदे जिनेंद्रपंचप्रासादाः ॥

विभक्तितलछंदेषु उर्ध्वमानं विशेषतः ।
विशेषपुण्यप्राप्त्यर्थं कोटिः कोटिर्गुणं लभेत् ॥ ४६ ॥

પ્રાસાદના તલછંદના વિશેષ વિભાગ અને તે ઉપર શિખરના માનને વિશેષ પ્રકારે કહે છે. જેથી પુણ્યપ્રાપ્તિ વિશેષ થાય છે અને કરોડ કરોડગણું પુણ્ય પ્રાપ્ત થાય છે. ૪૬

### ૧ પદ્મરાગ પ્રાસાદ—

कणे नंदीप्रतिरथौ पूर्ववच्च सुसंस्थितौ ।
नंदिका भागनिष्कासा द्विभागा पार्श्वक्षोभणा ॥ ४७ ॥
भागा नंदी पुनः कार्या पंचांशो भद्रविस्तरः ।
निष्कांशश्चैकभागस्तु कर्तव्यः शुभलक्षणः ॥ ४८ ॥

કર્ણ, નંદી અને પ્રતિરથ (પઢરો) એ તળછંદમાં પૂર્વવત્ (પહેલા જેટલા) કરવા. રેખા તથા પઢરા વચ્ચેની નંદી એક ભાગ નીકળતી કરવી. અને પઢરાની બાજુમાં બે ભાગની નંદી કરવી; એક ભાગની બીજી નંદી કરવી. અને પાંચ ભાગનું આખું ભદ્ર પહોળું કરવું અને એક ભાગ નીકળતું કરવું. એવા શુભ લક્ષણવાળા પ્રાસાદનું તળછંદ (કુલ ચોવીશાઈ તળનું) જાણવું. (૩+૧+૩+૨+૧+૨=૧૨+૧૨ ચોવીશાઈ તલ). ૪૭–૪૮

चतुर्भागा भवेद् भित्तिः शेषं गर्भगृहं स्मृतम् ।
कर्णे शृंगत्रयं कार्यं क्रमतो भागनिर्गतम् ॥ ४९ ॥
शिखरं षोडषभाग-मुरुशृंगं तदर्धतः ।
तत्पदोनं तदग्रं च तस्याग्रं च युगांशकम् ॥ ५० ॥
कर्णतुल्यं प्रतिरथे द्विक्रमा चैव नंदिका ।
कर्णेप्रतिरथे भद्रे त्रीणि त्रीणि शृंगाणि च ॥ ५१ ॥
द्वौ द्वौ कूटौ नंदिकायां प्रत्याङ्गानि ततोष्टभिः ।
भद्रनंद्यामेककूटं पद्मरागः स उच्यते ॥ ५२ ॥

ચચ્ચાર ભાગની ભીંતો કરવી. બાકી (સોળ) ભાગનો ગર્ભગૃહ જાણવો. રેખાયે ત્રણ શૃંગ મૂકવા. તે અનુક્રમે એકેક ભાગ નીકળતા રાખવા. શિખરનો પાયચો સોળ ભાગ પહોળો રાખવો; અને ઉરુશૃંગ તેથી અર્ધ=આઠ ભાગનું કરવું. તેનાથી આગળનું ચાર ભાગનું કરવું. રેખા જેટલા ત્રણ શૃંગ પ્રતિરથે (પઢરે) અને ત્રણ ઉરુશૃંગ ભદ્રે ચડાવવા. નંદીકાએ પર બબ્બે કૂટ અને પ્રત્યાંગ આઠ ચડાવવા. ભદ્ર પાસેની નંદી ઉપર એક કૂટ ચડાવવાથી તે પદ્મરાગ નામનો પ્રાસાદ થાય છે. ૪૯-૫૨

## ૨ વિશાલાક્ષ પ્રાસાદ—

भद्रे शृंगं विशालाक्षो विभवं च तथा शृणु ।

इति विशालाक्षप्रासादः

પદ્મરાગ પ્રાસાદના ભદ્ર ઉપર એક ઉરુશૃંગ વધારવાથી વિશાલાક્ષ નામનો પ્રાસાદ થાય છે. હવે વિભવ પ્રાસાદનાં લક્ષણ સાંભળો.

## ૩ વિભવ પ્રાસાદ—

कर्णेकूटं नंदिशृंगं कार्यं विभवस्तथा ॥ ५३ ॥

इति विभवप्रासादः

વિશાલાક્ષ પ્રાસાદની રેખા ઉપર એકેક કૂટ અને નંદી ઉપર એકેક શૃંગ ચઢાવવાથી વિભવ નામનો પ્રાસાદ થાય છે. ૫૩

## ૪ રત્નસંભવ પ્રાસાદ—

भद्रे शृंगं कामदस्तु कर्तव्यो रत्नसंभवः । इति रत्नसंभवः

વિભવ પ્રાસાદના ભદ્ર ઉપર એક વધુ ઉરુશૃંગ ચડાવવાથી કામનાને આપનારો એવો રત્નસંભવ પ્રાસાદ થાય છે.

૫ લક્ષ્મીકોટર પ્રાસાદ—

भद्रे त्यक्तं नंदीदेयं संभवेद् लक्ष्मीकोटरः ॥ ५४ ॥

इति लक्ष्मीकोटरः

રત્નસંભવ પ્રાસાદના ભદ્રનું ઉરુશૃંગ એક ઓછું કરીને નંદી ઉપર મુકવાથી તે લક્ષ્મીકોટર નામનો પ્રાસાદ થાય છે.

॥ इति द्वितीयभेदे जिनेंद्रपंचप्रासादाः ॥

॥ अथ सूर्यप्रासादपंचकम् ॥

श्रीविश्वकर्मा उवाच—

चतुरस्त्रीकृते क्षेत्रे
त्रिंशद्भागविभाजिते ।
कर्णश्चतुष्पदो ज्ञेय-
श्चतुर्दिशि व्यवस्थितः ॥ ५५ ॥
प्रतिकर्णश्चतुर्भागो
निर्गमे तत्समं भवेत् ।
कर्णप्रतिकर्णयोर्मध्ये
कौणिका भागमेव च ॥ ५६ ॥
दिग्भागायतं भद्रं
विस्तरेण प्रकीर्तितम् ।
निर्गमं द्विपदं प्रोक्तं
नंदिका चैकभागिका ॥ ५७ ॥
निर्गमं तत्समं कार्यं
लग्नाव पार्श्वयोस्तथा ।
शलिलान्तरकं कार्यं
भागमेकेन संयुतम् ॥ ५८ ॥
प्रासादस्यार्धगर्भस्तु
शेषं भित्तिर्विकल्पना ।




પ્રાસાદના સમચોરસ ક્ષેત્રના ત્રીશ ભાગ કરવા. ચારે દિશામાં રેખા ચાર ભાગની,

પઢરો પણ ચાર ભાગનો સમદલ કરવો. રેખા અને પઢરાની વચ્ચે એક ભાગ કોણી સમદલ કરવી. આખું ભદ્ર પહોળું દશ ભાગનું અને બે ભાગ નીકળતું કરવું. ભદ્રની બાજુમાં એક નંદી સમદળ કરવી. કોળી ગર્ભગૃહના એક પદ જેટલી કરવી. પ્રાસાદનો ગભારો પંદર ભાગનો અને સાડાસાત સાડાસાત ભાગની ભીંતો જાડી કરવી. ૫૫-૫૮

**૧ હંસ પ્રાસાદ—**

कर्णे शृंगत्रयं कार्यं प्रतिकर्णे तथैव च ॥ ५९ ॥
भद्रे शृंगत्रयं कार्यं नंदिकायां शृंगैककम् ।
एकैकं दापयेद् बुध शेषकूटाश्च कारयेत् ॥ ६० ॥
(कोणिकोर्ध्वे च प्रत्याङ्ग) तिलकं वा प्रयोजयेत् ।
प्रासादं कारयेत् प्राज्ञ ! हंसनाम स उच्यते ॥ ६१ ॥
इति हंसप्रासादः

રેખા અને પઢરા પર ત્રણ ત્રણ શૃંગો ચડાવવા. ભદ્રે ત્રણ ત્રણ ઉરુશૃંગ અને નંદીકા પર એક શૃંગ ચડાવવું. બાકી એકેક કૂટ ચડાવવા. ( કોણી પર પ્રત્યાંગ ચડાવવા ). આવા લક્ષણવાળો હંસ નામનો પ્રાસાદ જાણવો. ૫૯-૬૧

**૨ ઐરાવત પ્રાસાદ—**

तद्रूपे तत्प्रमाणे च भद्रे शृंगं पुनर्भवेत् ।
ऐरावतस्तु विज्ञेयः स्वरूपो लक्षणान्वितः ॥ ६२ ॥
इति ऐरावतः प्रासादः

હંસ પ્રાસાદની માફક તલ વિભક્તિ જાણવા. ફક્ત તેના ભદ્રની ઉપર એક ઉરુશૃંગ વધારવાથી ઐરાવત નામનો પ્રાસાદ સુંદર લક્ષણવાળો સ્વરૂપવાન થાય છે. ૬૨

**૩ ત્રિમુખ પ્રાસાદ—**

ऐरावतस्य संस्थाने भद्रे उरुशृंगं त्यजेत् ।
कोणिकायां च शृङ्गाणि त्रिमुखो रविवल्लभः ॥ ६३ ॥
इति त्रिमुखप्रासादः

ઐરાવત પ્રાસાદના ભદ્રનું એક ઉરુશૃંગ તજીને ખુણી ઉપર એકેક ઉરુશૃંગ ચડાવવાથી સૂર્યને વલ્લભ એવો ત્રિમુખ નામનો પ્રાસાદ થાય છે. ૬૩



અમદાવાદ-સાબરમતી-બે ભૂમિયુક્ત જૈન પાર્શ્વનાથ પ્રાસાદ (અધ્યાય ૧૧)
(Constructing Architect P. O. Sompura)



ભારતીય શૈલીનું મુખદર્શન-પાલીતાણા બ્રહ્મચર્યાશ્રમ (અધ્યાય ૧૧).
(Constructing Architect : P. O. Sompura)

४ પદ્મક પ્રાસાદ—

त्रिमुखस्य संस्थाने कर्णे शृङ्गं यदा भवेत् ।
पद्मको नाम विख्यातः प्रासादो लक्षणान्वितः ॥ ६४ ॥

इति पद्मकप्रासादः

ત્રિમુખ પ્રાસાદની રેખા ઉપર એકેક ંગ વધુ ચડાવવાથી પદ્મક નામે સુંદર લક્ષણવાળો પ્રાસાદ થાય છે. ૬૪

૫ સ્વસ્તિક પ્રાસાદ—

तद्रूपे तत्प्रमाणे च कर्णे शृङ्गं विवर्जयेत् ।
प्रतिकर्णे शृङ्गं देयं स्वस्तिकश्च मनोहरः ॥ ६५ ॥

इति स्वस्तिकः प्रासादः

પદ્મક પ્રાસાદની રેખા પરનું એક શૃંગ તજીને પઢરા ઉપર ચડાવવાથી સ્વસ્તિક નામનો મનોહર પ્રાસાદ થાય છે. ૬૫

पूर्णभद्रादिसंभूताः सदृशा लक्षणान्विताः ।
पंचैते च समाख्याताः प्रासादा भानुवल्लभाः ॥ ६६ ॥

પૂર્ણભદ્રાદિ પ્રાસાદોમાં કહેલ સુંદર લક્ષણવાળા હંસાદિ પાંચ પ્રાસાદ છે તે સૂર્યને વિશેષ પ્રિય છે. ૬૬

॥ इति रविवल्लभप्रासादपंचकम् ॥

॥ अथ द्वितीयभेदे रविवल्लभप्रासादपंचकम् ॥

श्रीविश्वकर्मा उवाच—

૧ હંસ પ્રાસાદ—

अथातः संप्रवक्ष्यामि विभक्तिं हंसपंचके ।
चतुरस्त्रीकृते क्षेत्रे चाष्टाविंशतिभाजिते ॥ ६७ ॥

तद्रूपं च तदाकारं भद्रं षडांशविस्तरम् ।
भद्रपार्श्वे द्वौ द्वौ नंद्यौ भागैकैके प्रकल्पितौ ॥ ६८ ॥

चतुष्पदा रथकर्णाः शिखरं द्विरष्टविस्तरम् ।
अष्टांशमुरुशृङ्गं च षडंशं तस्य चाग्रतः ॥ ६९ ॥

चतुर्भागमुरुशृङ्गं भद्रे कुर्यात् तथोद्गमम् ।
कर्णे प्रतिरथे चैव शृङ्गाणि त्रीणि त्रीणि च ॥ ७० ॥

नंदिकायामेकशृङ्गं शेषे कूटानि कारयेत् ।
एतच्छास्त्रगुणैर्युक्तो हंसनामा तदूच्यते ॥ ७१ ॥

इति हंसप्रासादः

શ્રી વિશ્વકર્મા કહે છે-કે હવે હું હંસ આદિ (સૂર્યના) પાંચ પ્રાસાદના તલ વિભક્તિ કહું છું. પ્રાસાદના સમચોરસ ક્ષેત્રના અઠ્ઠાવીશ ભાગ કરવા. તેનુ રૂપ પહેલા-આગળની માફક જાણવું. આખું ભદ્ર છ ભાગનું, ભદ્રની બન્ને બાજુની બે બે નંદી એકેક ભાગની કરવી. રેખા અને પઢરો ચચ્ચાર ભાગના કરવા. શિખર પાયચે સોળ ભાગના વિસ્તારે રાખવું. પહેલું ઉરુશૃંગ આઠ ભાગના વિસ્તારનું, તેનાથી આગળ નીકળતું બીજું ઉરુશૃંગ છ ભાગનું, અને ત્રીજું ઉરુશૃંગ ચાર ભાગના વિસ્તારનું કરવું. ભદ્રે દોઢીયો કરવો. રેખા અને પઢરે ત્રણ ત્રણ ઉરુશંગ ચડાવવા. નંદીકા પર એકેક શંગ. બાકી કૂટો ચડાવવા. આ પ્રમાણે શાસ્ત્રના ગુણવાળો હંસ નામનો પ્રાસાદ જાણવો. ૬૭-૭૧

## ૨ ઐરાવત પ્રાસાદ--

भद्रे शृङ्गं पुनर्दद्यात् स्यादैरावतलक्षणम् ।

इति ऐरावतप्रासादः

હંસ પ્રાસાદના ભદ્રની ઉપર એક ઉરુશૃંગ વધારવાથી ઐરાવત નામનો પ્રાસાદ થાય છે.

## ૩ ત્રિમુખ પ્રાસાદ--

भद्रे त्यक्तं द्वयं नंद्यां प्रासादो रूपशोभितः ॥ ७२ ॥
सर्वलक्षणसंपूर्णः त्रिमुखो भुक्तिमुक्तिदः ।

इति त्रिमुखप्रासादः

ઐરાવત પ્રાસાદના ભદ્રનું એક ઉરુશૃંગ તજીને નંદી ઉપર બબ્બે શૃંગ ચડાવવાથી સર્વ લક્ષણોથી યુક્ત સંપૂર્ણ રૂપથી શોભિતો એવો ત્રિમુખ પ્રાસાદ ભોગ અને મુક્તિને દેનારો જાણવો. ૭૨

## ૪ પદ્મરાગ પ્રાસાદ--

भद्रे शृङ्गं पुनर्दद्यात् पद्मनामा स उच्यते ॥ ७३ ॥

इति पद्मरागप्रासादः

ત્રિમુખ પ્રાસાદના ભદ્રની ઉપર એક શૃંગ (હતું તે) ફરી ચડાવવાથી પદ્મક નામનો પ્રાસાદ જાણવો. ૭૩

**૫ સ્વસ્તિક પ્રાસાદ—**

भद्रशृङ्गं परित्यज्य कर्णिकायां प्रकल्पयेत् ।
स्वस्तिको नाम प्रासादः पंचैते सूर्यवल्लभाः ॥ ७४ ॥

इति स्वस्तिकप्रासादः

પદ્મક પ્રાસાદના ભદ્રનું એક ઉરુશૃંગ તજીને ખુણીઓ પર ચડાવવાથી સ્વસ્તિક નામનો પાંચમો પ્રાસાદ જાણવો. એ રીતે સૂર્યને વલ્લભ એવા પાંચ પ્રાસાદ કહ્યા. ૭૪




પૂર્ણભદ્રાદિ પ્રાસાદ શિવપ્રિય વૃષભ પ્રાસાદ ૨૧ ત્રિભક્તિ ૫ તલભાગ ૩૨ શૃંગ ૭૭ તિલક ૮

॥ इति द्वितीयभेदे सूर्यप्रासादपंचकम् ॥

॥ अथ हरवल्लभपंचप्रासादाः ॥

श्रीविश्वकर्मा उवाच—

चतुरस्रीकृते क्षेत्रे
द्वात्रिंशत्पदभाजिते ।
कर्णश्चतुष्पदो ज्ञेयः
प्रतिकर्णस्तथैव च ॥ ७५ ॥
कर्णप्रतिकर्णयोर्मध्ये
कूणिका च द्विभागिका ।
अष्टभागायतं भद्रं
निर्गमे च पदद्वयम् ॥ ७६ ॥
भद्रस्य पार्श्वयोर्दद्याद्
नंदिका च द्विभागिका ।
विस्तरे निर्गमे चैव
वामदक्षिणयोस्तथा ॥ ७७ ॥

પ્રાસાદના સમચોરસ ક્ષેત્રના બત્રીશ ભાગ કરવા. તેમાં રેખા અને પઢરો ચચ્ચાર ભાગના કરવા. રેખા અને પઢરાની વચ્ચે એક ખુણી બે ભાગની કરવી. આઠ ભાગનું આખું ભદ્ર, બે ભાગ નીકાળાવાળું કરવું. ભદ્રની ડાબી જમણી તરફ પડખે બે બે ભાગની એક નંદી કરવી. તે સર્વ સમદલ અંગો કરવાં. ૭૫–૭૭.

## १ વૃષભ પ્રાસાદ--

कर्णे श्रृङ्गत्रयं कार्यं प्रतिकर्णे तथैव च ।
भद्रे श्रृङ्गाणि चत्वारि प्रत्याङ्गाष्टक कारयेत् ॥ ७८ ॥
कोणिकानंदिकायां च श्रृङ्गमेकैकमुच्यते ।
शेषाः कूटाश्च कर्तव्याः प्रासादः शिववल्लभः ॥ ७९ ॥

इति वृषभप्रासादः

રેખા અને પઢરા પર ત્રણ ત્રણ શૃંગ ચડાવવા. ભદ્રે ચાર ઉરુશૃંગ અને આઠ પ્રત્યાંગ, નંદી અને કોણી પર એકેક શૃંગ ચડાવવા. બાકી કૂટ ચડાવવાથી શિવજીને પ્રિય એવો વૃષભ પ્રાસાદ જાણવો. ૭૮-૭૯

## ૨ ગિરિકૂટ પ્રાસાદ--

वृषभस्य तु संस्थाने कर्णे श्रृङ्गं च दापयेत् ।
नंदिकायां ततः श्रृङ्गं भद्रेऽपि च चतुर्दिशि ॥
प्रासादं कारयेत्तत्र गिरिकूटः स उच्यते ॥ ८० ॥

इति गिरिकूटप्रासादः

વૃષભ પ્રાસાદને ઠેકાણે જો રેખા ઉપર એકેક શૃંગ ચડાવીએ તેમજ નંદી ઉપર એકેક શૃંગ અને ભદ્ર ઉપર ચારે તરફ એકેક ઉરુશૃંગ ચડાવીએ તો ગિરિકૂટ નામનો પ્રાસાદ થાય છે. ૮૦

## ૩ કૈલાસ પ્રાસાદ--

कर्णे श्रृङ्गं च दातव्यं प्रासादस्तु सुशोभितः ।
कैलासस्तु स विज्ञेयः स्वरूपो लक्षणान्वितः ॥ ८१ ॥

इति कैलासप्रासादः

ગિરિકૂટ પ્રાસાદની રેખા પર એક શૃંગ વધારે ચડાવવાથી તે સુંદર શોભાયમાન અને સર્વલક્ષણ યુક્ત કૈલાસ નામનો પ્રાસાદ થાય છે. ૮૧

## ૪ અમર પ્રાસાદ--

कैलासस्य तु संस्थाने कर्णे श्रृङ्गं परित्यजेत् ।
कोणिकायां प्रदातव्यं विश्वकर्म ! विचक्षण ! ॥
प्रासादं कारयेत् तत्र चामरस्यैव लक्षणम् ॥ ८२ ॥

इति अमरप्रासादः

વિચક્ષણ-વિશ્વકર્મન-શિલ્પી ! કૈલાસ પ્રાસાદના સ્થાને રેખાનું એક શૃંગ તજીને કોણીકાઓ ઉપર શૃંગ મુકવાથી તે અમર નામનો પ્રાસાદ થાય છે. ૮૨

૫ માહેંદ્ર પ્રાસાદ—

तद्रूपे तत्प्रमाणे च कर्णे श्रृङ्गं यदा भवेत् ।
माहेंद्रस्तत्र विख्यातः प्रासादो हरवल्लभः ॥ ८३ ॥

इति माहेंद्रप्रासादः

॥ इति शिववल्लभप्रासादपंचकम् ॥

અમર પ્રાસાદની રેખાયે ફરી (હતું ત્યાં) શૃંગ ચડાવવાથી મહાદેવને પ્રિય એવો મહેંદ્ર નામનો પ્રાસાદ થાય છે. ૮૩

पंचैते च समाख्याताः प्रासादाश्च कलामयाः ।
पंचविंशतिरित्युक्ताः सुराणां च यथाक्रमम् ॥ ८४ ॥

એ પાંચ પ્રાસાદો સુંદર કળામય કરવા. બ્રહ્માદિ પંચદેવોને અનુક્રમે પચ્ચીશ પ્રાસાદો કહ્યા છે. ૮૪

ईदृशं कुरुते यस्तु धर्मकर्मार्थदायकाः ।
नानाकर्णसमायुक्ता विभक्तिपदविन्यसैः ॥ ८५ ॥
अत्युच्चैर्ललितैः शुभैः शिखरश्रृङ्गगंभिरैः ।
तथा चोत्पलपत्राणि शालाभिर्ललितान्वितैः ॥ ८६ ॥

આ પ્રમાણે સુંદર લક્ષણવાળા પ્રાસાદો કરાવવાથી ધર્મ, અર્થ તથા કામની પ્રાપ્તિ થાય છે. અનેક પ્રકારની રેખાઓવાળા, તે પદની વિભક્તિથી થાય છે. ઘણા ઉંચાં સુંદર શોભાયમાન શિખરો અને શૃંગોથી ભરપુર તથા કમળપત્રોથી યુક્ત સુંદર શાલાવાળા પ્રાસાદો કરવા. ૮૫-૮૬

संवृतानि कूटानि च संलग्नानि च कारयेत् ।
कर्णेऽपि कर्णशाला च कोणिका नंदिका बुध ! ॥ ८७ ॥
किंचिन्मानाधिकं कुर्यात् शैल्येव च समुच्छ्रिताः ।
प्रासादा मेरवस्तत्र स्वरूपा लक्षणान्विताः ॥ ८८ ॥

સુંદર ગોળ કૂટો લાગેલા હોય એવા કોણ, રેખા-પઢરા, કોણિકા, નંદીકા-વાળા પ્રાસાદો પંડિત સૂત્રધારે બનાવવા. કંઇક માનથી અધિક કરવા. પર્વતની જેવા ઉંચા એવા મેરૂ જેવા સુંદર લક્ષણવાળા પ્રાસાદો બનાવવા. ૮૭-૮૮

ब्रह्मणश्च हि देवस्य विष्णोश्चैवं विशेषतः ।
जैनभास्करादिनां ईश्वरस्य यथाक्रमम् ॥ ८९ ॥

एकद्वित्रयपृछाया धारां कारयेत् यदि (?) ।
लभेच्चाक्षयं दिव्यं च नात्र संदेहः शिल्पिना ॥ ९० ॥

इतिश्री विश्वकर्मणा कृते वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे
पूर्णभद्रादि पंचविंशतिःपंचदेव प्रासाद निर्णयाधिकारे
एकोनविंशमोऽध्यायः ॥ १९ ॥

આ પ્રાસાદો વિશેષ કરીને બ્રહ્મા, વિષ્ણુ, જિન, સૂર્ય અને મહાદેવને કરવા. તે પ્રાસાદો મેં યથાક્રમે કહ્યા છે. એક બે ત્રણ—તે અક્ષય દેવલોકના સુખોને પ્રાપ્ત કરે છે. તેમાં શિલ્પીઓએ જરા પણ સંદેહ કરવો નહિ. ૮૮-૯૦

ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત વાસ્તુવિદ્યાના જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો 'પૂર્ણભદ્રાદિ પચ્ચીશ પ્રાસાદોના શિખરોના તલછંદાધિકાર' નામનો શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઇ સોમપુરાએ કરેલ. શિલ્પ-પ્રભા નામની ભાષા ટીકાનો ઓગણીશમો અધ્યાય સમાપ્ત.

इतिश्री विश्वकर्माकृते वास्तुविद्यायां
ज्ञानप्रकाशदीपार्णवे पूर्वार्धम्.



# પૂર્વાર્ધ પરિશિષ્ટ

ભારતીય સ્થાપત્યમાં મૂર્તિનું પ્રાધાન્ય છે. દેવપ્રાસાદ એ દેવપ્રતિમાના કારણભૂત છે. પ્રત્યેક પ્રતિમાને આયુધ, વર્ણ (રંગ), વાહન (આસન) વિશેષ કરીને કહ્યાં હોય છે. આથી તે પ્રતિમાનાં લક્ષણો પરથી અને જીન તીર્થંકર પ્રતિમા તેના લાંચ્છન ચિહ્ન પરથી ઓળખાય છે. હસ્તમુદ્રા; મુખ્ય પ્રતિમાને પરિકર અને અંગભૂષણ ષોડશાભરણ પણ કહ્યાં છે. હસ્તમુદ્રા, પાદમુદ્રા અને શરીરમુદ્રા એ નૃત્યનાં અંગો છે. આ સર્વ મૂર્તિશાસ્ત્રનાં ઉપયોગી અંગ છે અને તે આ નીચે ક્રમવાર આપવામાં આવ્યા છે.

## ૧. આયુધ

નાગરાદિ જાતિના ઉત્તર ભારતના શિલ્પ ગ્રંથોમાં છત્રીશ પ્રકારનાં આયુધોનાં સ્વરૂપો, નામો અને તેનાં માન પ્રમાણ આપેલાં છે. દ્રવિડ ગ્રંથોમાં આયુધો આપેલાં છે. પરંતુ ઉત્તર ભારતના ગ્રંથો જેટલાં સ્પષ્ટ નથી. જો કે દ્રવિડ ગ્રંથોમાં આભરણાદિ વિષે ઘણી સુંદર નોંધ આપેલ છે. દ્રવિડ શિલ્પમાં–હરણ આપેલ છે જ્યારે આપણે ત્યાં જૈન દેવ દેવીઓને નોળીયો અને કુર્કુટ કહ્યાં છે.

નાગરાદિ શિલ્પ ગ્રંથોમાં છત્રીશ પ્રકારનાં આયુધો કહેલાં છે. તેમાં ૨૧ આયુધો અસ્ત્રશસ્ત્ર છે, ૧૨ સાત્ત્વિક–પુસ્તક, કમંડળ, વીણા આદિ અને બીજા બે સર્પ–શિરમસ્તક છે. બાકી મુદ્રાઓ છે. પરંતુ આથી પણ વિશેષ મૂર્તિશાસ્ત્રમાં પ્રતિમા સ્વરૂપ વર્ણનમાં કુલ ૫૭ આયુધ આપેલાં છે. તે આપેલા આયુધના પાઠથી વિશેષ છે. *

આ આયુધો (૫૭) સિવાય પુરાણો–રામાયણ મહાભારતમાં વર્ણવેલા અગ્ન્યાસ્ત્રાદિ શસ્ત્રો હતાં. પરંતુ તે સાહિત્ય દુષ્પ્રાપ્ય છે. "યંત્ર સર્વસ્વ" નામનો એક મોટો ગ્રંથ મહર્ષિ ભારદ્વાજે લખેલ. તેમાં અનેક યંત્રોના પ્રકાર, શસ્ત્રો, વિમાન આદિ વિષયોનાં પ્રકરણો હતાં. તે ગ્રંથનું એક "**वैमानिक प्रकरण**"

---

* મૃગ, નકુલ, કુર્કુટ, વાજીંત્ર (૫) બંસી, મૃદંગ–ઢોલ, વીણા, ભેરી, ડમરૂ, (નવ સાત્ત્વિક) આમ્રલુંબી, ધ્વજ, પુત્ર, લેખીની, ફળ, માતુલીંગ, કુંભ, મોદક, સૂત્ર કેબાગજ (ચાર ઉગ્રાયુધ) પટ્ટીશ (લોહદંડ), તલવાર, ટંક (ટાંકણું), શક્તિ. આમ એકવીશ આ વર્ણિત નાદે કરેલા આયુધો અને ૭૬ લોકબદ્ધ આપેલ આયુધો મળી કુલ ૫૭ આયુધો થાય છે. અને તેના ચિત્રોનાં મુદ્રા સાથે છ શ્લોકો આપવામાં આવેલ છે જેથી આયુધના સ્વરૂપ વિષે બને તેટલું સ્પષ્ટ કરવા પ્રયત્ન કરેલ છે છતાં એક બે આયુધો માટે કદાચ મતભેદ હોય.

અપરાજિત અધ્યાય ૨૩૫ માં યુદ્ધકાળમાં શસ્ત્રોના આઘાતથી બચવાને વજ્રદંડરૂપ: કવચનાં લક્ષણો અપૂર્ણ આપેલાં છે.

નામનો ભાગ, ભારતના હસ્તલિખિત ગ્રંથ સંગ્રહોમાં એક સ્થળે પ્રાપ્ત થાય છે. આ અદ્‌ભૂત ગ્રંથની હસ્તલિખિત પ્રત મારા ગ્રંથ સંગ્રહમાં છે.

આયુધોના જુદા પ્રકારો છે. તેના ચાર વર્ગ પાડી શકાય. તીવ્ર મહારક આયુધશસ્ત્ર, વાદ્ય (તંતુવાદ્ય ઘનવાદ્યાદિ), પ્રાણીઓ (હરણ, કુર્કુટ, નકુલ સર્પ), સાત્વિક (ધ્વજા, લેખીની, પુસ્તક, ફલ, કુંભ, મોદક સૂત્ર, ગજ, આદિ)–એમ ચાર પ્રકારનાં ગણાવી શકાય. સાત્વિક રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારે પણ આયુધો ઓળખાવી શકાય છે.

દ્રવિડ શિલ્પમાં મૂર્તિશાસ્ત્ર અને લીંગ વિષેની નોંધ ઘણી સવિસ્તર આપેલ છે. તેમાં પ્રતિમાના કયા અંગ વિભાગે કયું આયુધ ધારણ કરાવવું. ખભા બરાબર કયું કાન બરાબર કયું નાસિકા બરાબર કયું છાતી બરાબર કયું એ રીતે કહેલું છે. વળી દ્રવિડ મૂર્તિઓને ઉપલા હાથોમાં આયુધો પકડાવવાની એક વિશિષ્ટ પ્રકારની રીત છે. તર્જની અને મધ્યમિકા એ બે આંગળીઓ વચ્ચે શંખ ચક્ર આદિ આયુધો પકડાવેલાં હોય છે.

જૈન ગ્રંથમાં એક સ્થળે અસ્ત્રશસ્ત્ર, પ્રતિમાના મસ્તકથી ઉંચા હોવાં ન જોઈએ તેમ કહે છે. પરંતુ તેઓમાં આ સૂત્રનો પૂરો સ્વીકાર થયો ન હોય તેમ તેમની જૂની મૂર્તિઓ પરથી જણાય છે.

## ૨. વાહન

દેવ પ્રતિમાને વિશેષ કરીને સર્વને વાહન કહ્યાં છે. પ્રતિમાની ઓળખમાં તે મદદરૂપ થાય છે. શીવને નંદી, બ્રહ્માને હંસ, વિષ્ણુને ગરૂડ, સૂર્યને સપ્તાશ્વરથ, ગણેશને સુષકઃ એમ પૃથક્ પૃથક્ વાહનમાં સર્પ, મયૂર, અશ્વ, હરણ, બકરો, ઘેટો, હાથી, કુર્મ, સિંહ, વ્યાઘ્ર આદિ પ્રાણી કહ્યાં છે. કોઈકને કમળનું આસન કહ્યું છે. દ્રવિડ ગ્રંથોમાં આસનમાં ભદ્રપીઠ, પદ્મપીઠ, મહામ્બુજપીઠ આપેલાં છે. વળી કોઈ સ્થળે તો આ બેઠક–પેડસ્ટલરૂપે જોવામાં આવે છે.

'સુપ્રભેદાગમ'માં આસનના પાંચ ભેદ કહ્યા છે અનંતાસન, સિદ્ધાસન, યોગાસન, પદ્માસન, અને વિમલાસન. હઠયોગમાં અનેક આસનો કહ્યાં છે. શિવનાં ૮૪ આસનો કહેવાય છે. તેમાં ૩૨ મુખ્ય છે. યોગનાં આસનો તેની ક્રિયામાં વપરાય છે. આ આસનો સાથે પ્રતિમા વિધાનને સંબંધ બહુ અલ્પ છે. છતાં કેટલાકે શિલ્પની સાથે આસનોને સંમિશ્ર કરી ગોટાળો ઉભો કર્યો છે. પદ્માસનનો અર્થ કમળ પર બેઠેલા અને અમુક રીતે પલાઠી વાળેલ. પદ્માસન, સુખાસન આવાં કોઈ આસનો પ્રતિમા વિધાનને યોગ્ય ગણી શકાય. જૈન પ્રતિમામાં સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુની પ્રતિમાને અમુક પ્રકારની બેઠકનાં આસન કહ્યાં છે.

બાકી સમપાદ, આભંગ, ત્રિભંગ, અતિભંગ, આલીઢય, પ્રત્યાલીઢ, પાદમુદ્રા અને શરીર મુદ્રાવાળી પ્રતિમાઓ કહી છે.

સિવાય જૈનોમાં કાર્યોત્સર્ગ (ઉભી ધ્યાનસ્થ) મુદ્રા અને શયનાસન, પર્યંકાસન મૂર્તિ વિષ્ણુની હોય છે.

બૌદ્ધ પ્રતિમાઓમાં આસનો વિશેષ કહ્યાં છે. આલિઢય, પ્રત્યાલિઢ, વજ્રપર્યંક, લલિતાસન, પર્યંકાસન, અર્ધપર્યંકાસનઃ આદિ કહ્યાં છે અને તેવી બુદ્ધ પ્રતિમાઓ જોવામાં આવે છે.

## ૩. વર્ણ

પ્રત્યેક પ્રતિમાનો પૃથક્ પૃથક્ વર્ણ (રંગ) શિલ્પ ગ્રંથોમાં કહ્યો છે. પણ તે મૂર્તિ શાસ્ત્રોપયોગી બહુ અલ્પ છે. પરંતુ ચિત્ર શાસ્ત્રોપયોગી છે. અમુક દેવનો તેમાં ગુણ પ્રમાણે વર્ણ કહેલ છે. જો કે બધામાં તેમ નથી. 'અભિલષિતાર્થ ચિન્તામણી'માં પ્રત્યેક પ્રતિમાના વર્ણ કહ્યા છે. જો કે મૂર્તિશાસ્ત્રમાં વર્ણ (રંગ) પ્રમાણે પ્રમુખ મૂર્તિ રચવાનું યજમાનની શ્રદ્ધા પર અવલંબે છે. શ્યામ વર્ણની મૂર્તિ, પીત (સુવર્ણ) વર્ણની, શ્વેતવર્ણની આમ આવી જાતના પાષાણો મેળવીને તે વર્ણ (રંગ)ના પાષાણની મૂર્તિ કરાવી પ્રમુખ દેવ તરીકે પધરાવે છે. શ્રી કૃષ્ણનો શ્યામવર્ણ તેમજ જીન પાર્શ્વનાથજીનો શ્યામવર્ણ કહ્યો છે. અને તે વર્ણની મૂર્તિઓ કરેલી જોવામાં આવે છે.

## ૪. પરિકર

આ રીતે ભારતીય સ્થાપત્યમાં દેવ-મૂર્તિનાં આયુધ, વાહન, આભુષણો, મુદ્રાઓ અને વર્ણના વિશે શિલ્પગ્રંથોના આધારે ઉપર કહ્યું. આ સિવાય પ્રમુખ પૂજ્ય પ્રતિમાને તેના પર્યાય સ્વરૂપોવાળું અગર અન્ય આકૃતિનું પરિકર કરવામાં આવે છે તેમાં જૈન પ્રતિમાને અષ્ટ પ્રાતિહાર્યવાળું પરિકર હોય છે. વિષ્ણુને દશ અવતારવાળું તેમ સૂર્યને તેના અન્ય સ્વરૂપોવાળું પરિકર મૂળ પ્રતિમાને ફરતું આવરી લે તેવું કળામય કરવામાં આવે છે.

## ૫. પ્રતિમા મુદ્રા

હસ્તમુદ્રાઓના જુદા જુદા પ્રકારો આગમ ગ્રંથોમાં, યોગમાં, તાંત્રિકમાં, બ્રાહ્મણ ક્રિયમાણ ગ્રંથોમાં અને ભારત નાટ્યમાં કહ્યા છે. કેટલાક વિદ્વાનો મુદ્રાના ત્રણ વર્ગ પાડે છેઃ-વૈદિક, તાંત્રિક, લૌકિક, તેમાં કલાની ૬૪ મુદ્રાઓ આપે છે. અને તંત્રમાં ૧૦૮ મુદ્રાઓના પ્રકાર કહે છે. મહારાજા ભોજદેવ 'સમરાંગણસૂત્રધાર' ગ્રંથના ત્રણ અધ્યાયોમાં મુદ્રા વિશે સવિસ્તર કહે છે. હસ્તમુદ્રાઓ ૬૪, પાદમુદ્રાઓ ૬ અને

  

શરીરમુદ્રાઓ ૯ કહી છે. વળી તેના વર્ગ પાડીને આગળ કહે છે કે એક હસ્તની મુદ્રાઓ ૨૪; બે હસ્તથી થતી મુદ્રાઓ તેર અને નૃત્ય હસ્તમુદ્રાઓ ૨૧ છે. જેના પ્રત્યેકના નામ પણ આપ્યાં છે.

હસ્તપાદ મુખાદિની સ્થિતિ, ગતિ અને આકૃતિ વડે ભાવ અભિવ્યક્ત થાય છે. શિવની યોગમૂર્તિઓ સિવાયની અન્ય બ્રાહ્મણ પ્રતિમા લક્ષણમાં મુદ્રાઓ બહુ અલ્પ છે. બૌધ પ્રતિમામાં મુદ્રાઓનો વિપુલ પ્રયોગ થયો છે.




હાથ અને આંગળાઓની સ્થિતિ દર્શાવવાની શૈલી ઉત્તર ભારતની મૂર્તિઓમાં દક્ષિણ ભારતની મૂતિઓથી જુદી પડે છે. હાથના આંગળાના ચલનમાં હીન્દી શિલ્પીઓએ ખેડાયલી અબોલ ભાષા ઉભી કરી છે. તેઓએ આંતરવૃત્તિને બાહ્યદર્શનનું સ્વરૂપ આપ્યું છે.

'વિષ્ણુ ધર્મોત્તર' કહે છે કે–ચિત્રકળાનો આધાર નૃત્યકળા છે. નૃત્યકળાનો પ્રાણ ભાવાભિવ્યક્ત મુદ્રાઓથી પ્રદર્શિત થાય છે. વરદમુદ્રા, અભયમુદ્રા, જ્ઞાનમુદ્રા, તર્જનીમુદ્રા, સિદ્ધહસ્તમુદ્રા, વિસ્મયમુદ્રા, સૂચિમુદ્રા. કટ્યવલંબિત હસ્તમુદ્રા, દંડ, હસ્ત–ગજહસ્તમુદ્રા, પતાકા–ત્રિપતાકા આદિ એક હાથથી થતી મુદ્રા અને બે;

હાથથી થતી મુદ્રાઓ એમ અનેક કહી છે. તે સર્વ મૂર્તિશાસ્ત્રના પ્રયોગમાં આવે તેમ નથી. તેમાં પણ ઉત્તર ભારતના મૂર્તિશાસ્ત્રોમાં ફક્ત ત્રણ જ મુદ્રાઓનો પ્રયોગ થાય છે:-વરદમુદ્રા, અભયમુદ્રા. તર્જનીમુદ્રા, તેમાંની તર્જનીમુદ્રા સૂર્યના પ્રતિહાર ધારણ કરે છે. દ્રવિડ શિલ્પીમાં આ ત્રણ મુદ્રાઓ ઉપરાંત કટક, કટ્યવલંબિ, સૂચિ, વ્યાખ્યાન, જ્ઞાન અને ગજદંડ હસ્તમુદ્રાઓનો પ્રયોગ થાય છે.

પાદમુદ્રાઓમાં:—સમપાદ, આભંગ, ત્રિભંગ અને અતિભંગના નામથી મુદ્રાઓ વ્યક્ત થાય છે. જૈન પ્રતિમા અને બ્રહ્માદિદેવો પ્રથમ કક્ષાનાં (સમપાદ), જુના સિક્કાઓમાં જરા ઢળતી-આભંગ હોય છે. ત્રિભંગ ચેષ્ટા વિશેષે કરી દેવીઓની મૂર્તિઓમાં ત્રણ વાંક વાળીને દર્શાવે છે. અતિભંગા મુદ્રા નટરાજશૈવ અને શાક્ત ઉગ્ર મૂર્તિઓ અને બૌધોના વજ્રયાનની ક્રોધયુક્ત દેવી દેવતાની મૂર્તિઓમાં દર્શાવે છે. કાલીય મર્દન જેવી મૂર્તિમાં તે ખૂબ જોરદાર છે.

શરીરમુદ્રા:—આ મુદ્રાઓ પાષાણ મૂર્તિઓ કરતાં ચિત્ર વિદ્યાને વિશેષ યોગ્ય છે. 'વિષ્ણુ ધર્મોતર'માં તેના મુખ્ય નવ પ્રકાર બતાવ્યા છે.

પ્રતિમાશાસ્ત્ર કરતાં ચિત્રકળાને આ શરીરમુદ્રાના વિભાગ બંધ બેસી શકે તેમ છે. પ્રકાશની ક્ષય વૃદ્ધિ અને વર્ણ (રંગ)ના વિનિયોગની વિભિન્ન ચેષ્ટાથી ચિત્રકાર ઉપરોક્ત ભાવો તાદ્રશ્ય પ્રદર્શિત કરી શકે છે.

નૃત્યમાં શિવનું તાંડવ પ્રાધાન્ય લક્ષણ છે નાટ્ય અને સંગીત એક બીજાનાં પુરક છે. તાંડવનૃત્ય સામાન્ય નૃત્ય નથી. પણ તે શિવનું પ્રલયંકર નૃત્ય છે દ્રવિડ પ્રદેશોના સ્થાપત્યોમાં શિવતાંડવ એ પ્રમુખ પ્રતિમા હોય છે. ચિદંમ્બરંના નટ-રાજ મંદિરમાં ૧૦૮ પ્રકારનાં નૃત્ય સ્થાપત્ય ચિત્રણ દર્શાવેલ છે. ઉત્તર ભારતમાં નટરાજ મૂર્તિનો અભાવ છે. ત્યાં લિંગપૂજા વિશેષ છે.

કટિસમ નૃત્ય દ્રવિડ પ્રદેશોમાં છે. લલિત નૃત્ય ઇલોરામાં છે. લલાટતિલકમ્ કાંજિવરમમાં છે. ચતુરમ્ તાંજોરમાં છે. શિવનૃત્યમાં સૃષ્ટિની ઉત્પત્તિ રક્ષા અને અંતે સંહાર એ સર્વનું મિશ્ર સ્વરૂપ સમાયલું છે.

## ૬. નૃત્ય

ચિત્ર, વાદ્ય, તાલ, ગીત, ભાષા અને સપ્ત સ્વરાદિભેદ તથા તાંડવાદિ નૃત્યની શિલ્પમાં કળા તરીકે ગણના કરી છે. આથી તે વિષયની ચર્ચા 'અપરાજિત સૂત્ર-સંતાન' જેવા મોટા ગ્રંથમાં કરી છે.

નૃત્યનું આદિ સ્વરૂપ શિવના તાંડવ નૃત્યને કહ્યું છે. આથી નૃત્ય કળાના પિતા શિવ છે. નૃત્ય-નાટ્ય શાસ્ત્રપર ભરતે એક સમૃદ્ધ ગ્રંથ સંસ્કૃત પદ્યમાં લખેલ છે.

વાદ્ય તાલ અને ગીત સાથેનું નૃત્ય કહ્યું છે. વર્તમાન કાળમાં મૂક નૃત્યના પ્રયોગો કરે છે પરંતુ તેમાં રસ ઉત્પન્ન થતો નથી.

શાસ્ત્રકારોએ નૃત્યના અંગભંગથી થતા ભેદો કહ્યા છે. પદતાલથી, કટીથી, વક્ષથી, ગ્રીવાથી, બાહુથી, કરતલથી, મુખથી, નાસિકાથી અને દ્રષ્ટિથી થતા ભાવ અને ભ્રમર રેખાથી થતા ભાવો–આ રીતે અંગભંગથી થતા નૃત્યકળાના વિધવિધ ભાવો કહ્યા છે.

अङ्गभङ्गे मुखे कुर्याद्धस्तौ दृष्टिं च नर्तने ।
हस्तकाद्यं भवेल्लोके कर्मणोऽभिनयेऽखिलम् ॥ १ ॥

નૃત્ય કાળે જે મુખ હાથ અને દ્રષ્ટિનું હલન ચલન–શરીર ભંગ થાય છે એ જ સમગ્ર અભિનયનું કર્મ છે.

यतोहस्तस्ततो द्रष्टिर्यतो द्रष्टिस्ततो मनः ।
यतो मनस्ततो भावो यतो भावस्ततो रसः ॥ २ ॥

જેમ હાથ જે વિષયનું સૂચન કરે છે તેજ વિષયનું દ્રષ્ટિ સૂચન કરે છે. જેમ દ્રષ્ટિ કરે તેવું તેનું મન અને જેવું મન તેવો ભાવ અને જેવો ભાવ તેવો રસ ઉત્પન્ન થાય છે.

आस्येनाऽऽलम्बयेद् गीत हस्तेनार्थं प्रकल्पयेत् ।
चक्षुभ्याँ च भवेद् भावः पादाभ्यां तालनिर्णयः ॥ ३ ॥

મુખવડે કરીને ગીતના આલાપનો નિર્ણય થાય છે. હાથથી અર્થ (ભાવ)ની કલ્પના થાય છે. દ્રષ્ટિથી ભાવની કલ્પના થાય છે અને પગથી .તાલનો નિર્ણય થાય છે.

## ૭. ષોડશાભરણ

'અપરાજિત સૂત્ર સંતાન' અધ્યાય ૨૩૬ માં ષોડશાભરણ આપેલાં છે. તે દેવો તથા ચક્રવર્તી રાજા આદિને માટે કહ્યાં છે. દ્રવિડ ગ્રંથોમાં આભરણ વિશે બહુ સવિસ્તર નોંધ આપેલી છે. દ્રવિડ ગ્રંથોની એ વિશેષતા છે.

અપરાજિતમાં આપેલાં આભરણોમાં હાર, પદક, શ્રીવત્સ, કૌસ્તુભ (માળા), પગાભરણ, મુકુટ, (ત્રણ પ્રકારના શેખર, કિરીટ, આમલસાર), કંઠ, બાહુબલ, (બાજુબંધ), કુંડલ, નવગ્રહ કંકણ, રામચંદ્ર ખડગ, અંગુલિકા (યુગ્માંગુલિક અંગુષ્ઠીક અર્ધોગુંતિકા), ટીકા ત્રિપુરૂષ, વજધારા, કુંડલ અને પાદમુદ્રિકા એ રીતે સોળ આભુષણો કહ્યાં છે. દ્રવિડ ગ્રંથોમાં પણ સોળ પ્રકારના આભરણો કહ્યાં છે.



મંડોવરની જંઘામાં વિષ્ણુ અને લક્ષ્મીજી-યુગ્મ સ્વરૂપ



મંડોવરની જંઘા કે સ્તંભમાં ફરતા પરિકરવાળા ઇંદ્રદેવ

૧. મુકુટ :—મુખ્ય ત્રણ પ્રકારના. ૧ કીરિટ મુકુટ, ૨ કરંડમુકુટ, અને ૩ જટા-મુકુટ. જટામુકુટના જુદા જુદા પ્રકાર–કુંતલ; કેશબંધ; શિરોસ્રાણુ, ધમ્મિલ્લા વાળના જુદા જુદા પ્રકારના મુકુટો કહ્યા છે. વિષ્ણુને કીરિટ મુકુટ; શક્તિ અને ચક્રવર્તિને કરંડમુકુટ અને શિવ અને બ્રહ્માને જટામુકુટ.

૨. કુંડલ :—કાનનાં આભુષણો–પત્રકુંડલ, રત્નકુંડલ; મકરકુંડલ; શંખપત્રકુંડલ, સર્પકુંડલ વગેરે.

૩–૫. ગ્રૈવેય :—ગળાનાં આભુષણો (૩) ગળાને લગતી ઉપગ્રીવા (કંઠો) (૪) પ્રહીક્કાસૂત્ર, ગળાનું વચલું આભુષણ, (૫) હ્રીણુમાલા, અક્ષમાલા, ઉદર બંધ સુધી લંબાય તેને ત્રણ કે પાંચ શેરો હોય છે. આ શેરોને અમુક અમુક અંતરે જોડતા બંધને પદક કહે છે.

૬. કેયૂર :—બાજુબંધ.

૭. ઉદરબંધ :—પેડુથી ઉંચું, છાતી નીચે, પેટને આવરી લેતું આભુષણ. તે પર સ્તનસૂત્ર.

૮. ચન્નવીર (છન્નવીર) :—યજ્ઞોપવીતની જેમ, પણ બન્ને ખભા પરથી ઉતરતું હોય છે.

૯. સ્કંધમાલા :—ખભા પર લટકતી માળા.

૧૦. કટકવલય :—હાથનાં આભુષણો–કાંડાના આભરણને વલય કહે છે, તે એકથી પણ વિશેષ દેવીની પ્રતિમાને હોય છે.

૧૧. અંગુલી મુદ્રા :—વીંટીઓ, અંગુઠીયો.

૧૨. યજ્ઞોપવીત :—ડાબા ખભાથી જમણી બાજુ લટકતું સૂત્ર.

૧૩. કટિસૂત્ર :—કેડના ત્રણ બંધવાળું આભુષણ. મધ્યમાં સિંહ કે મકર કે ગ્રાસમુખ પણ લટકે છે.

૧૪. ઉરુસૂત્ર (ઉરુદામ) :—કટિસૂત્રથી સાથળ સુધી લટકતી મોતીની માળા. (શેરોને મુક્તદામા કહે છે.)

૧૫. પાદજાલક :—પગથી ઘુંટી નીચે ફણાને આવરી લેતું આભુષણ. ઘુઘરીઓ-વાળાને નૂપુર કહે છે.

૧૬. કટકવલય :—ભૂજંગવલય, પગના કાંડાના ભાગનું ગોળ આભુષણ. તેમાં શિવ મૂર્તિને ભૂજંગવલય–એટલે સર્પની આકૃતિનું કરવામાં આવે છે.

"**उत्तर कामिकागम**"ના ૪૮ મા અધ્યાયમાં મુકુટ વિશે સવિસ્તર નોંધ છે. તેમજ "**मानसार**" તથા "**शिल्परत्न**"માં પણ ઠીક ઠીક વર્ણન છે.

મૂર્તિને છાતીયે શ્રીવત્સ ચિન્હ કરવું. તેને વૈજયંતી પણ કહે છે. મુખ્ય પ્રતિમાના મુખને ફરતું ભામંડળ-તેજપૂંજની આકૃતિ કરવામાં આવે છે.

વિષ્ણુની પ્રતિમાને છાતીના શ્રીવત્સ ચિન્હને ભૃગુલાંચ્છન કહે છે.

દ્રવિડ ગ્રંથોમાં મૂર્તિના વસ્ત્ર વિશે કહે છે.

**वस्त्रं कौशेय कार्पास चीर चर्मादिकं पुनः ।**
**तत्तद् योग्यं प्रकर्तव्य युक्ता सर्वत्र बुद्धिमान ॥ १ ॥**

કપાસ કે રેશમ કે ઝાડની છાલનાં કે ચર્મ વગેરેનાં વસ્ત્રો બુદ્ધિમાન શિલ્પીએ યુક્તિથી ધારણ કરાવવાં.

વરાહ મિહિર કહે છે કે—**देशानुरुपभूषण वेशालंकार मूर्तिभिः कार्या ॥**

મૂર્તિને દેશના અનુરૂપ વસ્ત્રાભૂષણ અને આભુષણો પહેરાવવાં. શુક્રાચાર્ય પણ તેમજ કહે છે. શિવમૂર્તિને કાળીયારનું હાથીનું મૃગનું કે સિંહનું ચર્મ ધારણ કરાવવાનું વર્ણન શિલ્પના ગ્રંથોમાં આપેલ છે.

આભુષણોને લગતું સાહિત્ય દ્રવિડ ગ્રંથોમાં ઘણી કાળજીપૂર્વક સુચવાયું છે. દ્રવિડ તાંજોરના બૃહદીશ્વરના શિવમંદિરમાં અનેક અલંકારોનું વર્ણન શિલ્પ પર કોતરેલું છે. તેમાં મોતી તથા રત્નોની સંખ્યા અને ગુણનું પણ વર્ણન આપેલ છે.

ઉત્તર ભારતના શિલ્પગ્રંથોમાં અને દ્રવિડ શિલ્પગ્રંથોમાં પ્રત્યેક આભુષણોમાં રત્નાદિ જડવાનું અને તેનું માન પ્રમાણ કહેલ છે. જો કે સર્વ પ્રતિમાઓ પર સોળે આભરણો આવશ્યક ગણ્યાં નથી. ઓછાંવત્તાં પણ જોવામાં આવે છે. આભરણોમાં કોઇ સાંપ્રદાયિક ભેદ નથી. જૈન તીર્થંકર વિતરાગ કહેવાય છે. તેથી તેને આભરણ હોતાં નથી. પરંતુ તેમના યક્ષ યક્ષિણી, પ્રતિહારાદિ દેવ દેવીઓને આભરણો હોય છે. ભારતની કળાનો જે જે પૂર્વના પ્રદેશોમાં પ્રચાર થયો ત્યાં જાવા, કંબોડિયા, લંકા આદિ દેશોની પ્રતિમાઓ પર આજ પ્રકારનાં આભુષણો જોવામાં આવે છે.

દ્રવિડ ગ્રંથોમાં સોનાના વેલ પાન કોરેલા આભરણને "પત્રકલ્પ" તથા ફૂલો અને વેલ કોરેલા સુવર્ણના આભરણને "ચિત્રકલ્પ" કહે છે. રત્ન જડેલા આભરણને "રત્નકલ્પ" કહે છે. ચોથો પ્રકાર 'મિશ્રકલ્પ' તે ઉપરના ત્રણે પ્રકારનું મિશ્ર સ્વરૂપ છે. મુકુટ આદિ કેટલાક આભરણો અમુક દેવને માટે

વિશેષ કહ્યાં છે દેવો ઉપરાંત ચક્રવર્તિ રાજાઓના અધિકાર પ્રમાણે આભરણો ધારણ કરવાનું શાસ્ત્રકારોએ કહ્યું છે.

"અપરાજિત"માં કયા દેશમાં કયા પ્રકારનાં આભુષણોની વિશેષતા છે તે પણ આપેલું છે. તામિલ ભાષામાં કુંડળને "વાળી" અગર "તોડું" કહે છે. જ્યારે સૌરાષ્ટ્રમાં "ઠોળીયાં" કહે છે. સ્કંધમાલાને સંસ્કૃત સાહિત્યમાં બગલ સુધી લટકતી કહી છે, ગુપ્ત સમયની પલ્લવ પ્રતિમાઓમાં સ્કંધમાલા જોવામાં આવતી નથી. પરંતુ ઇલોરા, અહિલોલ આદિના ચાલુક્ય રાજ્યકાળ અને ચોલ રાજ્યકાળની મૂર્તિઓ પર સ્કંધમાલા જોવામાં આવે છે. તેવી જ રીતે ઘણી પ્રાચીન મૂર્તિઓ પર કટિસૂત્રથી સાથળ સુધી લટકતી ફરતી માળા (ઉરુદ્દામ કે મુક્તાદામ) જોવામાં આવતી નથી. ચોલ રાજ્યકાળની અને તે પછીની મૂર્તિઓ પર તે હોય છે. બદામી શિલ્પમાં બે બાજુ સાથળે અકેક સેર અને પેડુ પર મધ્યમાં લટકતો તોરો હોય છે.

"અપરાજિત સૂત્રસંતાન" ગ્રંથમાં ષટ્ત્રિંશાયુધ નામે (૨૩૫)મો અધ્યાય છે. તેમાં યુદ્ધક્ષેત્ર પર અસ્ત્રશસ્ત્રના પ્રહારથી બચવા માટે યોદ્ધાએ વજ્રદેહના જેવાં કવચ લોહનાં પતરાનાં બનાવવાનું વિધાન આપ્યું છે. વળી આ કવચ પોતાના બિંબ (દેહ)માં પ્રવેશ કરતું ગોળાકાર કરવા કહ્યું છે. એક પાંચ, એક બે એ સંખ્યાના ક્રમથી બમણા વસ્ત્રથી બનાવી સૂત્ર રાખવાની જગ્યાએ કટિસૂત્ર રચવું. તે કોણીને કાપનાર અસ્ત્રોથી રક્ષણ કરે છે. આ કવચ મસ્તકના ભાગમાં મુકુટના આકારનું સર્વ સ્થળેથી અચલ (મુદ્દલ ખસે નહિ તેવું) બનાવવું. જંઘાના જાંગ ભાગની લંબાઈ ચોવીશ આંગળ અને સોળ આંગળ કહી છે. ગરૂડની પાંખ જેવું આ કવચ રાજપુત્રોએ ધારણ કરવું. આમ કવચનું વર્ણન પહેલા ૮ શ્લોકમાં આપ્યું છે પછી આગળ કહે છેઃ—

आयुधानामतो वक्ष्ये नाम संख्यावलिं क्रमात् ।
त्रिशूलच्छुरिकाखड्गखेटाः खट्वांगकं धनुः ॥ ९ ॥
बाणपाशांकुशा घंटा रिष्टिदर्पण दंडकाः ।
शंखचक्रं गदावज्रशक्तिमुद्गरभृशुंडयः ॥ १० ॥
मुशलः परशुश्चैव कर्त्तिका च कपालकम् ।
शिरः सर्पं च शृंगं च हलः कुन्तस्तथैव च ॥ ११ ॥
पुस्तकाक्षकमंडलुशुचयः पद्मपत्रके ।
योगमुद्रा तथा चैव षट्त्रिंशच्छत्रकाणि च ॥ १२ ॥

હવે હું આયુધોનાં નામ ક્રમથી કહું છું. (૧) ત્રિશૂલ (૨) છુરિકા (૩) ખડગ (૪) ખેટ (૫) ખટ્વાંક (૬) ધનુષ (૭) બાણ (૮) પાશ (૯) અંકુશ (૧૦) ઘંટા (૧૧) રિષ્ટિ (૧૨) દર્પણ (૧૩) દંડ (૧૪) શંખ (૧૫) ચક્ર (૧૬) ગદા (૧૭) વજ્ર (૧૮) શક્તિ (૧૯) મુદ્દગર (૨૦) ભૃશૂંડી (૨૧) મુશળ (૨૨) પરશુ (૨૩) કર્તિકા (૨૪) કપાળ (ખપ્પર) (૨૫) શિર (મસ્તક) (૨૬) સર્પ (૨૭) શૃંગ (શીંગડું) (૨૮) હળ (૨૯) કુંત (ભાલું) (૩૦) પુસ્તક (૩૧) માળા (૩૨) કમંડળ (૩૩) શુચિ (સરવો) (૩૪) પદ્મ (કમળ) (૩૫) પત્ર અગર પાત્ર (૩૬) યોગમુદ્રા ( વરદ, અભય અને તર્જની ) એ રીતે છત્રીસ પ્રકારનાં આયુધો કહ્યાં છે.




षोडशाख्यं पदं कृत्वा पदेन नाभिवृत्तकम् ।
तदूर्ध्वे चोभयपक्षौ भीषणाग्रौ प्रकीर्तितौ ॥ १३ ॥
पट्टास्त्रांशशक्तिपिंड वलणं कंटकावृत्तम् ।
उभयोः कटकोपेतो मध्ये शक्त्यंश उन्नतः ॥ १४ ॥
दशभागैर्भवेद्दण्डं पृथुत्वं चैकभागिकम् । इति त्रिशूलः

કુલ ૧૬ ભાગનું લાંબું અને એક ભાગનું ગોળ નાભિ વૃત્ત, તે ઉપર બે બાજુ તીક્ષ્ણ પાંખડાં કરવાં. વચલી પટ્ટી અસુ શક્તિની જેટલી જાડી. ત્રણ અંશવાળી (કંટકાવૃત્ત) ધારથી યુક્ત, બે બાજુનાં તીક્ષ્ણ પાંખડાંની વચ્ચે ઊંચું એવું શક્તયંશ કરવું. આ ત્રિશૂળનો દંડ ૧૦ ભાગ લાંબો અને ૧ ભાગની જાડાઈનો કરવો.




छुरिकालक्षणं वक्ष्ये यदुक्तं परमेश्वरैः ।
कौमारी चैव लक्ष्मीश्च शंखिनी तुन्दका तथा ॥ १५ ॥
पापिनी शुभगा ला(ल)क्षा षडंगुलादिकोद्भवा ।
द्वादशान्तिमांगुलान्यंगुलमानं प्रशस्यते ॥ १६ ॥
आदिहीना मतिभ्रंशं मध्यहीना धनक्षयम् ।
हन्याद् वंशं वंशहीना शूलाग्रे मृत्युसंभवः ॥ १७ ॥
चतुरंगुला भवेन्मुष्टिरूर्ध्वे द्व्यंगुल ताडिता
मुष्टिकाधो यवाकारो जडनार्थे च कीलकम् इति छुरिका

શિવે કહેલાં છુરિકાનાં લક્ષણ કહું છું. (૧) કૌમારી (૨) લક્ષ્મી (૩) શંખિની (૪) તુન્દક (૫) પાપિણી (૬) શુભગા અને (૭) લાક્ષા. એમ સાત નામોવાળી છુરિકાની લંબાઈનું પ્રમાણ અનુક્રમે ૭ આંગળથી ૧૨ આંગળનું છે. મૂળમાં પ્રમાણથી પાતળી હોય તો મતિભ્રમનો દોષ થાય. વચમાં હીન હોય તો લક્ષ્મીનો નાશ કરે, બે અંશ હીન હોય તો વંશનો નાશ કરાવે. શુભગા અગ્રભાગે હીન હોય તો મૃત્યુ કરાવે. તે છુરિકાની મૂઠ ચાર આંગળની, ઉપર બે આંગળની પહોળી (તાડિતા) અને મૂઠની નીચે જવના આકારની જડ (કીલક) ખીલી જડાવવી.

शस्त्रं शतार्धांगुलं स्यान्मध्यमं तु द्विहीनतः ।
तद्द्विहीनं कनिष्टं स्यात् त्रिविधः खड्ग उच्यते ॥ १९ ॥
........द्भवामूर्ध्वे, तानिकोभयपक्षतः ।
पालिकोर्ध्वे यवं कुर्यात् ताडकाधस्तु ग्राहकम् ॥ २० ॥
जडिद्वयं (?) ग्राहके च जनकः खड्ग उच्यते । इति खड्गः ।

ખડ્ગ પચાસ આંગળ લાંબું, જ્યેષ્ઠ માનનું, બે આંગળ હીન (૪૮ આંગળનું) મધ્ય માનનું અને તેનાથી બે આંગળ હીન (૪૬ આંગળનું) હોય તે કનિષ્ઠ માનનું ખડ્ગ જાણવું. એમ ત્રણ પ્રકારનાં ખડ્ગનાં માન કહ્યાં છે...........તે ઉપર બે બાજુ... ....ખડ્ગનો ઉપરનો ભાગ યવના જેટલો તીક્ષ્ણ કરવો અને નીચેના ભાગમાં પકડવાનો હાથો કરવો. પકડાવાના ભાગમાં બે જડ કરવી તેને 'જવક' ખડ્ગ કહે છે.

खड्गमानोद्भवो व्यासो द्व्यंगुलाभ्यां तथाधिकः ॥ २१ ॥
तद्वदग्रे पुनस्त्वेवं ज्येष्ठमध्यकनिष्ठकम् ।
उभयपक्षे चान्तरं तु चतुर्दशांगुलैर्भवेत् ॥ २२ ॥
हस्ताधारद्वयं कुर्याद् वृत्ताकारं तु वारुणम् । इति खेटकम्

ખેટક-ઢાલ : ખડ્ગના જેટલી ૫૦ અંગુલ માન પ્રમાણની અને પહોળાઈમાં બે આંગળ વધુ એવી ખેટક-ઢાલ રચવી. તેમાં પણ ઉપર કહ્યા પ્રમાણેનાં તેનાં ત્રણ માન જ્યેષ્ઠ, મધ્યમ અને કનિષ્ઠ કહ્યાં છે. તેની બે બાજુનું અંતર ૧૪ આંગળનું રાખવું. આ ઢાલને પકડવાનો હસ્તાધાર બે ગોળ વારુણ મંડળ જેવો કરવો.

શ્વેત વસ્ત્ર શ્વેત માળાથી વિભૂષિત ખટ્વાંગને પકડવાનો દંડ સુવર્ણ વિભૂષિત કરવો. ૨૩-૨૪ ઇતિ ખટ્વાંગ.

द्विमुष्टयन्ध्यंगुलं मध्यं मध्योर्ध्वं च द्विहस्ततः ।
निम्नं चोभयतः कुर्याद् गुणाधारे तु कर्णिके ॥ २५ ॥

....गुलं मध्यदेशे चत्रमोनैर्गुणैर्मतम् (?) ।
सप्ताष्टनवमुष्टिश्च बाणः पुष्प अद्गणैः (?) युतः ॥ २६ ॥

कुंभके कुंभयेद् बाणं पूरकेण तु पूरकेत् ।
रेचके रेचयेद् बाणं त्रिविधं शरलक्षणम् ॥ २७ ॥ इति धनुर्बाणः ॥

ધનુષ્ય બે મૂઠી, બે આંગળ મધ્યમાં અને નીચેથી ઉપરની લંબાઈ ૨ હાથની જાણવી. નીચે બે બાજુ ગુણાધાર–એટલે દોરી રાખવાની બે કર્ણિકા (પાંખડી) કરવી. ૭, ૮ અને ૯ મુષ્ટિ પ્રમાણના 'પુષ્પક' એવા બાણની લંબાઈ જાણવી. કુંભક ધનુષ્યને કુંભક બાણ, પૂરકને પૂરક અને રેચકને રેચક એમ ત્રણ પ્રકારના શર–બાણનાં લક્ષણ જાણવાં.

मकरद्वित्रिकं वापि पाशो ग्रंथिसमाकुलम् (?)
अंकुशं चांकुशाकारं तालमानसमावृतम् ॥ २८ ॥ इति पाशांकुशौ ॥

મકરનાં ચિહ્ન (મગરનું મુખ) જેમાં હોય તે બે કે ત્રણ ગાંઠોવાળું પાશ જાણવું. અંકુશ અંકુશના આકારનું બાર આંગળ પ્રમાણનું કરવું.

घंटा घंटाकृतिः कुर्याच्चतुर्धारा च रिष्टिका ।
दर्पणं दर्शनार्थं च दंडः स्यात् खड्गमानतः ॥ २९ ॥
इति घंटारिष्टिदर्पणदंडम् ।

ઘંટા–ટોકરી ઘંટા જેવી આકૃતિની કરવી, તીક્ષ્ણ ચાર ધારવાળી રિષ્ટિકા રચવી. મુખદર્શન માટેનું દર્પણ ખડ્ગના દંડમાન જેટલું–પચાસ આંગળ પ્રમાણનું કરવું.

शंखश्च दक्षिणावर्तश्चक्रं चारयुतं तथा ।
गदा च खड्गमाना स्यात् पृथुतालं अकंदाणे त्रयम् (?) ॥ ३० ॥
इति शंखचक्रगदा ॥

શંખ દક્ષિણાવર્ત રચવો, અને ચક્ર ચાર ચુતનો જાણવો. ગદાનું માન પ્રમાણ ખડ્ગ જેટલું–પચાસ આંગળની લંબાઇનું જાણવું. તેનો ઉપરનો ગોળ ભાગ ૧૨ આંગળ લાંબો અને ત્રણ આંગળ પહોળો રાખવો.

वज्रं शूलद्वयं दीर्घमेकविंशतिशूलतः ।
अर्धेन्दुनिभधाराग्रा शक्तिः स्याद् द्वादशांगुला ॥ इति वज्रशक्तिः

૨૧ આંગળ લાંબું વજ્ર, તેને નીચે ઉપર તીક્ષ્ણ શૂળ કરવાં. અર્ધચંદ્ર જેવી અગ્રધારવાળી શક્તિ ૧૨ આંગળ પ્રમાણની જાણવી.




हस्तग्राह्यश्चोर्ध्वतश्च मुद्गरः षोडशांगुलिः ।
भृशुण्डी युग्मदोरास्या द्विहस्तान्ताग्रचालका ॥ इति मुद्गरभृशुण्डी

હાથે પકડવાનો મુદ્ગર ઉપર જાડો ૧૬ આંગળ પ્રમાણનો જાણવો. અગ્રભાગથી ફરે તેવી બે મુખવાળી બે હાથ લાંબી ભૃશુંડી જાણવી.

विंशत्यंगुलं मुशलं चतुरंगुलवृत्तकम् ।
अर्धचन्द्रोपमः पर्शुः तद्दण्डः खड्गमध्यतः ॥ इति मुशल पर्शू ॥

વીશ આંગળ લાંબું અને ચાર આંગળ ગોળ પ્રમાણનું મુશળ જાણવું. અર્ધચંદ્રની આકૃતિવાળી ફરશી અને તેનો દંડ ખડ્ગના માન પ્રમાણેનો જાણવો.

कर्तिका छुरिकामाना चक्रे च त्रिसमाकृतिः ।
शिरोऽस्थिकं कपालं स्याच्छिरश्च रिपुशीर्षकम् ॥
इति कर्तिका कपाल शीर्षकम्

કર્તિકા ( કાતર ) છુરિકાના માન પ્રમાણુની કરવી. તેને પકડવાનાં બે ચક્રો ત્રણ સમાન આકૃતિનાં કરવાં. ખપ્પર અર્થાત્ મનુષ્ય મસ્તકની ખોપરીનું પાત્ર– કપાલ જાણવું. અને શત્રુનું મસ્તક શિર જાણવું.

सर्पो भुजंगस्त्रिफणी शृंगं स्याद्वै गवादिजम् ।
हलं हलाकृतिः कुर्यात् कुन्तं वै पंचहस्तकम् ॥ ३५ ॥

માથે ત્રણ ફેણવાળો સર્પ–ભુજંગ, અભિષેક માટે ગાય કે વૃષભનું શૃંગ અને ગણપતિને દંતૂશળ તથા હળ તે તે આકૃતિનાં કરવાં. અને ભાલું પાંચ હાથના પ્રમાણનું જાણવું.

पुस्तकं युग्मतालं स्याद् जाप्या मालाक्षसूत्रकम् ।
कमंडलुश्च पादोनः श्रुग्वै षटत्रिंशदंगुला ॥ ३६ ॥

પુસ્તક બે તાલ ( ૨૪ આંગળ પ્રમાણનું ) જાપ જપવાની માળા અક્ષસૂત્ર અને કમંડળ પોણો તાલ ( ૯ આંગળ ) અને સ્રુવ–હોમ કરવાનો સરવો–શુચિ છત્રીશ આંગળ પ્રમાણનો જાણવો. ( સરવો અને શુચિ તે બે હોમોપયોગી પાત્રો છે. તેમાં શુચ વિશિષ્ટ હોમમાં લેવાય છે. )

पद्मं च पद्मसंकाशं पत्रं मुक्तं च लोलकम् ।
पद्मासनार्धयुग्महस्ता योगमुद्रा तथोच्यते ॥ ३७ ॥
इति पद्मपत्र–योगमुद्रा

પદ્મના જેવું કમળ અને કમળના જેવું લોલક પાત્ર અર્ધપદ્માસન અને બે હાથથી યોગમુદ્રા થાય છે. ( મૂર્તિ શાસ્ત્રમાં એક હાથની ત્રણ મુદ્રા વરદ, અભય અને તર્જની કહેવાય છે. )

ઇતિ ષટ્ત્રિંશાયુધ લક્ષણ–અપરાજિત સૂત્રસંતાન ૨૩૫

अथ किरीटः ॥ अत्रैकांगुलसम्मितेन परिवेष्टचोष्णीषपट्टेन के
कोटीरं मुकुटोज्ज्वलं विरचयेदष्टांगुलैः सर्वतः ।
द्वयष्टाभिर्धृतिसम्मितैर्दिनकरद्वन्द्वप्रमैरंगुलै–
रुष्णीषोपरि भाससमानमुकुटोपेतं किरीटं हरौ ॥

કિરીટ-મુકુટનાં લક્ષણ: એકેક આંગળ પ્રમાણના ઉપરાઉપર ફરતા વીંટેલ પટવાળો આઠ આંગળ ઉંચો એવો કોટીર નામનો ઉજ્જવળ મુકુટ જાણવો. તેવી રીતે ૧૬ આંગળ અગર ૨૪ આંગળ ઉંચા પ્રકાશમાન મુકુટને કિરીટ-મુકુટ કહે છે. જે વિશેષે કરીને વિષ્ણુને ધારણ કરાવે છે.




कुर्यात् किरीटं शिखरैरुपेतं त्रिपंचसप्तप्रमितैर्यथार्हम् ।
अंडोपमं वा कमलोपमं वा छत्रोपमं वा कमठोपमं वा ॥ २ ॥

ત્રણ, પાંચ કે સાત આંટાવાળો યોગ્ય લાગે તેવી રીતે શિખરની આકૃતિવાળો કમળ સમાન કે છત્ર સમાન કે કાચબાની આકૃતિ જેવો મુકુટ પણ થઈ શકે છે.

अथ जटामुकुट ॥ युग्मसंख्या जटा कार्या उभयोः पार्श्वयोः पृथक् ।
द्वात्रिंशन्मात्रमारभ्य अथैकांगुलवृद्धितः ॥ ३ ॥
एकषष्ट्यंगुलान्तं तु जटादीर्घमुदाहृतम् ।
अधोजटा दीर्घतमास्तस्मादूर्ध्वेर्ध्वगास्तथा ॥ ४ ॥

क्रमान्न्यूना तु कर्तव्या तदर्हेषु समान्तरा ।
कनिष्ठांगुलपरीणाहं जटानाहमुदाहृतम् ॥ ५ ॥

૩૨ આંગળથી એકેક આંગળની વૃદ્ધિ કરતાં ૬૧ આંગળ ઊંચાઇ સુધીના જટામુકુટ થાય છે. જટાની ઊંચાઇ એકી સંખ્યાની કરવી, તે પડખે જુદી કરવી. નીચે જટાનો ભાગ જાડો રાખવો. પછી ઉપરાઉપર ક્રમથી જટાની જાડાઇ (ફીંડલું) ઓછું ઓછું કરતા જવું. તેમ ઉપર સમાન અંતરવાળી જટા કરવી. જટાની જાડાઇનું સામાન્ય પ્રમાણ ટચલી આંગળી જેટલું જાડું રાખવું.

जटामुकुटतुंगं तु, चतुर्विंशांगुलं तु वा ।
एकविंशांगुलं वाथ कुर्यादष्टादशांगुलम् ॥ ६ ॥
सप्तदशांगुलं वाथ षोडशांगुलमेव वा ।
केशान्तान्मुकुटान्तं तु ललाटे पट्टसंयुतम् ॥ ७ ॥

જટામુકુટની ઉંચાઇ ૨૪ આંગળની, ૨૧ આંગળની, ૧૮ આંગળની, ૧૭ આંગળની કે ૧૬ આંગળ સુધીની જટામુકુટની ઉંચાઇ રાખવી. માથાના વાળના અંતભાગથી મુકુટના નીચેના અંતભાગ સુધી લલાટે-કપાળે પટ્ટો કરવો.

मुखान्तव्याससदृशं मुकुटस्य विशालकम् ।
तुंगार्धं वा त्रिपादं वा यथाशोभं प्रकल्पयेत् ॥ ८ ॥
तत्सप्ताष्टनवांशैकहीनमग्रविशालकम्
चतुष्पूरिमसंयुक्तं भान्वंशं पूरिमोदयम् ॥ ९ ॥
शंभौ जटायां कर्तव्या मूर्ध्नि गंगा प्रमाणतः ।

મુકુટ, મુખના ઉપરના ભાગ જેટલો પહોળો કરવો. તેની ઉંચાઇ અર્ધ અથવા પોણા ભાગની શોભાયમાન દેખાય તેવી કરવી. મુખની વિશાળતાથી સાતમા, આઠમા કે નવમા ભાગે આંગળ હીન મુકુટ કરવો. ચાર ભાગથી બારમા ભાગ સુધીથી ઉંચાઇનો મુકુટ કરવો. શિવના જટામુકુટમાં ઉપર મસ્તકના પ્રમાણમાં ગંગાજી કરવાં.

भान्वंगुलायता वाथ षोडशांशसमुच्छ्रया ॥ १० ॥
हृदयेऽञ्जलिसंयुक्ता प्रोक्तस्त्रीलक्षणान्विता ।
किरीटमुकुटं चैव केशं वा तत्र कल्पयेत् ॥ ११ ॥

अथ करंडमुकुट ॥ मूलादग्रंक्रमात् क्षीणं करण्डमुकुटस्य तु ।
अग्रस्य मुकुलाकारं मुकुटस्य प्रकल्पयेत् ॥ १२ ॥

त्रिपंचसप्तसंघैस्तु करण्डैश्च विराजितम् ।
करण्डमुकुटं कार्यमन्यत् सर्वं यथापुरम् ॥ १३ ॥

બાર આંગળ પહોળી અને સોળ આંગળ ઉંચી, હૃદયે બે હાથ જોડતી અંજલી દેવી. સ્ત્રી લક્ષણવાળી કિરીટ મુકુટ પહેરેલી કે કેશયુક્ત કરવી.

મુકુટની નીચેથી મૂળ અગ્ર ભાગના ક્રમથી ઓછા ઓછા કરતાં મુકુટનો ઉપલો અગ્ર ભાગ મુકુલાકાર–ખીલેલા કમળ જેવી કલ્પનાવાળો ત્રણ પાંચ કે સાત આંટાવાળો કરંડિયાથી સુશોભિત કરવો. કરંડિયાના આકારનો મુકુટ કરંડમુકુટ જાણવો. બાકી અન્ય સર્વ, આગળ કહ્યું તે પ્રમાણે જાણવું.

अथ कुंडलम् ॥ त्रिचतुष्पंमात्रं स्यात् पत्रकुंडलविस्तृतम् ।
यवं वृत्तघनं प्रोक्तं श्वेताभं वात्र चार्तवम् ॥ १४ ॥
मकरं कुंडलं वाथ सिंहकुंडलमेव वा ।
गजादिकुंडलं वाथ द्विचतुष्पंचमात्रकम् ॥ १५ ॥
कुर्याद् यासं च तुंगं च तत्तदाकारभेदतः ।
वृत्तकुंडलविस्तारमष्टादशयवं भवेत् ॥ १६ ॥
वेदांगुलं तु तत्तुंगं रंभाब्जमुकुलोपमम् ।

કુંડળ : ત્રણ, ચાર કે પાંચ માત્રા પ્રમાણનું પત્રકુંડળ પહોળું કરવું. એક યવ જાડાં ગોળ સફેદ, સરળ, પત્રકુંડળ કરવાં. મકરાકૃતિના કે સિંહ આકૃતિના કે ગજ આકૃતિના બે ચાર કે પાંચ માત્રા પ્રમાણનાં કરવાં. કુંડળના આકારના ભેદથી વ્યાસ અને ઉંચાઈ રાખવી. ગોળ કુંડળ અઢાર યવ પ્રમાણનાં કરવાં. ચાર આંગળની ઉંચાઈનાં કમળની જેવાં વિકસિત કુંડળ કરવાં.

अथ ग्रैवेयः ॥ हिक्कासूत्रोपरिष्टात्तु उपग्रीवं तु बंधयेत् ॥ १७ ॥
रुद्राक्षं वाथ रत्नं वा हेमक्लृप्तमणिं तु वा ।
नानाचित्रविचित्रं तु ग्रैवेयं वा यथोचितम् ॥ १८ ॥

હિક્કાસૂત્રની ઉપર ઉપગ્રીવા તે કંઠને ચોંટતું આભૂષણ જાણવું. તે રુદ્રાક્ષ, રત્ન કે સુવર્ણ કે મણિનું નાના પ્રકારનું ચિત્રવિચિત્ર શોભાયમાન કરવું.

अथ वलयः ॥ कटकं वलयोपेतं प्रकोष्ठे तु प्रकल्पयेत् ।
कनिष्ठांगुलिपरीणाहं वलयं वर्तुलं तु वा ॥ १९ ॥

अथवा वलयस्यैव घनं द्वित्रियवं तु वा ।
घनद्विगुणविस्तारं नाना रत्नविचित्रितम् ॥ २० ॥
युगलं युगलं तत्तु प्रकोष्ठेषु प्रकल्पयेत् ।

કાંડાના વલયો ગોળ, બે ત્રણ યવ જાડાઈના અગર ટચલી આંગળીની જાડાઈના, અથવા વિસ્તારથી બમણા અનેક પ્રકારના ચિત્રવિચિત્ર રત્નોથી શોભતા વલયો જોટે કરવા.

अथ केयूरः ॥ केयूरं कोर्परादूर्ध्वे वलयोक्तघनान्वितम् ॥ २१ ॥
एकाकारं तु केयूरं साष्टपादाब्जसंयुतम् ।
नानारत्नसमायुक्तं शैवलाभमथापि वा ॥ २२ ॥
पत्रपूरितसंयुक्तं बाहुमध्ये प्रकल्पयेत् ।
पत्रपूरितनालं तु केयूरसदृशं घनम् ॥ २३ ॥
तत्पूरितादधो नालं बाहुमित्यावृतं तु वा ।
त्रिचतुष्पंचमात्रं वा पत्रपूरितविस्तृतम् ॥ २४ ॥
तद् व्यासार्धं तु तत्तुंगं पादोनद्विगुणं तु वा ।
द्विगुणं वापि कर्तव्यं तद् बाहुवलयं भवेत् ॥ २५ ॥

કોણીથી ઉપરના ભાગમાં જાડાઈવાળું વલય-બાજુબંધ-કેયૂર એક આકારનું, અષ્ટપત્ર કમળયુક્ત, અનેક રત્નોથી શોભતું શેવાળના જેવી લીલી કાન્તિવાળું બાજુબંધ કેયૂર કરવું. બાહુના મધ્યમાં કડાના જેવું જાડું, પત્રથી ભરેલ નાલ કરવું (૨૩) પત્રથી પૂરેલ નીચેનું નાલ બાહુને વીંટાયેલું, ત્રણ, ચાર કે પાંચ માત્રા પ્રમાણથી પુરેલ વિસ્તારવાળું કરવું. તે પત્રના વ્યાસનું અર્ધ જેટલું અને પોણા બેથી બે ગણું બાહુવલય કરવું.

अथ मुद्रा ॥ मध्यांगुलं विना शेषा अंगुला मुद्रिकान्विताः ।
मुद्रिका मूलपर्वस्था वृता यवघनान्विताः ॥ २६ ॥
रत्नचित्रविचित्रा वा तत्तद्योग्यं समाचरेत् ।
मध्यांगुलाग्रमभये चूचुकोर्ध्वसमं भवेत् ॥ २७ ॥
तर्जन्यादिकनिष्ठान्तास्तुल्यमूलास्तु वक्रिताः ।
ईषद् वक्रितमंगुष्ठमूर्ध्वाग्रं तु बहिर्मुखम् ॥ २८ ॥

વચલી આંગળી સિવાયની બધી આંગળીઓએ વીંટીઓ ધારણ કરાવવી. આંગળીઓમાં વીંટીઓ આંગળીના મૂળ પર્વના જેટલી ગોળ અને એક યવ જાડી કરવી. તેને યોગ્ય ચિત્રવિચિત્ર રત્નોવાળી કરવી. વચલી આંગળીનો અગ્રભાગ

સ્તનની દીંટડી જેટલો ઉંચો કરવો. ટચલી અને તર્જનીના મૂળ સુધી વક્ર બનાવવી અને આ વાંક અંગૂઠાના મૂળ સુધી લઇ જવો.

अथ वरदाभय मुद्रा ॥ तथैव वरदं कृत्वा मणिबंधकटौ पुनः ।
मध्यांगुलाग्रमालम्ब्य मेढ्राग्रान्तं बहिर्मुखम् ॥ २९ ॥
तदेव सिंहकर्णाख्यं तलमध्यगतं यदि ।
मध्यांगुलाग्रं वक्राभं तदुपान्तगतं तथा ॥ ३० ॥
अनामिकाग्रं शेषाः स्युः पूर्ववत् परिकल्पिताः ।
अभयाकारमालम्ब्य हस्तमूरौ समर्पितम् ॥ ३१ ॥

કમરે (કેડે) મણિબંધ આવે તેવી રીતે વરદમુદ્રા દર્શાવવી. મધ્યની આંગળીના અગ્રભાગને ટેકો દઈ અંગૂઠાનો છેડો બહાર પડતો હોય તો તે સિંહકર્ણ મુદ્રા જાણવી. મધ્ય આંગળીનો અગ્રભાગ વક્ર દેખાય અને તેનો ઉપાંત અનામિકાના અગ્રભાગ સુધી પહોંચે અને બાકીની આંગળીઓ પૂર્વવત હોય તો તે અભય મુદ્રા જાણવી. તે હાથ છાતીએ લગાડેલ હોય તેમ કરવો.

यदि तत्कटकं प्रोक्तं मणिबन्धं तूरुबाह्यतः ।
एकद्वित्र्यंगुलाद् बाह्ये कर्तव्यं बुद्धिमत्तमैः ॥ ३२ ॥
हिक्कासूत्रसमं मध्यमाग्रमूर्ध्वाननं करम् ।
बहिर्मुखं कर्तरी सा शंखचक्रादिसंयुता ॥ ३३ ॥

જ્યારે કટક વલય-પહોંચી હાથને મણિબંધ છાતીએથી એક, બે કે ત્રણ આંગળ બહાર રાખે છે તેને કટક કહે છે. બુદ્ધિમાન શિલ્પી હિક્કાસૂત્રની બરાબર કાતર (કર્તરી) શંખ અને ચક્ર આદિ ધારણ કરતા કરવા.

वक्रौ त्वनामिकांगुष्ठौ तलमध्यगतौ पुनः ।
किंचिद् वक्रा कनिष्ठा सा द्वावन्यावप्यृजुक्रियौ ॥ ३४ ॥
तथा सूचीति विख्याता कर्णसूत्रसमोन्नता ।
तर्जन्याग्रं तदा तत्र योजयेदंकुशादिकम् ॥ ३५ ॥
अंगुष्ठानामिकामध्यमांगुल्यस्तलमध्यगाः ।
किंचिद् वक्रा कनिष्ठा सा तर्जन्यृजुतरा भवेत् ॥ ३६ ॥

શંખચક્રાદિ ધારણ કરતા અનામિકા અને અંગૂઠો વાંકા રાખી હથેળીના મધ્યમાં તે આયુધો રહે તેમ જરા વાંકી કનિષ્ઠિકા સરળ ક્રિયાવાળી કરવી.

કર્ણસૂત્રની પ્રમાણે ઉંચી હોય તેવી તર્જની મુદ્રા 'સૂચિ' નામથી ઓળખાય છે. (માધ્યમિકા અને) તર્જનીના અગ્રભાગમાં અંકુશાદિ આયુધ પકડાવવાં. અંગૂઠો, અનામિકા મધ્યમાના તલમધ્યમાં કંઈક વાંકી કનિષ્ઠિકા અને તર્જની સીધી કરવી.

अथ यज्ञोपवीत ॥ यज्ञोपवीतं सर्वेषां यवाष्टांशघनान्वितम् ।
उपवीतं त्रिसूत्राढ्यं उरःसूत्रसमन्वितम् ॥ ३७ ॥
एकमेव ह्युरःसूत्रमुपवीतघनान्वितम् ।
वामस्कंधोपरिष्टात्तु नाभ्य(धो)द्व्यंगुलान्ततः ॥ ३८ ॥
यज्ञोपवीतदीर्घं तु नाभेर्दक्षिणपार्श्वगम् ।
अपरे वंशमाश्रित्य यज्ञसूत्रं निधापयेत् ॥ ३९ ॥

યજ્ઞોપવીતના દરેક સૂત્ર યવના આઠમા ભાગ જેટલા જાડા કરવા. વક્ષઃસ્થળના સૂત્ર બરાબર ઉપવીતના ત્રણ સૂત્ર રાખવા. તે એક ઉરૂસૂત્ર ઉપવીત જેટલું જાડું રાખવું. ડાબા ખંભાથી નાભિથી બે આંગળ નીચે સુધી યજ્ઞોપવીત સૂત્ર લાંબુ નાભિની જમણી તરફ રાખવું. બીજાઓ પોતાના વંશનો આશ્રય જાણીને જનોઇ ધારણ કરે છે.

अथोट सूत्रम् ॥ उरःसूत्रं समालम्ब्यं स्तनादष्टांगुलान्तरे ।
यज्ञोपवीतवत् कार्यं स्कंधयोरुभयोरपि ॥ ४० ॥

ઉરુસૂત્ર સ્તનથી આઠ આંગળ સુધી લંબાવવું અને યજ્ઞોપવીતની જેમ બંને ખંભે ધારણ કરાવવું.

अथ चन्नवीर ॥ पार्श्वयोश्चैव योन्यूर्ध्वे चन्नवीरमिदं विदुः ।
हिक्कात् षडंगुलाधस्तात् स्तनयोर्मध्यदेशतः ॥ ४१ ॥

अथ ग्रैवेयहारः ॥ ग्रैवेयहारमाख्यात वेदमात्रवितानकम् ।
यवत्रयं घनं तस्य नानामणिहिरण्मयम् ॥ ४२ ॥

બે પડખે ખભા પર યજ્ઞોપવીતની જેમ હોય તો ચન્નવીર જાણવું.

ગળાના હિક્કાસૂત્રથી છ આંગળ નીચે અને સ્તનના મધ્ય ભાગ સુધી ચાર વેંત લંબાઈ પ્રમાણનો અને ત્રણ યવ જાડો એવો અનેક મણિ જડેલો સુવર્ણનો ગ્રૈવેય હાર જાણવો.

अथाक्षमाला ॥ कंठादुदरबंधान्तमक्षमालां प्रकल्पयेत्
हृन्मालेति प्रसिद्धा सा स्कंधमालां च कारयेत् ॥ ४३ ॥

अथ स्कंधमाला ॥ नानापुष्पमयी स्कंधदेशे सा संप्रकीर्तिता ।
अथ कटिसूत्रम् ॥ कटिसूत्रत्रिभिः सूत्रैः सूत्रं प्रतियवं घनम् ॥ ४४ ॥
कटिसंध्योपरिष्टात्तु रत्नचित्रितमाचरेत् ।

अथोरुसूत्र-मुक्तादामा मेढ्रादधः कृत्तिमास्यं पंचषट्सप्तमात्रकम् ॥ ४५ ॥
तारं तारसमं तुंगं घनमर्धांगुलं स्मृतम् ।
ततोरुमानत्र्यंशान्तं मुक्तादामादि लंबयेत् ॥ ४६ ॥

કંઠથી પેટ સુધીની લંબાઈની અક્ષમાલાની કલ્પના કરવી. તે હૃન્માલા નામે ઓળખાય છે. ખભાં પરની સ્કંધમાલા અનેક પ્રકારના પુષ્પવાળી જાણવી.

કેડના ઉપરના ભાગ પર રત્નથી ચિત્રિત ત્રણ સૂત્ર (સેર)વાળું એક યવ જાડાઇનું કટિસૂત્ર જાણવું. ગુહ્યભાગથી નીચે પાંચ, છ કે સાત માત્રાવાળું ચારગણું લાંબું, અર્ધો આંગળ જાડું, સાથળના પ્રમાણથી ત્રણ અંશ સુધીનું લટકતું ઉરુસૂત્ર અથવા મુક્તાદામા લંબાવવા (લટકતા કરવા).

पादौ जालकसंयुक्तौ, गुल्फाधस्तात्तथैव च ।
जालकाबद्धसूत्रं तु यवद्वयघनान्वितम् ॥ ४७ ॥
तत्सूत्राज्जालकालंबं त्रिपंचयवमानकम् ।
त्रियवं जालनालं तु व्यासतुल्यं तदुन्नतम् ॥ ४८ ॥
यवमानं घनं शेषं गाढमत्र प्रकल्पयेत् ।
गाढयुक्तं तु वृत्ताभमन्तःपाषाणसंयुतम् ॥ ४९ ॥
गाढहीनं घनं वान्तदृषदत्र न कारयेत् ।

ઘૂંટી (ગુલ્ફ)થી નીચે બંને પગે ઝાંઝરવાળાં 'જાલક' કરવાં. જાલકને બાંધવાનું ઉપલું સૂત્ર બે યવ જાડું કરવું. તે સૂત્રથી ત્રણ કે પાંચ યવ પ્રમાણનું લટકતું ઝાલર-ઝાંઝર કરવું. ત્રણ યવ જેટલું જાલકનું નાળ અને તેના વ્યાસ જેટલું ઊંચું કરવું. એક યવ પ્રમાણ બાકી જાડું ગાઢયુક્ત ગોળ પાષાણ સાથે કરવું. ગાઢહીન ઘન કરવું હોય તો પાષાણયુક્ત ન કરવું.

अथ भुजंगवलय ॥ भुजंगवलयं यत्र प्रकोष्ठादिषु रोचते ॥ ५० ॥
तत्प्रदेशपरीणाहात् सपादं स्यात्तदायतम् ।
तद् दीर्घांगुलि [illegible] ...वंगुलायतम् ॥ ५१ ॥

सप्तांगुलं तु विस्तारं घनं चैकांगुलं फणे ।
अतितीक्ष्णांतरे जिह्वे मुखे कुर्यात्तु लोचने ॥ ५२ ॥

ભુજંગ વલય-કડું કોણીની લંબાઈથી સવાયું લાંબું અને તે લંબાઈ ઉપર બાર આંગળ ઉપર ફણ કરવી. સાત આંગળ પહોળી અને એક આંગળ જાડી ફણ કરવી. મુખમાં અતિ તીક્ષ્ણ જીભ અને આંખો કરવી.

अथ वस्त्रम् ॥ वस्त्रं कौशेयकार्पासचीरचर्मादिकं पुनः ।
तत्तद् योग्यं प्रकर्तव्यं युक्त्या सर्वत्र बुद्धिमान् ॥ ५३ ॥

મૂર્તિને રેશમી વસ્ત્ર, કપાસનાં સુતરાઉ વસ્ત્ર કે ઝાડની છાલનાં વલ્કલ અને ચર્મનાં વસ્ત્રો બુદ્ધિમાને યુક્તિથી મૂર્તિને યોગ્ય પહેરાવવાં.

ઇતિ ષોડશાભરણ-શિલ્પરત્ન.

## ॥ अथायुधानि ॥

अथ धनुः ॥ यद् द्रव्येण कृतं बिंबं तेनैवायुधमाचरेत् ।
शतांगुलायतनं चापं नवसप्तांशुगानलैः ॥ ५४ ॥
मात्रैर्युतं विहीनं वा नवधा धनुषोदयम् ।
पूर्णमुष्टिस्तु नाहः स्यात् मध्यादग्रौ क्रमात् कृशौ ॥ ५५ ॥
अग्रावर्धांगुलौ व्यासौ वृत्तौ कार्यौ गुणांगुलौ
चित्तौ आयात्रिभागैके बाणनाभिस्तु मूलतः ॥ ५६ ॥

જે દ્રવ્યની મૂર્તિ બનાવી હોય તેજ દ્રવ્યનાં આયુધો હોય. સો આંગળ લાંબું ધનુષ્ય સત્તાણુ બાણો રૂપી અગ્નિ સાથે બનાવવાં. માત્ર પ્રમાણયુક્ત કે વિહીન નવ પ્રકારે ધનુષ્યના ઉદય થાય છે. પૂરી મુઠી પ્રમાણની જાડાઇ તેના મધ્યથી બંને છેડા ક્રમથી પાતળા થતા જાય. આગળ અર્ધ આંગળ અને ગોળ ત્રણ આંગળનું જાણવું.

લંબાઈના ત્રીજા ભાગે બાણની નાભિ કરવી.

अथ बाणः ॥ चापायाष्टगोनं रज्जुदीर्घमुदाहृतम् ।
त्रिवक्रसहितं वाथ बालेन्द्वाकारमेव वा ॥ ५८ ॥
एकविंशांगुलं बाणदीर्घं तद् द्विगुणं तु वा ।
कनिष्ठांगुलिमानेन परिणाहं शरस्य तु ॥ ५८ ॥

आस्यायामं पंचमात्रं तत्तारं चैव तत्समम् ।
आस्यदीर्घसमं पुच्छं पत्रबंधविचित्रितम् ॥ ५९ ॥
पत्राणामंगुलं व्यासं पृष्ठे ज्यानाभिमाचरेत् ।
पुच्छतारत्रिभागैकं नाभ्यगाधं च विस्तरम् ॥ ६० ॥




ધનુષ્યના લંબાઇના આઠ ભાગે હીન, દોરીની લંબાઈ રાખવી. ધનુષ્ય ત્રણ વાંકવાળું અથવા બાલચંદ્રની આકૃતિ જેવું કરવું. એકવીશ આંગળનું લાંબું બાણ અગર તેથી બમણું લાંબું કરવું. કનિષ્ઠિકા આંગળી પ્રમાણનું બાણનું માન જાણવું. મોઢાની લંબાઇ પાંચ માત્રા (અંશ)ની અને તેનો તાર પણ તેવડો જ કરવો. મોઢાના જેટલી લંબાઈ સમાન પુચ્છ-પત્રબંધથી ચિત્રિત કરવું. પત્રનો વ્યાસ એક આંગળ અને પાછળ-પૃષ્ઠ ભાગમાં જ્યા (દોરી) રાખવાની નાભિ કરવી. પુચ્છ અને તારના ત્રણ ભાગના એક ભાગ જેટલી નાભિની અગાધતા અને વિસ્તાર રાખવો.

अथ टंकः ॥ टंकं भान्वंगुलायामं कुर्याद् युक्त्या बहिर्मुखम् ।
मृगं बहिर्मुखकं वाथ कुर्यादन्तर्मुखं तथा ॥ ६१ ॥

अथ मृगः ॥ द्वादशांगुलमायामं तस्योच्चं युक्तितश्चरेत् ।

ટંક નામનું આયુધ ટાંકણા જેવું બાર આંગળનું યુક્તિથી બહિર્મુખ કરવું. મૃગ પણ બહિર્મુખ અથવા અંતર્મુખ કરવો. તે બાર આંગળ લાંબો અને તેની ઉંચાઇ યુક્તિથી કરવી.

अथ चक्रं शंखः ॥ द्वादशांगुलविस्तारं चक्रं शंखं तथैव च ॥ ६२ ॥

अथ डमरु ॥ डमरोर्दीर्घविस्तारे वसुपंचांगुलान्विते ।
मध्यं गुणांगुलं व्यासंमायामं चैव तत्समम् ॥ ६३ ॥
वलयद्वयसंयुक्तं चर्मसूत्रादिसंयुतम् ।

બાર આંગળ વિસ્તારના શંખ અને ચક્રનું પ્રમાણ જાણવું. ડમરૂની લંબાઇ પહોળાઇ આઠ અગર પાંચ આંગળની જાણવી. તેનો મધ્ય ભાગ ત્રણ આંગળ પહોળાઇનો, તેની લંબાઈ પણ તેટલી જ રાખવી. ચર્મસૂત્ર વગેરેના બે વલય (કડાં)થી યુક્ત ડમરૂ જાણવું.

अथ कमंडलु ॥ नवांगुलं तु विस्तारं तारादर्धैत्रिपादकम् ॥ ६४ ॥
उच्चं कमंडलोः कुर्याद् यथाकारं तथैव च ।

નવ આંગળ ઉંચું અને તેનાથી અર્ધ કે પોણી પહોળાઇનું કમંડળ યોગ્ય આકારનું જાણવું.

पद्मं तालसमुच्छ्रयं द्विगुणविस्तारं च षोढा कृते
मूले पट्टमिलांशतो द्वितयतो वाधस्तनाष्टच्छदम् ।
अंघ्रयूनप्रथमब्जमध्यमुपरिष्टादष्टपत्रं त्रिभिर्भागैः
पट्टयुतं करोतु कमलेनामात्र पीठोच्छ्रयः ॥ ६५ ॥

પદ્મ-કમળ બાર આંગળ (એક તાલ) ઉંચું અને બમણું પહોળું છ આકૃતિ યુક્ત (કમળ) જાણવું. મૂળ ભાગના એક અંશથી અથવા બે અંશથી નીચેના ભાગમાં આઠ પત્રવાળું, જેનો મધ્ય ભાગ એક પાદનો અને ઉપરનો ભાગ આઠ પત્રવાળો ત્રણ ભાગથી પટ્ટયુક્ત એક માત્રા પીઠની ઉંચાઇવાળું કરવું.

विंशत्या प्रतिमांगुलैः प्रविततं वृन्ते तथा सैकया
नालं सद्वितयापि वाथ विततेरष्टाचलांगाशकैः ।

अंते हीनवितानमारचयतु ब्रह्मोपलान्तायतम्
तुर्यांश्रं सकलेषु वैधसमिदं वृत्तं क्वचिच्चैश्वरम् ॥ ६६ ॥

પ્રતિમાના વીશ આંગળ વિસ્તૃત અને પાંખડીમાં અથવા પ્રાંત ભાગમાં એક આંગળ બમણા વિસ્તારનો આઠ પર્વના અંગના અંશો વડે વિસ્તૃત નાલ બનાવવો. અંતમાં ઓછા વિસ્તારવાળું 'બ્રહ્મોપલાન્તાયત' બ્રહ્મશિલા સુધી વિસ્તૃત દરેકમાં ચતુર્થાંશ ભાગનો આશ્રય કરીને રહેલું, કોઇ ઠેકાણે ઇશ્વર એવા બ્રહ્મા સંબંધી આવૃત્ત છે.

ઇતિ આયુર્જ્ઞાન દ્રવિડ શિલ્પરત્નમ્



# પરિશિષ્ટ ૨. બૌદ્ધ સ્થાપત્યના ચાર વર્ગ

પ્રાચીન ઉપલબ્ધ બૌદ્ધ સ્થાપત્યના મુખ્યત્વે—ચૈત્ય, વિહાર, સ્તૂપ અને સ્તંભો એમ ચાર ધર્મોપયોગી વિભાગ પાડેલા છે. ચૈત્ય શબ્દનો પ્રયોગ વેદ યુગમાં પણ થતો હતો. જૈન આગમ ગ્રંથોમાં ચૈત્યને દેવમંદિરના અર્થમાં લે છે. બૌદ્ધો પણ તેમજ માને છે. વેદકાળમાં પવિત્ર પુરૂષોની સમાધિ તેમની યાદગીરીમાં બંધાવતા હતા. ચૈત્ય શબ્દની વ્યુત્પત્તિ મુજબ ચિતા—(મૃતદેહના અગ્નિસંસ્કાર માટે ખડકેલો કાષ્ટનો ઢગ) આવો અર્થ થાય છે. વેદયુગના ચૈત્યનો અર્થ સ્તૂપમાં પરિણમ્યો છે. ચૈત્ય મંદિરની રચના, પ્રવેશમાં ઉંડાણમાં વધુ હોય છે. મધ્યથી બંન્ને બાજુ સ્તંભોની બે હાર તથા પરસાળ હોય છે. ઉંડાણમાં મધ્યમાં બુદ્ધ પ્રતિમા સ્થાપન કરેલ હોય છે. તેના પર ઘંટાકૃતિ સ્તૂપ હોય છે અને ફરતો પ્રદક્ષિણા—માર્ગ હોય છે. કાર્લાની ગુફા એ તેનો સુંદર નમુનો છે. ગુફામાં તેમજ સાંચી માફક સપાટ જમીન પર પણ ચૈત્ય રચેલા હોય છે. ચૈત્યનું રૂપાન્તર ભારત બહાર બર્મામાં થયું છે. ત્યાં ગોળને બદલે શંકુ આકારના શિખરવાળું થાય છે. ઇંટો કે પાષાણથી બાંધેલ આવાં અંડાકાર મંદિરો હોય છે. ઉંધા વાળેલા ટોપલા જેવી આકૃતિનો સ્તૂપ હોય છે. સ્તૂપ બનાવવાનો હેતુ બુદ્ધ તેમજ બૌદ્ધ મહાપુરૂષોના પવિત્ર અસ્થિ (રાખ, વાળ ઈ૦)ને સુવર્ણની દાબડીમાં ભરી તે ઉપર સ્તૂપ ચણી પવિત્ર સ્મારક રચનાનો છે. પાછલા કાળમાં સ્તૂપને કોમ્પાઉંડ વોલ જેવો કઠોડો કરી ચારે બાજુ

સુંદર તોરણવાળા દ્વાર મૂકવામાં આવતા હતા. સ્તૂપ પર ચડવાને પગથીયા તથા ઉપરના ભાગે કઠોડાવાળી ચોરસ અગાશી જેવું બાંધે છે. અને મધ્યમાં ઉભો પાષાણનો દંડ કરે છે. સ્તૂપ ગોળ હોય છે. પણ ઈજીપ્ત–મીસરના સ્મારકો પીરામિડ ત્રિકોણાકારના હોય છે. સ્તૂપને પાલી ભાષામાં થપ્પા, બર્મામાં પાગોડા, સીલોનમાં દાભગા અને નેપાલમાં ચિતા પરથી સ્તૂપ કહે છે. જાપાનમાં તોરણને તોરિ કહે છે. તોરણનું ભારતીય સ્વરૂપ જાપાનમાં ગયું છે. સાંચીનો સ્તૂપ ઈ. સ. પૂર્વ બીજી શતાબ્દિમાં બંધાયેલો હતો. પ્રથમ તેના કમ્પાઉંડનો દક્ષિણ દરવાજો બંધાયો અને તે આંધ્રના સાતકર્ણી રાજાના શિલ્પીઓમાં પ્રમુખ સ્થપતિ આનામદાએ પોતાના ખર્ચે તૈયાર કરાવ્યાનો લેખ છે.

વિહાર=બૌદ્ધ સાધુઓને રહેવાના મઠને કે અભ્યાસ ચિંતનના સ્થાનને વિહાર કહે છે. તેમાં મધ્યમાં ગુરૂને બેસવાનું સ્થાન હોય છે અને ફરતા શિષ્યો બેસે તેવી વ્યવસ્થા હોય છે. પર્વતોમાં કોતરેલા વિહારોમાં ઝરણુના પાણીનાં ટાંકાંની સુંદર વ્યવસ્થા હોય છે. જૈનોમાં વિહારને વસતિ કે ઉપાશ્રય કહે છે.

સ્તંભોની બૌદ્ધપ્રથા સનાતન બ્રાહ્મણી ધર્મનું અનુકરણ છે. પ્રાચીન કાળમાં મંદિરની સન્મુખ સ્તંભોની પ્રથા પ્રચલિત હતી. વર્તમાન કાળમાં ઉત્તર કરતાં દ્રવિડમાં આ પદ્ધતિ હજુ જળવાઈ રહી છે. જૈનોમાં દિગંમ્બરી સંપ્રદાયમાં સ્તંભની વિશેષ પ્રથા છે. તેઓ સ્તંભને માનસ્તંભ કહે છે. પ્રસિદ્ધ ધર્મસ્થળો પર તેમજ બૌદ્ધ ભગવાનના યાત્રા કે ઉપદેશના સ્થાન પર સ્મરણ ચિહ્ન તરીકે ધર્મારોપણ સ્તંભો બૌદ્ધોએ ઉભા કરેલા છે. બૌદ્ધ સ્તંભો વિશાળ ને ઉભા હોય છે. તેના પર ધર્મચક્ર, સિંહ, વૃષભાદિ કોરેલા હોય છે. સ્તંભના ઉપર લેખો પણ કોતરેલા મળે છે. કેટલાક ચળકતા પાષાણના સ્તંભો છે.

કેટલાક લોહના સ્તંભો બે હજાર વર્ષ જેટલા જૂના કશા પણ કાટ લાગ્યા વગરના હજુ આજે પણ ઉભા છે. બૌદ્ધ સ્થાપત્યોના ઉપર કહેલા ચાર અંગ ગિરિપર્વતોમાં કોતરેલા છે. તેમજ પ્રથમ સ્વતંત્ર બાંધકામ તરીકે પણ તે ઉભા કરતા. સ્તૂપો ઉભા કરવામાં ઈંટોનો અને પછી પાષણનો ઉપયોગ થયો છે. ચૈત્ય, વિહાર અને સ્તૂપો લાંબા કાળ પર્યંત થયા કર્યા છે. ઈ. સ.ની પૂર્વથી નવમી શતાબ્દિ સુધી ગુફાઓ કોતરાઇ છે. આજ રીતે જૈન સ્થાપત્યો પણ બંધાયાં છે. જેનો ઉલ્લેખ ઉત્તરાર્ધના પરિશિષ્ટ રૂપે આપેલ છે.



  

# પરિશિષ્ટ ૩. ભારતની ધાતુ મૂર્તિકળા

ભારતમાં પ્રાયઃ ઈ. સ. પૂર્વેથી ધાતુકામનો વિકાસ થતો ગયો. તેના જૂના નમુનાઓ નાલંદા, ગાંધાર, ગુજરાત, રાજસ્થાન તથા દ્રવીડ પ્રદેશોમાંથી મળે છે. ટીબેટમાં પણ ઈ. સ. પૂર્વની ધાતુ મૂર્તિઓ જળવાઇ રહી છે. કાંસાની (પંચધાતુ) મૂર્તિઓનો એક જુદો જ સંપ્રદાય ઉભો થયો હતો. તેનું મૂળ ઘણું જૂનું છે. ધાતુ ઢાળવાની કળા અહીં સેંકડો વર્ષથી ઉદ્‌ભવી છે. ઉત્તર હિન્દના ગુપ્ત અને પાલ રાજ્યકાળની કળા ધાતુ-મૂર્તિઓના કામ સાથે સંકળાયેલી છે.

**शैलानाजात लोहजम् श्रेष्टम् ॥** પાષાણની મૂર્તિ કરતાં ધાતુની મૂર્તિ વધુ સારી (શ્રેષ્ટ) કહી છે. અષ્ટધાતુ, પંચધાતુ અને મિશ્ર ધાતુને પણ લોહ કહેવામાં આવે છે. શિલ્પ ગ્રંથોમાં લોહ-લિંગનો અર્થ મિશ્ર ધાતુ-લિંગ કહે છે. પ્રાધાન્ય મૂર્તિ વિશેષે કરીને પાષાણની જ બેસારવામાં આવે છે. પરંતુ ઉત્સવાદિ કાર્યોમાં વરઘોડામાં ધાતુની ચળમૂર્તિ ફેરવાય છે. જેને ભોગમૂર્તિ પણ કહે છે. ધાતુમૂર્તિઓના દાનની પ્રથા દ્રવિડમાં ઘણી હતી. દેવમૂર્તિઓ, ભક્તોની મૂર્તિઓ, દીપ-લક્ષ્મી ઈત્યાદિ મૂર્તિઓનું ધાતુકામ દ્રવિડમાં ઘણું થતું હતું. તે કારણે કળાવાન શિલ્પીઓનો વર્ગ પણ હસ્તિમાં આવ્યો. આ શિલ્પીઓના જ કેટલાક ગામો વસ્યાં હતાં. આવા ઘણા ગામોમાંનું એકાદ ગામ આજે પણ છે. કાવેરી ઉપર કુંભકોણમ્‌થી ત્રણ માઈલ દૂર સ્વામીમલ્લઇ ગામમાં પેઢી દર પેઢીના સંસ્કારવાળા પત્થર તથા કાંસાની મૂર્તિઓ ઘડનારી જ્ઞાતના અમુક કુટુંબો આજે પણ છે. કળા અને ભક્તિને પ્રયત્નપૂર્વક જાળવી રાખનારા આ શિલ્પીઓનો સમૂહ શિલ્પના સિદ્ધાંતો પ્રમાણે આજ પણ કામ કરે છે.

ભારતીય શિલ્પ શાસ્ત્રમાં મૂર્તિ વિધાનના નિયમો-સિદ્ધાંતો અંગ વિભાગના પ્રમાણને અનુસરીને વર્ણવ્યા છે. તેની અવગણનામાં દોષ બતાવ્યા છે. રોમન કેથોલિક ધર્મમાં પણ પવિત્ર મૂર્તિઓને શિલ્પના ચોક્કસ ઘાટ આપવાનાં નિયમો તેમના ધર્મશાસ્ત્રોમાં છે. જેનો ભંગ કોઇ શિલ્પી કરી શકતો નહિ. દ્રવિડ દેશમાં ધાતુમૂર્તિના દાનનું મહદ્ પુણ્ય માન્યું છે. તેથી એ કળા ત્યાં ખૂબ વિકસી હતી.

ખ્રીસ્તી ધર્મમાં પણ મૂર્તિના દાન માટે કહ્યું છે.

કાંસાની ઢાળેલી મૂર્તિઓ પંચલોહ કે પંચધાતુની કહેવાય છે. તેના મિશ્રણનું પ્રમાણ નીચે મુજબ થતું હતું.

(અ) (૧) ત્રાંબું, (૨) રૂપું, (૩) સોનું, (૪) પીત્તળ અને (૫) સફેદ સિસું-એ પાંચ ધાતુ મિશ્ર કરીને ગાળતા હતા. તેમાં ત્રાંબું વધારે પ્રમાણમાં નાખવાથી

મિશ્ર ધાતુ રક્તવર્ણની બને છે.

(व) વર્તમાનકાળમાં ઘણુંખરૂં સોનું કે ચાંદી નાંખતા નથી. પરંતુ મિશ્રણનું નીચેનું પ્રમાણુ લે છે :—(૧) ત્રાંબું દશ ભાગ, (૨) પીત્તળ અરધો ભાગ અને સફેદ સીસું ચોથો ભાગ. પહેલાંની બૌદ્ધ મૂર્તિઓમાં આવા મિશ્રણનો ઉલ્લેખ જૂના સીયામીઝ પુસ્તકોમાં છે. સીયામમાં કાંસાની મૂર્તિને સમિટ કહે છે. તેનું મિશ્રણ પણ ઉપર પ્રમાણે આપેલું છે. સીયામમાં હિન્દમાંથી આ ધાતુ-મૂર્તિકળા ગયેલી હતી. સોનું, ચાંદી, ત્રાંબું, જસત, સીસું, કલઈ અને લોહ એ સાત શુદ્ધ ધાતુ છે. બાકી મિશ્ર ધાતુ છે. જસત અને ત્રાંબાના મિશ્રણથી કાંસું બને છે. ત્રાંબા અને કલઈના મિશ્રણથી પિત્તળ બને છે. આજે જયપુરમાં ધાતુમૂર્તિકાર માત્ર બે જ ધાતુ વાપરે છે. (૧) પિત્તળ મણ એક, ત્રાંબું શેર પાંચ, (૨) અને બીજા મતે પિત્તળ મણ એક, ત્રાંબું શેર અઢી અને સોનું વાલ રાા અગર યજમાનની ઇચ્છાનુસાર સોનું ઉમેરે છે.

દ્રવિડમાં ધાતુમૂર્તિને ઢાળવાની કળા-પદ્ધતિ "સિરપડુ" અથવા "નષ્ટમીણ" નામે ઓળખાય છે. દ્રવિડ શિલ્પમાં ધાતુમૂર્તિઓને મીણ પરથી બનાવવાનું કહ્યું છે. પ્રથમ જેવડી અને જેવી સુંદર મૂર્તિ બનાવવી હોય તેવું મીણનું ઓઠું કરે છે. "**लौह्वजम् सकलम् धातु मधुच्चिघष्टेन र्निमितम्**" આમ કહે છે. મીણની બનાવેલ સુંદર મૂર્તિ પર સુંવાળી માટીના જાડા થર સુકાતાં લગી તારથી બાંધે છે. પછી ગરમી આપી અંદરનું મીણનું ઓઠું પીગાળી દે છે. તેથી મીણના સ્થળે પોલી જગ્યા થાય છે. તેમાં ગાળેલી ધાતુનો રસ રેડી દે છે. ધાતુ બરાબર બેસીને ઠરી જાય પછી જ માટીનું પડ કાઢી લે છે. ત્યારપછી મૂર્તિને ટાંકણા કે અતરડા-કાનસથી ઘડી ઘસી ઝીણું કામ સ્પષ્ટ દેખાડે છે. શિલ્પીની શક્તિ કે કળાના પ્રમાણમાં આવી બનાવટમાં અમુક દિવસો કે મહીનાઓ લાગે છે,

નેપાળમાં કાષ્ટમૂર્તિને ધાતુના પતરાથી મઢે છે. આ શૈલી ગુજરાતમાં પણ બસોક વર્ષથી ચાલુ થઇ છે. દ્રવિડ ગ્રંથોમાં પોલી મૂર્તિઓનો બાદ ગણ્યો છે. નાની મૂર્તિઓ માટે તે યોગ્ય હશે. પરંતુ ભારે મોટી મૂર્તિઓ ગુજરાતમાં પોલી ભરાતી હતી. આવી જૈન મોટી મૂર્તિઓ સોમપુરા શિલ્પીઓની ભરેલી ઘણી મળે છે. ગુજરાત અને રાજસ્થાન-ડુંગરપુરમાં સોમપુરા શિલ્પીઓ ધાતુનું મૂર્તિકામ કરતા હતા. હાલમાં આ વ્યવસાય કોઇ કોઈ મેવાડા ગુર્જર અને લુહારભાઇઓ કરે છે. જયપુરમાં ધાતુમૂર્તિનું કામ વર્તમાનકાળમાં બહુ પ્રશંસનીય થતું નથી. ત્યાં પાષાણ-મૂર્તિકળા ઘણી ખીલી છે.

દ્રવિડમાં સંતો (અલ્વારો)ની મૂર્તિઓ અને દીપલક્ષ્મીની જુદી જુદી આકૃતિની

ઘણી સુંદર કળામય પ્રતિમાઓ બનાવે છે. ઉત્તર કરતાં દ્રવિડમાં ધાતુ મૂર્તિકળાનો વ્યવસાય વર્તમાનકાળમાં વિશેષ છે. ત્યાં નવમી દસમી સદીથી પંચધાતુની મૂર્તિ-કળાનો વિકાસ થતો જ ગયો છે. ધાતુમૂર્તિ બનાવટની વિધિ જૈન ગ્રંથ 'આચાર દીનકર'માં સવિસ્તર આપેલી છે. તેમાં મૂર્તિ બનાવવાનું પણ મહદ્ પુણ્ય બતાવ્યું છે. પણ તે મૂર્તિ અન્યાયથી પ્રાપ્ત કરેલા દ્રવ્યથી બનાવેલી હોવી જોઈએ નહિં.

તાંજોરના બૃહદિશ્વરના મંદિરની ધાતુની નટરાજની મૂર્તિ બારમી સદીના છે. તેની પીઠ પર મૂર્તિ સુધાર્યાની તારીખ મિતિ આપેલી છે. ધાતુમૂર્તિ ખંડિત થઈ હોય તો તેની વિધિ કરી પછી તે મૂર્તિને સુધારી શકાય છે. તેનો બાદ શિલ્પ-ગ્રંથોમાં કહ્યો નથી, શાસ્ત્રાજ્ઞા છે. પરંતુ સુધાર્યા પછી ફરી સંસ્કારવિધિ કરી પૂજન કરવું જોઈએ.




अथ विश्वकर्मा विरचित
वास्तुविद्यायाम ज्ञानप्रकाश
दीपार्णव
उत्तरार्ध
( जिन दर्शन )
शिल्पप्रभा टीकाकार
प्रभाशंकर ओ. सोमपुरा
शिल्पविशारद्

# જ્ઞાનપ્રકાશ દીપાર્ણવ-ઉત્તરાર્ધ

## પુરોવાચન

પ્રાચીન કાળમાં વિવિધ પ્રકારના થતા પ્રાસાદોની રચનાનો ઉલ્લેખ પ્રાચીન ગ્રંથોમાં મળે છે. વિ. સં. ૪૭૭માં શ્રી ધનેશ્વરસૂરિએ વલભીપુરમાં રચેલા શત્રુંજય માહાત્મ્ય નામના ગ્રંથમાં પ્રાસાદ રચનાના વર્ણન પરથીને તેની ઝાંખી થાય છે. આવા પ્રાસાદોની કલ્પના પણ ગ્રંથોમાં હવે ઉપલબ્ધ નથી. હમણાં વૃક્ષાર્ણવ ગ્રંથમાં મહાપ્રાસાદોની રચના, મંડપોના પ્રકારો વગેરે અદ્દભુત સાહિત્ય મળ્યું છે. આવા મહાપ્રાસાદો ભ્રમવાળા, ચારે તરફ બબ્બે, ત્રણ ત્રણ મંડપોવાળા થતા. અગિયારમી બારમી સદીમાં રુદ્રમહાલય અને રાજપ્રાસાદ સિદ્ધપુરમાં હતા. રાજપ્રાસાદનું હાલ નામ-નિશાન પણ જોવા મળતું નથી. તે પંદરમી સદીમાં ઉભો હતો. તેની રચના પરથી રાણકપુરનો ધરણાવિહાર-પ્રાસાદ એ શેઠના સ્વપ્નદર્શનના વર્ણન પરથી દીપક શિલ્પીએ બાંધેલો તેના પુરાવાઓ ગ્રંથોમાંથી મળે છે. દક્ષિણ હિંદમાં મોટા વિશાળ વિસ્તારના પ્રાસાદો થયા છે, પણ ત્યાંના રાજ્યકુળો-પાંડ્ય અને ચૌલાદિ વંશો પ્રાપ્ત થયેલ ધનસંપત્તિ દેવોની જ છે તેવું માનતા હતા. આથી જ આવા વિસ્તારવાળા પ્રાસાદો થયા. જ્યારે ઉત્તર હિંદના આવા પ્રાસાદોનો વિધર્મીઓના આક્રમણને લીધે નાશ થયો છે. નીચેના વર્ણન પરથી આપણને તેની વિશાળતાનો ખ્યાલ આવે છે. શત્રુંજય માહાત્મ્યના સર્ગ પાંચમાં પ્રાચીન સ્થાપત્યોની રચનાનું વર્ણન નીચે પ્રમાણે છે:-

શત્રુંજય પર ઇંદ્રની સૂચનાથી રમણીય પ્રાસાદ બાંધવા માટે ભરત ચક્રવર્તીએ વર્ધકી રત્નને આજ્ઞા કરી કે "વિનીતા નગરીના ચૈત્ય જેવું એક ચૈત્ય રચો. બાહુબલીએ તક્ષશિલાપુરી વસાવી ત્યાં ચોરાશી મંડપોથી મંડિત એવો પ્રાસાદ કરાવ્યો છે, તેવો અહીં જિનપ્રાસાદ કરાવો." ભરત ચક્રવર્તીના પુત્ર સોમયશાએ બનાવેલા ચૈત્ય પ્રમાણે એક ચૈત્ય કરવાને વર્ધકી રત્નને આજ્ઞા કરી. દિવ્ય શક્તિવાળા વર્ધકી (સ્થપતિ=શિલ્પી) રત્ને સ્વલ્પકાળમાં મણિરત્નવડે "ત્રૈલોક્ય-વિજય" નામનો પ્રાસાદ બાંધ્યો. તેની પૂર્વ દિશામાં ભુવનના વિસ્તારી છત્ર હોય તેવા **સિંહનાદ** વગેરે એકવીશ મંડપો રચ્યા. દક્ષિણ દિશામાં **ભદ્રશાલ** વગેરે, પશ્ચિમ દિશામાં **મેઘનાદ** મંડપ વગેરે અને ઉત્તર દિશામાં **શ્રીવિશાલ** મંડપ આદિ ચારે બાજુ એકવીશ એકવીશ મંડપો રચ્યા. તેવા ચોરાશી મંડપો કરેલા. તે પ્રાસાદ એક કોશ ઉંચો, બે કોશ લાંબો, એક હજાર ધનુષ્ય પહોળો હતો. મણિમય તોરણો, લાખો ગોખ, રત્નમય વેદિકા શોભી રહી હતી. મધ્યમાં પ્રભુની ચતુર્મુખ રત્નમય મૂર્તિ પધરાવી હતી, બીજી પણ મૂર્તિઓ હતી. ચક્રવર્તી રાજા ભરતે પ્રભુ સામે હાથ જોડેલા પોતાની મૂર્તિ શિલ્પી પાસે તૈયાર કરાવી હતી.

બીજી પૂર્વજોની મૂર્તિઓ જુદા પ્રાસાદોમાં સ્થાપન કરી બીજા નવીન પ્રાસાદો કરાવી તેમાં ભાવી ત્રેવીશ તીર્થંકરનાં બિમ્બ સ્થાપન કર્યાં. આ તીર્થમાં વિચિત્ર પ્રકારની ચૈત્યશ્રેણી કરાવી હતી અને કામ સંપૂર્ણ થતાં શિલ્પી તથા ચિત્રકારોને તેણે સંતુષ્ટ કર્યા.

શેત્રુંજી નદીની પૂર્વે માનપુર અને દક્ષિણે ભરતપુરમાં અનેક તળાવો, ઉદ્યાનો સમેત શ્રીજગદીશનો મોટો પ્રાસાદ વર્ધકી રત્ને ભરત મહારાજાની આજ્ઞાથી કર્યો. બ્રહ્મગિરિ તીર્થે સુરવિશ્રામ નામે યુગાદિ દેવનો ઊંચો પ્રાસાદ ચક્રવર્તી ભરતે કરાવ્યો. શત્રુંજયથી નીચે બે યોજન મુનિઓના અગ્નિસંસ્કાર સ્થાને રત્નતિલક નામે જિન-પ્રાસાદ ભરતે અને સોમયશાએ કરાવ્યા. આ બંધુઓએ વડીલોના પ્રાસાદો પણ શિલ્પી વર્ધકી રત્ન પાસે કરાવ્યા. પછી તેઓ તાલધ્વજ ગિરિ ગયા.

તાલધ્વજગિરિ પર તાલધ્વજ નામે દેવની ખડ્ગ, ઢાલ, ત્રિશૂલ અને સર્પ ધારણ કરેલ એવી મૂર્તિ સોમયશાએ પધરાવી.

ગિરનાર પર ભરત ચક્રવર્તીએ ભવિષ્યના નેમિનાથ પ્રભુનો એક ઉંચો પ્રાસાદ "**સુરસુંદર**" નામે ચાર દ્વાર વાળો, ચારે તરફ અગિયાર અગિયાર મંડપથી શોભીતો, બલાણક ગોખ તથા તોરણોથી વિરાજતો કરાવ્યો. ઉદ્યાનવડે મંડિત તે પ્રાસાદમાં પાંડુર નેત્રવાળી નીલમણિમય નેમિનાથની મૂર્તિ પધરાવી.

મુખ્ય શિખર ગિરનારથી એક યોજન નીચે પશ્ચિમ દિશામાં નેમિનાથનો બીજો પ્રાસાદ બંધાવ્યો. ત્યાં સ્વસ્તિકાવર્તિક નામે પ્રાસાદ આદિનાથનો રચાવ્યો. ત્યાં આગળ ગજેન્દ્રપદ નામે કુંડ કરાવ્યો.

ભરત મહારાજાએ આબુ પર્વત પર ત્રણે કાળના અર્હતપ્રાસાદો રચાવ્યા. ત્યાંથી મગધ આવીને વૈભારગિરિ પર શત્રુંજય જેવું મહાવીરનું ઉત્તમ મંદિર શિલ્પી વર્ધકી રત્ન પાસે બંધાવ્યું. ત્યાંથી સમેતશિખર ગયા. ત્યાં વીશ તીર્થંકરોના પ્રાસાદોની શ્રેણી વર્ધકી રત્ને ક્ષણ વારમાં કરી. ત્યાંથી ભરત મહારાજ અયોધ્યા પધાર્યા.

શત્રુંજયથી તાલધ્વજ થઈને કદંબગિરિ આવી ત્યાં ભાવી તીર્થંકર શ્રીવર્ધમાન સ્વામીનો મોટો પ્રાસાદ વર્ધકી રત્ન પાસે કરાવ્યો. કદંબગિરિની પશ્ચિમે શત્રુંજય નદીને કાંઠે પ્રાસાદો કરાવ્યા. તેમ જ હસ્તિસેનગિરિ પાસે શત્રુંજયના બધા શિખરો-ટેકરીઓ પર પ્રાસાદો બંધાવ્યા.

અષ્ટાપદ પર ઋષભદેવના અગ્નિ સંસ્કારના સ્થાને ત્રણ મોટા સ્તૂપ કરાવ્યા. ચિતાની નજીકની ભૂમિ પર ભરત રાજાએ શિલ્પી વર્ધકી રત્નની પાસે એક સુંદર પ્રાસાદ ત્રણ કોશ ઉંચો, એક યોજન લાંબો-પહોળો; ચાર દ્વારવાળો તથા આગળ સ્વર્ગમંડપ જેવા મંડપોયુક્ત **સિંહ નિષદ્યા** નામના પ્રાસાદ કરાવ્યો. તેની આગળ ઉંચો સ્તૂપ તથા બીજા નાના સ્તૂપો બંધાવ્યા. સિંહનિષદ્યા પ્રાસાદમાં રત્નમણિમય ચાર શાશ્વત અર્હત પ્રતિમા આઠ પ્રાતિહાર્ય સહિત સ્થાપી. તેમજ વર્ણસહિત ચોવીશ પ્રભુની પ્રતિમા દસ પૂર્વમાં, બે દાક્ષણે, ચાર પશ્ચિમે, આઠ ઉત્તરદિશામાં

એમ ચોવીશ મણિમય રત્નમય મૂર્તિઓ સ્થાપી. સિંહનિષદ્યા ફરતાં ચૈત્યવૃક્ષ, કલ્પવૃક્ષ, સરોવરો, વાવડીઓ અને ઊંચા ઉપાશ્રયો કરાવ્યા. આ રત્નમય પ્રાસાદની રક્ષા સારુ ભરત ચક્રવર્તીએ દંડરત્ન વડે એક એક યોજનના અંતરે આઠ પગથિયાં કર્યાં. તેથી તે અષ્ટાપદ નામે વિખ્યાત થયો.

## દ્વારકા નગરીનું વર્ણન :—

વિસ્તારમાં બાર યોજન લાંબી, નવ યોજન પહોળી, સુવર્ણરત્નના કિલ્લાવાળી નગરી હતી. ગોળ, ચોરસ ને લંબાઈવાળા તેમ જ ગિરિકૂટક, સ્વસ્તિક, સર્વતોભદ્ર, મંદર, અવતંસક ને વર્ધમાન એમ વિવિધ નામના લાખો મહેલો એક માળના, બે માળના ને ત્રણ માળના રચ્યા. ચત્વર=ચાર રસ્તા ભેગા થાય ત્યાં, અને ત્રિક શેરીઓમાં દિવ્ય ચૈત્યો નિર્માણ કર્યાં. સરોવરો, દીર્ઘિકાઓ, વાપિકાઓ, ચૈત્યો, ઉદ્યાનો એવી ઇંદ્રિપુરીના જેવી દ્વારિકા નગરી વિશ્વકર્માએ અહોરાત્રમાં નિર્માણ કરી.

## પાંડવોની સભાનું વર્ણન :—

અર્જુનના મિત્ર મણિચૂડ વિદ્યાધરે વિદ્યાના બળવડે ઇંદ્રની સભા જેવી નવીન સભા રચી આપી. તેમાં મણિમય સ્તંભો ઉભા હતા. છતાં અપુરૂ આત્માની જેમ જાણે સ્તંભ જ ન હોય તેમ દેખાતું હતું. સ્ત્રીના ચરિત્રની જેમ રત્નની કાંતિથી અનેક વર્ણવાળી ભૂમિ ( મહેલનું જમીનતળ ) જણાતી હતી. દેવતાને પ્રિય અપ્સરા જેવી રત્નમય પુતળીઓ બનાવી હતી. ભીંતો બુદ્ધના મતની પેઠે ક્ષણમાં દેખાય ને ક્ષણમાં ન દેખાય તેવી બનાવવામાં આવી હતી. એવી સભા રચીને સુવર્ણના સિંહાસન પર યુધિષ્ઠિરને બેસાડી મણિચૂડ વિદ્યાધરે પોતાની મિત્રતા સફળ કરી.

આવા આવા અદ્ભુત સ્થાપત્યોની રચના ભારતમાં પ્રાચીન કાળમાં થતી હતી.

## જિનપ્રતિમા તથા અન્ય દેવો —

જિનદર્શનના પ્રાધાન્યદેવ તીર્થંકર વીતરાગ-રાગદ્વેષરહિત ગણાય છે. તેમની પ્રતિમા વિશેષે કરી બેઠી પદ્માસને અને બીજી ઉભી કાયોત્સર્ગ મુદ્રામાં પ્રસિદ્ધ છે. એક જ સ્વરૂપની પ્રતિમાઓમાં ચોવીશ તીર્થંકરોના નામનો પરિચય તેમના લાંછન પરથી થાય છે.

અહીં એક વિશેષતા એ છે કે સંપ્રતિ કુશાનકાળની કેટલીક જિન પ્રતિમાના પ્રતીક (લાંછન) અને પ્રાચીનકાળના પરિકરોમાં યક્ષ-યક્ષણીનું અનુગામિત્વ પ્રાપ્ત થતું નથી. આ વસ્તુ વિશેષે કરીને ગુપ્તકાળના પ્રારંભથી જોવામાં આવે છે. ત્યારથી તીર્થંકરની પ્રતિમાઓમાં યક્ષ-યક્ષણીનું અનિવાર્ય સાહચર્ય બની ગયું. આવી માન્યતા પુરાતત્ત્વવિદોની છે. તેઓ એમ પણ કહે છે કે યક્ષ-યક્ષણી પહેલાં ગાંધર્વસાહચર્ય મથુરા અને ગાંધાર શિલ્પપ્રતિમાઓમાં જોવામાં આવે છે. ધર્મચક્ર મુદ્રાનો પ્રારંભ પણ ગુપ્તકાળથી થયાનું પુરાતત્ત્વવિદો માને છે. પરંતુ સાંપ્રદાયિક માન્યતા તો પ્રાચીન કાળથી હોવાનું માને છે.

## જૈનોના પ્રાચીન દેવવાદમાં ચાર પ્રધાન વર્ગો:—

**( ૧ ) જ્યોતિષી**—નવગ્રહાદિ.

**( ૨ ) વૈમાનિક**—તેમાં બે ઉપવર્ગ છે: ઉત્તર કાય અને અનુત્તરકાય.

( ૧ ) ઉત્તરકાયમાં સુધર્મા, ઈશાન, સનત્કુમાર, બ્રહ્મા આદિ ૧૨ દેવો છે.

( ૨ ) અનુત્તરકાયમાં પાંચ સ્થાનોના અધિષ્ઠાયક દેવ ઇંદ્રના પાંચ રૂપ: વિજય, વિજયંત, જયંત, અપરાજિત અને સર્વાર્થસિદ્ધ છે.

**( ૩ ) ભુવનપતિ**—માં અસુર, નાગ, વિદ્યુત, સુપર્ણ આદિ દસ શ્રેણીઓ છે.

**( ૪ ) વ્યંતર**—માં પિશાચ, રાક્ષસ, યક્ષ, ગંધર્વ આદિ શ્રેણીઓ છે.

આ ચાર દેવવર્ગમાં વિશેષ ષોડશશ્રુત અથવા સોળ વિદ્યાદેવીઓ, અષ્ટ માતૃકાઓ પણ જૈનોમાં પૂજ્ય છે. જૈનોમાં વાસ્તુદેવોની પણ પરિકલ્પના છે. આ જોતાં જૈનોનો દેવવૃંદ બ્રાહ્મણ વૃંદને લગભગ મળતો છે. દેવાધિદેવ એટલે તીર્થંકર-અર્હંત્ અને દેવ એટલે સહાયક દેવ; મૂલનાયક એટલે પ્રમુખ જિનપ્રધાનપદના અધિકારી મંદિરોમાં પ્રતિષ્ઠિત દેવ.

ત્રિમૂર્તિની જેમ ચોમુખ એ સર્વતોભદ્ર પ્રતિમા સ્થાપના જૈનોમાં સુંદર છે. બુદ્ધ પ્રતિમાઓની જેમ આભરણ, અલંકરણ જૈન પ્રતિમાને હોતાં નથી, કારણ કે તે વીતરાગ છે. જૈન પ્રતિમામાં ૨૪ તીર્થંકર સિવાય ૨૪ યક્ષ, ૨૪ યક્ષણી, ૧૬ વિદ્યાદેવી, ૧૦ દિક્પાલો, ૯ ગ્રહો, ક્ષેત્રપાલ, સરસ્વતી, શ્રીલક્ષ્મી, માણિભદ્રાદિ યક્ષ અને અન્ય દેવીઓ, પ્રતીહારો આદિ છે. દસ દિક્પાલો અને નવ ગ્રહસ્વરૂપ બે હાથવાળા, ઘણા ભાગે એક આયુધવાળા કહ્યાં છે. પણ તે તાંત્રિક વિધિના છે. તેવું પુરાણોમાં પણ કહ્યું છે. પરંતુ અન્ય દેવોની ચાર હાથવાળી પ્રતિમા વિશેષે કરીને છે. જૈનોમાં ચોસઠ યોગિનીઓ અને બાવનવીરના નામો કહેલાં છે. તે તાંત્રિક આચાર પૂજાનો પ્રભાવ છે. સ્થાપત્યનિદર્શનમાં તીર્થંકરની મૂર્તિઓ અદ્ભુત સુંદર છે. ગ્વાલિયર રાજ્યની કુએરચક્રેશ્વરીની તથા ગોમુખ યક્ષની મૂર્તિ અને ગુપ્તકાળ પૂર્વેની દેવગઢની ચક્રેશ્વરીની, મહામાનસીની, અંબિકાની અને વિદ્યાદેવીઓની મૂર્તિઓ ઘણી સુંદર છે. ગઢવાલની ક્ષેત્રપાલની, ઝાંસીની રોહિણીની, લખનૌ સંગ્રહાલયની સરસ્વતીની અને બિકાનેરની શ્રુતદેવી આદિની મૂર્તિઓ ઉલ્લેખનીય છે.

## જિન દર્શનનું માનપ્રમાણ:—

જિન દર્શનમાં આંગુલપ્રમાણ ત્રણ પ્રકારના બતાવ્યા છે. (૧) આત્માંગુલ (૨) ઉત્સેધાંગુલ (૩) પ્રમાણાંગુલ. અને તે પ્રત્યેકના ત્રણ ત્રણ પ્રકાર બતાવ્યા છે:— (૧) સૂચી આંગુલ (૨) પ્રતર આંગુલ (૩) ઘન આંગુલ.

મનુષ્ય પોતાના હાથના આંગળાથી એકસો આઠ ગણો ઉંચો હોય છે. એટલે ૧૦૮ ગણું કહેવાયું છે. મનુષ્યનું મુખ બાર આંગળ ઉંચું હોય છે. અને મનુષ્યની ઉંચાઈ નવ મુખ જેટલી હોય છે. તેથી ૧૨×૯=૧૦૮ આંગળ તે આત્માંગુલ.

આ ઉપરથી કાળની ભિન્નતાને લઈને આત્માંગુલની ભિન્નતા ઓછાવત્તી થાય છે, પરંતુ **प्रज्ञापना सूत्र**ની વૃત્તિમાં તો જે કાળમાં જે મનુષ્યો હોય તેની ઉંચાઈના એકસો આઠ ભાગને આત્માંગુલ કહ્યા છે. તે અનિયમિત હોય છે તથા આત્માંગુલની વ્યાખ્યા સંબંધમાં મતભેદ જણાય છે.

## (૧) આત્માંગુલ પ્રમાણ:—

ભરત ચક્રવર્તીનો આત્માંગુલ તે પ્રમાણાંગુલ કહેવાય છે. ચારસો ઉત્સેધાંગુલનો એક સૂચિપ્રમાણાંગુલ થાય છે. વાવ, કૂવા, તળાવ, નગર, દુર્ગ, મકાનો, વસ્ત્રો, પાત્રો, આભૂષણો, શય્યા, શસ્ત્ર વગેરે કૃત્રિમ પદાર્થો આત્માંગુલ વડે મપાય છે; જ્યારે પર્વત, પૃથ્વી ઇત્યાદિ શાશ્વત પદાર્થો પ્રમાણાંગુલથી મપાય છે. અને જીવોના શરીરો ઉત્સેધાંગુલથી મપાય છે.

**बृहद्वृत्ति=प्रवचनसारोद्धारवृत्ति**માં ઉપરોક્ત પ્રમાણે છે. સામાન્ય રીતે આઠ આડા જવ પ્રમાણનો એક આંગળ તે ઉત્સેધાંગુલ કહેવાય છે.

૨૪ આંગુલ=૧ હાથ (ગજ); ૪ હાથ=૧ ધનુષ્ય; ૨૦૦૦ ધનુષ્ય=૧ કોશ (ગાઉ); ૪ કોશ=૧ યોજન.

## (૨) ઉત્સેધાંગુલ પ્રમાણ :—

ઘણા બારીક અનંતા સૂત્ર પરમાણુએ એક "બાદર" વ્યવહાર પ્રમાણ થાય છે.

૮ બાદર વ્યવહાર=૧ પરમાણુ (ત્રસરેણુ)
૮ ત્રસરેણુ=૧ રથરેણુ
૮ રથરેણુ=૧ વાલાગ્ર
૮ વાલાગ્ર=૧ લીખ (લિક્ષા)
૮ લિક્ષા=૧ જૂ
૮ જૂ=૧ યવ
૮ યવ=૧ ઉત્સેધાંગુલ

૬ ઉત્સેધાંગુલ=૧ પગ (તે પગનો મધ્ય ભાગ) તેનું પ્રમાણું કરીએ એટલે એ પગ એટલે ૧ વેંત
૨ પગ=૧ વેંત
૨ વેંત=૧ હાથ
૪ હાથ=૧ ધનુષ્ય
૨૦૦૦ ધનુષ્ય=૧ કોશ

## (૩) પ્રમાણાંગુલ :—

ચારસો ઉત્સેધાંગુલે ૧ પ્રમાણાંગુલ થાય. એવા પ્રમાણાંગુલે ઋષભદેવ-ભરત ચક્રવર્તીના શરીર ૧૨૦ આંગુલ ઉંચા હતા. ૧૨૦ આંગળને ચારસો ગુણા કરીએ તો અડતાલીશ હજાર આંગુલ થાય. અહીં (૯૬) છન્નુ આંગળે એક ધનુષ્ય થાય

છે. અડતાલીશ હજારને (૯૬) છન્નુએ ભાગીએ ત્યારે પાંચસો ધનુષ્ય દેહમાન થાય. આ ઉત્સેધાંગુલને બમણા કરીએ ત્યારે મહાવીર પ્રભુનો એક આત્માંગુલ થાય. એવા (૮૪) ચોરાશી આત્માંગુલનું મહાવીર શરીર હતું. તેના બમણા કરીએ એટલે એકસો અડસઠ આંગુલ થાય. એક હાથના ચોવીશ આંગળ થાય છે માટે એકસો અડસઠને ચોવીશે ભાગ દેતાં સાત હાથ આવે. તે મહાવીર પ્રભુનું શરીર પ્રમાણ જાણવું.

(૧) આત્માંગુલે ધવલગૃહ, ભૂમિગૃહ, કૂપાદિ જળાશ્રય મપાય છે.

(૨) ઉત્સેધાંગુલે દેવતા, નારકી પ્રમુખના શરીર મપાય છે.

(૩) પ્રમાણાંગુલે પર્વત, પૃથ્વી, સાત નારકીની પૃથ્વી, સાધર્માદિક દેવલોક, નારકી ભુવનપતિના ભવન અને દ્વીપ, સમુદ્ર એ સર્વ મપાય છે.

इति आंगुलविचार



# જિનેન્દ્રપ્રાસાદ (જિનપ્રાસાદ)ના બાવીશ વિભક્તિના બાવન ભેદના તળ-શિખરની અનુક્રમણિકા

| પ્રાસાદ ક્રમ | પ્રાસાદનું નામ | તળભાગ | વિભક્તિ | કયા તીર્થંકરને વલ્લભ | શ્લોક ક્રમ | શૃંગ સંખ્યા |
|---|---|---|---|---|---|---|
| ૧ | કમલભૂષણ | ૩૨ | ૧ | ઋષભદેવ (૧) | ૮ | ૧૦૮૫ તિ. ૧૨ |
| ૨ | કામદાયક | ૧૨ | ૨ | અજિતનાથ (૨) | ૧૩ | ૨૪૭ |
| ૩ | રત્નકોટિ | ૯ | ૩ | સંભવજિન (૩) | ૧૭ | ૧૪૫ |
| ૪ | અમૃતોદ્ભવ | ૯ | | સર્વદેવ | ૨૧ | |
| ૫ | ક્ષિતિભૂષણ | ૧૬ | ૪ | અભિનંદન (૪) | ૨૨ | ૫૯૭ |
| ૬ | પદ્મરાગ | ૧૬ | | સુમતિનાથ (૫) | ૨૫ | |
| ૭ | પુષ્પદંત | ૧૬ | | પદ્મપ્રભુ (૬) | ૨૭ | |
| ૮ | સુપાર્શ્વપ્રાસાદ | ૧૦ | ૫ | સુપાર્શ્વનાથ (૭) | ૨૮ | ૫૭ |
| ૯ | શ્રી વલ્લભ | ૧૦ | | સર્વદેવ | ૩૧ | |
| ૧૦ | શીતલપ્રાસાદ | ૩૨ | ૬ | ચંદ્રપ્રભુ (૮) | ૩૨ | ૨૫૩ |
| ૧૧ | શ્રીચંદ્રપ્રાસ | ૩૨ | | સર્વદેવ | ૩૭ | |
| ૧૨ | હિતુરાજ | ૩૨ | | સુવિધિનાથ (૯) | ૩૮ | |
| ૧૩ | શ્રીશીતલ | ૨૪ | ૭ | શીતલનાથ (૧૦) | ૩૯ | ૩૩ તિ. ૩૨ |
| ૧૪ | કીર્તિદાયક | ૨૪ | | સર્વદેવ | ૪૧ | |
| ૧૫ | મનોહર | ૨૪ | | સર્વદેવ | ૪૨ | |
| ૧૬ | શ્રેયાંસપ્રાસાદ | ૧૮ | ૮ | શ્રેયાંસનાથ (૧૧) | ૪૩ | ૧૭ તિ. ૩૨ |
| ૧૭ | સુકુલપ્રાસાદ | ૧૮ | | સર્વદેવ | ૪૫ | |
| ૧૮ | કુલનંદનપ્રાસાદ | ૧૮ | | સર્વદેવ | ૪૬ | |
| ૧૯ | વાસુપૂજ્યપ્રાસાદ | ૨૨ | ૯ | વાસુપૂજ્ય (૧૨) | ૪૭ | ૨૫૩ |
| ૨૦ | રત્નસંજય | ૨૨ | | સર્વદેવ | ૫૧ | |
| ૨૧ | વિમલપ્રાસાદ | ૨૪ | ૧૦ | વિમલનાથજી (૧૩) | ૫૩ | ૭૭ |
| ૨૨ | મુક્તિદપ્રાસાદ | ૨૪ | | સર્વદેવ | ૫૮ | |
| ૨૩ | અનંતપ્રાસાદ | ૨૦ | ૧૧ | અનંતનાથજી (૧૪) | ૫૯ | ૪૫૩ |
| ૨૪ | સુરેન્દ્રપ્રાસાદ | ૨૦ | | સર્વદેવ | ૬૨ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૫ | ધર્મદપ્રાસાદ | ૨૮ | ૧૨ | ધર્મનાથજી (૧૫) | ૬૩ | ૨૨૫ |
| ૨૬ | ધર્મવૃક્ષપ્રાસાદ | ૨૮ | | સર્વદેવ | ૬૭ | |
| ૨૭ | શ્રીલિંગ | ૧૨ | ૧૩ | શાંતિનાથજી (૧૬) | ૬૮ | ૧૮૯ |
| ૨૮ | કામદત્તક | ૧૨ | | સર્વદેવ | ૭૧ | |
| ૨૯ | કુમુદપ્રાસાદ | ૮ | ૧૪ | કુંથુનાથજી (૧૭) | ૭૨ | ૬૯ તિ. ૨૦ |
| ૩૦ | શક્તિપ્રાસાદ | ૮ | | લક્ષ્મીદેવી | ૭૬ | |
| ૩૧ | હર્ષણપ્રાસાદ | ૮ | | સર્વદેવ | ૭૭ | |
| ૩૨ | કમલકંદ | ૮ | ૧૫ | અરનાથજી (૧૮) | ૭૮ | ૨૧ |
| ૩૩ | શ્રીશૈલ | ૮ | | સર્વદેવ | ૮૦ | |
| ૩૪ | અરિનાશન | ૮ | | સર્વદેવ | ૮૧ | |
| ૩૫ | મહેન્દ્રપ્રાસાદ | ૧૨ | ૧૬ | મલ્લિનાથજી (૧૯) | ૮૨ | ૧૮૧ |
| ૩૬ | માનવેન્દ્રપ્રાસાદ | ૧૨ | | સર્વદેવ | ૮૪ | |
| ૩૭ | પાપનાશન | ૧૨ | | સર્વદેવ | ૮૫ | |
| ૩૮ | મંનસંતુષ્ટિપ્રાસાદ | ૧૪ | ૧૭ | મુનિસુવ્રત (૨૦) | ૮૬ | ૮૫ |
| ૩૯ | શ્રીભવપ્રાસાદ (ગૌરાવ) | ૧૪ | | બ્રહ્મા,વિષ્ણુ,મહેશ | ૮૯ | |
| ૪૦ | નેમિશૃંગપ્રાસાદ | ૧૬ | ૧૮ | નેમિનાથજી (૨૧) | ૯૦ | ૬૫ તિ. ૧૨ |
| ૪૧ | સુમતિકીર્તિપ્રાસાદ | ૨૬ | ૧૯ | નેમિનાથજી (૨૨) | ૯૩ | ૪૭૩ તિ. ૪ |
| ૪૨ | ઉપેન્દ્રપ્રાસાદ | ૨૬ | | સર્વદેવ | ૯૭ | |
| ૪૩ | રાજેન્દ્રપ્રાસાદ | ૨૬ | | સર્વદેવ | ૯૮ | |
| ૪૪ | નેમેન્દ્રપ્રાસાદ | ૨૨ | ૨૦ | નેમિનાથ (૨૨) | ૯૯ | ૧૯૩ તિ.૪૦ |
| ૪૫ | યતિભૂષણપ્રાસાદ | ૨૨ | | સર્વદેવ | ૧૦૩ | |
| ૪૬ | સુપુષ્પ | ૨૨ | | સર્વદેવ | ૧૦૪ | |
| ૪૭ | પાર્શ્વવલ્લભપ્રાસાદ | ૨૬ | ૨૧ | પાર્શ્વનાથજી (૨૩) | ૧૦૫ | ૧૧૩ |
| ૪૮ | પદ્માવૃત | ૨૬ | | સર્વદેવ | ૧૦૮ | |
| ૪૯ | રૂપવલ્લભ મહાધર પ્રા. | ૨૬ | | સર્વદેવ | ૧૦૯ | |
| ૫૦ | વીર વિક્રમ | ૨૪ | ૨૨ | મહાવીર (૨૪) | ૧૧૦ | ૨૨૧ તિ.૧૬ |
| ૫૧ | અષ્ટાપદ | ૨૪ | | સર્વદેવ | ૧૧૧ | |
| ૫૨ | તુષ્ટિપુષ્ટિ | ૨૪ | | સર્વદેવ | ૧૧૫ | |





श्री गणेशाय नमः

श्री विश्वकर्मा विरचित वास्तुविद्यायाम्

# ज्ञानप्रकाश-दीपार्णवे

उत्तरार्धे (जिनदर्शन)

॥ विंशतितमोऽध्यायः ॥

॥ जिनेन्द्रप्रासादलक्षण (जिनप्रासाद) ॥

जयोवाच—

शृणु तात महादेव, यन्मया परिपृच्छ्यते ।
प्रासादस्य जिनेन्द्राणां कथयास्ति किं मां प्रभो ॥ १ ॥

હે પિતાજી મહાદેવજી! હું આપને જિનેન્દ્રના પ્રાસાદોનું વર્ણન પૂછું છું. તેનાં કેવાં લક્ષણો હોય તે હે ભગવાન, આપ સવિસ્તર મને કહો.

किं तलं किं च शिखरं, [1]किं द्विपंचाशदुत्तमा: ।
समोसरणं किं तात, किं स्यादष्टापदं हि तत् ॥
महाधरं मुनिवरं, द्विधारिणी सुशोभिता ॥ २ ॥

હે પિતા, ઉત્તમ બાવન જિનાલય કેવા પ્રકારના કરવા? તેના તલ અને શિખરની રચના કેવી કરવી? મુનિવર, સમવસરણ અને અષ્ટાપદ, મહાધર એવા શોભાયમાન દ્વિધારિણી પ્રાસાદોની રચના કેવી થાય તેનું વર્ણન મને આપ કહો.

श्री विश्वकर्मोवाच—

शृणु वत्स महाप्राज्ञ, यत्त्वया परिपृच्छ्यते ।
प्रासादान् तु जिनेन्द्राणां कथयाम्यहं तच्छृणु ॥ ३ ॥

શ્રી વિશ્વકર્મા પોતાના જય નામના પુત્રને સંબોધન કરી કહે છે કે હે બુદ્ધિમાન પુત્ર તેં જિનેન્દ્રપ્રાસાદનાં લક્ષણો પૂછયાં, તે સવિસ્તર કહું છું તે સાંભળ.

---

१ किं च ते बावनोत्तमम् પાઠાંતર

प्रासादमध्ये मेरवो भद्रप्रासादनागराः ।
अंतकं द्राविडाश्चैव महाधरा लतिनास्तथा ॥ ४ ॥

પ્રાસાદોની ઉત્તમ જાતિઓની મધ્યે મેરૂપ્રાસાદ, ભદ્રરૂપપ્રાસાદો, નાગરાદિ જાતિના પ્રાસાદો, અંતક જાતિના પ્રાસાદોમાં દ્રાવિડ પ્રાસાદ અને મહાધર પ્રાસાદોમાં લતિનાદિ જાતિના પ્રાસાદો (ઉત્તમ) જાણવા.

शिखर मां आवता कर्मोनी समज.
क्रम - अनुक्रमे शृंग श्रीवत्सादि आण्डक
तिलक था कूट.






तिलक - मंजरी

## તલ ઉપજાવવાનું ગણિત

[२]प्रासाददीर्घतो व्यासो
भित्तिबाह्ये सुरालये ।
षोडशांशैर्हरेद् भागं
शेषं च द्विगुणं भवेत् ॥ ५ ॥

प्रथमे नवमे चैव
द्वितीये चतुरो भवेत् ।
अयं विधिः प्रकर्तव्यो
भागं च द्वित्र्यंशं भवेत् ॥ ६ ॥

तत्र युक्तिः प्रकर्तव्या
प्रासादे सर्वनामतः ।
शिवमुखे मया श्रुतं
भाषितं विश्वकर्मणा ॥ ७ ॥





कूट. शृंग - श्रीवत्स.

પ્રાસાદની બહાર રેખાયે હોય તેની લંબાઈ પહોળાઈને ગુણીને સોળે ભાગવા. જે શેષ રહે તે અંકને બમણો કરવો. તેટલા વિભાગનું તળ જાણવું. જો એક વધે

૨ કેટલીક પ્રતોમાં ૫ થી ૭ ના ત્રણ શ્લોક જોવામાં આવતા નથી.

તો નવાઈ તળ જાણવું. બે વધે તો ચાર એટલે અઠ્ઠાઈ તળ જાણવું. એ વિધિથી દ્વિત્ર્યંશ=છનું બારાઈ તળ જાણવું. એ યુક્તિથી પ્રાસાદના તળ, વિભક્તિ અને પ્રાસાદ નામકરણ જાણવું. એમ શિવના મુખેથી કહેલું તે હું (શ્રી વિશ્વકર્મા) કહું છું.



सर्वतोभद्र.



नंदन.



न्द्रशाली.

विभकित प्रथम-कमलभूषण (ऋषभदेववल्लभ) प्रासाद : १



नंदिशा.



मंदिर.

चतुरस्रीकृते क्षेत्रे,
द्वात्रिंशत्पदभाजिते ।
कर्णे भागत्रयः कार्य
प्रतिकर्णस्तथव च ॥८॥

उपरथस्त्रिभागश्च
भद्रार्धं वेदभागिकम् ।
कर्णिका नदिका चैव,
भागैका च व्यवस्थिता ॥९॥

कर्णे च [1]कर्मचत्वारि, प्रतिकर्णे [2]क्रमत्रयम्।
उपरथे द्वयं ज्ञेयं, कर्णिकायाम् क्रमद्वयम्, ॥१०॥
विंशतिरुरुः शृंगाणि प्रत्यंगानि च षोडश।
कर्णे च केसरीं दद्यात् नंदनं नंदशालिकम् ॥ ११ ॥
प्रथम कर्म नंदीशमूर्ध्वे तिलकशोभितम्।
कमलभूषणनामायं ऋषभजिनवल्लभः ॥ १२ ॥

પ્રાસાદના સમચોરસ ક્ષેત્રના બત્રીસ ભાગ કરવા. તેમાં ત્રણ ભાગની રેખા (કોણ), ત્રણ ભાગનો પઢરો (પ્રતિરથ), ત્રણ ભાગનો ઉપરથ અને અર્ધું ભદ્ર ચાર

---

(૧) કર્મ એટલે શૃંગનો સમૂહવાચક શબ્દ છે. પાંચ શૃંગનું કેસરી, નવ શૃંગનું સર્વતોભદ્ર, ૧૩ શૃંગનું નંદન, ૧૭ શૃંગનું નંદશાલિક, ૨૧ શૃંગનું નંદીશ, અને ૨૫ શૃંગ=અંડકનું મંદર કે મંદિર કર્મ જાણવું. કેશરાદિ પ્રાસાદમાં તે સ્વરૂપ આપેલાં છે. તે પ્રમાણે રેખા આદિ ઉપાંગોએ ચડાવવાં, જો તે સ્પષ્ટ કહ્યાં હોય તો તે ક્રમે ચડાવવાં. નહિતર ૫-૯-૧૩-૧૭-૨૧ના ક્રમે જેટલાં કહ્યાં હોય તેટલાં શૃંગનાં કર્મ ચડાવવાં.

(૨) **क्रम** એટલે પાંચ, નવ, તેર કે સત્તર શૃંગના અનુક્રમે કર્મ ચડાવવા તે ક્રમ. આ કર્મ અને ક્રમના ભેદો શિલ્પી સમુદાયે સમજવા જેવા છે. કેટલાક વિદ્વાનો કર્મને ક્રમ માને છે. મારી પાસેના શિલ્પગ્રંથસંગ્રહની અઢીસો-ત્રણસો વર્ષની જૂની પ્રતોમાં **कर्म** અને **क्रम** એમ બેઉ ભેદ આપેલા છે.

આ સાથે એટલું કહેવું જરૂરી છે કે શિખરના ભેદોમાં શ્રીવત્સ કહ્યું હોય ત્યાં એક શૃંગની શિખરી સમજવું. શ્રીવત્સ એ શૃંગનો પર્યાય શબ્દ છે. કર્મ એટલે પાંચ, નવ, તેર એમ શૃંગનો સમૂહ જાણવો. તિલક, કૂટ એ શૃંગ=અંડકની ગણતરીમાં લેવામાં આવતા નથી.

કહેલા ક્રમ પ્રમાણે શૃંગો ચડાવવા, પરંતુ જ્યાં તે સ્પષ્ટ કહ્યું ન હોય ત્યાં રેખાયે ૧૭-૧૩-૯-૫ એમ ઉત્તરોઉત્તર કર્મ ચડાવવા. પરંતુ પ્રતિરથ કે રથ ઉપર કયા ક્રમે ચડાવવા તે વિચારવા યોગ્ય છે. કેટલાક શિલ્પીઓ રેખાના ક્રમે અન્ય ઉપાંગો પર ચડાવે છે, કેટલાક શિલ્પીઓ રેખાયે જે પ્રથમ કર્મ ચડાવેલ હોય તેનાથી ચાર અંડક ઓછાનું કર્મ અનુક્રમે ચડાવે છે. આ પ્રથા વિશેષ માન્ય છે. જ્યાં રેખા=કર્ણ અને બીજા ઉપાંગો પર ચડાવવાના કર્મની સ્પષ્ટતા કરી હોય ત્યાં તો તેમ જ કરવું પડે છે. વળી કેટલાક વિદ્વાન શિલ્પીઓ એમ માને છે કે જ્યાં સરખા માપના ઉપાંગો હોય ત્યાં બધે સરખા જ ક્રમથી કર્મ ચડાવવા જોઇએ. આમ બેઉ રીત પ્રમાણે શૃંગ ચડાવવામાં શિખરની અંડકસંખ્યા ઓછાવત્તી થાય છે. પરંતુ તે અશાસ્ત્રીય હોવાનું કહી ન શકાય. શિખર પ્રકરણમાં (૧) સમદલ (૨) ભાગવા અને (૩) હસ્તાંગુલ પ્રમાણનાં ઉપાંગો હોય છે. તેના પર શિખરના અંડકો ચડાવવામાં બુદ્ધિથી કામ લેવું પડે છે. સમદલ ઉપાંગો હોય તો શિખર ચડાવવાની સુલભતા ઘણી રહે છે. પરંતુ ભાગવામાં તેથી ઓછી; પરંતુ હસ્તાંગુલ ઉપાંગોવાળા શિખરમાં તો ખરેખર બુદ્ધિમાન શિલ્પીની કસોટી થાય છે. શાસ્ત્રાજ્ઞાને બાધક ન હોય તેવી કેટલીક છૂટ લેવી પડે છે અને તો જ શિખર સુંદર થાય છે.

ભાગનું કરવું. કોણી અને નંદી એકેક ભાગની કરવી. (રેખા અને પઢરા વચ્ચે એક, પઢરા અને ઉપરથ વચ્ચે એક અને ઉપરથ અને ભદ્ર વચ્ચે એક : એમ ત્રણ નંદી ખૂણીની વ્યવસ્થા કરવી) રેખા ઉપર ક્રમથી ચાર કર્મ, પઢરા ઉપર ત્રણ, ઉપરથ ઉપર બે અને કોણીનંદી પર બે ક્રમથી કર્મ ચડાવવા. (પાંચ પાંચ એટલે) વીશ ઉરુશૃંગ અને સોળ પ્રત્યાંગ ચડાવવા. રેખા પર (૫) કેસરી, (૧૩) નંદન, (૧૭) નંદશાલિક અને (૨૧) નંદીશ એમ ક્રમથી શૃંગો ચડાવવા. પ્રથમ નંદીશ કર્મ જાણવું. આ ચારે કર્મની ઉપર એક તિલક ચડાવવું. ત્યારે કમલભૂષણ નામનો પ્રાસાદ પ્રથમ ઋષભદેવ જિનને વલ્લભ એવો જાણવો.




૨ અજિતજિન વલ્લભ કામદાયક પ્રાસાદ ૨ વિભક્ત ૨ તલભાગ ૧૨ શૃંગ ૨૪૭

## विभक्ति द्वितीय

### कामदायक (अजितजिनवल्लभ) प्रासादः २

चतुरस्रीकृते क्षेत्रे द्वादशपद भाजिते ।
कर्णो भागद्वयं कार्यः प्रतिकर्णस्तथैव च ॥१३॥
[५]भद्रार्धं च द्विभागेन चतुर्दिक्षु व्यवस्थितम् ।
कर्णे कर्मत्रयम् कार्यम् प्रतिकर्णे क्रमद्वयम् ॥१४॥
अष्टौ चैवोरुशृंगाणि अष्टौ प्रत्यांगानि च ।
कर्णे च केसरीं दद्यात् सर्वतोभद्रमेव च ॥१५॥
नंदनमजिते देयं चतुष्कर्णेषु शोभितम् ।
कामदायकप्रासादो ह्यजितजिनवल्लभः ॥१६॥

**इति अजितजिनवल्लभ कामदायक प्रासादः २. तलभाग १२ शृंग २४७**

પ્રાસાદના ચોરસક્ષેત્રના બાર ભાગ કરવા. તેમાં બે ભાગની રેખા (કોણ), બે ભાગનો પઢરો અને ભદ્ર અર્ધું બે ભાગનું કરવું. આ પ્રમાણે ચારે દિશાએ વ્યવસ્થા કરવી. રેખા ઉપર ત્રણ કર્મ, પઢરા પર બે કર્મ ચડાવવાં. ભદ્ર ઉપર ચારે બાજુના આઠ ઉરુશૃંગ અને આઠ પ્રત્યાંગ ચડાવવા. રેખાયે (પાંચ) કેસરી, (નવ) સર્વતોભદ્ર અને (તેર) નંદન એમ ત્રણ ક્રમે ચડાવવા. એવા અજિતનાથ પ્રભુને વલ્લભ એવો કામદાયક નામનો પ્રાસાદ જાણવો.

ઈતિશ્રી અજિતજિન વલ્લભ કામદાયક પ્રાસાદ ૨ વિભકિત ૨ તલભાગ ૧૨ શૃંગ ૨૪૭

---

५ भद्रार्धं सार्द्धभागेन नंदी तु यार्द्धभागिका પાઠાન્તર




विभक्ति ३. रत्नकोटि ( संभवजिन-वल्लभ ) प्रासाद ३

चतुरस्रीकृते क्षेत्रे नवभागं विधीयते ।
भद्रार्धं सार्धभागेन चैकभागः प्रतिरथः ॥१७॥
कर्णिका नंदिका पादा सार्धकर्णो विचक्षण ।
कर्णे कर्मद्वयं कार्यं प्रतिकर्णे तथैव च ॥१८॥
केसरी-सर्वतोभद्र-क्रमद्वयं न्यवस्थितम् ।
कर्णिकानंदिकयोश्च शृंगमेकैकं कारयेत् ॥१९।
षोडश उरः शृंगाणि चाष्टौ प्रत्यांगानि च ।
रत्नकोटिश्च नामाऽयं प्रासादः संभवेजिने ।२०।

इति संभवजिनवल्लभः रत्नकोटिप्रासादः ३
तल भाग ९ शृंग १४५

સમચોરસ ક્ષેત્રના નવ ભાગ કરવા. તેમાં દોઢ ભાગનું અર્ધું ભદ્ર, એક ભાગનો પઢરો; કર્ણિકા અને નંદિકા પા પા ભાગની અને કોણ=રેખા દોઢ ભાગની કરવી (૪।।+૪।।= ૯) રેખા ઉપર બે કર્મ—(પાંચ) કેસરી અને (નવ) સર્વતોભદ્ર ચડાવવાં. અને પઢરા પર બે કેસરી અને એક શૃંગ ચડાવવું. કર્ણિકા અને નંદિકા પર એક એક શૃંગ મૂકવું. ચાર બાજુના મળી ૧૬ ઉરુશૃંગ અને ૮ પ્રત્યાંગ ચડાવવાથી સંભવનાથજી જિનને વલ્લભ એવો રત્નકોટિ નામનો પ્રાસાદ ત્રીજો જાણવો.

**ઇતિશ્રી સંભવજિનવલ્લભ રત્નકોટિ પ્રાસાદ ૩ વિભક્તિ ૩ તલભાગ ૯ શૃંગ ૧૪૫.**

विभक्ति ४. अमृतोद्भव प्रासादः—

तद्रूपे तत्प्रमाणे च रथे कर्णे तिलकं न्यसेत् ।
कर्तव्यः सर्वदेवेषु नाम्नायममृतोद्भवः ॥२१॥

इति अमृतोद्भव प्रासादः ॥ ४ ॥

રત્નકોટિ પ્રાસાદના સ્થાને રેખા અને પઢરા પર એક એક તિલક અધિક ચડાવવાથી **અમૃતોદ્ભવ** નામનો ( ચોથો ) પ્રાસાદ સર્વ દેવને વલ્લભ એવો જાણવો.



૪ અભિનંદનજિનવલ્લભ ક્ષિતિભૂષણ પ્રાસાદ ૫ તલભાગ ૧૬ શૃંગ ૫૯૦

५ अभिनंदनजिनवल्लभ
क्षितिभूषण प्रासादः

चतुरस्रीकृते क्षेत्रे षोडशपदभाजिते ।
कर्णो भागद्वयं कार्यः
प्रतिकर्णस्तथैव च ॥ २२ ॥

उपरथो द्विभागो च
भद्रार्धं द्वयमेव च ।

कर्णे च कर्म चत्वारि
प्रतिकर्णे क्रमत्रयम् ॥ २३ ॥

उपरथे क्रमद्वय
मूर्ध्वे तिलकशोभितम् ।

द्वादश उरः शृंगाणि
प्रत्यांगानि च षोडश ॥ २४ ॥

क्षितिभूषणनामायं
प्रासादश्चाभिनंदनः ।

इति अभिनंदनवल्लभः क्षितिभूषण प्रासादः ५
तलभाग १६ शृंग ५९०

સમચોરસ ક્ષેત્રના ૧૬ ભાગ કરવા. તેમાં બે ભાગની રેખા, બે ભાગનો પઢરો, બે ભાગના ઉપરથ અને અર્ધું ભદ્ર બે ભાગનું કરવું. રેખા ઉપર ચાર કર્મ, પઢરા પર ત્રણ ક્રમે, ઉપરથ પર બે ક્રમે અને તે પર તિલક ચડાવવું. બાર ઉરુશૃંગ અને સોળ પ્રત્યાંગ ચડાવવા. એવો અભિનંદનજિનને વલ્લભ **ક્ષિતિભૂષણ** પ્રાસાદ ( પાંચમો ) જાણવો.

ઇતિશ્રી અભિનંદનજિનવલ્લભ ક્ષિતિભૂષણ પ્રાસાદ ૫ વિભક્તિ ૪ તલભાગ ૧૬ શૃંગ ૫૯૦



૭ સુપાર્શ્વ જિન વલ્લભ સુપાર્શ્વપ્રાસાદ ૮ તલભાગ ૧૦ શૃંગ ૫૭ વિભક્તિ ૫

६ सुमतिजिनवल्लभः पद्मरागप्रासादः

तद्रूपे च प्रकर्तव्यः
सुमतिजिनवल्लभः ॥ २५ ॥

पद्मरागश्च संस्थाने
कर्तव्यः पारकारक ।

रथोर्ध्वे तिलकं दद्यात्
स्वरूपो लक्षणान्वितः ॥ २६ ॥

इति सुमतिजिनवल्लभः पद्मरागप्रासादः ६ तलभाग १६

ક્ષિતિભૂષણ પ્રાસાદના સ્થાને પઢરા પર એક તિલક ચડાવવાથી સુમતિજિન વલ્લભ એવો **પદ્મરાગ** નામનો પ્રાસાદ ( છઠ્ઠો ) જાણવો.

७ पुष्यदंतप्रासादः

तद्रूपे च प्रकर्तव्यः
कर्णोर्ध्वे तिलकं न्यसेत् ।

पुष्यदन्तोऽथ नामाऽयं
तुष्टिं पुष्टिं विवर्द्धयेत ॥ २७ ॥

इति पद्मप्रभवल्लभः पुष्यदंतप्रासादः ७ तलभाग १६

પદ્મરાગ પ્રાસાદના સ્થાને રેખા ઉપર એક તિલક ચડાવવાથી ( પદ્મપ્રભુને વલ્લભ એવો ) **પુષ્યદંત** પ્રાસાદ જાણવો.

विभक्ति ॥ ५ ॥

८ सुपार्श्व जिनवल्लभप्रासादः
दशभागीकृते क्षेत्रे कर्णेऽस्य च द्विभागिक ।
प्रतिकर्णः सार्द्धभागो निर्गमे तत्समं भवेत ॥ २८ ॥

भद्रार्धं च सार्द्धभागं कपिले भद्रमानयोः ।
निर्गमं पदमानेन चतुर्दिक्षु च योजयेत् ॥ २९ ॥

कर्णे कर्मद्वयं कार्यं रथे भद्रे तथोद्गमः ।
सुपार्श्वनाथे विज्ञेयो ग्रहराजसुखावहः ॥ ३० ॥

इति सुपार्श्वजिनवल्लभ प्रासादः ८ तलभाग १० शृंग ५७

સમચોરસ ભૂમિના ૧૦ ભાગ કરવા. તેમાં બે ભાગની રેખા, દોઢ ભાગનો પઢરો, દોઢ ભાગનું અર્ધું ભદ્ર કરવું. તેના નીકાળા સમદલ કરવા. દોઢ ભાગનું કપિલીભદ્ર કરવું. તેમાં એક ભાગનો નીકાળો ચારે તરફ રાખવો. રેખાયે બે કર્મ અને પઢરા અને ભદ્ર ઉપર દોઢિયા કરવા. તે સૂર્યદેવથી સુખ આપનાર **સુપાર્શ્વનાથ જિન વલ્લભ** નામનો પ્રાસાદ જાણવો.

**ઇતિશ્રી સુપાર્શ્વ જિન વલ્લભ પ્રાસાદ ૮ વિભક્તિ ૫ તલભાગ ૧૦ શૃંગ ૫૭**

## ९ श्री वल्लभप्रासाद :

रथे वै शृंगमेकं तु भद्रे चैवं चतुर्दिशि ।
[६]कर्णोर्ध्वे तिलकं दद्यात् प्रासादोऽयं श्रीवल्लभः ॥ ३१ ॥

इति श्रीवल्लभप्रासादः ९ तलभाग १०

સુપાર્શ્વનાથ જિન વલ્લભપ્રાસાદના પઢરા પર એક શૃંગ અને ભદ્રે ચારે તરફ એક એક ઉરુશૃંગ ચડાવવું અને રેખા ઉપર તિલક ચડાવવું. તેને **શ્રી વલ્લભ** નામનો પ્રાસાદ (નવમો) જાણવો.

## विभक्ति ६ चन्द्रप्रभवल्लभः शीतलप्रासादः १०

चतुरस्रीकृते क्षेत्रे द्वात्रिंशत्पदभाजिते ।
पंचभागो भवेनू कर्णः प्रतिकर्णस्तथैव च ॥ ३२ ॥

भद्रार्धं च चतुर्भागं नन्दिका पदविस्तृता ।
समदलं च कर्तव्यं चतुर्दिक्षु व्यवस्थितम् ॥ ३३ ॥

---

६ रथोर्ध्वे પાઠાન્તર.




૮ ચંદ્રપ્રભજિન વલ્લભ શીતલ પ્રાસાદ ૧૦ વિભક્તિ ૬ તલભાગ ૩૨ શૃંગ ૨૫૩

श्रीवत्सं केसरी चैव
सर्वतोभद्रमेव च।
कर्णे चैव प्रदातव्यम्
रथे चैवं तु तत्समम् ॥ ३४ ॥
नंदिकाकर्णिकायां च
द्वे द्वे शृंगे च विन्यसेत्।
भद्रे चैवोरुश्चत्वारि
प्रत्यांगं जिनमेव च ॥ ३५ ॥
शीतलो नाम विज्ञेयः
सुश्रियं च विवर्धनः।
चंद्रप्रभस्य प्रासादो
विज्ञेयश्च सुखावहः ॥ ३६ ॥

इति चंद्रप्रभवल्लभः शीतलप्रासादः १० तलभाग ३२ शृंग २५३

સમચોરસ ક્ષેત્રના બત્રીસ ભાગ કરવા. તેમાં પાંચ ભાગની રેખા, કર્ણિકા એક ભાગ, પઢરો પાંચ ભાગ, નંદી એક ભાગ, ભદ્રાર્ધ ચાર ભાગનું કરવું. એ અંગો સુંદર કરવાં. રેખા અને પઢરા ઉપર (૧) શ્રી વત્સશૃંગ (૫) કેસરી અને (૯) સર્વતોભદ્ર એમ ત્રણ અનુક્રમે ચઢાવવા. કર્ણિકા અને નંદિકા ઉપર બબ્બે શ્રીવત્સ (શૃંગ) ચડાવવા. પ્રત્યેક ભદ્રની ઉપર ચચ્ચાર ઉરુશૃંગ અને ચોવીશ પ્રત્યાંગ ચડાવવા. એવો **શીતલ** નામનો પ્રાસાદ લક્ષ્મીને વધારનારો શ્રી ચંદ્રપ્રભજિન વલ્લભ પ્રાસાદ સુખને દેનારો એવો જાણવો.

**ઇતિ શ્રી ચંદ્રપ્રભજિન વલ્લભ શીતલ પ્રાસાદ ૧૦ તલભાગ ૩૨ શૃંગ ૨૫૩.**

## ११ श्रीचंद्रप्रासादः

तद्रूपे च प्रकर्तव्योः रथोध्वें तिलकं न्यसेत् ।
७श्रीचंद्रो नाम विज्ञेयः सुरराजसुखावहः ॥ ३७ ॥

इति श्री चन्द्रप्रासादः ११ तलभाग ३२

ઉપરના શીતલ પ્રાસાદના પઢરા ઉપર એક તિલક ચડાવવાથી **શ્રીચંદ્ર** નામનો પ્રાસાદ જાણવો. તે દેવોને સુખકારક છે.




## १२ हितुराजप्रासादः

नंदिकाकर्णिकायां च तिलकमूध्वें शोभितम् ।
हितुराजस्तदा नाम सुविधिनाथवल्लभः ॥३८॥

इति सुविधिनाथवल्लभः हितुराजप्रासादः १२ तलभाग ३२

શ્રીચંદ્ર પ્રાસાદની નંદી અને કર્ણિકાની ઉપર એક એક તિલક ચડાવવાથી **હિતુરાજ** નામનો સુવિધિનાથજિનવલ્લભ પ્રાસાદ જાણવો.

## विभक्ति ७ श्रीशीतलजिनप्रासादः १३

चतुरस्रीकृते क्षेत्र
चतुर्विंशति भाजिते ।
कर्णश्चैव समाख्यातः
चतुर्भागश्च विस्तृतः ॥ ३९ ॥
प्रतिरथस्त्रिकभागो
भद्रार्धंभूतभागिकम् ।
रथे कर्णे द्विके शृंगं
तदूध्वें तिलकं द्वयम् ॥ ४० ॥
द्वादश उरः शृंगाणि ह्यष्टौ तु प्रत्यांगानि च ।
शीतलश्च तदा नाम
प्रासादो जिनवल्लभः ॥ ४१ ॥

इतिश्री शीतलजिनवल्लभः शीतलप्रासादः १३
तलभाग २४ शृंग ३३ तिलक ३२

७ श्रीचंद्र પાઠાન્તર.

સમચોરસ ક્ષેત્રના ચોવીશ ભાગ કરવા. તેમાં ચાર ભાગની રેખા, ત્રણ ભાગનો પઢરો અને પાંચ ભાગનું અર્ધું ભદ્ર કરવું. રેખા અને પઢરા ઉપર એક એક શૃંગ અને તે પર બબ્બે તિલક ચડાવવાં. કુલ બાર ઉરુશૃંગ અને આઠ પ્રત્યાંગ ચડાવવાં. તે **શીતલ** નામનો પ્રાસાદ શીતલજિનવલ્લભ જાણવો.

**ઇતિશ્રી શીતલજિનવલ્લભપ્રાસાદ ૧૩ તલભાગ ૨૪ શૃંગ ૩૩ તિલક ૩૨**

## १४ कीर्तिदायकप्रासादः

**कर्णोर्ध्वे च द्वयं शृंगे, प्रासादः कीर्तिदायकः ।**

**इति कीर्तिदायकप्रासादः १४ तलभाग २४**

શીતલજિનપ્રાસાદની રેખા ઉપર બે શૃંગ ચડાવવાથી **કીર્તિદાયક** નામનો પ્રાસાદ જાણવો.

## १५ मनोहरप्रासादः

**कर्णे सदृशं प्रतिकर्णे प्रासादश्च मनोहरः ॥४२॥**

**इति मनोहरप्रासादः १५ तलभागः २४**

કીર્તિદાયક પ્રાસાદની રેખા ઉપર જેટલા શૃંગ ચડાવેલા હોય તે પ્રમાણે પઢરા ઉપર ચડાવવાથી **મનોહર** નામનો પ્રાસાદ (૧૫ મો) જાણવો.



શ્રેયાંશ જિનવલ્લભ મનોહરપ્રાસાદ ૧૬ તલભાગ ૧૮ શૃંગ ૧૭ તિલક ૧૨ વિભક્તિ ૮

## विभक्ति ८ श्रेयांश जिनवल्लभप्रासादः १६

**[८]अष्टादशांशे क्षेत्रे च कर्णे त्रयं रथे त्रयम् ।**
**भद्रार्धं त्रिपदं वत्स चतुर्दिक्षु नियोजयेत् ॥४३॥**
**निर्गमं पदमानेन स्वहस्तांगुलमानतः ।**
**शृंगं च तिलकं रथे कर्णे भद्रे चैवोद्गमः ॥४४॥**
**श्रेयांशवल्लभो नाम प्रासादश्च मनोहरः ।**

**इति श्रेयांशजिनवल्लभः प्रासादः १६ तलभाग १८**

ચોરસ ક્ષેત્રના અઢાર ભાગ કરવા તેમાં ત્રણ ભાગની રેખા, ત્રણ ભાગનો પઢરો અને અર્ધું ભદ્ર ત્રણ ભાગનું એ રીતે ચારે દિશામાં યોજના કરવી. અંગોના નીકાળા એક ભાગ અગર હસ્તાંગુલ રાખવા. કોણ અને પઢરા પર એકેક શૃંગ અને એકેક તિલક ચડાવવાં. ભદ્રની ઉપર શૃંગને દોઢિયો કરવો. એવો **શ્રેયાંશ જિન વલ્લભ** નામનો મનોહર પ્રાસાદ જાણવો.

**ઇતિ શ્રેયાંશ જિનવલ્લભ મનોહર પ્રાસાદ ૧૬ તલભાગ ૧૮ શૃંગ ૧૭ તિલક ૧૨**

---

८ यशायशो प्रकर्तव्यम् પાઠાન્તર.

### १७ सुकुलप्रासादः

तद्रूपे तत्प्रमाणे च शृंगचत्वारि भद्रके ॥ ४५ ॥
सुकुलो नाम विज्ञेयः प्रासादो जिनवल्लभः ।

इति सुकुलप्रासादः १७ तलभाग १८

શ્રેયાંશ જિનવલ્લભ પ્રાસાદના પ્રત્યેક ભદ્રની ઉપર એકેક ઉરુશૃંગ ચડાવવાથી **સુકુલ** નામનો પ્રાસાદ સર્વજિન દેવોને વલ્લભપ્રિય એવો જાણવો.




વાસુપૂજ્ય વલ્લભ વાસુપૂજ્ય પ્રાસાદ ૧૯ વિભક્તિ ૯ તલભાગ ૩૨ શૃં૦ ૨૫૩

### १८ कुलनंदनप्रासादः

उरुः शृंगाष्टकं कुर्यात् प्रासादः कुलनंदनः ॥ ४६ ॥

इति कुलनंदनप्रासादः १८ तलभाग १८

ઉપરના પ્રાસાદને એકેક ઉરુશૃંગને સ્થાને જો બબ્બે ઉરુશૃંગ ચડાવવામાં આવે તો **કુલનંદન** નામનો પ્રાસાદ જાણવો.

### विभक्ति ९ वासुपूज्य जिन प्रासादः १९

चतुरस्रीकृते क्षेत्रे द्वाविंशतिपदभाजिते ।
पदानां तु चतुर्भागाः कर्णे चैव तु कारयेत् ॥ ४७ ॥
कोणिका पदमानेन प्रतिरथस्त्रिभागकः ।
नंदिका च भागैकेन भद्रार्धं च द्विभागिकम् ॥४८॥
कर्णे कर्मत्रयं कार्यं प्रतिकर्णे क्रमद्वयम् ।
[९]त्रिकूटं च नंदीकर्णयो रूर्ध्वे तिलकं शोभितम् ॥४९
भद्रे शृंगत्रयं कार्यमष्टौ प्रत्यांगानि च ।
वासुपूज्यस्तदा नाम वासुपूज्यस्य वल्लभः ॥५०॥

इति वासुपूज्यवल्लभः प्रासादः १९ तलभाग ३२ शृंग २५३

સમચોરસ ક્ષેત્રના બાવીસ ભાગ કરવા. તેમાં ચાર ભાગની રેખા, એક ભાગની ખૂણી, ત્રણ ભાગનો પઢરો એક ભાગની નંદી અને બે ભાગનું ભદ્રાર્ધ કરવું. રેખા ઉપર (૫) કેસરી, (૯) સર્વતોભદ્ર અને (૧૩) નંદન એ ત્રણ કર્મ ચડાવવાં. પઢરા ઉપર બે ક્રમે અને નંદી તથા કોણી ઉપર **ત્રિકૂટ** અને તે પર તિલક ચડાવવું. ભદ્રે ત્રણ ત્રણ ઉરુશંગ અને આઠ પ્રત્યાંગ ચડાવવાથી વાસુપૂજ્યજિનવલ્લભ એવો **વાસુપૂજ્ય** નામનો પ્રાસાદ જાણવો.

**ઇતિશ્રી વાસુપૂજ્ય વલ્લભપ્રાસાદ ૧૯ તલભાગ ૨૨ શૃંગ ૨૫૩**

---

९ त्रिकूट=शृंग चैव.

## २० रत्नसंजय प्रासादः

तद्रूपे च कर्त्तव्यं कर्णोर्ध्वे तिलकं न्यसेत् ।
रत्न संजयनामोयं ग्रहराजसुखावहः ॥ ५१ ॥

इति रत्नसंजय प्रासादः ॥ २० ॥ तलभाग ॥ २२ ॥

વાસુપૂજ્ય પ્રાસાદની રેખા પર એકેક તિલક ચડાવવાથી સૂર્યદેવથી સુખ આપનાર એવો રત્ન સંજય નામનો પ્રાસાદ જાણવો.

---

ભારતીય સ્થાપત્ય શૈલીના મુખદર્શન :-ન્યુ દીલ્હી-શ્રી ગાંધી સ્મારક ભવનના અમે કરેલા પ્લાનોના ત્રણ બ્લોકો પ્રસ્તાવના પાના ૭૫-૭૬ પર છાપેલા છે. બાકીના બ્લોક આ નીચે આપ્યા છે. તેના માપ :-લંબાઇ=૨૦૦ ફીટ; પહોળાઇ=૧૫૦ ફીટ; ઉંચાઇ=૧૦૭ ફીટ.



## २१ विभक्ति १० विमलजिनवल्लभ प्रासादः

चतुरस्त्री कृते क्षेत्रे चतुर्विंशति भाजिते
पादेन त्रयभागेन कोणतत्र विधीयते ॥ ५२ ॥
प्रतिकर्ण तत्समं ज्ञेयं कोणिका नंदिका पदे ।
भद्रार्धं चतुर्भागं निर्गमं भागमेव च ॥ ५३ ॥









૭૩ વિમલવલ્લભ વિમલપ્રાસાદ ૨૧ તલભાગ ૨૪ શૃંગ ૭૭ વિભક્તિ ૧૦

समनिर्गम रथं ज्ञेयं कर्तव्यं चतुरो दिशः ।
कर्णे शृंगत्रयं कार्यं प्रतिकर्णे तथैव च ॥५४॥
नंदिका कोणिकायां च शृंगकूटं सुशोभितम् ।
भद्रे च शृंगचत्वारि अष्टौ प्रत्यांगानि च ॥५५॥
विमलवल्लभनामायं प्रासादो विष्णवे प्रियः ।

इति विमलवल्लभ प्रासादः २१ तलभाग २४ शृंग ७७

પ્રાસાદના સમચોરસ ક્ષેત્રના ચાવીશ ભાગ કરવા, તેમાં ત્રણ ભાગની રેખા, ત્રણ ભાગના પઢરા, કોણી અને નંદી એકેક ભાગની, અર્ધું ભદ્ર ચાર ભાગનું અને નીકાળે એક ભાગનું કરવું. કોણી, નંદી ને પ્રતિરથ સમદલ નીકાળે રાખવા. રેખા અને પઢરા ઉપર ત્રણ ત્રણ શૃંગ ચડાવવાં. નંદી અને કોણી ઉપર એકેક શૃંગ અને એકેક કૂટ ચડાવવાં. પ્રત્યેક ભદ્રની ઉપર ચચ્ચાર ઉરુશૃંગ, અને આઠ પ્રત્યાંગ ચડાવવાં. આવો **વિમલજિનવલ્લભ** નામનો વિષ્ણુને પણ પ્રિય પ્રાસાદ જાણવો.

ઇતિશ્રી વિમલજિનવલ્લભ પ્રાસાદ ૨૧ તલભાગ ૨૪ શૃંગ ૭૭

## २२ मुक्तिद प्रासादः

तद्रूपे च प्रकर्तव्यो रथे तिलकं दापयेत् ॥५६॥
कर्णिकायां च द्वे शृंगे प्रासादो जिनवल्लभः ।
मुक्तिदनाम विज्ञेयो भुक्तिमुक्ति प्रदायकः ॥५७

इति मुक्तिदनाम प्रासादः २२ तलभाग २४

વિમલ વલ્લભપ્રાસાદના પ્રતિરથ ઉપર તિલક અને કર્ણિકાની ઉપર (કૂટ તજીને) એક વધુ શૃંગ ચડાવવાથી જિનદેવને વલ્લભ એવો **મુક્તિદ** નામનો ભોગ અને મુક્તિને આપનારો પ્રાસાદ જાણવો.




૧૪ અનંત જિનવલ્લભ અનંતપ્રાસાદ ૨૩ તલભાગ ૨૦ શૃંગ ૪૫૩ વિભક્તિ ૧૧

विभक्ति ११ अनंतजिनप्रासादः २३

चतुरस्रीकृते क्षेत्रे विंशतिपदभाजिते ।
त्रीणि त्रीणि ततस्त्रीणि नंदीपदेति भद्रके ॥५८॥
निर्गमं पदमानेन त्रिषु स्थानेषु भद्रके ।
कर्णे कर्मत्रयं कार्यं रथोर्ध्वे तत्समं भवेत् ॥५९॥
भद्रे चैवोरश्चत्वारि नंदिकायां क्रमद्वयम् ।
अनंतजिनप्रासादो धनपुण्यं श्रियं लभेत् ॥६०॥

इति अनंतजिनप्रासादः २३ तलभाग २० शृंग ४५३

સમચોરસ ક્ષેત્રના વીશ ભાગ કરવા. તેમાં રેખા, પઢરો અને ભદ્રાર્ધ એ ત્રણે ત્રણ ત્રણ ભાગના કરવા. ભદ્ર નંદી એક ભાગની કરવી. ત્રણે અંગનો નીકાળો એકેક ભાગનો કરવો. રેખા અને પઢરા ઉપર ત્રણ ત્રણ કર્મ ચડાવવા. ભદ્રની ઉપર ચચ્ચાર ઉરુશૃંગ નંદી ઉપર બે ક્રમે (૫ કેસરી, ૯ સર્વતોભદ્ર) ચડાવવાં આવા પ્રકારનો **અનંતજિનપ્રાસાદ** ધનધાન્ય અને પુણ્ય રૂપી લક્ષ્મીને આપનારો જાણવો.

ઇતિશ્રી અનંતજિનવલ્લભપ્રાસાદ ૨૩ તલભાગ ૨૦ શૃંગ ૪૫૩

२४ सुरेन्द्रप्रासादः

अनंतस्य संस्थाने रथोर्ध्वे तिलकं न्यसेत् ।
सुरेन्द्रो नाम विज्ञेयः सर्वदेवेषु वल्लभः ॥६१॥

इति सुरेन्द्रप्रासादः २४

અનંત પ્રાસાદના પઢરા ઉપર એક તિલક ચડાવવાથી તે સર્વદેવોમાં પ્રિય એવો **સુરેન્દ્રપ્રાસાદ** જાણવો.

विभक्ति १२ धर्मनाथवल्लभः धर्मदप्रासादः २५

चतुरस्रीकृते क्षेत्रे चाष्टाविंशति-भाजिते ।
कर्णोऽथ च मतार्थे गुणमान विधीयते ॥ ६२ ॥



૨૫ ધર્મનાથ વલ્લભ ધર્મદ પ્રાસાદ ૨૫ વિભક્તિ ૧૨ તલભાગ ૨૮ શૃંગ ૨૨૫

निर्गमं तत्प्रमाणेन नंदिकोणि द्विभागिका ।
केसरीं सर्वतोभद्रं रथे कर्णे च दापयेत् ॥६३॥
तदूर्ध्वे तिलकं ज्ञेयं सर्वशोभान्वितं कृतम् ।
नंदिका कर्णिकायां च शृंगोर्ध्वे शृंगमुत्तमम् ६४
भद्रे चैवोरश्चत्वारि चाष्टौ प्रत्यांगानि च ।
धर्मदो नाम विख्यातः पुरे धर्मविवर्धनः ६५

इति धर्मनाथ जिनवल्लभः धर्मदप्रासादः २५
तलभाग २८ शृंग २२५

સમચોરસ ક્ષેત્રના ૨૮ ભાગ કરવા. તેમાં રેખા, પઢરો અને ભદ્રાર્ધ એ ત્રણે ચચ્ચાર ભાગના કરવા. નંદી અને કોણી એકેક ભાગની કરવી. સર્વ અંગો સમદલ (નીકાળે) કરવા. રેખા અને પઢરા ઉપર ૫ કેસરી ૫ સર્વતોભદ્રે એ બે કર્મ ચડાવવા. તેની ઉપર એક તિલક ચડાવવું. નંદી અને કોણી ઉપર ઉપરાઉપર બે શૃંગ ચડાવવા. પ્રત્યેક ભદ્રની ઉપર ચાર ઉરુશૃંગ ચડાવવા. આઠ ચોથ ગરાશિયા=પ્રત્યાંગ ચડાવવા. આવા પ્રકારનો ધર્મને દેવાવાળો અને નગરમાં ધર્મને વધારનારો એવો ધર્મનાથ જિનવલ્લભ **ધર્મદ** પ્રાસાદ જાણવો.

**ઇતિશ્રી ધર્મનાથ જિનવલ્લભ ધર્મદ પ્રાસાદ ૨૫ તલભાગ ૨૮ શૃંગ ૨૨૫**

२६ धर्मवृक्षप्रासादः

तद्रूपे तत्प्रमाणे च कर्तव्यः सर्वकामदः ।
रथोर्ध्वे च कृते शृंगे धर्मवृक्षोऽयं नामतः ॥६६॥

इति धर्मवृक्षप्रासादः २६ तलभाग २८

ધર્મદ પ્રાસાદના પઢરા ઉપર એક શૃંગ વધારવાથી **ધર્મવૃક્ષ** નામનો પ્રાસાદ જાણવો.




૨૬ શાંતિનાથજિનવલ્લભ શ્રીલિંગપ્રાસાદ ૨૭ વિભક્તિ ૧૩ તલભાગ ૧૨ શૃંગ ૧૮૯

### विभक्ति १३ श्रीशांतिनाथवल्लभ श्रीलिंगप्रासादः

चतुरस्रीकृते क्षेत्रे द्वादशांशविभाजिते ।
कर्णो भागद्वयं कार्यः प्रतिकर्ण स्तथैव च ॥६७॥

भद्रार्धं सार्धभागेन नंदिका चार्धभागिका ।
कर्णे कर्मद्वयं कार्यं प्रतिकर्णे तथैव च ॥६८॥

नंदिकायां शृंगकूटमुरःशृंगाणि द्वादश ।
शान्तिनाथाख्यप्रासादः सर्वदेवेभ्यः कारयेत् ६९

श्रीलिंगं च तदा नाम श्रीपतये सुखावहः ।

इति शांतिवल्लभः श्रीलिंगप्रासादः २७ तलभाग १२ शृंग १८९

સમચોરસ ક્ષેત્રના ૧૨ ભાગ કરવા. તેમાં રેખા અને પઢરો બબ્બે ભાગના અર્ધું ભદ્ર દોઢ ભાગનું અને ભદ્રની પડખે નંદી અડધા ભાગની કરવી. રેખા અને પઢરા ઉપર બે કર્મ (૫ કેસરી, ૯ સર્વતોભદ્ર) ચડાવવાં. નંદી ઉપર એક શૃંગ અને એક કૂટ ચડાવવું. ચારે ભદ્ર પર બાર ઉરુશૃંગ ચડાવવાથી શાંતિનાથ નામે સર્વ દેવને વલ્લભ એવો **શ્રીલિંગપ્રાસાદ** થાય છે. આ પ્રાસાદ બંધાવનાર લક્ષ્મીપતિને સુખકારક જાણવો.

**ઇતિશ્રી શાંતિનાથજિનવલ્લભ શ્રીલિંગપ્રાસાદ ૨૭ તલભાગ ૧૨ શૃંગ ૧૮૯**

### २८ कामदत्तक प्रासादः

उरुशृंग पुनर्दद्यात् प्रासादः सर्वकामदः ७०

इति कामदत्तक प्रासादः २८ तलभाग १२

શ્રીલિંગ પ્રાસાદના ભદ્રની ઉપર ચારે બાજુ એક શૃંગ વધારવાથી **કામદત્તક** નામનો પ્રાસાદ જાણવો.

## विभक्ति १४ कुंथुनाथवल्लभः कुमुदप्रासादः २९



૧૭ કુંથુનાથવલ્લભ કુમુદ પ્રાસાદ ૨૯ વિભક્તિ ૧૪ તિલક ૨૦ તલભાગ ૮ શૃંગ ૬૯

चतुरस्रीकृते क्षेत्रे चाष्टभागविभाजिते ।
कर्णः स्यादेकभागश्च प्रतिकर्णस्तथैव च ॥७१॥

नंदिका चैव भागार्धा प्रियदं भद्रविस्तरम् ।
निर्गमं पदमानेन स्थापयेच्च दिशोदिशः ॥७२॥

कर्णे च केसरीं दद्यात् तदूर्ध्वे तिलकं न्यसेत् ।
तत्सदृशं प्रतिकर्णे नंद्यां तु तिलकं न्यसेत्॥७३

भद्रे च शृंगद्वयं तु कुंथुदो नाम नामतः ।
वल्लभः सर्वदेवानां जिनेन्द्रकुंथुवल्लभः ॥७४॥

इति कुंथुजिनवल्लभः कुमुदप्रासादः २९ तलभाग
८ शृंग ६९

સમચોરસ ક્ષેત્રના આઠભાગ કરવા. તેમાં રેખા અને પઢરો એકેક ભાગનો, નંદી અર્ધો ભાગની અને ભદ્ર આખું ત્રણ ભાગનું કરવું. નીકાળો પદ એક ભાગનો રાખવો. રેખા અને પઢરા ઉપર ૫ કેસરી કર્મ અને તે ઉપર તિલક કરવું. નંદીની ઉપર એક તિલક કરવું અને ભદ્રની ઉપર બબ્બે ઉરુશૃંગ કરવા. તેવો કુંથુદ નામનો સર્વદેવને વલ્લભ અને **કુંથુજિનવલ્લભપ્રાસાદ** જાણવો. **ઇતિશ્રી કુંથુજિનવલ્લભ કુમુદ-પ્રાસાદ ૨૯ તલભાગ ૮ શૃંગ ૬૯ તિલક ૨૦**

## ३० शक्तिदप्रासादः

तद्रूपे च प्रकर्तव्यं रथे तिलकं दापयेत् ।
शक्तिदो नाम विज्ञेयः श्रीदेवीषु सुखावहः ॥ ७५ ॥

इति शक्तिदप्रासादः ३० तलभाग ८

કુમુદ નામના પ્રાસાદના પઢરા ઉપર એક તિલક અધિક ચડાવવાથી શક્તિદ નામનો પ્રાસાદ લક્ષ્મીદેવીથી સુખ આપનારો જાણવો.

## ३१ हर्षणप्रासादः

कर्णोर्ध्वे शृंगं दातव्यम् प्रासादो हर्षणस्तथा ।

इति हर्षणप्रासादः ३१ तलभाग ८

કુમુદપ્રાસાદની રેખાયે એક શૃંગ અધિક ચડાવવાથી **હર્ષણ** નામનો પ્રાસાદ જાણવો.



૧૮ અરનાથ વલ્લભ કમલકંદ પ્રાસાદ ૩૨ વિભક્તિ ૧૫ તલભાગ ૮ શૃંગ ૨૧

## विभक्ति १५ अरनाथवल्लभः कमलकंदप्रासादः ३२

चतुरस्त्रीकृते क्षेत्रे चाष्टभागविभाजिते ।
कर्णो द्विभागिको ज्ञेयो भद्रार्धं च द्विभागिकम् ॥७८॥

कर्णे च शृंगमेकं तु केसरीं च विधीयते ।
भद्रे चैवोद्गमः कार्यो [१०]जिनेन्द्रे चारनाथके ॥७९॥

इति त्वं विद्धि भो वत्स, प्रासादो जिनवल्लभः
कमलकंदनामायं जिनशासनमार्गतः ॥ ८० ॥

इति कमलकंदप्रासादः ३२ तलभाग ८ शृंग २१

સમચોરસ ક્ષેત્રના આઠ ભાગ કરવા. તેમાં બે ભાગની રેખા, બે ભાગનું અર્ધું ભદ્ર કરવું. રેખા ઉપર એક પ કેસરી શૃંગ ચડાવવાં અને ભદ્રની ઉપર દોઢિયો કરવો. તેને હે વત્સ અરનાથ જિન વલ્લભ જે જિનશાસનમાર્ગનો **કમલકંદ** નામનો પ્રાસાદ જાણવો.

**ઈતિ શ્રી અરનાથ જિનવલ્લભ કમલકંદ પ્રાસાદ ૩૨ તલભાગ ૮ શૃંગ ૨૧**

## ३३ श्रीशैलप्रासादः

कर्णे च तिलकं ज्ञेयं श्रीशैल ईश्वरप्रियः ।

इति श्रीशैलप्रासादः ३३ तलभाग ८

---

१० जिनेन्द्रो कुंथुवल्लभः પાઠાન્તર




१९ મલ્લિજિનવલ્લભ મહેંદ્રપ્રાસાદ ૩૫ વિભક્તિ ૧૬ તલભાગ ૧૨ શૃંગ ૧૮૧

કમલકંદપ્રાસાદની રેખા પર તિલક એક ચડાવવાથી શ્રીશૈલ નામનો પ્રાસાદ જાણવો. તે ઈશ્વરને પ્રિય છે.

## ३४ अरिनाशनप्रासादः

भद्रे चैवोरुचत्वारि प्रासादश्चारिनाशनः ॥८१॥

इति अरिनाशनप्रासादः ३४ तलभाग ८

શ્રીશૈલપ્રાસાદના ચારે ભદ્ર ઉપર એકેક ઉરુશૃંગ ચડાવવાથી **અરિનાશન** પ્રાસાદ જાણવો.

## विभक्ति १६ मल्लिजिनवल्लभः महेंद्रप्रासादः ३५

चतुरस्त्रीकृते क्षेत्रे द्वादशपदभाजिते ।
कर्णे भागद्वयं कार्यं प्रतिरथश्च सार्धकः ॥८२॥
सार्धभागकं भद्रार्धं चार्धा नंदिद्वयं भवेत् ।
कर्णे कर्मद्वयं कार्यं प्रतिरथे तथैव च ॥८३॥
द्वादश चोरःशृगाणि स्थापयेच्च चतुर्दिशि ।
महेन्द्रनामप्रासादो जिनेन्द्रमल्लिवल्लभः ॥८४॥

इति मल्लिवल्लभः जिनेन्द्रप्रासादः ३५ तलभाग १२ शृंग १८७

સમચોરસ ક્ષેત્રના ૧૨ ભાગ કરવા. તેમાં બે ભાગની રેખા, દોઢ ભાગનો પઢરો, દોઢ ભાગનું ભદ્રાર્ધ, અર્ધા ભાગની ખૂણી, અને અર્ધા ભાગની નંદી કરવી. રેખાયે અને પઢરે (૫ કેસરી અને ૯ સર્વતોભદ્ર એમ) બે કર્મ ચડાવવા. ચારે ભદ્ર પર ૧૨ ઉરુશૃંગ સ્થાપન કરવાથી મલ્લિનાથ-જિનવલ્લભ એવો **મહેન્દ્ર** નામનો પ્રાસાદ જાણવો.

ઇતિશ્રી મલ્લિનાથજિનવલ્લભ મહેન્દ્રપ્રાસાદ ૩૫ તલભાગ ૧૨ શૃંગ ૧૮૧

## ३६ मानवेन्द्रप्रासादः

रथोर्ध्वे तिलकं दद्यात् मानवेन्द्रोऽथ नामतः ।

इति मानवेन्द्रप्रासादः ३६ तलभाग १२

મહેન્દ્રપ્રાસાદના સ્થાને પઢરા ઉપર તિલક એક ચડાવવાથી **માનવેન્દ્ર** નામનો પ્રાસાદ જાણવો.

### ३७ पापनाशनप्रासादः

कर्णोर्ध्वे तिलकं दद्यात् प्रासादः पापनाशनः ॥८५॥

इति पापनाशनप्रासादः ३७ तलभाग १२

મહેન્દ્રપ્રાસાદની રેખાયે તિલક એક ચડાવવાથી **પાપનાશન** નામનો પ્રાસાદ જાણવો.

### विभक्ति १७ मानसतुष्टिप्रासादः ३८

चतुरस्त्रीकृत क्षेत्रे चतुर्दश विभाजिते ।
बाहुद्वयं रथकर्णौ भद्रार्धं त्रयभागकम् ॥८६॥
श्रीवत्सं केसरीं चैव कर्णेरथेक्रमद्वयम् ।
द्वादशैवोरःशृंगाणि स्थापयेच्च चतुर्दिशि ॥८७॥
मानसतुष्टिनामायं प्रासादोमुनिसुव्रतः ।

इति मानसतुष्टिनाम मुनिसुव्रतः प्रासादः ३८ तलभाग १४ शृंग ८५

સમચોરસ ક્ષેત્રના ૧૪ ભાગ કરવા. રેખા અને પઢરો બે બે ભાગના અને અર્ધું ભદ્ર ત્રણ ભાગનું કરવું. રેખા અને પઢરા પર ૧ શ્રીવત્સ અને ૫ કેસરી એમ બે કર્મ ચડાવવા. ચારે દિશાના ભદ્રો ઉપર બાર ઉરુશૃંગ ચડાવવાથી **માનસતુષ્ટિ** નામનો મુનિસુવ્રતવલ્લભ પ્રાસાદ જાણવો.

**ઇતિશ્રી મુનિસુવ્રતવલ્લભ માનસતુષ્ટિ-પ્રાસાદ ૩૮ તલભાગ ૧૪ શૃંગ ૮૫**




२० મુનિસુવ્રત વલ્લભ માનસતુષ્ટિ પ્રાસાદ ૩૮ વિભક્તિ ૧૭ તલભાગ ૧૪ શૃંગ ૮૫

### ३९ श्रीभवप्रासादः

तद्रूपे रथे तिलकं कर्णे च द्वयकेसरीम् ।
[12] श्री भवनाम विज्ञेयः
कर्तव्यश्च त्रिमूर्तये ॥ ८९

इति श्रीभवप्रासाद ३९ तलभाग १४

---

११ मनसंतुष्ट-मुनिसंतुष्ट પાઠાન્તર.
१२ गौरव नाम विज्ञेयः પાઠાન્તર.

માનસતુષ્ટિ પ્રાસાદના પઢરા ઉપર એક તિલક અને રેખાયે બે કેસરી કર્મ ચડાવવાથી **શ્રીભવ(ગૌરવ)** નામનો પ્રાસાદ બ્રહ્મા વિષ્ણુ અને મહેશને સારુ બનાવવો.



૨૧ નેમિનાથ વલ્લભ નેમિશૃંગ પ્રાસાદ ૪૦ વિભક્તિ ૧૮ તલભાગ ૧૬ શૃંગ ૬૫ તિલક ૧૨

॥ विभक्ति १८ ॥ नेमिजिन वल्लभप्रासादः ४०

[१३] चतुरस्त्रीकृते क्षेत्रे षोडशपदभाजिते ।
कर्णभागत्रयं कार्यं प्रतिकर्ण द्विभागिकः ॥ ९० ॥

भद्रार्धं त्रिभागं ज्ञेयं चतुर्दिक्षु व्यवस्थितम् ।
केसरीं च रथे कर्णे ऊर्ध्वे तिलकशोभनम् ॥ ९१ ॥

भद्रैकैकमुरुशृंगं स्थापयेच्च चतुर्दि ।
नेमिशृंगश्चनामायं प्रासादो नेमिवल्लभः ॥९२॥

इति नेमिजिनवल्लभः नेमिशृंग प्रासादः ४०
तलभाग १६ शृंग ६५ तिलक १२

પ્રાસાદના ચોરસક્ષેત્રના સોળ ભાગ કરવા. રેખા ત્રણ ભાગની, પઢરો બે ભાગનો અને અર્ધું ભદ્ર ત્રણ ભાગનું કરવું. એ રીતે ચારે બાજુએ ભાગની વ્યવસ્થા કરવી. રેખા અને પઢરા પર કેસરી કર્મ ચઢાવી તે પર એકેક તિલક શોભતું ચડાવવું. અને ચારે ભદ્ર ઉપર એકેક એમ કુલ ચાર દિશામાં કુલ ચાર ઉરુશૃંગ ચડાવવાથી **નેમિશૃંગ** નામનો નેમિજિનવલ્લભ પ્રાસાદ જાણવો.

**ઇતિશ્રી નેમિજિનવલ્લભ નેમિશૃંગ પ્રાસાદ ૪૦ તલભાગ ૧૬ શૃંગ ૬૫ તિલક ૧૨**

॥ विभक्ति १९ ॥ सुमतिकीर्तिप्रासादः ४१

चतुरस्त्रीकृते क्षेत्रे षड्विंशपदभाजिते ।
कर्णश्च भागचत्वारः प्रतिकर्णस्तथैव च ॥ ९३ ॥
भद्रं दिग्भागकं ज्ञेयं चतुर्दिक्षु व्यवस्थितम् ।
कर्णे कर्मत्रयं कार्यं प्रतिकर्णे क्रमद्वयम् ॥ ९४ ॥

---

१३ આ અઢારમી વિભક્તિ કેટલીક પ્રતોમાં નથી.



૨૨ નેમિનાથવલ્લભ સુમતિકીર્તિ પ્રાસાદ ૪૧ વિભક્તિ ૧૯ તલભાગ ૨૬ શૃંગ ૪૭૩ તિલક ૪

द्वादशेनोरुःशृंगाणि प्रत्यांगानि द्वात्रिंशकम्
प्रथमकर्मो मंदिरः सर्वतोभद्रमेव च ॥९५॥
केसरी कर्मस्तृतीयः ऊर्ध्वे मंजरी शोभिता
सुमतिकीर्तिनामायं[१४] गृहराजसुखावहः ॥९६

इति सुमतिकीर्ति नेमिवल्लभ प्रासाद ४७ तलभाग २६ शृंग ४७३ तिलक ४

પ્રાસાદના સમચોરસ ક્ષેત્રના છવીસ ભાગ કરવા. તેમાં રેખા અને પઢરો ચરુચાર ભાગનાં કરવા. દસ ભાગનું આખું ભદ્ર કરવું. રેખા ઉપર ત્રણ કર્મ અને પઢરા ઉપર બે કર્મ ચડાવવાં. ચારે ભદ્ર ઉપર કુલ ૧૨ ઉરુ શૃંગ અને બત્રીશ પ્રત્યાંગ (ચોથ ગરાશિયા) ચડાવવા. પહેલું કર્મ ૨૫ મંદિર, બીજું કર્મ(૯)સર્વતોભદ્ર અને ત્રીજું ૫ કેસરીનું એમ રેખાયે ચડાવવા અને તે ઉપર મંજરી (ઘંટા=લામશુ। જંઘાયુક્ત) ચડાવવાથી અને પઢરા ઉપર બે કર્મ ચડાવવાથી મંદિર બંધાવનાર ગૃહસ્થને સુખદાયક એવો સુમતિકીર્તિ નામનો પ્રાસાદ જાણવો.

**ઇતિશ્રી સુમતિકીર્તિ નેમિવલ્લભ પ્રાસાદ ૪૧ તલભાગ ૨૬ શંગ ૪૭૩ તિલક ૪**

## ४२ उपेन्द्रप्रासादः

तद्रूपे च प्रकर्तव्यं रथे शृंगं च दापयेत् ।
उपेन्द्र इति नामायं प्रासादः सुरवल्लभः९७

इति सर्वदेववल्लभः उपेन्द्रप्रासादः ४२ तलभाग २६

સુમતિકીર્તિ પ્રાસાદના પઢરા ઉપર (બેના બદલે ત્રીજું) એક શૃંગ ચડાવવાથી દેવોને વલ્લભ એવો ઉપેન્દ્ર નામનો પ્રાસાદ જાણવો.

[१४] नेमिनाथस्य वल्लभः પાઠાન્તર




૨૨ નેમિનાથવલ્લભ નેમેંદ્રપ્રાસાદ ૪૪ વિભક્તિ ૨૦ તલભાગ ૨૨ શૃંગ ૧૯૩ તિલક ૪૦

## ४३ राजेन्द्रप्रासादः

तद्रूपे च प्रकर्तव्यमुरः[१५] शृंगाणि षोडश ।
पूजनाल्लभ्यते राज्यम् स्वर्गे चैव महीतले९८

इति राजेन्द्रप्रासादः ४३ तलभाग २६

ઉપેન્દ્રપ્રાસાદના સ્થાને ભદ્રો પર મળીને કુલ ૧૬ ઉરુશંગ ચડાવવાથી રાજેન્દ્ર નામનો પ્રાસાદ થાય છે. તેને પૂજવાથી સ્વર્ગ અને પૃથ્વી ઉપર રાજ્યપ્રાપ્તિ થાય.

## ॥ विभक्ति २० ॥ नेमेन्द्रेश्वरप्रासादः ४४

चतुरस्रीकृते क्षेत्रे द्वाविंशतिपदभाजिते ।
बाहुरिन्दुर्युग्मरूप-द्विन्दुभागाःक्रमेण च॥९९

कर्णात्तु गर्भपर्यंतं भद्रार्धद्वयमेव च ।
केसरीं सर्वतोभद्रं कर्णे चैव क्रमद्वयम् १००

केसरी तिलकं चैव रथोर्ध्वे तु प्रकीर्तितम् ।
कर्णिकानंदिकायाम् च शृंगं च तिलकं न्यसेत्
॥ १०१ ॥

भद्रे चैवोरुश्चत्वारि प्रत्यांगानि च षोडश ।
नेमेन्द्रेश्वरनामायं प्रासादो नेमिवल्लभः१०२

इति नेमेन्द्रेश्वरप्रासादः ४४ तलभाग २२ शृंग १९३ तिलक ४०

ચોરસ ક્ષેત્રના બાવીશ ભાગ કરવા. તેમાં બે ભાગની રેખા, એક ભાગની

१५ मुरुः शृंग च पंचमम् પાઠાન્તર

કર્ણિકા,[૧૬] બે ભાગનો પઢરો કરવો. નંદી એક ભાગની, ઉપરથ બે ભાગનું બીજી કર્ણિકા એક ભાગની અને અર્ધું ભદ્ર બે ભાગનું કરવું. રેખા ઉપર કેસરી અને સર્વતોભદ્ર કર્મ અને તિલક ચડાવવા. બધી કર્ણિકા અને નંદિકા ઉપર એકેક શૃંગ અને તિલક ચડાવવું. પઢરા અને ઉપરથ ઉપર કેસરી કર્મ અને એકેક તિલક ચડાવવું. પ્રત્યેક ભદ્રની ઉપર ચાર ઉરુશૃંગ અને કુલ ૧૬ પ્રત્યાંગ ચડાવવાથી નેમિનાથજીને વલ્લભ એવો નેમેન્દ્રેશ્વરપ્રાસાદ જાણવો.

**ઇતિશ્રી નેમિનાથવલ્લભ નેમેન્દ્રેશ્વરપ્રાસાદ ૪૪ તલભાગ ૨૨ શૃંગ ૧૯૩ તિલક ૪૦**

## ४५ यतिभूषणप्रासादः

तत्तुल्यं च तदूर्ध्वे च रथे शृंगं च दापयेत् ।
वल्लभः सर्वदेवानां प्रासादो यतिभूषणः ॥ १०३ ॥

इति यतिभूषणप्रासाद ४५ तलभाग २२

નેમેન્દ્રેશ્વર પ્રાસાદના પઢરા ઉપર અને ઉપરથ પર એકેક શૃંગ વધારવાથી **યતિભૂષણ** નામનો સર્વદેવને વલ્લભ એવો પ્રાસાદ થાય છે.

## ४६ सुपुष्यप्रासादः

तद्रूपे च प्रकर्तव्यं रथे दद्याच्च केसरीम् ।
सुपुष्यनामविज्ञेयः प्रासादः सुरवल्लभः ॥ १०४ ॥

इति सुपुष्यप्रासादः ४६ तलभाग २२

નેમેન્દ્રેશ્વર પ્રાસાદના પઢરા અને ઉપરથ ઉપર (શૃંગને બદલે) (૫) કેસરી કર્મ ચડાવવાથી દેવોને વલ્લભ એવો **સુપુષ્ય** નામનો પ્રાસાદ થાય છે.

## ॥ विभक्ति २१ ॥ पार्श्ववल्लभप्रासादः ४७

चतुरस्रीकृते क्षेत्रे षष्टाविंशति भाजिते ।
कर्णात्तु गर्भपर्यंतं विभागानां तु लक्षणम् ॥ १०५ ॥
वेदरुपगुणेन्दवो भद्रार्धं तु चतुष्पदम् ।
श्रीवत्सं केसरीं चैव रथे कर्णे च दापयेत् ॥ १०६ ॥

---

૧૬ અહીં વિભક્તિ ૨૦-૨૧ અને ૨૨માં કર્ણ પાસે નંદિકર્ણી કહી છે. પરંતુ તે નંદિકર્ણીના ઉપાંગ સમદલ ન કાઢતાં કર્ણરેખાની બરાબર રાખીને તે બે વચ્ચે પાણીતાર પાડી જુદું અંગ દેખાડે છે. તેનો હેતુ તે પર પ્રત્યાંગ (ચોથ ગરાશિયા) ચડાવતાં ઘણું બહાર નીકળી જાય છે તેથી ખૂણી બહાર ન કાઢવાથી પ્રત્યાંગ પ્રમાણસર નીકળતું લાગે છે. આવા પ્રકાર જુના પ્રાસાદોમાં ઘણે જોવામાં આવે છે. રાણકપુરના ચોમુખના મૂળ શિખરમાં ખૂણી રેખા બરોબર રાખેલ છે.




૨૩ પાર્શ્વનાથ વલ્લભ પાર્શ્વવલ્લભ પ્રાસાદ ૪૭ વિભક્તિ ૨૧ તલભાગ ૨૬ શૃંગ ૧૧૩

कर्णिकायां ततः शृंग
मष्टौ तु प्रत्यंगानि च ।
भद्रे चैवोरुश्चत्वारि
प्रासादः पार्श्ववल्लभः ॥ १०७ ॥

इति प्रार्श्ववल्लभ प्रासादः ४७
तलभाग २६ शृंग ११३

સમચોરસ ક્ષેત્રના ૨૬ ભાગ કરવા. તેમાં કર્ણ ૪ ભાગ, કર્ણિ ૧ ભાગ, પઢરો ૩ ભાગ, નંદિ ૧ ભાગ અને અર્ધું ભદ્ર ૪ ભાગનું કરવું. રેખા અને પઢરા ઉપર એકેક (૫) કેસરી કર્મ અને એકેક (૧) શ્રી વત્સ શૃંગ ચડાવવું. ખૂણીઓ પર એકેક શૃંગ ચડાવવાં. આઠ પ્રત્યાંગ ચડાવવાં. ભદ્ર પર ચચ્ચાર ઉરુશૃંગ ચડાવવાં. તેવો **પાર્શ્વવલ્લભ** નામનો પ્રસાદ થાય છે.

**ઇતિશ્રી પાર્શ્વનાથ જિનવલ્લભ પાર્શ્વવલ્લભ પ્રાસાદ ૪૭ તલભાગ ૨૬ શૃંગ ૧૧૩**

### ४८ पद्मावृतप्रासादः

कर्णे च तिलकं दद्यात् प्रासादस्तत्स्वरूपकः ।
पद्मावृत च नामेति कर्तव्यं सर्वदेवताः १०८

इति पद्मावृतप्रासादः ४८

પાર્શ્વવલ્લભ પ્રાસાદની રેખા ઉપર એક તિલક વધારવાથી પદ્માવૃત નામનો સર્વદેવોને વલ્લભ એવો પ્રાસાદ જાણવો.

### ४९ रूपवल्लभप्रासादः

तद्रूपे च प्रकर्तव्यो रथोर्ध्वे तिलकं न्यसेत् ।
जिनेन्द्रायतनं चैव प्रासादो रूपवल्लभः १०९

इति रूपवल्लभप्रासादः ४९ तलभाग २६

પદ્માવૃત પ્રાસાદના પઢરા ઉપર પણ એક તિલક વધારવાથી **રૂપવલ્લભ** નામનો જિનેન્દ્રપ્રાસાદ થાય છે.




૨૪ મહાવીર જિનવલ્લભ મહાધર=વીરવિક્રમ પ્રાસાદ ૫૦ વિભક્તિ ૨૨ તલભાગ ૨૪ શૃંગ ૨૨૧

॥विभक्ति २२॥ वीरविक्रममहाधरप्रासादः५०

चतुरस्रीकृते क्षेत्रे चतुर्विंशतिभाजिते ।
कर्णस्त्रिभागको ज्ञेयः प्रतिकर्णश्च तत्समम् ११०
कर्णिका नंदिका भागा भद्रार्धं चःचतुष्पदम् ।
श्रीवत्सं केसरीं चैव
सर्वतोभद्रमेव च ॥ १११ ॥
रथे कर्णे च दातव्यमष्टौ
तु प्रत्यांगानि च ।
भद्रे चैवोरश्चत्वारि
कर्णिकायां शृंगोत्तमम् ॥११२॥
वीरविक्रमनामायंप्रासादो जिनवल्लभः ।
[17]महाधरश्च नामायं
पूजिते फलदायकः ॥११३॥

इति महावीरवल्लभ वीरविक्रम महाधर प्रासाद ५० तलभाग २४ शृंग २२१

સમચોરસ ક્ષેત્રના ૨૪ ભાગ કરવા. તેમાં રેખા અને પઢરા ત્રણ ત્રણ ભાગના, નંદિકા અને કર્ણિકા એકેક ભાગની કરવી. અને અર્ધું ભદ્ર ચાર ભાગનું કરવું. રેખા અને પઢરા ઉપર શ્રીવત્સ (શૃંગ)(૫) કેસરી અને ૫ સર્વતોભદ્ર એમ ત્રણ ક્રમે ચડાવવાં. આઠ પ્રત્યાંગો ભદ્ર ઉપર ચારચાર ઉરૂશૃંગ ચડાવવાં. કર્ણિકા ને નંદિકા ઉપર શૃંગ ચડાવવાથી જિનદેવને વલ્લભ તથા પૂજનથી ફલદાતા એવો **વીરવિક્રમ** નામનો અથવા **મહાધર** નામનો પ્રાસાદ જાણવો.

**ઇતિશ્રી મહાવીરજિનવલ્લભ મહાધરપ્રાસાદ ૫૦ તલભાગ ૨૪ શૃંગ ૨૨૧ તિલક ૧૬**

---

**૧૭ महीधरश्चनामायं** પાઠાન્તર. મહાધરનો બીજો અર્થ ૧૦૮, ૭૨ કે ૫૨ જિનાલયમાં નૃત્યમંડપના આડાંગર્ભે કે પ્રાસાદની ડાબી જમણી તરફ ચાલુ પંક્તિમાં ભદ્રની જેમ નીકળે તે મહાધર પ્રા.

### ૫૧ अष्टापदप्रासादः

तद्रूपे च प्रकर्तव्ये कर्णोर्ध्वं तिलकं न्यसेत् ।
अष्टापदश्च नामायं प्रासादो जिनवल्लभः ॥११४॥

इति अष्टापदप्रासादः ५१ तलभाग २४

વીરવિક્રમ-મહાધર પ્રાસાદની રેખા ઉપર એક તિલક ચડાવવાથી જિનપ્રભુને વલ્લભ એવો અષ્ટાપદ નામનો પ્રાસાદ જાણવો.

### ૫૨ तुष्टिपुष्टिप्रासादः

तद्रूपं च प्रकर्तव्यं उरःशृंगाणि पंच वै ।
तुष्टिपुष्टिदनामायं प्रासादो देववल्लभः ॥११५॥

इति तुष्टिपुष्टिप्रासादः ५२ तलभाग २४

**જિનેન્દ્રપ્રાસાદ પ્રશંસાઃ—**

प्रासादाः पूजिता लोके विश्वकर्मणा भाषिताः ।
द्वाविंशतिविभक्तीनां[१८] द्विपंचाशद्भेदतः ॥११६॥
प्रासादाः सर्वदेवेषु जिनेन्द्रेषु विशेषतः ।
चतुर्दिशि चतुर्द्वारं पुरमध्ये सुखावहाः ॥११७॥

ઉપરના બાવીશ વિભક્તિ ઉપર બાવન ભેદે કરીને જિનેન્દ્રપ્રાસાદોના શિખરો કહ્યાં તે લોકોમાં પૂજનીય છે એમ વિશ્વકર્માએ કહ્યું છે. આ પ્રાસાદો સર્વ દેવોને કરવા તેમાં વિશેષ કરીને જિનેન્દ્ર દેવોને કરવા. આ પ્રાસાદો-આવા ચારે દિશાના ચાર દ્વારવાળા પ્રાસાદો નગરને વિશે બાંધવાથી ભારે સુખદ બને છે.

भ्रमाश्च विभ्रमाश्चैव प्रशस्ताः सर्वकामदाः ।
शांतिदाः पुष्टिदाश्चैव प्रजाराज्यसुखावहाः ॥ ११८ ॥
अश्वैगजैर्बलियानै-र्महिषी नंदिकस्तथा ।
सर्वश्रियमाप्नुवन्ति स्थापिताश्च महीतले ॥ ११९ ॥

આ બાવન પ્રાસાદો ભ્રમવાળા કે ભ્રમવગરના પણ પ્રશસ્ત છે. તે સર્વ કામનાને આપનારાં છે. શાંતિદાયક અને પુષ્ટિદાયક છે. તે રાજા અને પ્રજાને સુખ આપનારા છે. આ પ્રાસાદો પૃથ્વીતલ પર સ્થાપવાથી ઘોડા, હાથી, બળદ, ભેંશ, ગાય તથા વાહન આદિ સર્વ પ્રકારની લક્ષ્મીને આપનારા છે.

---

૧૮ **जिनेन्द्रस्य विशेषतः** પાઠાન્તર. ક્ષીરાર્ણવમાં લગભગ આને જ મળતા પાઠોના ઋષભાદિ પ્રાસાદોના શિખરો કહ્યાં છે. તેમાં ૨૫ વિભક્તિ પર ૭૨ ભેદે પ્રાસાદનાં શિખરો કહ્યાં છે.

[१९] नगरे ग्रामे पुर्मध्ये प्रासादा ऋषभादयः ।
जगत्यां मंडपैर्युक्ता क्रियते वसुधातले ॥ १२० ॥
सुलभं दीयते राज्यं स्वर्गे चैव महीतले ।

નગર ગામ કે પુરની અંદર આ ઋષભાદિ જિન પ્રાસાદો જગતી અને મંડપો વાળા બનાવવાથી સ્વર્ગમાં અને પૃથ્વીતલ ઉપર રાજ્ય સુલભતાથી મળે છે.

---

૧૯ જૈન અષ્ટભદ્ર પ્રાસાદનો પાઠ કોઇ જૈન ગ્રંથની છૂટી નોંધ પરથી પંચકલ્યાણ-પ્રાસાદનું સ્વરૂપ મારા જોવામાં આવેલું, જે અત્રે આપવું આવશ્યક માનું છું.

अथ पंचकल्याणप्रासादस्वरूपं लिख्यते :—

अष्टकोणमष्टभद्रं पंचकल्याण मंदिरम् । तीर्थग्रामे राजगृहे नदीतटे मुन्याश्रमे १
जातिः पंचकल्याणी पुष्पवैमानसदृशी । सर्वदेवस्थापितवं चतुर्दशरत्नैर्युतम् २
अष्टांश एकभागश्च अष्टभागास्तलस्य च । भद्रस्य वेदभागाश्च कर्णे द्विद्वि भागते ३
भद्रस्य त्रीणि शृंगाणि कर्णे शृंगद्वयं भवेत् । एकचत्वारिंशत् शृंगाणि ह्येकशृंगमनुत्तमम्
ऋतुषट्कं हंसरूपं द्वादशराशिग्रहाः । स्थापनं दिक्षु छायानां दश दिक्पालास्तथैव च
षोडश विद्यादेव्यश्च यक्षिण्यश्चतुर्विंशतिः । मंगला पार्श्वनाथस्य मूर्त्यस्त्रयोविंशतिः
देव्यधिष्यन्निमुखाच विधिविधानसमन्विता । द्वात्रिंशतिनर्तिकाश्च पंचकल्याण मंदिरे
घंटाकर्णः प्रदक्षिणायां कोटिकलदः पदेपदे । विनाशः सर्वपापानां पंचकल्याणमंदिरे

इति पंचकल्याणप्रासादः ।

## પંચકલ્યાણ પ્રાસાદનું સ્વરૂપ કહે છે :—

આઠ કોણના આઠ ભદ્રવાળો "પંચ કલ્યાણ મંદિર" નામનો પ્રાસાદ તીર્થસ્થાનમાં ગ્રામ કે રાજ્યગૃહે, નદીકિનારે કે મુનિના આશ્રમમાં કરવો. પંચકલ્યાણી જાતિનો, પુષ્પક વિમાન જેવો, સર્વદેવોને માટે, જેના ચારે તરફ ફરતા રત્નોથી શોભીતો હોય તેવો પ્રાસાદ સ્થાપવો. અષ્ટાંશમાં અઠ્ઠાઈતલમાં ચાર ભાગનું ભદ્ર અને બબ્બે ભાગની રેખા કરવી. તેના શિખરના ભદ્ર ઉપર ત્રણ ત્રણ ઉરુશૃંગો ચડાવવાં. રેખાયે બબ્બે શૃંગ ચડાવવા. એ રીતે આઠે ભદ્રને આઠ રેખા પર મળી કુલ ૪૧ અંડક (મૂળ કળશ સાથે) ચડાવવા. આ પ્રાસાદમાં છ ઋતુ, હંસના સ્વરૂપ બાર રાશિ, નવ ગ્રહો, દિશા પ્રમાણેના આઠ આયના સ્વરૂપ, દશ દિક્પાલો, ૧૬ વિદ્યા દેવીઓ, ૨૪ તીર્થંકરોના યક્ષયક્ષણીઓની મૂર્તિઓ કરવી. આ પંચકલ્યાણ પ્રાસાદમાં મંગળ એવા ત્રેવીશમા તીર્થંકર શ્રી પાર્શ્વનાથજીની પ્રતિમા સ્થાપવી.

બત્રીસ નર્તિકાઓ પણ આ પંચકલ્યાણ મંદિરમાં (મંડોવરે અને મંડપના સ્તંભો પર તથા વિતાન ઘૂમટમાં) કરવી. પ્રદક્ષિણામાં ઘંટાકર્ણની મૂર્તિ કરવાથી એવા પંચકલ્યાણ મંદિર બંધાવનારના સર્વપાપનો નાશ થાય છે અને પગલે પગલે કરોડો શુભ ફળ પ્રાપ્ત થાય છે.

ઇતિ પંચકલ્યાણ મંદિર

दक्षिणोत्तरमुखाश्च प्राचीपश्चिमदिङ्मुखाः ।
वीतरागस्य प्रासादाः पुरमध्ये सुखावहाः ॥ १२७ ॥

इति श्री विश्वकर्मा कृते ज्ञानप्रकाश दीपार्णवे वास्तुविद्यायां जिनप्रासाद नाम विंशतमोऽध्यायः ॥ २० ॥

દક્ષિણ, ઉત્તર, પૂર્વ કે પશ્ચિમ ગમે તે મુખના વીતરાગના પ્રાસાદો નગરમાં રચેલા હોય તો તે સુખ દેનારા જાણવા.

ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો વાસ્તુ વિદ્યાનો ઋષભાદિ ૨૨ વિભક્તિ પર બાવન ભેદના શિખરાધિકારે શિલ્પવિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરા શિલ્પ શાસ્ત્રીએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો વીશમો અધ્યાય. ૨૦



श्री विश्वकर्मा विरचित वास्तुविद्यायां

# ज्ञानप्रकाशदीपार्णवे

## उत्तरार्धः

॥ एकविंशतितमोऽध्यायः ॥

॥ जिनप्रतिमालक्षणाध्यायः २१ ॥

श्री विश्वकर्मोऽवाच–

अथातः संप्रवक्ष्यामि स्वरूपं जिनलक्षणम् ।
अरूपं रूपमाकारं विश्वरूपं जगत्प्रभुम् ॥ १ ॥

केवलज्ञानमूर्तिश्च वीतरागं जिनेश्वरम् ।
द्विभुजं चैकवक्त्रं च बद्धपद्मासनस्थितम् ॥ २ ॥

लीयमानं परं ब्रह्म जिनमूर्तिर्जगद्गुरोः ।
नाम निर्गुणमाख्यातं प्रयुक्तं वास्तुवेदिभिः ॥ ३ ॥

શ્રી વિશ્વકર્મા કહે છેઃ-હવે હું જિનમૂર્તિના સ્વરૂપલક્ષણ કહું છું. તે અરૂપી હોવા છતાં રૂપ=આકારના વિશ્વરૂપ જગતપ્રભુ એવા વીતરાગ જિનેશ્વરની કેવળ જ્ઞાનમય મૂર્તિ છે. તેમને બે ભુજ અને એક મુખ છે. બદ્ધપદ્માસનથી બેઠેલી, પર-બ્રહ્મમાં લીન એવી જગદ્ગુરુ જિનદેવની મૂર્તિ છે.

चतुर्विंशति ऋषभाद्यौ वर्धमानान्तकं तथा ।
ऋषभादि परिवारे दुःखदं [1]वर्णसंकरम् ॥ ४ ॥

---

૧ પ્રતિમાજી જે વર્ણની હોય તેજ વર્ણ-રંગના પાષાણનું પરિકર હોવું જોઇએ. તેમાં વર્ણસંકરતા હોય તેને અહીં દોષ કહ્યો છે. તેમજ પ્રતિમા અને પરિકરના પાષાણમાં પણ બહુ ડાઘડૂઘ ન હોવા જોઇએ. સફેદ પ્રતિમાજીને પીળા વર્ણનું પરિકર હોય તે દોષ કર્તા છે.

न समांगुलसंख्या च प्रतिमामानकर्मणि ।
उपविष्टस्य देवस्य [2]ऊर्ध्वस्य प्रतिमा भवेत् ॥ ५ ॥

द्विविधा पादपद्मस्था पर्यंकासनमाश्रिता ।
वामो दक्षिण जंघोर्वोरुपर्यंकि करोऽपि च ॥ ६ ॥

दक्षिणो वामजंघोर्वोस्तत्पर्यंकासनं मतम् ।
देवस्योर्ध्वस्थितस्यार्या जानुलम्बि भुजद्वयम् ॥ ७ ॥

श्रीवत्सोष्णीषयुक्ता च छत्रादिपरिवारिता ।

જિન તીર્થંકરો ઋષભદેવથી વર્ધમાન સુધીના ૨૪ છે. તે પ્રતિમાઓ અને પરિકરના પાષાણની વર્ણસંકરતા (બંને જુદા જુદા વર્ણના કે ડાઘવાળા) હોય તો તે દુઃખને દેનાર જાણવું. પ્રતિમાની ઉંચાઈનું માન એકી આંગળ રાખવું. બેકી આંગળની ઉંચાઈના પ્રતિમા ન કરાવવા. જિનપ્રતિમા બે પ્રકારના થાય છે, તેમાં એક ઉભા (કાઉસગ્ગ રૂપે) અને બીજા પદ્માસને-બેઠેલા હોય છે. પર્યંકાસન કોને કહેવું ? પ્રથમ જમણી જાંઘ અને જમણા સાથળ પર ડાબો પગ અને ડાબો હાથ સ્થાપન કરવો. પછી ડાબી જાંઘ અને ડાબા સાથળ પર જમણો પગ અને જમણો હાથ મૂકવો. તેને પર્યંકાસન કહે છે. હવે ઉભી કાયોત્સર્ગ પ્રતિમાનું સ્વરૂપ કહે છે. બે ભુજાઓ ગોઠણ સુધી લંબાવેલ હોય, છાતીમાં ઉષ્ણીક અને માથે ત્રણ છત્ર અને ફરતા (ચોવીશ જિન મૂર્ત્યોદિના) પરિવારવાળી હોય તે ઉભી જિન પ્રતિમા જાણવી.

## जिनप्रतिमा—समचतुरस्रलक्षण—

अन्योन्यजानुस्कंधान्तं तिर्यक्सूत्रनिपातनात् ॥ ८ ॥
केशान्ताचलयोर्मध्यात् सूत्रैक्यं चतुरस्रता ।

(૧) એકથી બીજા ગોઠણ સુધીનું આડું સૂત્ર (૨) જમણા ઢીંચણથી ડાબા ખંભા સુધીનું બીજું સૂત્ર (૩) ડાબા ઢીંચણથી જમણા ખંભા સુધીનું ત્રીજું સૂત્ર અને (૪) કપાળ પર કેશથી આંચલી પાટલી મથાળા સુધીનું ચોથું સૂત્ર. એ રીતે જિન પ્રતિમા સમચતુરસ્ર જાણવી.

---

૨ ઉભા કાઉસગ્ગ પ્રતિમાના પરિકરની ગાદીમાં ગજસિંહાદિ-સ્વરૂપો થાય છે. તેના છેડા પર ભક્ત-શ્રાવક-સેવકની હાથ જોડતી મૂર્તિ પણ કોઇમાં હોય છે. કાઉસગ્ગના બે બાજુના પડખાની પટ્ટીમાં જિનમૂર્તિઓ ચોવીશ કરે છે. અગર દેવદેવીઓની મૂર્તિઓ પણ કરે છે. નીચે ચામર કળશધારી ઇંદ્રોના નાના સ્વરૂપો અને કાઉસગ્ગની ઉપર છત્ર અને ગાંધર્વોના સ્વરૂપો કરેલા હોય છે.

प्रतिमा-मान—

नवतालं भवेद्रूपं नालः स्याद् द्वादशांगुलः ॥ ९ ॥

अंगुलानि कम्बायाः किंतु रूपस्य तस्य हि ।
उर्ध्वमानमष्टोत्तरशतं तु विश्वकर्मणा ॥ १० ॥

उर्ध्वप्रतिमामानं तु आसीना च अतः शृणु ।

ઉભી જિન પ્રતિમા નવ તાલની કરવી. તે તાલ ૧૨ આંગળનો જાણવો. પણ તે ગજનો આંગળ નહિ, પણ પ્રતિમાના વિભાગનો જાણવો. એ રીતે ઉભી પ્રતિમા ૧૦૮ વિભાગની વિશ્વકર્માએ કહી છે, તેમ ઉભી પ્રતિમાનું માન કહ્યું. હવે બેઠી પ્રતિમાના વિભાગ સાંભળો.

[૩]पंचतालं समुत्सेधे चतुस्तालं तु विस्तरे ॥ ११ ॥

तालैकं च विभक्तादौ अंगुलानां चतुर्दश ।
तेनांगुलप्रमाणेन षट्पंचाशत् समुच्छ्रितम् ॥ १२ ॥

विस्तरं तत्प्रमाणेन विभाजयेद् विचक्षणः ।
अथैते अंगुलानां च यन्मानां यस्य कारयेत् ॥ १३ ॥

आसीनप्रतिमामानं षट्पंचाशद् विभाजितम् ।

બેઠી જિનપ્રતિમાની ઉંચાઈ પાંચ તાલ અને વિસ્તાર ચાર તાલનો જાણવો (કાર્યની સુલભતાને સારૂ) અહીં એક તાલના ચૌદ વિભાગ (આંગળ) જાણવા.

---

૩ બેઠી જિન પ્રતિમાની પહોળાઇ કરતાં ઉંચાઇ સવાઇ કરવી. તે પાટલી તલથી શિખા સુધીની ઉંચાઇ જાણવી. પરંતુ અહીં શ્લોક ૧૨ માં ૭૦ વિભાગને બદલે છપ્પન ભાગ કહે છે. પરંતુ તેમાં નીચેની પાટલી આઠ ભાગની અને કેશાંતથી શિખા સુધીના છ ભાગ મળી ચૌદ ભાગ અહીં લેવામાં આવેલ નથી.

| | | |
|---|---|---|
| ૪ ભાગ ભાલ | ૧૩ ભાગ | ૧૨ ગુહ્ય |
| ૫ ભાગ નાસિકા | | ૨૪ સાથળ |
| ૪ હડપચી | | ૪ ગોઠણ |
| ૩ ગળું | | ૨૪ જાંઘ |
| ૧૦ છાતી | | ૪ પગ |
| ૧૪ નાભિ | | ૧૦૮ કુલ |

તે પ્રમાણે ગણતાં ઉંચાઇ છપ્પન આંગળની (પાટલી અને કેશ પરના વિભાગ સિવાય) કરવી અને પહોળાઈ પણ તેટલી જ વિચક્ષણ શિલ્પીએ રાખવી. એટલે છપ્પન ભાગ બેઠેલી પ્રતિમાની પહોળાઇ જાણવી.

**उर्ध्वस्थ प्रतिमा अंगविभाग--**

भालंनासा हनुर्ग्रीवा हृन्नाभिर्गुह्यमूरुकः ॥ १४ ॥
जानुजंघे तथा पादौ स्थानान्येकादशानि च ।
चतुः पंच चतुर्वह्निर्दिशश्चैव चतुर्दश ॥ १५ ॥
सूर्याजिनश्चतुर्जिना वेदाश्चेति ह्यनुक्रमात् ।

કપાળ ચાર ભાગ, નાસિકા પાંચ ભાગ, હડપચી ચાર ભાગ, ગળું ત્રણ ભાગ છાતી દસ ભાગ, નાભિ ચૌદ ભાગ, ગુહ્ય બાર ભાગ, સાથળ ચોવીશ ભાગ, ગોઠણ ચાર ભાગ, પગજાંઘ ચોવીશ ભાગ અને પગ ચાર ભાગ એ રીતે અનુક્રમે અગિયાર અંગુલિ ભાગ ઉભી પ્રતિમાના ૧૦૮ આંગળના જાણવા.

**आसनस्थप्रतिमा अंगविभाग--**

[४]भालं नासा हनुर्ग्रीवा हन्नाभिगुह्यहस्तकौ ॥ १६ ॥
जान्वेतानि नवांगानि अंकस्थानानि पूर्ववत् ।[५]

---

४ विवेकविलास—भालं नासा हनुर्ग्रीवा हृन्नाभिगुह्य जानु च ।
अष्टावासीन बिम्बस्यांगानां स्थानानि पूर्ववत् ॥

५ विवेकविलास-नव अंगविभाग—
चतुःपंच चतुर्वह्नि दिशश्चैव चतुर्दश ।
चतुश्चतुस्ताष्टाह्यवासीनप्रतिमांगकाः ॥

કપાળ ચાર આંગળ, નાક પાંચ આં૦, હડપચી ચાર આં૦, ગળું ત્રણ આં૦, નાભિ ચૌદ આં૦, ગુહ્ય ભાગ ચાર આં૦, બંને હાથ ચાર આં૦ અને ગોઠણ આઠ આં૦ એમ કુલ છપ્પન ભાગ..

| | |
|---|---|
| ૧૩ ભાગ મુખ | ૪ ભાગ ગુહ્ય |
| ૩ ભાગ ગળું | ૪ ભાગ હાથ |
| ૧૦ ભાગ હૃદય | ૮ ભાગ ગોઠણ |
| ૧૪ ભાગ નાભિ | ૫૬ કુલ |

विश्वकर्मणा कथितमासीनस्य स्वरूपकम् ॥ १७ ॥

બેઠી પ્રતિમાના નવ અંગ (૪) કપાળ (૫) નાસિકા, (૪) હડપચી, (૩) ગળું, (૧૦) હૃદય, (૧૪) નાભિ, (૪) ગુહ્ય, (૪) હાથ, (૮) ઢીંચણ એ નવ અંગના અંક-સ્થાનના ૫૬ વિભાગ આગળ (શ્લોક ૧૫માં) શ્રી વિશ્વકર્માએ કહેલા છે.

वर्तनां कथयिष्यामि अंगुलानां यथाक्रमम् ।
मुखं यक्षांगुलं चैव विभज्येच्च विचक्षणः ॥ १८ ॥

वेदांगुलं ललाटं च नासिका पंचमांगुला ।
नासिकौष्ठद्वयोर्मध्ये प्रवेशश्चैकमंगुलम् ॥ १९ ॥

हनुकांगुल चत्वारि ओष्ठ उपरिमांगुलः ।
एकांगुलोऽप्यधरश्च द्वयंगुला च बटी भवेत् ॥ २० ॥

त्रयांगुला भवेत् ग्रीवा हृदयं च दशांगुलम् ।
चतुर्दश तथा नाभौ चतुर्गुह्यं प्रकीर्तितम् ॥ २१ ॥

करौ चतुरंगुलानि अष्टपादौ प्रकीर्तितौ ।
इत्येतत् कथितं चैव षट्पंचाशत् समुच्छ्रितम्[६] ॥ २२ ॥

હવે બેઠી પ્રતિમાના ઉદયનાં અંગવિભાગ કહું છું:-આખા મુખની ઉંચાઈ તેર આંગળના વિભાગ બુદ્ધિમાન શિલ્પીએ નીચે પ્રમાણે રાખવા. કપાળ ચાર આંગળ, નાસિકા પાંચ આંગળ અને હડપચી ચાર આંગળ (એ રીતે તેર ભાગ મુખ ઉદયના) હવે ચાર આંગળની હડપચીમાંથી નાસિકા અને હોઠની વચ્ચે એક ભાગ-આંગળ જગ્યા રાખવી. નીચે ઉપરનો હોઠ એક આંગળનો અને બે આંગળની દાઢી રાખવી. ત્રણ આંગળનું ગળું, ગળાથી હૃદય દસ આંગળ. હૃદયથી નાભિ ચૌદ આંગળ, નાભિથી ગુહ્યભાગ ચાર આંગળ, ઉપરાઉપર બે હાથો ચાર આંગળ અને પગ (ગોઠણ) આઠ આંગળનો. એ રીતે બેઠી પ્રતિમાની ઉંચાઇના છપ્પન ભાગ (આંગળ) જાણવા.

तस्याऽधश्च प्रकर्तव्य-मासनमष्टकांगुलम् ।
उष्णीषं षडंगुलं च केशान्तोपरिमस्तथा ॥
उच्छ्रयं च समाख्यातं विस्तारं च अतः शृणु ॥ २३ ॥

---

૬. અહીં આઠ ભાગની પાટલી અને કપાળ ઉપરથી કેશ-શિખાના છ ભાગ ગણવામાં આવેલ નથી.

ઉપર કહેલા છપ્પન ભાગ નીચે આઠ ભાગ=આંગળની પાટલી-ગાદી કરવી અને કેશાંતથી ઉપર ઉષ્ણીષ (શિખા) સુધીના છ ભાગ રાખવા. ચાર ભાગ કેશ અને બે ભાગ (શિખા) એ રીતે બેઠી પ્રતિમાની ઉંચાઈના સિત્તોર ભાગ કહ્યા. હવે પ્રતિમાની પહોળાઇના ભાગ સાંભળો.

## आसनस्थ प्रतिमा-विस्तार विभाग—

वक्त्रं विस्तारमानेनां अंगुलानां त्रयोदश७ ।
भालं चांगुलान्यष्टौ च नेत्रं चैवाष्टमंगुलम् ॥ २४ ॥

नासिकाग्रमंगुलैकम् फोरणं त्रयमंगुलम् ।
नेत्रांगुलानि चत्वारि द्व्यंगुलोदयं भवेत् ॥ २५ ॥

द्व्यंगुलं च भ्रुवोर्मध्ये पुष्पबाणं महोत्कटे ।
चिबुकोदयश्चत्वारि विस्तारोऽपि तथैव च ॥ २६ ॥

ग्रीवा दशांगुला ज्ञेया क्षोभणा त्रयमंगुलाम् ।
द्विसार्द्धांगुलौ द्वयोष्टौ सार्द्धांगुला बटी भवेत् ॥ २७ ॥

कक्षबाहू प्रकर्तव्यं द्वात्रिंशमगुलं बुधैः ।
कटि विस्तारमानं च अंगुलानि च षोडश ॥ २८ ॥

હવે બેઠી પ્રતિમાની પહોળાઈના ભાગ કહે છેઃ મુખ તેર આંગળ પહોળું, કપાળ (આગળના ભાગમાં) આઠ આંગળ-બે નેત્ર મળીને કુલ આઠ આંગળ પહોળાઈ રાખવી. નાક ઉપલા ભાગે એક આંગળ પહોળું અને ફોણા આગળ ત્રણ આંગળ પહોળું નાક રાખવું. ગર્ભથી નેત્ર ચાર આંગળ લાંબા અને બે આંગળ ઉંચા રાખવા. બે ભ્રમરની વચ્ચેનું અંતર બે આંગળ રાખવું. પુષ્પબાણ જેવી ભ્રમરની આકૃતિ કરવી. દાઢી ચાર આંગળ ઉંચી અને ચાર આંગળ વિસ્તારમાં કરવી. ગળું દશ આંગળ પહોળું અને (દાઢીથી) ત્રણ આંગળ ઉંડું ગળું કરવું. બે હોઠોનો વિસ્તાર અઢી આંગળનો અને દાઢી (હડપચી) દોઢ ભાગની કરવી. બાહુ આગળ બે કાખ વચ્ચેનું અંતર બાવીશ આંગળનું બુદ્ધિમાન શિલ્પીએ રાખવું. કેડનો વિસ્તાર સોળ આંગળનો રાખવો.

बाहुकक्षप्रमाणं च अष्टादशांगुलानि च ।
द्वादशांगुलं मध्ये च स्तनगर्भौ विधीयते ॥ २९ ॥

૭ અન્યત્ર ચૌદ આંગળનું મુખ પહોળું કહ્યું છે.

अष्टांगुलं बाहुविस्तारं सप्तांगुलमधस्तथा ।
करतलमष्टांगुलं दीर्घं तत्र च कारयेत् ॥ ३० ॥

विस्तारेऽष्टांगुलं तत्र झोलकं चतुरंगुलम् ।
बाह्वग्रं च पंचांगुलं षडंगुलं तत्र मत्स्यकं ॥ ३१ ॥

[८]घसिका द्व्यंगुला ज्ञेया कटिः स्याद् वामदक्षिणे ।
नवांगुला भवेद् हस्तविस्तरं चाष्टमांगुलम् ॥ ३२ ॥

अष्टांगुलं भवेत् पादौ दैर्घ्ये च दश पंच च ।
विस्तारं दीर्घकथितं पिंडं चैव अतः शृणु ॥ ३३ ॥

ખભા આગળ બાહુ ગર્ભથી ૧૮ આંગળ એટલે ખભા પાસે બે બાહુનો વિસ્તાર છત્રીસ આંગળનો થાય. બે સ્તન બીંબી વચ્ચેનું અંતર બાર આંગળ રાખવું. ખભા પાસે બાહુની પહોળાઈ આઠ આંગળ અને નીચે કોણી પાસે સાત આંગળ રાખવું. હથેળી લાંબી પહોળી આઠ આંગળની રાખવી. ઝોલક-ખાંચો (હથેળીથી ગાદી સુધીનું અંતર) આઠ આંગળ પહોળો અને ચાર રાખવો. કાંડું-આવડું પાંચ આંગળનું અને આગળ છ આંગળનું રાખવું. કેડ આગળ ડાબી જમણી તરફ (કેડ ને બાહુ વચ્ચે) બે આંગળની ઘશી રાખવી. હાથ નવ આંગળ લાંબો અને વિસ્તારમાં આઠ આંગળનો રાખવો. પગ પહોળો બે આંગળ ને લાંબો પંદર આંગળ રાખવો. એ રીતે જિનપ્રતિમાના ઉદયમાન પછી તેનું વિસ્તારમાન કહ્યું. હવે તેની જાડાઈનું માન સાંભળો.

प्रतिमापृथुमान—

अष्टाविंशतिरासने षोडशांगुल मस्तके ।
कर्णनासाग्रे कर्तव्यं पिंडं चैव दशांगुलम् ॥ ३४ ॥

चतुरांगुलं कर्णपिंडं सुरः कुर्याद् द्वयांगुलम् ।
द्वादशांगुलानि शोध्यमुदराग्रे चैव निर्गमः ॥ ३५ ॥

नासिका तुर्यभागा च अग्रे सार्द्धांगुलं मतम् ।
ललाट-हर्बटी ज्ञेया क्षोभना च त्र्यांगुला ॥ ३६ ॥

८. घसिका त्र्यंगुला પાઠાન્તર




૭૦×૫૬ જિનમૂર્તિ વિભાગ
સન્મુખ દર્શન

જિનમૂર્તિ તળદર્શન (ઉપર)
જિનમૂર્તિ પૃષ્ઠદર્શન (નીચે)

૭૦×૨૮
જિનમૂર્તિ પક્ષદર્શન

श्रीवत्सः पंचभागः स्यात् त्रिभागे दीर्घविस्तरः ।
हृदयोपरि कर्तव्यः निर्गमश्च त्रयं भागः ॥ ३७ ॥

द्वादशांशस्थिता जंघा[१] चाग्रे त्वष्ट तथैव च ।
छिद्रं द्वयपादमध्ये द्वयांशोच्यं च विस्तरे ॥ ३८ ॥

सुमांसलो यौवनस्थः स्वरूपो लक्षणान्वितः ।
इत्येवं कथितं चैव कर्तव्यं शास्त्रपारगैः ॥ ३९ ॥

पूर्वमानप्रमाणं च कर्तव्यं विधिपूर्वकम् ।
अन्यथापि न कर्तव्यं यदीच्छेदात्मश्रेयसे ॥ ४० ॥

હવે પ્રતિમાના અંગોની પિંડ=જાડાઈનું માન કહે છે. પાટલીએ અઠ્ઠાવીશ ભાગ, મસ્તકે સોળ ભાગ પ્રતિમા જાડી રાખવી. કાનથી નાકનો અગ્ર ભાગ દસ આંગળ રાખવો. કાનની જાડાઈ ચાર ભાગ (આંગળ) અને બે આંગળ મસ્તકનો પાછલો ભાગ એટલે કુલ ૧૦+૪+૨=૧૬ આંગળ મસ્તક-જાડાઈના થયા. પાટલીના આગલા ભાગથી બાર આંગળ પેટ=ઉદર પાછું રાખવું (પેટે ચૌદ આંગળની જાડાઈ થઈ) તેથી કંઈક નીકળતો ઉદર=પેટનો વચલો ભાગ રાખવો. નાસિકા ચાર ભાગની અને દોઢ ભાગ હોઠથી નીકળતી કરવી. કપાળ અને દાઢીનો ભાગ નાસિકાના અગ્ર ભાગથી ત્રણ આંગળ પાછો મારવો. છાતી ઉપર શ્રીવત્સ પાંચ આંગળ ઉંચું અને ત્રણ ભાગ પહોળું ને ત્રણ ભાગ નીકળતું (સ્તનની વચ્ચે શોભતું) સાથળ પાછળ બાર આંગળ જાડો અને ગોઠણ આગળ આઠ આંગળની ઉંચાઈમાં રાખવો. બે પગ વચ્ચેનું પાણી જવાનું છિદ્ર સમચોરસ બબ્બે આંગળનું કરવું. જિન પ્રભુની પ્રતિમા યૌવનાવસ્થાની માંસલ-ભર્યા દેહવાળી કરવી. તેના સ્વરૂપ અને લક્ષણો એ રીતે આગળના શિલ્પશાસ્ત્રના પારગામીઓએ કહ્યાં છે. તેવી આગળ કહેલા માન પ્રમાણે વિધિથી પ્રતિમા ભરાવવી (કરાવવી). પોતાનું શ્રેય ઇચ્છનારાઓએ એથી અન્ય બીજું ન કરવું.

प्रतिमा-दोषादि--

मानाधिकं न कर्तव्यं मानहीनं न कारयेत् ।
क्रियते बहवो दोषाः सिद्धिस्तत्र न जायते ॥ ४१ ॥

अज्ञाने क्रियते यस्तु शास्त्रं चैव न ज्ञायते ।
न दोषो यजमानस्य शिल्पीदोषो महद्भयम् ॥ ४२ ॥

---

१ ह्युरु પાઠાન્તર.

હવે પ્રતિમાના દોષો કહે છે. શાસ્ત્રમાં કહેલા માનથી વધારે કે ઓછા માનથી પ્રતિમા કરવી નહિ, કેમકે તેમાં ઘણા દોષો થાય છે. તેનાથી કાર્યની સિદ્ધિ થતી નથી. જે શાસ્ત્રને ન જાણતો હોય તેવા અજ્ઞાની શિલ્પીએ કરેલા કાર્યનો દોષ યજમાન (કામ કરાવનાર)ને લાગતો નથી, પરંતુ શિલ્પીને મહાભય ઉપજાવનાર એવો દોષ લાગે છે.

**प्रतिमा-संस्कार—**

**धातुलेप्यादि प्रतिमा अंगभंगं च संस्करेत् ।**
**काष्ठपाषाणनिष्पन्ना: संस्काराहीं: पुनर्नहि ॥ ४३ ॥**

ધાતુ કે લેપની પ્રતિમા જો અંગભંગ થઈ હોય તો તેને સુધરાવી ફરી સંસ્કારને યોગ્ય થાય છે. પરંતુ કાષ્ટ કે પાષાણની મૂર્તિ જો અંગખંડિત થઇ હોય તો ફરી સંસ્કારને યોગ્ય નથી.

**नखांगुली बाहुनासा पादभंगेष्वनुक्रमात् ।**
**जनभीतिर्देशभंगो बंधनं कुलधनक्षयः ॥ ४४ ॥**

જો પ્રતિમા (૧) નખે ખંડિત થઇ હોય તો લોકનિંદાનો ભય (૨) આંગળીએ ખંડિત થઈ હોય તો દેશભંગ (૩) બાહુ-બાવડે ખંડિત થઈ હોય તો બંધન-કેદ (૪) નાકે ખંડિત થઇ હોય તો કુળનાશ અને (૫) પગે ખંડિત થઇ હોય તો લક્ષ્મી-નાશ થાય છે. એ રીતે ખંડિત પ્રતિમાના અશુભ ફળ જાણવા.

**पीठं यानं परिवारं ध्वंक्षे इति यथाक्रमम् ।**
**जनवाहनभृत्यानां नाशो भवति निश्चितम् ॥ ४५ ॥**

આસન-પીઠ ખંડિત પ્રતિમાથી પદચ્યુત થાય. વાહન ખંડિત પ્રતિમાથી, કરાવનારની વાહન-સમૃદ્ધિનો અને પરિકરાદિ પરિવાર ખંડિત થાય તો નોકરચાકરનો નિશ્ચયે કરી નાશ થાય છે.

**ગૃહસ્થના ઘરે પૂજનીય પ્રતિમાનું પ્રમાણ:—**

**[10]आरभ्यैकांगुलाद्वृद्धिः यावदेका दशांगुलम् ।**
**गृहेषु प्रतिमा पूज्या ऊर्ध्वं प्रासादगे पुनः ॥ ४६ ॥**

૧૦ લોકભાષામાં:-**दांत लेप ने काष्ठनी लोह अने पाषाण**
**प्रतिमा ए पण जातनी घर चैत्य नहि आण ॥**

દાંતની, લેપની કે કાષ્ઠની, લોહાદિ ધાતુની કે પાષાણની એવા પ્રકારની પ્રતિમા ઘર કે ચૈત્યમાં રાખવી નહિ.

એક આંગળથી અગિયાર આંગળ સુધીની પ્રતિમા ગૃહસ્થે ઘરને વિષે પૂજવી. ને ઉપરના માપની પ્રતિમા પ્રાસાદ-દેવાલયમાં પૂજવી.

प्रतिमाकाष्ठलेपाश्मदंत-चित्रायसां गृहे ।
न्यूनाधिका परिवाररहिता नैव पूजयेत् ॥ ४७ ॥

પ્રતિમા કાષ્ઠની, લેપની કે પથ્થરની કે દાંતની કે ચિત્રની, માનથી ન્યૂન કે અધિક હોય કે પરિવાર-રહિત હોય તો તે ગૃહસ્થના ઘરે પૂજવી નહિ.

प्रतिमादोष—

रौद्री च हन्ति कर्तारमधिकांगी च शिल्पिनम् ।
कृशा द्रव्यविनाशाय दुर्भिक्षाय कृशोदरी ॥ ४८ ॥

ભયાનક પ્રતિમા કર્તાનો નાશ કરાવે છે. અધિક અંગવાળી પ્રતિમા શિલ્પીનો સંહાર કરાવે છે. પાતળી પ્રતિમા લક્ષ્મીનો નાશ કરાવે છે અને પાતળા પેટવાળી પ્રતિમા દુકાળ પડાવે છે.

वक्रनासा च दुःखाय ह्रस्वा गोत्रक्षयंकरी ।
अनेत्रा नेत्रनाशाय स्थूला सौभाग्यवर्जिता ॥ ४९ ॥

जायते प्रतिमा हीनकटिराचार्यघातिनी ।
जंघाहीना भवेत् राष्ट्रपुत्रमित्रविनाशिनी ॥ ५० ॥

पाणिपादविहीना च धनधान्यविघातिनी ।
चिप्पिटार्चा कृतार्चा न तत्त्वं च व्ययो भवेत् ॥ ५१ ॥

પ્રતિમાનું નાક વાંકું હોય તો તે દુઃખદાતા જાણવી. ટૂંકા નાકવાળી પ્રતિમા ગોત્રનો ક્ષય કરે છે. નેત્ર વગરની પ્રતિમા આંખે અંધાપો લાવે છે. જાડી પ્રતિમા ઐશ્વર્યનો નાશ કરે છે. હીન કટિવાળી આચાર્યને ઘાતક જાણવી. ટૂંકા જંઘા-પગવાળી પ્રતિમા રાજ્યનો, પુત્ર અને મિત્રનો વિનાશ કરે છે, હાથ અને પગહીન પ્રતિમા ધનધાન્યનો નાશ કરે છે. ચપટી પ્રતિમાના પૂજનનું ફળ મળતું નથી, વળી તે ખર્ચમાં ઉતારે છે.

अर्थहृत् प्रतिमोत्ताना चिंताहेतुरधोमुखी ।
अथापदे तिरश्चीना नीचोच्चया तु विदेशदा ॥ ५२ ॥
अन्यायद्रव्यनिष्पन्ना परवास्तु समुद्भवा ।
न्यूनाधिकांगी प्रतिमा सपरिवारनाशिनी ॥ ५३ ॥

ઉંચા મુખવાળી પ્રતિમા દ્રવ્યનો નાશ કરાવે, નીચા મુખવાળી પ્રતિમા ચિંતા કરાવે છે. તીરછી નજરવાળી પ્રતિમા આપત્તિ લાવે છે. ઉંચીનીચી પ્રતિમા દેશવટો દેવરાવે છે. અન્યાયથી પેદા કરેલા ધનથી પ્રતિમા બનાવી હોય (અગર બીજા કામને સારુ લાવેલ પાષાણની પ્રતિમા ભરાવી હોય) અગર ઓછાવત્તા અંગવાળી પ્રતિમા હોય તો આ સર્વ દોષવાળી પ્રતિમાના કારણે પોતાના કુટુંબ પરિવારનો નાશ થાય છે.

नखकेशाभूषणादि शस्त्रवस्त्राद्यलंकृतिः ।
त्रिषमा व्यंगिता नैव इषयेन् मूर्तिमंगलम् ॥ ५४ ॥

शांतिपुष्टयादिकृत्यैश्च पुनः सा च समीकृता ।
पुनः रथोत्सवं कृत्वा प्रतिमा अर्चयेच्छुभा ॥ ५५ ॥

જે પ્રતિમાના નખકેશ આભૂષણ અસ્ત્રશસ્ત્રો કે વસ્ત્રો કે અલંકાર-આભૂષણો ખંડિત કે વાંકાં હોય તો પણ તેના અંગના કારણે તે દોષિત ગણાતી નથી. તે મંગળમય જાણવી. તેવી પ્રતિમાનો ફરી સમુદ્ધાર કરી શાંતિપૌષ્ટિક કાર્યોથી ફરી રથયાત્રાદિનો ઉત્સવ ઉજવી તે પ્રતિમાને પૂજવી તે શુભ છે.

अंगोपांगैश्चप्रत्यांगैः कथंचित् व्यंगदूषिताम् ।
विसर्जयेत तां प्रतिमामन्यमूर्तिं प्रवेशयेत ॥ ५६ ॥

याः खंडिताश्च दग्धाश्च विशीर्णाः स्फुटितास्तथा ।
न तासां मंत्रसंस्कारो गताश्च तत्र देवताः ॥ ५७ ॥

ઉપર કહ્યું તે સિવાય જો પ્રતિમાના અંગ ઉપાંગ કે પ્રત્યાંગ ખંડિત થયા હોય તો તેનું વિસર્જન કરીને બીજી પ્રતિમાનો (વિધિથી) પ્રવેશ કરાવવો. કારણ કે ખંડિત, બળેલી, શીર્ણવિશીર્ણ કે તડકેલી-ફાટેલી પ્રતિમામાં મંત્ર-સંસ્કાર રહેતા નથી તેમ જ દેવપણું રહેતું નથી.

अतीताब्दशतं यत्स्याद्यच्च स्थापितमुत्तमैः ।
तद् व्यंगमपि पूज्यं स्याद् बिंबं तन्निष्फलं न हि ॥ ५८ ॥

જે પ્રતિમાની પ્રતિષ્ઠા સો વર્ષ પહેલાં થઈ હોય અને તે કોઈ ઉત્તમ આચાર્ય કે મહાપુરુષે સ્થાપિત કરેલી હોય તે બિંબ=પ્રતિમા અંગવ્યંગ હોય તો પણ પૂજા કરવા યોગ્ય છે. તેની પૂજા નિષ્ફળ જતી નથી.

पतनाद्व्यंगिता देवास्तेषां दुरितमुद्धरेत् ।
स्नपनोत्सवयात्रासु पुनः रूपाणि अर्चयेत् ॥ ५९ ॥

॥ इति दोषादि ॥

જે જુની પ્રતિમા પડવાથી (સામાન્ય) ખંડિત થઈ હોય તો તેનો સમુદ્ધાર કરીને સ્વપનાદિ રથયાત્રાદિનો ઉત્સવ કરીને ફરી પૂજા શરૂ કરવી.

**प्रतिमामानप्रमाण—**

प्रासादतुर्यभागस्य समाना प्रतिमा मता ।
उत्तमायकृते सा तु कार्यैकोनाधिकांगुला ॥ ६० ॥

अथवा स्वदशांशेन हीनः समधिकः स च ।
कार्या प्रासादपादस्य शिल्पिभिः प्रतिमा सदा ॥ ६१ ॥

[11]सर्वेषामपि धातूनां रत्नस्फटिकयोरपि ।
प्रवालस्य च बिंबेषु शिल्पिमानं[12] यदृच्छया ॥ ६२ ॥

પ્રાસાદ રેખાએ હોય તેના ચોથા ભાગના ઉદયની પ્રતિમા કરવી. ઉત્તમ આય લાવવાને માટે એક બે આંગળ ઓછાવત્તું કરવું. અથવા તે ચતુર્થાંશમાં દશમો ભાગ અધિક (ઉત્તમ માનની) કે હીન (કનિષ્ઠ માનની) કરી તે માનની પ્રતિમા શિલ્પીએ બનાવવી. સર્વ પ્રકારની ધાતુની, રત્નની, સ્ફટિકની કે પ્રવાલની પ્રતિમા હોય તો પ્રાસાદનું પ્રમાણ ન લેતાં શિલ્પીએ પોતાની ઈચ્છાનુસાર લેવું.

**પ્રતિમાનું બીજું પ્રમાણઃ—**

तृतीयांशेन गर्भस्य प्रासादे प्रतिमोत्तमा ।
मध्यमा स्वदशांशेन पंचमांशोना कनीयसी ॥ ६३ ॥

પ્રાસાદના ગર્ભગૃહના ત્રીજા ભાગ જેટલી પ્રતિમા ઉત્તમ માનની જાણવી. તેનો દશમો ભાગ હીન કરતાં મધ્યમમાનની અને પાંચમો ભાગ હીન કરે તો કનિષ્ઠ માનની પ્રતિમા જાણવી.

---

११ सर्वेषामपि न्यूनानां પાઠાન્તર.
१२ चत्यमान પાઠાન્તર.

ऊर्ध्वस्थ प्रतिमामान—

एकहस्ते तु प्रासादे मूर्तिरेकादशांगुला ।
दशांगुला ततो वृद्धिः यावद् हस्तचतुष्टयम् ॥ ६४ ॥
द्वयांगुला दशहस्तान्ता शतार्द्धान्तां ग ुलस्य च ।
अतो विंशदशांशोना मध्यमार्चा कनीयसी ॥ ६५ ॥

એક હાથના પ્રાસાદને અગિયાર આંગળની ઉભી પ્રતિમા કરવી. તે રીતે ચાર હાથ સુધીના પ્રાસાદોને ગજે દસ દસ આંગળ વૃદ્ધિ કરવી. પાંચથી દસ હાથ સુધીના પ્રાસાદને ગજે બબ્બે આંગુલની વૃદ્ધિ કરતા જવું. દસથી પચાસ હાથ સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે એકેક આંગળની વૃદ્ધિ કરતા જવું તે ઉત્તમ માન જાણવું. તેનો વીશમો ભાગ હીન કરે તો મધ્યમાન અને દશમો ભાગ હીન કરે તો કનિષ્ઠમાન પ્રતિમાનું જાણવું.

आसनस्थ प्रतिमामान—

हस्तादेर्वेद हस्तांते षड्वृद्धिः स्यात् षडंगुला ।
तदूर्ध्वं दशहस्तान्ता त्र्यंगुला वृद्धिरिष्यते ॥ ६६ ॥
एकांगुला भवेद् वृद्धि-र्यावत् पंचाशद्धस्तकम् ।
विंशत्येकाधिका ज्येष्ठा विंशत्योना कनीयसी ॥
उर्ध्वस्था प्रथमा प्रोक्ता आसनस्था द्वितीयका ॥ ६७ ॥

એક હાથથી ચાર હાથ (ગજ) સુધીના પ્રાસાદને પ્રત્યેક હાથે છ છ આંગળની બેઠી પ્રતિમાનું માન જાણવું. ત્યાર પછી છથી દસ હાથ સુધીના પ્રાસાદનું પ્રત્યેક હાથે ત્રણ ત્રણ આંગળ વધારતા જવું. અગિયારથી પચાસ હાથ સુધીના પ્રાસાદને

॥ प्रतिमामानप्रमाण ॥

| પ્રાસાદ ગજ | બેઠી પ્રતિમા આંગુલ | ઉભી પ્રતિમા આંગુલ | પ્રાસાદ ગજ | બેઠી પ્રતિમા આંગુલ | ઉભી પ્રતિમા આંગુલ |
|---|---|---|---|---|---|
| ૧ | ૬ | ૧૧ | ૮ | ૩૬ | ૪૯ |
| ૨ | ૧૨ | ૨૧ | ૯ | ૩૯ | ૫૧ |
| ૩ | ૧૮ | ૩૧ | ૧૦ | ૪૨ | ૫૩ |
| ૪ | ૨૪ | ૪૧ | ૨૦ | ૫૨ | ૬૭ |
| ૫ | ૨૭ | ૪૩ | ૩૦ | ૬૨ | ૭૩ |
| ૬ | ૩૦ | ૪૫ | ૪૦ | ૭૨ | ૮૩ |
| ૭ | ૩૩ | ૪૭ | ૫૦ | ૮૨ | ૯૩ |

પ્રત્યેક ગજે એકેકે આંગળની વૃદ્ધિ કરતા જવું. આપેલા માનનો વીશમો ભાગ વધારવાથી જ્યેષ્ઠમાન અને વીશમો ભાગ ઘટાડવાથી કનિષ્ઠમાન જાણવું, એ રીતે આગળ જે પહેલું માન કહ્યું તે ઊભી પ્રતિમાનું છે અને આ બીજું જે માન કહ્યું તે બેઠી પ્રતિમાનું જાણવું.

प्रतिमापदस्थापन—

प्रासादगर्भे गेहार्धभित्तितः पंचधाकृते ।
यक्षाद्याः प्रथमे भागे सर्वदेवा द्वितीयके ॥ ६८ ॥
जिनार्कस्कंदकृष्णानां प्रतिमाश्च तृतीयके ।
ब्रह्मा चतुर्थके भागे लिंगमीशस्य पंचमे[13] ॥ ६९ ॥

પ્રાસાદના ગર્ભગૃહના અર્ધમાં પાછલી ભીંત તરફના અર્ધમાં પાંચ ભાગ કરવા. ભીંતથી પહેલા ભાગમાં યક્ષ આદિ, બીજા ભાગમાં સર્વદેવ, ત્રીજા ભાગમાં જિન, સૂર્ય, કાર્તિકેય અને કૃષ્ણની પ્રતિમા સ્થાપન કરવી, ચોથા ભાગમાં બ્રહ્મા અને પાંચમા ભાગમાં એટલે ગર્ભગૃહના મધ્યમાં (સહેજ ઇશાન તરફ) શિવલિંગની સ્થાપના કરવી.

दृष्टिपद स्थापन—

द्वारशाखाष्टभिर्भागैरधः एकद्वितीयकैः ।
मुक्त्वाष्टमं च भागैकं यो भागः सप्तमः पुनः ॥ ७० ॥
तथापि सप्तमे भागे गजायस्तत्र पातयेत् ।
प्रासादे प्रतिमादृष्टिः कर्तव्या तत्र शिल्पिभिः ॥ ७१ ॥

પ્રાસાદના દ્વારશાખાના નીચેથી એક, બે, ત્રણના ક્રમથી આઠ ભાગ કરવા. તેમાંનો ઉપલો આઠમો એક ભાગ તજી દેવો. પછીના સાતમા ભાગના ફરી આઠ ભાગ કરી ઉપરનો સાતમો એટલે ગજાય ભાગમાં શિલ્પીએ (પ્રાસાદના દ્વારના તે સ્થાનમાં) પ્રતિમાની દૃષ્ટિ રાખવી.[14]

---

१३ प्रासाददोहन अ० ४—पट्टाधो यक्षभूताद्याः पट्टाग्रे सर्व देवताः ।
तदग्रे वैष्णवं ब्रह्मा मध्ये लिंगं शिवस्य च ॥

ગર્ભગૃહમાં પાછલા પાટ નીચે યક્ષભૂતાદિની સ્થાપના કરવી. પાટડાથી આગળ સર્વ દેવની અને તેનાથી આગળ વિષ્ણુ આદિ દેવો બ્રહ્મા, અને ગર્ભગૃહના મધ્યમાં શિવલિંગની સ્થાપના કરવી. આ સ્થાપનાની રીતે શિલ્પીઓ હાલ પ્રતિમા પધરાવે છે.

૧૪ દૃષ્ટિ સંબંધમાં જુદાજુદા મત પ્રવર્તે છે. તેમાં અહીં આપેલો મત વર્તમાન કાળે સર્વમાન્ય ગણાય છે. પરંતુ જુના મંદિરોમાં કયાંક કયાંક જુદા જુદા મતે નીચે પ્રતિમાઓ

इत्येवं प्रतिमामानं संक्षेपेण मया कृतम् ।
तदनुसारं विज्ञाय कर्तव्यं बुधशिल्पिभिः ॥ ७२ ॥

इति श्री विश्वकर्माकृते ज्ञानप्रकाशदीपार्णवे वास्तुविद्यायां जिन प्रतिमा लक्षणाधिकारे एकविंशोऽध्यायः ॥ २१ ॥

ઉપર પ્રમાણે પ્રતિમાનું માન મેં સંક્ષેપમાં કહ્યું છે તે અનુસાર વિચાર કરીને બુદ્ધિમાન શિલ્પીએ પ્રતિમા બનાવવી. ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત જ્ઞાનપ્રકાશ દીપાર્ણવે વાસ્તુવિદ્યાના જિન પ્રતિમા લક્ષણાધિકારે શિલ્પવિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ શિલ્પશાસ્ત્રીએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષા ટીકાનો એકવીશમો અધ્યાય (૨૧)

---

બેસારેલા હોય છે. તેવા વખતે ધીરજથી વિચારીને શિલ્પીઓએ વેધદોષ જોઇ યજમાનને ઉત્તર આપવો.

(૧) ઠક્કુર ફેરૂ વાસ્તુસારમાં દ્વારની ઉંચાઇના દશ ભાગ કરી ઉપરના સાતમા ભાગના ફરી દશ ભાગ કરી સાતમે ભાગે દૃષ્ટિ રાખવી તેમ તે કહે છે.

(૨) દિગમ્બરાચાર્ય વસુનન્દી કૃત પ્રતિષ્ઠા સારમાં દ્વારની ઉંચાઇના નવ ભાગ કરી, ઉપરના બે ભાગ છોડી સાતમા ભાગના ફરી નવ ભાગ કરી સાતમા ભાગે દૃષ્ટિ રાખવી એમ કહે છે.

(૩) દીપાર્ણવ અ૦ ૮ માં બતાવ્યા પ્રમાણે દ્વારની ઉંચાઇના બત્રીશ ભાગ કરી ૨૧ મા ભાગે દૃષ્ટિ રાખવી.

આ બધા મતોનો મુકાબલો કરવા એક દૃષ્ટાંત લેવું જોઇએ. જો ૨ ગજ ૧૭ આંગળ ઉંચું દ્વાર હોય તો—

| | | | |
|---|---|---|---|
| દીપાર્ણવ અ૦ ૮ ના મતે | ઉત્તરંગથી | નીચે | ૨૨ આંગુલ |
| દીપાર્ણવ અ૦ ૨૧ ના મતે | ,, | ,, | ૯ આંગુલ |
| વસુનંદીના મતે | ,, | ,, | ૧૬ આંગુલ |
| ઠક્કુર ફેરૂના મતે | ,, | ,, | ૧૮ આંગુલ |

દૃષ્ટિ નીચી રહે છે. આમ જુદા જુદા પ્રમાણો છે.

પ્રતિમા લેણદેણનું સ્થૂળ પ્રમાણ લોકોક્તિ કાવ્યમાં:—

મેષ રાશિવાળાને તો શાંતિ મલ્લિ નેમિ શ્રેષ્ઠ, અનંગ કુંથુ તે શ્રેષ્ઠ વરણે વખાણિયે.
મિથુને આદિ, સંભવ અને અભિનંદન છે, કર્ક ધર્મ શ્રેષ્ઠ સિંહ સુમતિ પ્રમાણવા.
પદ્મ, નેમિ, વીર, કન્યા સુપાર્શ્વને પાસ તુલા, વૃશ્ચિક ચંદ્ર ધનના બાકી પ્રભુ જાણવા.
આદિ સુમતિ શીતલ મકર શ્રેયાંશ વ્રત, કુંભે અનંત અર મીને પ્રભુ પ્રમાણવા.

| | | | |
|---|---|---|---|
| અલઇ : મેષ | ડહ : કર્ક | રત : તુલા | ખજ : મકર |
| બવઉ : વૃષભ | મટ : સિંહ | નય : વૃશ્ચિક | ગશ : કુંભ |
| કછઘ : મિથુન | પઠણ : કન્યા | ભધફઢ : ધન | દચઝથ : મીન |

श्री विश्वकर्मा विरचित वास्तुविद्यायां

# ज्ञानप्रकाशदीपार्णवे

## उत्तरार्धः

॥ द्वाविंशतितमोऽध्यायः ॥

॥ जिनपरिकरलक्षणाध्यायः ॥ २२ ॥

जयोवाच--

कथयतु महाप्रोक्त परिकरस्य लक्षणम् ।
आसनस्थार्चा चोर्ध्वार्चा शयनार्चा विशेषतः ॥ १ ॥

तेषां युक्त्यनुक्रमेण ब्रूहि मानं परिकरम् ।
सिंहासनस्य किं मानं किं मानं बाहुयुग्मयोः ॥ २ ॥

किंमानं छत्रवृत्तं च शंखदुन्दुभिमानतः ।
एतत् सर्वं प्रसादेन कथय त्वं जगत्पते ॥ ३ ॥

વિશ્વકર્માના શિષ્ય જય પૂછે છેઃ-હે મહાપ્રભુ, મને પરિકરનાં[1] લક્ષણ કહો. બેઠેલી મૂર્તિના, ઉભેલી મૂર્તિના કે વિશેષે કરીને શયન પ્રતિમાના એના પરિકરની

---

૧ જિન તીર્થંકરોની આલોકભોગ્ય ફળરૂપ અષ્ટ પ્રાતિહાર્ય છે. તેઓ જ્યાં વિચરે છે, ત્યાં એ આઠે વસ્તુઓ હાજર હોય છે. તેથી આ પરિકરમાં તે આઠે વસ્તુઓનો સમાવેશ થયો હોય છે.

अशोकवृक्षः सुरपुष्पवृष्टिः दिव्यध्वनिश्चामरमासनं च ।
भामंडलं दुन्दुभिरातपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥

(૧) અશોકવૃક્ષ (૨) પુષ્પવૃષ્ટિ (૩) દિવ્યધ્વનિ (૪) ચામર (૫) સિંહાસન (૬) ભામંડળ (૭) દેવદુન્દુભિ અને (૮) છત્ર એ આઠે જિનેશ્વર ભગવાનના પ્રાતિહાર્ય છે. પરિકરમાં તેનો સમન્વય નીચે પ્રમાણે કરવામાં આવે છેઃ—

(૧) અશોકવૃક્ષઃ એ છત્રવટાની ઉપરની છેલ્લી રથિકાના ગોળ વૃત્તમાં આસોપાલવનાં પાંદડાં કરવામાં આવે છે.

(૨) દેવદુન્દુભિઃ છત્રવટાની ઉપર ગાંધર્વેન્દ્રો વાદ્ય વગાડતા હોય છે.

(૩) દિવ્યધ્વનિ: છત્રવટામાં છત્રના ઉપરના મધ્યમાં શંખધ્વનિ કરતો ઇંદ્ર દેવ.

(૪) ચામર : પરિકરની બે બાજુ ચામરેન્દ્ર ચામર ઢોળે છે, અગર વાહિકામાં છેડા પર ચામર કળશધારી દેવો હોય છે.

(૫) સિંહાસન : ગાદી.

યુક્તિઓ અનુક્રમે કહો. સિંહાસન કયા માનનું, બાહુયુગ્મ (પખવાડાના કાઉસગ્ગ) કયા માનના, ઉપરનો છત્રવટો કયા પ્રમાણનો, અને તેમાં શંખ તથા દેવદુન્દુભિ વગાડનારાઓ કેટલા માનના કરવા એ સર્વ આપના પ્રસાદ રૂપ, હે જગત્પતિ ! મને કહો.

विश्वकर्मोवाच—

पूर्वमानं भवेत् कुर्यादर्चा सर्वत्र शोभना ।
यद्वर्णा मूलप्रतिमा परिकरस्तद्वर्णादयः ॥ ४ ॥

विवर्णादि महादोषाः जायमानेषु सर्वतः ।
रत्नोद्भवाद्याद्येषु मरकतस्फटिकादिषु ॥ ५ ॥

न दोषो विवर्णताकीर्णा अर्चा परिकरादिके ।

શ્રી વિશ્વકર્મા કહે છેઃ પૂર્વે કહેલાં માન-પ્રમાણવાળી શોભનીય પ્રતિમા ભરાવી (કરાવી) તેના જ વર્ણ (રંગ)ના પાષાણનું પરિકર કરાવવું. પ્રતિમાજી જે વર્ણના હોય તેથી બીજા વર્ણના પાષાણનું પરિકર બનાવવાથી સર્વત્ર મહાદોષનો ભય રહે છે. પરંતુ રત્ન-મરકતમણિ કે સ્ફટિકાદિની પ્રતિમાના પરિકરમાં વિવર્ણતા થાય તો તેમાં દોષ નથી. (પરંતુ ધાતુ પ્રતિમાને ધાતુનું જ પરિકર કરાવવું જોઈએ.)

आसनं च अतो वक्ष्ये भागात् वक्ष्यामि त्वं शृणु ॥ ६ ॥
अर्चार्धोदयकं कार्यं सिंहासनं सार्द्धायतम् ।
अधः पीठं दिग्भागं च द्वादशांगुलरूपकम् ॥ ७ ॥

હવે હું આસન-ગાદીના વિભાગ કહું છું તે સાંભળો. પ્રતિમાની પહોળાઈથી અર્ધું ઉંચું સિંહાસન-ગાદી કરવી, અને પ્રતિમાની પહોળાઈથી ગાદી દોઢી લાંબી રાખવી. તેની નીચે દશ ભાગનું પીઠ ઉંચું કરવું. (નીચે મોટી પટ્ટી અને ઉપર કર્ણપીઠ કરવું.) તે પર બાર આંગળ ઉંચાઈમાં ગજસિંહાદિ રૂપ કરવાં ૬-૭

ऊर्ध्वे द्वयांगुलं छाद्यं कर्णिका च वेदांगुला ।
अधो देशे ग्रहाः सर्वे आदित्याद्याश्च कारयेत् ॥ ८ ॥

(૬) ભામંડળ : પ્રભુજીના મસ્તક પાછળ તેજપુંજના જેવા મંડળની આકૃતિ.
(૭) પુષ્પવૃષ્ટિ : છત્રવટામાં (હાથી નીચે) બે માલાધરો પુષ્પવૃષ્ટિ કરે છે.
(૮) છત્ર : પ્રભુના મસ્તક પર છત્રાકાર હોય છે.
એમ આઠ પ્રાતિહાર્યો પરિકરમાં દર્શાવેલા હોય છે.
(ગાદીઉદય : ૪ કણી, ૨ છાજલી, ૧૨ રૂપો, ૧૦ કર્ણપીઠ = કુલ ૨૮)

आचरन्ति ग्रहधर्मं सर्वदोषनिवारकाः ।
उदयाश्चाष्टविंशत्या दैर्घ्यं वै कथ्यतेऽधुना ॥ ९ ॥

(ગજસિંહાદિ રૂપ) ઉપર બે આંગળની છાજલી કરવી અને તે ઉપર ચાર આંગળની કણી કરવી, સિંહાસન (ગાદી)ની નીચેની પાટલીમાં સૂર્ય આદિ નવ ગ્રહોના (નાના નાના) રૂપો કરવાં, તે પોતાના ધર્મનું આચરણ કરે છે, અને તે સર્વ દોષોનો નાશ કરનારા છે. આ પ્રમાણે સિંહાસન (ગાદી) ના ઉદય (ઉંચાઇ) ના અઠ્ઠાવીશ આંગળ (ભાગ) મેં કહ્યા હવે તેની લંબાઈના ભાગ કહું છું. ૮-૯

[2]आदिशक्तिर्जिनैर्दृष्टा आसने गर्भसंस्थिता ।
सहजा कुलजाऽधीना पद्महस्ता वरप्रदा ॥ १० ॥

[3]अर्कमानं त्रिधातव्यमुपांगसहितं भवेत् ।
देव्याधोगर्भे मृगयुग्मं धर्मचक्रं सुशोभनम् ॥ ११ ॥

द्वौ गजौ वामदक्षिणे दशांगुलानि विस्तरे ।
सिंहौ रौद्रमहाकायौ [4]जीवत्क्रोधौ च रक्षणे ॥ १२ ॥

द्वादशांगुलविस्तारौ कर्तव्यौ विकृताननौ ।
केवलज्ञानमूर्तीनां [5]सर्वेषां पादसेवकाः ॥ १३ ॥

---

૨ ઠક્કુર ફેરૂ વાસ્તુસારમાં મધ્યમાં ચક્રધરા દેવી કરવાનું કહે છે. અહીં આદિશકિત નામે દેવી બે હાથવાળી કહી છે. જુના પરિકરોમાં આ બંને જોવામાં આવે છે. વર્તમાન કાળમાં પરિકર નીચે પબાસણમાં મધ્ય ગર્ભમાં પણ દેવી પધરાવવાની પ્રથા સો દોઢસો વર્ષથી વધુ જોવામાં આવે છે અને તે મૂળ નાયકની શાસનદેવી=યક્ષણીની મૂર્તિ કરાવીને મૂકે છે. પરંતુ તેમ કરવાનું કયાંય શાસ્ત્રીય વિધાન હજુ જોવામાં આવેલ નથી.

૩ છ ભાગની આદિ શકિતની બે બાજુ બબ્બે થાંભલીઓ ત્રણ ભાગની કરવી. તેમાં કયાંક છ ભાગની દેવીની બે બાજુ ચામરધારી સેવિકાઓ કરેલી જોવામાં આવે છે. આ મધ્યની દેવી વિગેરે ભાગ પાંચ આંગળનો નિકાળો રાખવાનું અન્ય ગ્રંથોમાં છે. તેમજ યક્ષ-યક્ષણીની પાટલી ત્રણ આંગળ ઉંચી રાખવાનું કહેલું છે. આ અધ્યાયમાં આંગળ અને ભાગ એક અર્થમાં જાણવા.

૪ **जीवत्क्रोधौ वामदक्षिण** પાઠાન્તર  ૫ **सर्वे दुःसहसंचय** પાઠાન્તર

(ગાદીવિસ્તાર: ૬ ગર્ભાર્ધ દેવી, ૧૦ હાથી, ૧૨ સિંહ, ૧૪ યક્ષ-યક્ષણી=૪૨+૪૨=૮૪ ભાગ)




રૂપવાળી પંચશાખાનું દ્વાર     આરાસણ કુંભારીયાજી

अर्चा वामे यक्षिण्या यक्षो दक्षिणे चतुर्दश ।
स्तंभिका मृणालयुक्तं मकरैर्ग्राससरूपकैः ॥ १४ ॥

चतुरशीति विस्तारे उच्छ्रूये चाष्टविंशतिः ।
आसनं कथितं चैवं चामरधारावतः शृणु ॥ १५ ॥

॥ इति सिंहासनम् ॥

હવે સિંહાસન (ગાદી) ના વિસ્તારના ભાગો કહે છે. મધ્યમાં આદિ શક્તિ જિન દેવોએ આત્મામાં જોઈ એવી તે સહજ, કુલજ અને સ્વાધીન છે. તેણે હાથમાં કમળ અને વરમુદ્રા ધારણ કરેલાં છે. (તેના ત્રણ કે બબ્બે આંગળના બેઉ બાજુના ઉપાંગો સહિત) દેવી ૧૨ ભાગના વિસ્તારમાં કરવી. (મધ્યમાં છ ભાગનું રૂપ કરવું) દેવીની નીચે કર્ણપીઠમાં ગર્ભમાં સુશોભિત એવું ધર્મચક્ર સહિત મૃગયુગ્મ કરવું. દેવીની બંને બાજુ દસ દસ આંગળના હાથીના રૂપો કરવાં. તેના પછી રૌદ્ર-મહા કાયાવાળા વિકરાળ મુખવાળા સિંહો બાર બાર આંગળ પહોળાઈમાં કરવા. તેના ક્રોધથી જીવોનું રક્ષણ કરવા પ્રભુએ પોતાની ગાદીની નીચે તેને દબાવેલા જાણે ન હોય! કેવળ જ્ઞાનમૂર્તિ એવા પ્રભુના પાદ સેવકો-પ્રભુની ડાબી તરફ યક્ષિણી અને જમણી તરફ યક્ષનાં સ્વરૂપો ગાદીના છેડા પર ચૌદ ચૌદ ભાગના વિસ્તારના કરવા. યક્ષ યક્ષિણીની ફરતા બે બાજુમાં સ્તંભિકાઓ, કમળ જેવાં તોરણો, મકર અને ગ્રાસ મુખથી શોભતી કરવી. (જિન ધર્મમાં ઉદ્યોત કરનાર એવા શાસન દેવ-દેવીઓ યક્ષ-યક્ષિણી જે જેના હોય તેનાં સ્વરૂપો ત્યાં કરવાં). એ રીતે ગાદીના વિસ્તારના ચોરાશી ભાગ અને ઉંચાઈમાં અઠ્ઠાવીશ ભાગનાં લક્ષણો કહ્યાં. હવે પ્રભુની બાજુના ચામરધારીના લક્ષણો સાંભળો.

अथ चामरधरा (बाह्यिका)—

चामरधरानतो वक्ष्ये चामरेन्द्रा इति स्मृताः ।
पृष्ठपदोद्भवाः कार्याः बाहिकोभयमध्यतः ॥ १६ ॥

प्रतिमास्कंधमुत्सेधाः कर्तव्याश्च सुशोभनाः ।
स्तंभौ मृणालसंयुक्तौ पूर्वादि विरालैर्विदुः ॥ १७ ॥

उच्छ्रयमेकपंचाशद्विस्तारे द्वाविंशतिः ।
उदयं स्तंभिकाभिश्च तिलक-तोरण-भूषितम् ॥ १८ ॥

[१]षडंगुलानि कर्तव्या विरालिगजचामराः ।
स्तंभिका द्वयांगुले द्वे सूर्यांशे इन्द्रो विस्तरे ॥ १९ ॥

अष्टमिपट्टिकोर्ध्वमिन्द्रमेकत्रिंशतिः ।
सूर्यांगुलं तोरणाद्यं मृणालतिलकान्वितम् ॥ २० ॥

मूलनायकस्तनगर्भे दृष्टिमिन्द्रस्य कारयेत् ।
नानाभरणशोभाढ्यं चामरेन्द्रः प्रकथ्यते ॥ २१ ॥

હવે ચામરેન્દ્ર નામથી પ્રસિદ્ધ એવા ચામરધરાના લક્ષણ કહું છું. મૂળ નાયકની પ્રતિમાના પાછળ બાજુના ભાગમાં પ્રતિમાના બાહુઓના મધ્યે બંને બાજુ વાહિકા ( પખવાડા=ચામરેન્દ્ર ) સ્થાપન કરવા. તે મૂળ નાયકના ખભા બરાબર ઉંચા સુશોભિત કરવા. તેના ( રૂપની બે બાજુ ) સ્તંભિકાને દંડ સહિત કમળ કરવા અને બાજુમાં વિરાલિકાઓ કરવી. આ ચામરધરા એકાવન ભાગ ઉંચા અને બાવીશ ભાગ વિસ્તારમાં કરવા. ઇંદ્રિની બે બાજુ બે થાંભલીઓ ને તોરણોને તિલકથી શોભતી કરી, તેને દંડ સહિત ઉપર કમળ કરવા. તેમાં વિરાલિકાઓ સ્તંભિકાની બે બાજુએ કરવી. તેની પહોળાઈ પરિકરના બંને છેડા ઉપર છ ભાગની, નાસકવાળી ઉભી પટ્ટિકામાં વિરાલિકા ગજ અને નાના ચામર કળશધારીનાં રૂપો કરવાં. બાર આંગળ પહોળાઈમાં ઇંદ્રનું રૂપ અને તેની બે બાજુ બબ્બે આંગળની થાંભલીઓ કરવી. ( એ રીતે વિસ્તાર=બે થાંભલી ચાર ભાગ; બાર ભાગ પહોળો ઇંદ્ર અને છેડા પરની ગજ વિરાલિકાવાળી છ ભાગની પહોળી નાસક=પટ્ટિકા મળી કુલ બાવીશ ભાગ કરવા )

હવે ઉંચાઈના ભાગ કહે છેઃ-નીચે મૂળ નાયકની પાટલી જેટલી તેની પટ્ટિકા=આસન આઠ ભાગનું, તે પર એકત્રીશ ભાગ ઉંચા ઇંદ્રિ ( કેશપર્યંત ) અને તે પર બાર ભાગમાં તોરણાદિ કમળ તિલકથી શોભતાં કરવાં. ( એ રીતે ઉંચાઈ ૮+૩૧+૧૨=૫૧ ભાગ ) મૂળ નાયક પ્રભુની સ્તનબિંબી બરાબર ઇંદ્રિની દૃષ્ટિ સમસૂત્રમાં રાખવી. બાજુના ચામરેન્દ્રની પ્રતિમા અનેક આભૂષણોથી શોભતી કરવાનું કહ્યું છે.

---

[१] **अन्यत्र-वक्रषडांगुलं कार्यं क्षोभनं चतुरांगुलम्** એટલે તે છેડા પરની છ ભાગની ઉભી પટ્ટીમાં વિરાલિકા, ગજ અને નાના ચામર કળશધારીનાં રૂપો થાય તે ભાગ ઉંડો ચાર આંગળનો પાછો મારવો.

ચામરધરા વાહિકા ઉદયઃ-

| | |
|---|---|
| ૮ | પાવટી-પાટલી |
| ૩૧ | રૂપ ઉદય |
| ૧૨ | તોરણાદિ |
| ૫૧ | ભાગ ઉદય |

વાહિકા ચામરધરા વિસ્તારઃ-

| | |
|---|---|
| ૨ | ભાગ થાંભલી |
| ૧૨ | ભાગ ચામરધરા કે કાઉસગ્ગ વિસ્તાર |
| ૨ | ભાગ થાંભલી |
| ૬ | ભાગ વિરાલિકા, ગજ-ચામર |
| ૨૨ | ભાગ વિસ્તાર |

प्रह्लादाख्यो वामनस्य चामरधारः सोच्यते ।
दक्षिणे बाहुसंस्थाने उपेन्द्रो नाम नामतः ॥ २२ ॥

પ્રભુની ડાબી તરફના ચામરધારી ઇંદ્રને પ્રહ્લાદ નામે ઇંદ્રિ કહ્યો છે, અને જમણી તરફના ઇંદ્રને ઉપેન્દ્ર એવું નામ આપેલું છે.

मूलनायकगर्भस्य बाहिकाष्टादशांगुला ।
बाहुचामरधरयोर्मध्येऽन्तरं द्व्यांगुलम् ॥ २३ ॥

मूलनायकमसुरगर्भे चामरेन्द्रो भवेत् ।
ईदृशं लक्षणं वत्स चामरधारः प्रकथ्यते ॥ २४ ॥

॥ इति चामरधराः ॥

મૂળ નાયકની પ્રતિમાના ગર્ભથી બાહુની બહારની ફરક અઢાર આંગળની હોય છે. તેની અને બાજુના ચામરધરાની વચ્ચે બે આંગળનું અંતર રાખવું. (૧૮+૨+૨+૬=૨૮) આમ મૂળનાયકની ગાદીની પાટલીની બેઉ બાજુના ફરક બરાબર પરિકરનો ચામરેન્દ્રનો ગર્ભ રાખવો. એ રીતે ચામરધરાના લક્ષણ કહ્યાં છે. ઇતિ ચામરધરા.

अथ छत्रवृत्त-दौला--

दौलाख्यं तोरणं कार्यमनेकाकार[7] संयुतम् ।
त्रिरथिकोद्भवं कार्यं छत्रत्रयसमन्वितम् ॥ २५ ॥

अशोकपत्रादिकार्यं छत्रदंडः सुशोभितः ।
पृष्ठस्ते फणमंडनाख्यं मस्तकोर्ध्वे समुद्भवेत् ॥ २६ ॥

त्रिपंचफणः सुपार्श्वः पार्श्वः सप्तनवस्तथा ।
हीनफणो न कर्तव्योऽधिको नैव च दूषयेत् ॥ २७ ॥

छत्रत्रयं च नासाग्रोत्तारे सर्वोत्तमं भवेत् ।
नासाभालान्तयोर्मध्ये कपोलवेधकृत् पुनः ॥ २८ ॥

હવે છત્રવૃત્ત જેને દૌલાતોરણ કહે છે તે અનેક આકારવાળું કરવાનું કહ્યું છે. તેના પર ત્રણ રથિકા કરવી. (૧) ગાંધર્વ રૂપ પંક્તિ (૨) હંસ પંક્તિ (૩) અશોક

૭ मीनकाकार-પાઠાન્તર.

પત્ર પંક્તિ. મધ્યમાં ઉપરાઉપર ત્રણ છત્ર અને અશોક પત્રાદિને કમળદંડથી શોભતું કરવું. પ્રભુનો પાછલો ભાગ મસ્તક પર ફણાથી શોભતો કરવો. તે સુપાર્શ્વનાથજીને ત્રણ કે પાંચ ફેણ અને પાર્શ્વનાથજીને સાત કે નવ ફણાવાળા સર્પની આકૃતિ કરવી. તેનાથી ઓછી ફેણો ન કરવી. પાર્શ્વનાથજીને અધિક ફેણ થાય તો દોષ નથી. ત્રણ છત્રોમાં નીચલા આગળ પડતા છત્ર અને પ્રભુના નાકનો અગ્ર ભાગ સમસૂત્રમાં (અવલંબે) રાખવા તે ઉત્તમ જાણવું. નાક અને કપાળના મધ્ય ભાગમાં આડી રેખાથી કપોલ વેધ જાણવા.

चतुरशीत्यंगुलं दीर्घमुदयैकपंचाशदंगुलम् ।
घंटास्तस्योर्ध्वे कर्तव्या सर्वलक्षणसंयुता ॥ २९ ॥

भामंडलं ततो मध्ये तिलकं वामदक्षिणे ।
चतुर्दशांगुलं प्रोक्तं तिलकं विस्तृतं भवेत् ॥ ३० ॥

उदये षोडशं प्रोक्तं तिलके तत्र रूपकम् ।
उपरे छाद्यकी ज्ञेया घंटाकलशभूषिता ॥ ३१ ॥

नासिके स्तंभिकाद्वौ च मयूरं वामदक्षिणे ।
बाह्ये मकराणां मुखाः गांधर्वा रत्नशेखराः ॥ ३२ ॥

[८]वीणा वंशधराः प्रोक्ता मध्यस्थाने इति स्मृताः ।
वसंतराजो मालाधरस्तिलकवामदक्षिणे ॥ ३३ ॥

---

૮ અન્ય શિલ્પગ્રંથોમાં છત્રવૃત્ત તિલક કહેલ છે,

उपरिफालनाः कार्यास्तत्र भेदमतः शृणु
षड्भागं मुखभद्रं च निर्गमे सार्धमेव च
मूलनासिकश्चतुर्भाग द्वावुभयोश्च वै ।
तस्य बाह्ये प्रकर्तव्यं सार्द्धं सार्द्धं च निर्गमम् ॥

ચામરેન્દ્રના ગર્ભે વીણાવંશધરની ફાલનાના ભેદ હવે સાંભળો:–છ ભાગનું મુખભદ્ર પહોળું કરવું ને દોઢ ભાગ નીકળતું રાખવું. તેની બંને બાજુમાં બબ્બે થાંભલી સાથે મૂળનાસિક ચચ્ચાર ભાગની કરવી. તે એકથી બીજી બહાર દોઢ દોઢ આંગળની રાખવી. (કુલ ૧૪ ભાગ વિસ્તારમાં જાણવું) આ સર્વ ભાગનું શ્લોક ૩૦–૩૧ માં તિલકના નામથી વિવરણ કરેલ છે. તેના મધ્યમાં વીણાવંશધર કે નાની જિનપ્રતિમા કરવાનું કહ્યું છે.

દૌલા-છત્રવૃત્ત ચોરાશી આંગળ વિસ્તારમાં અને એકાવન ભાગ ઉંચાઇમાં કરવો. પરંતુ તે પર વિશેષમાં મધ્યગર્ભે ઘંટાકળશ સર્વલક્ષણુવાળા કરવા. (તે એકાવન ભાગ ઉપર જાણવા) પાર્શ્વ-સુપાર્શ્વનાથજીને સર્પ તથા સર્વ પ્રભુજીને પાછળ ભામંડળની આકૃતિ કરવી. તેની ડાબી જમણી તરફ ચામરેન્દ્રના મધ્યગર્ભ ઉપર રૂપયુક્ત તિલક ચૌદ આંગળ પહોળા અને સોળ આંગળ ઉંચાઇમાં કરવા. (તેના ઉદયમાં મધ્યમાં એકેક રૂપ કરવું.) તેના પર છાજલી કહી છે. તેના પર ઉદ્‌ગમ ઘંટાકળશથી શોભતું કરવું. તેની નીચે વીણાધરના રૂપની બે બાજુ નાસિકાઓમાં બબ્બે સ્તંભિકાઓ કરવી. તે પર ડાબી જમણી તરફ મયૂર કરવા. બહારના ભાગમાં મુખ ફાડતા મકરો કરવા. ગાંધર્વ અને રત્નમુકુટધારીના રૂપો કરવાં. વીણા વાંસળી બજાવનારાના સ્વરૂપો દેવ-તિલકના મધ્યમાં, ગવાક્ષમાં કરવા.

वसंतराजो मालाधरस्तिलकं वामदक्षिणे ॥ ३३ ॥
अनुगो पारिजातश्च दशांगुलप्रमाणतः ।
भूर्लोको भुवर्लोकेशो चाग्रे छत्रं द्वितीयकम् ॥ ३४ ॥

### પરિકર વિસ્તાર

| ગાદી વિસ્તાર | | છત્રવટનો વિસ્તાર | |
|---|---|---|---|
| ૬ | ગર્ભાર્ધ દેવી (મધ્યથી) | ૧૦ | ગર્ભાર્ધ છત્ર |
| | | ૨ | કમળ નાળ |
| ૧૦ | ગજ | ૧૦ | માલાધર |
| ૧૨ | સિંહ | ૧૪ | તિલક વિસ્તાર |
| ૧૪ | યક્ષ-યક્ષિણી | ૬ | મકરમુખ |
| ૪૨ | | ૪૨ | |
| ૪૨ | | ૪૨ | |
| ૮૪ | | ૮૪ | |

### પરિકર ઉદય

| મધ્યગર્ભે | | બાજુમાંથી ઉદય | |
|---|---|---|---|
| ૨૮ | ગાદી | ૨૮ | ગાદી |
| ૭૦ | પ્રતિમા | ૫૧ | વાહિકા |
| ૩ | માથે અંતર | ૫૧ | છત્રવૃત્ત (છત્રવટો) |
| ૧૦ | છત્ર ઉદય | ૧૩૦ | |
| ૯ | શંખપાલ | | |
| ૫ | હંસ પંક્તિ | | |
| ૫ | અશોકપત્ર | | |
| ૧૩૦ | | | |

### ગાદી સિંહાસન

| ઉદય | | વિસ્તાર | |
|---|---|---|---|
| ૪ | ભાગ કણી | ૬ | ગર્ભથી દેવી |
| ૨ | ભાગ છાજલી | ૧૦ | ગજ |
| ૧૨ | ભાગ ગજસિંહાદિ રૂપ | ૧૨ | સિંહ |
| ૧૦ | ભાગ કર્ણપીઠ | ૧૪ | યક્ષ-યક્ષિણી |
| ૨૮ | | ૪૨×૨=૮૪ | |

### વાહિકા-ચામરધરા

| ઉદય | | વિસ્તાર | |
|---|---|---|---|
| ૮ | ભાગ પાટલી | ૨ | ભાગ થાંભલી |
| ૩૧ | રૂપ | ૧૨ | ભાગ રૂપ (ચામરેન્દ્ર કે કાઉસગ્ગ) |
| ૧૨ | તોરણાદિ | ૨ | ભાગ થાંભલી |
| ૫૧ | | ૬ | ભાગ બાજુના નાસકમાં વિરાલિકા, ગજ, સિંહ ને કળશ ચામરવાળા દેવ. |
| | | ૨૨ | |

तृतीयं लिंगमाकारम् ग्रहा देवाश्चतुर्थकम् ।
दोला कनकदंडं च छत्रवृत्तं विशांगुलम् ॥ ३५ ॥
झल्लरी मणिमौक्तिकस्योर्ध्वे कलशशोभितम् ।

વંશીધરના તિલકથી ડાબી જમણી તરફ (પ્રભુના મુખ પાસે) વસંતરાજ એવા માલાધરનાં સ્વરૂપો તેના અનુચર રૂપે પારિજાતાદિ વેલપત્રો સાથે કરવા. તે દશ આંગળ વિસ્તાર પ્રમાણમાં કરવા. પ્રભુ પરનું છત્ર બ્રહ્માંડના ભૂલોકનું પ્રથમ છત્ર, તેની ઉપર ભૂલોકેશનું બીજું છત્ર કરવું. ત્રીજું લિંગાકાર છત્ર અને ચોથું છત્ર ગૃહદેવરૂપ જાણવું. સુવર્ણદંડ ઉપરના છત્રની ગોળાઈ વીશ આંગળ વિસ્તારમાં રાખવી. છત્રની નીચલી (ચાર ભાગની) ઝાલર મણિમોતીમય જેવી કરવી. ઉપર દેદીપ્યમાન એવો કળશ કરવો. (છત્રવટાની ગલતાકાર ઢંકધારાની ઉંચાઇ દસ આંગળની કહી છે.)

---

## તિલક

| ઉદય (ચામરેન્દ્ર પર વંશીધર) | વિસ્તાર |
|---|---|
| ૨ ભાગ દાસો | ૪ ભાગ સ્તંભિકા—નાસક |
| ૧૨ ભાગ સ્તંભિકા, તોરણ અને મધ્યમાં વંશીધરનું કે જિન પ્રતિમાનું સ્વરૂપ | ૬ ભાગ વંશીધર કે જિન પ્રતિમા સ્વરૂપ |
| ૨ ભાગ છાજલી | ૪ ભાગ સ્તંભિકા-નાસક |
| ૬ ભાગ દોઢીયો | ૧૪ |
| ૬ ભાગ ઘંટાકૂટ | |
| ૨૮ | |

## છત્રવૃત્ત

| ઉદય | વિસ્તાર |
|---|---|
| ૨ દાસો | ૧૦ ગર્ભાર્ધ છત્ર |
| ૧૨ સ્તંભિકા તોરણ ને વંશાધર કે મૂર્તિ | ૨ કમલ નાલ |
| ૨ છાજલી | ૧૦ માલાધર (વસંતરાજ) |
| ૬ દોઢીયો | ૪ સ્તંભિકા—નાસિક |
| ૨૨ છત્રવૃત્તના તળ બરાબર દોઢીયાનો મથાળો | ૬ વીણાવંશવર કે મૂર્તિ |
| ૧૦ છત્રવટો—ઉદય | ૪ સ્તંભિકા—નાસિક |
| ૯ શંખપાલાદિ ગાંધર્વેન્દ્ર પહેલી રથિકા | ૬ મકર મુખ |
| ૫ હંસપંક્તિ બીજી રથિકા | ૪૨ |
| ૫ અશોક પત્રની ત્રીજી રથિકા | ૪૨ |
| ૫૨ કુલ છત્રવૃત્ત ઉદય | ૮૪ ભાગ વિસ્તાર |

ऐरावतद्वयौ श्रेष्ठौ उभयौ वामदक्षिणे ॥ ३६ ॥

कलशपल्लवैर्युक्ताविच्छापत्रं च कारयेत् ।
हिरण्येन्द्रद्वयौ कार्यौ पुष्पांजलिकलशान्वितौ ॥ ३७ ॥

छत्रवृत्त गांधर्वेन्द्राः शंखपूर्णमहोद्‌भवाः ।
कुर्वंति मंगलं सर्वं दुंदुभिशंखपालिकाः ॥ ३८ ॥

માલાધર પર શ્રેષ્ઠ એવા ઐરાવત હાથીના સ્વરૂપ ડાબી જમણી બેઉ તરફ કરવા. તેને સૂંઢમાં કળશપત્રોથી આચ્છાદિત કરેલા કરવા. હાથી નીચેની પાટલી નીચે પત્રાદિ કરવા. હાથીની પીઠ પર હિરણ્યેન્દ્રો હાથમાં પુષ્પાંજલિ અને કળશ ધારણ કરેલા બનાવવા. છત્રવૃત્તમાં છત્રવટા પર (પહેલી ગોળ પંક્તિમાં વાજિંત્ર સાથે નૃત્ય કરતા) ગાંધર્વાદિ સ્વરૂપો કરવાં. છત્રવટા ઉપર તેના મધ્યમાં શંખ બજાવતો દેવેન્દ્ર અને તેની બે બાજુ નૃત્ય કરતા ભેરી બજાવતા રૂપો અને ડમરૂ આદિ વાજિંત્રવાળા દેવદુંદુભિ અને શંખપાલના સ્વરૂપો આનંદમંગળ કરતા કરવા.

जन्मोत्सवं च कुर्वंति पर्वतमेरौ वासवाः ।
छत्रचामरशंखनादैर्हरिणगमिषैर्विदुः ॥ ३९ ॥

પ્રભુનો શુભ જન્મોત્સવ મેરૂ પર્વત પર ઉજવાય છે તેમ અહીં છત્રવૃત્તમાં છત્ર, ચામર, શંખનાદ આદિ હરિણગમેષિઓ પ્રભુનો ઉત્સવ કરી રહ્યા હોય તેમ કોતરવા.

भामंडलं ततः कार्यं छत्राधश्च द्वात्रिंशतिः ।
चतुर्विंशोदयो कार्यं ततो मृणालदंडकम् ॥ ४० ॥

छत्रं[९] दशांगुलं प्रोक्तं द्वितीयं वसु अंगुलम् ।
षडंगुलं तृतीयं च चतुर्थं च वेदांगुलम् ॥ ४१ ॥

मूलनायकमस्तकोर्ध्वे वृत्तं कुर्यात् त्रयं तथा ।
वृत्तं चतुश्चत्वारिंशत् चतुःषष्ठ्यंतकं तथा ॥ ४२ ॥

एवं रथिकात्रयं कार्यं वृत्ताकारं भवेत्ततः[१०] ।

પ્રભુના મસ્તક પાછળ છત્રની નીચે તેજપુંજ જેવી ભામંડળની આકૃતિ બાવીશ ભાગ પહોળી અને ચોવીશ ભાગ ઉંચી કરવી. અને માલાધરની આગળ ધારે વૃત્ત કમળદંડ કરવો. (પ્રતિમાના કાનથી આ છત્રદંડ વચ્ચે બે આંગળનું અંતર રાખવું.) ત્રણ છત્રોમાં પહેલું ગર્ભથી દશ આંગળ, બીજું ગર્ભથી આઠ આંગળ,

[૯] છત્ર દશાંગે કહેલું છે. પણ તે ગર્ભથી જાણવું. એમ બધા છત્રોની પહોળાઈ ગર્ભથી જાણવી.

ત્રીજું ગર્ભથી ૭ આંગળ અને ચોથું ચાર આંગળનું કરવું. મૂળનાયકના મસ્તક પરથી રથિકાના ત્રણ ગોળ વૃત્ત ફેરવવાં. પહેલું ચુમ્માલીશ આંગળના પરિધથી અને ત્રીજું ચોસઠ આંગળના પરિધ સુધીમાં ગાંધર્વ પંક્તિનું, હંસપંક્તિનું અને ત્રીજું અશોક પત્રનું એમ ત્રણ વૃત્ત ફેરવવાં.

दिव्यदेहधराः सर्वे जिनेन्द्रभक्तिवत्सलाः ॥ ४३ ॥

वादित्रैश्च समुत्पन्ना धारयंति च मालिकाम् ।
दौलामस्तके कलशमुभये हंसरूपकम् ॥ ४४ ॥

गजशुंडा सुशोभाढ्या अशोकपल्लवाकृतिम् ।
एतद् दौलालक्षणं च प्रकर्तव्यं सुशिल्पिभिः ॥ ४५ ॥

पक्षे चामरधारिणःस्थाने कायोत्सर्गः कृतः ।
वीणावंशधरस्थाने आसनस्था च प्रतिमा ॥ ४६ ॥

सहमूलनायकेन पंचतीर्थस्वरूपकम् ।
स्तने कायोत्सर्गदृष्टिः चोर्ध्वमूर्त्याः समांशके ॥ ४७ ॥

પરિકરમાં દિવ્યદેહ ધારણ કરનારા દેવો, જિનેન્દ્ર ભક્તિમાં પ્રીતિવત્સલ, દેવ-ગાંધર્વો, વીણાશંખાદિ વાજિંત્રો બજાવનારા અને હંમેશાં પુષ્પમાળાઓ સહિત શોભતા કરવા. છત્રવૃત્ત=દૌલાના મથાળે મધ્યમાં કળશ અને બે બાજુ હંસ અથવા મોરનાં રૂપો કરવાં (તે કહેલા ૫૧ ભાગ ઉપરાંત આઠ ભાગમાં કરવા). હાથીઓ સૂંઢોથી શોભતા કરવા અને ઉપર અશોક પાલવના પત્રોની આકૃતિ કરવી. એ રીતે દૌલા છત્રવૃત્તના લક્ષણ જાણવાં. અને કુશળ શિલ્પીએ તે પ્રમાણ પરિકરની રચના મેળવીને કરવું. પંચતીર્થરૂપ પરિકર કરવાને બાજુના ચામરેન્દ્રના સ્થાને કાઉસગ્ગની

૧૦ પરિકરના છત્રવૃત્તના ઉપલા ભાગમાં શંખ-ભેરિ, ડમરૂ આદિ વાજિંત્રો બજાવતા ગાંધર્વોના રૂપની એક મોટી પંક્તિ ચુમ્માલીશ આંગળના વૃત્તના પરિધમાં કરવામાં આવે છે. તે પર હંસની વૃત્ત પંક્તિ, તો કોઇમાં નાના નાના ગાંધર્વાદિના રૂપ નૃત્યગીત કરતા હોય તેવી પંક્તિ કરે છે. અને તે પર આશોપાલવના પત્રોની પંક્તિ ચોસઠ આંગળના પરિધમાં કરવામાં આવે છે. આ રીતે કોઇમાં ચાર પંક્તિ પણ જોવામાં આવે છે. ત્રણ રથિકા તો અવશ્ય કરવી જ. વિશેષ કરવામાં દોષ કશો નથી, પરંતુ તે તેની મર્યાદામાં રહીને છેલ્લી પંક્તિ કરવી. આ છેલ્લી રથિકાને મથાળે છત્રવૃત્ત એકાવન ભાગમાં કરી તે પર કળશ અને બાજુમાં પક્ષીરૂપ કરવામાં આવે છે.

મૂર્તિ બનાવવી અને ઉપર વીણા વંશધારીના સ્થાને નાની આસનસ્થ જિનપ્રતિમા ગોખલામાં કરવી. ત્યારે મૂળનાયક સહિત પંચતીર્થસ્વરૂપ પરિકરનું બને છે. તેમાં કાઉસગ્ગની દૃષ્ટિ મૂળનાયકની સ્તનબિંબી પ્રમાણે રાખવી અને ઉપરના તિલકની મૂર્તિની દૃષ્ટિ મૂળનાયકની દૃષ્ટિમાં સમસૂત્ર રાખવી ( આ ચારે મૂર્તિ પર છત્રો કરવાં. )

प्रतिमा परिकरहीना सिद्धावस्था तदुच्यते ।
परिकरसहिता तथा ह्रद्बिंबे प्रपूजयेत् ॥ ४८ ॥

પરિકર વિનાના પ્રતિમાજી સિદ્ધ ભગવાન કહેવાય અને પરિકર સહિતના પ્રતિમાજી અર્હંત્ પ્રભુ જાણવા. (પ્રમુખ એક પ્રતિમાને તો અવશ્ય પરિકર કરવું જ કારણ કે તેમાં અર્હંત્ પ્રભુની વિભૂતિ દર્શક અષ્ટ પ્રતિહાર્ય દર્શાવેલા હોય છે. )

ऊर्ध्वस्थितप्रतिमापरिकर—

छत्रत्रयं जिनस्योर्ध्वे रथिकाभिस्त्रिभिर्युतम् ।
अशोकद्रुमपत्रैश्च देवदुन्दुभिवादिभिः ॥ ४९ ॥

मसुरी सिंहासनस्य गजसिंहविभूषितः ।
मध्ये च धर्मचक्रं च पार्श्वयोर्यक्षयक्षिणीम्[११] ॥ ५० ॥

इतिश्री विश्वकर्माकृते ज्ञानप्रकाशदीपार्णवे वास्तुविद्यायां
जिनपरिकरलक्षणो नाम द्वाविंशतितमोऽध्यायः ॥ २२ ॥

ઉભી જિનપ્રતિમાના મસ્તક પર ત્રણ છત્ર અને ત્રણ રથિકા (૧) અશોકપત્રો અને દેવદુંદુભિવાજિંત્ર બજાવતા દેવગાંધર્વો (હંસપંક્તિ ત્રિરથિકા) વડે અલંકૃત કરવું. સિંહાસનની પાટલી હાથી અને સિંહોથી વિભૂષિત કરવી. મધ્યગર્ભે ધર્મચક્ર અને બંને છેડા પર યક્ષ-યક્ષિણીના સ્વરૂપો કરવાં.

**ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિતે જ્ઞાનપ્રકાશદીપાર્ણવે વાસ્તુવિદ્યામધ્યે જિનપરિકર લક્ષણાધિકાર ઉપર સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઈ શિલ્પશાસ્ત્રીએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો અધ્યાય બાવીશમો.**

---

૧૧ ઉભા જિનપરિકરમાં બીજા તીર્થંકરોની મૂર્તિઓ પણ કોઇ સ્થળે જોવામાં આવે છે. પગ આગળ ઇન્દ્રાદિ રૂપો નાના કરવામાં આવે છે. ઉભી પ્રતિમાના પરિકરમાં યક્ષ-યક્ષિણીના સ્વરૂપો બહુ ઓછા જોવામાં આવે છે.

કુમારપાળ ભૂપાલ ચરિત્ર ગ્રંથના ઉત્તરાર્ધમાં પરિકર વિષે નીચેનો પાઠ જોવામાં આવે છે તે અત્રે આપીએ છીએ.



કાયોત્સર્ગ ધ્યાને જિન પ્રભુની ઉભી
મૂર્તિ, પરિકર સાથે. દીપાર્ણવ અ. ૨૨



ચતુર્મુખ-જીન પરિકર છત્રી સાથે   દીપાર્ણવ અ. ૨૨



ઉત્કૃષ્ટકાળે વિચરતા ૧૭૦ તિર્થંકર સાથે અજીત-
નાથજીનો પટ

દીપાર્ણવ



સમવસરણ

દીપાર્ણવ અ. ૨૫

**जैन ग्रंथ परिकर संक्षिप्त स्वरूप—**

सुमेरुशिखरं दृष्ट्वा मयः पृच्छति सद्गुरुम् ।
कोऽयं पर्वत इत्येष कस्येदं मंदिरं प्रभो ॥ १ ॥

कोऽयं मध्ये पुनर्देवः पादान्ता का च नायिका ।
किमिदं चक्रमित्यत्र तदन्ते को मृगो मृगी ॥ २ ॥

के वा सिंहा गजाः के वा के चामी पुरुषा नव ।
यक्षो वा यक्षिणी केयं के वा चामरधारकाः ॥ ३ ॥

के वा मालाधरा एते गजारूढाश्च के नराः ।
एतावपि महादेव कौ वीणावंशवादकौ ॥ ४ ॥

दुन्दुभिवादकः को वा को वाऽयं शंखवादकः ।
छत्रत्रयमिदं किं वा किं वा भामंडलं प्रभो ॥ ५ ॥

સુમેરુ પર્વતનું શિખર નજરે પડતાં મય પોતાના સદ્‌ગુરુ વિશ્વકર્માને પૂછે છે કે આ પર્વત કયો છે? અને તેની ઉપર હે પ્રભુ, કોનું મંદિર છે? તેમાં કયા દેવ વિરાજે છે? તેની ગાદીના પગ તળે કઈ દેવી છે? (વચ્ચે) ચક્ર અને (બાજુમાં) હરણ અને હરિણી શું છે? ગાદીમાં સિંહ અને હાથી તથા આ નીચે નવ પુરુષરૂપ શેના છે? આ યક્ષયક્ષિણી અને ચામરધારક કોણ છે? માલાધર અને હાથી પર બેઠેલા પુરુષો કોણ છે? હે પ્રભુ! આ વીણા-વંશવાદક, દુંદુભિવાદક તથા આ શંખવાદક કોણ છે? અને આ ત્રણ છત્ર કેમ છે? હે પ્રભુ! આ ભામંડળ શું છે?

**विश्वकर्मोवाच—**

शृणु प्राज्ञ महाशिल्पि यत्त्वया पृष्टमुत्तमम् ।
पर्वतो मेरुरित्येष स्वर्णरत्नविभूषितः ॥ ६ ॥

सर्वज्ञमंदिरं चैतद् रत्नतोरणमंडितम् ।
अयं मध्ये पुनः साक्षात् सर्वज्ञो जगदीश्वरः ॥ ७ ॥

त्रयस्त्रिंशत्कोटिसंख्या यं सेवन्ते सुरा अपि ।
इन्द्रियैर्योऽजितो नित्यं केवलज्ञाननिर्मलः ॥ ८ ॥

पारं गतो भवांभोधेर्यो लोकान्ते वसत्यलम् ।
अनंतरूपो यस्तत्र कषायैः परिवर्जितः ॥ ९ ॥

यस्य चित्ते कृतस्थाना दोषा अष्टादशापि न ।
लिंगरूपेण यस्तत्र पुरुषेणात्र वर्तते ॥ १० ॥

रागद्वेषं व्यतिक्रान्तः स एष परमेश्वरः ।

१०

શ્રી વિશ્વકર્મા કહે છે, હે મહાશિલ્પી, તમારો પ્રશ્ન ઉત્તમ છે, તો સાંભળો; સુવર્ણરત્નથી શોભીતો એવો આ મેરુ પર્વત છે. તે પર સર્વજ્ઞદેવનું રત્નતોરણોથી શોભતું મંદિર છે. તેમાં સાક્ષાત સર્વજ્ઞ એવા જગતના ઇશ્વર જગદીશ્વર બિરાજે છે. તેત્રીશકોટી સંખ્યાના દેવો તેમનું સેવન કરે છે. તેઓ સદા ઇન્દ્રિયોને જીતનારા છે. તેઓએ નિર્મળ એવું કેવળજ્ઞાન પ્રાપ્ત કરેલ છે. ભવસાગરથી પાર પામેલા સિદ્ધશિલામાં વિરાજે છે. તેઓ અનંતરૂપ છે. રાગાદિ કષાયોથી રહિત અને અઢાર દોષોથી રહિત જે લિંગરૂપ છે તે પુરુષ રાગદ્વેષને છોડનારા આ પરમેશ્વર (જિનદેવ) છે.

आदिशक्तिर्जिनेन्द्रस्य आसने गर्भसंस्थिता ॥ ११ ॥

सहजा कुलजा ध्याने पद्महस्ता वरप्रदा ।
धर्मचक्रमिदं देवि धर्ममार्गप्रवर्तकम् ॥ १२ ॥

सत्त्वं नाम मृगः सोऽयं मृगी च करुणा मता ।
अष्टौ च दिग्गजा एते गजसिंहस्वरूपतः ॥१३ ॥

आदित्याद्या ग्रहा एते नवैव पुरुषाः स्मृताः ।
यक्षोऽयं गोमुखो नाम आदिनाथस्य सेवकः ॥ १४ ॥

यक्षिणी रुचिराकारा नाम्ना चक्रेश्वरी मता ।
इन्द्रोपेन्द्राः स्वयं भर्तुः जाताश्चामरधारकाः ॥ १५ ॥

पारिजातो वसन्तश्च मालाधरतया स्थितौ ।

જિનેન્દ્રપ્રભુની ગાદીના ગર્ભમાં આદિ શકિત બેઠેલી છે. તે સહજાતા (સાથે ઉત્પન્ન થયેલા) કુલવતી છે. ધ્યાનસ્થ એવી તે દેવીએ હાથમાં કમળ અને વરદમુદ્રા ધારણ કરેલાં છે. નીચે ધર્મચક્ર છે તેની પડખે સત્ત્વ નામનો મૃગ અને કરુણા નામની મૃગી છે. આઠે દિશાના રક્ષણ કરવાવાળા હાથી અને સિંહોના સ્વરૂપો છે. નીચે પાટલીમાં સૂર્યાદિ નવ ગ્રહો છે. આદિનાથ પ્રભુના સેવક ગોમુખ યક્ષ અને સુંદર સ્વરૂપવાળી એવી ચક્રેશ્વરી નામની યક્ષિણી બે છેડા પર ગાદીમાં છે. ઇંદ્ર અને ઉપેન્દ્ર પોતે ચામરધારક તરીકે બે બાજુ ઉભા છે. પારિજાત જાતકાદિ પુષ્પો સાથે વસંત અને માલાધર પ્રભુના મસ્તક પાસે સામસામા ઉભેલા છે.

મંડનસૂત્રધારે રૂપમંડનમાં અ૦ ૬ માં આપેલું जिनपरिकरनुं સામાન્ય વિવરણ:—

छत्रत्रयं जिनस्योर्ध्वे रथिकाभिस्त्रिभिर्युतः ।
अशोकद्रुमपत्रैश्च देवदुन्दुभिवादकैः ॥ ३३ ॥

सिंहासनमसुराद्यो गजसिंहविभूषिताः ।
मध्ये च धर्मचक्रं च तत्पार्श्वे यक्षयक्षिणी ॥ ३४ ॥

द्वितालविस्तराः कार्याः बहिः परिकरस्य तु ।
दैर्घ्ये तु प्रतिमा तुल्या तयोरुर्ध्वे तु तोरणम् ॥ ३५ ॥

बाहिका बाह्यपक्षे तु गजसिंहैरलंकृताः ।

જિન પ્રતિમાના પરિકરના ઉપરના ભાગમાં છત્રવૃત્તમાં પ્રભુ ઉપર ત્રણ છત્ર ઉપરા ઉપર કરવા. અને તે ઉપર ત્રણ રથિકાઓ (ગાંધર્વપંક્તિ, હંસપંક્તિ અને અશોકપત્ર પંક્તિ)ની સહિત છત્રવૃત્ત (છતરવટો) કરવું. તેમાં અશોકવૃક્ષના પત્રો, દેવદુંદુભિ, (શંખ) આદિ વાજિંત્રો વગાડતા ગાંધર્વોના સ્વરૂપો કરવાં. પ્રભુજીની પાટલી નીચે સિંહાસન (ગાદી), હાથી અને સિંહની આકૃતિ અને (મધ્યમાં દેવી) નીચે ધર્મચક્ર, મૃગયુગ્મ સહિત અને પડખે છેડા પર યક્ષ અને યક્ષિણીની મૂર્તિઓ કરીને તે સુશોભિત ગાદી=સિંહાસન કરવું (૭૪). પરિકરની બાજુના વાહિકા=ચામરધરા કે કાઉસગ્ગ બે તાલ (૨૪ આંગુલ) પહોળા કરવા (મૂળ ગ્રંથમાં ૨૨ આંગુલ કહ્યું છે.) અને ઉંચાઇમાં પ્રતિમાના ખભા બરાબર કરવા. તે પર છત્રવૃત્ત=તોરણ-દોલા-કરવું. પ્રભુની બે બાજુના ભાગમાં વાહિકા (ઇંદ્ર કે કાઉસગ્ગ) કરવા. તેના બહારના છેડા પર વિરાલિકા, હાથી અને સિંહથી અલંકૃત કરવી.

**अपराजितसूत्रसंतान** માં જિનપરિકરનું વિભાગ પ્રમાણ યુક્ત સ્વરૂપ આપેલ નથી, પરંતુ સામાન્ય સ્વરૂપ વર્ણન છે.



# ज्ञानप्रकाशदीपार्णवे

## उत्तरार्धः

### ॥ त्रयोविंशतितमोऽध्यायः ॥

### जिनमूर्ति–वर्णलांछनादि–यक्षयक्षिणीस्वरूपाध्यायः ॥ २३ ॥

**ચોવીશ તીર્થંકરોના લાંચ્છન**

| | | | | |
|---|---|---|---|---|
| १ ऋषभदेव–सुवर्ण– वृषभ | २ अजितनाथ हाथी. | ३ संभवजिन सुवर्ण घोडा. | ४ अभिनंदन सुवर्ण वानर | ५ सुमतिजिन सुवर्ण क्रौंचपक्षी |
| ६ पद्मप्रभु रक्त कमल. पद्म. | ७ सुपार्श्व सुवर्ण स्वस्तिक | ८ चंद्रप्रभु श्वेत चंद्र. | ९ सुविधी श्वेत मगर. | १० शीतल सौवर्ण श्रीवत्स. |
| ११ श्रेयांश सुवर्ण गेंडो. | १२ वासुपूज्य रक्त पाडो. | | १३ विमल सौवर्ण वराह. | १४ अनंत सौवर्ण सींचाणा. बाज. |
| १५ धर्मनाथ सुवर्ण वज्र. | १६ शांतिनाथ –सुवर्ण– हरण. | १७ कुंथुनाथ बकरो. | १८ अरनाथ सौवर्ण नंद्यावर्त. | १९ मल्लीनाथ नीलवर्ण कलश. |
| २० मुनिसुव्रत श्याम कूर्म. | २१ नमिनाथ पीत नीलकमल. | २२ नेमनाथ श्याम शंख. | २३ पार्श्वनाथ श्याम सर्प. | २४ महाविर सौवर्ण सिंह. |

HARSHADRAY. P. SOMPURA. PRABHASHANKER. O. STHAPATY.

श्री विश्वकर्मा उवाच

अथातः संप्रवक्ष्यामि जिनानां वर्णलांछनम् ।
यक्षाणां यक्षिणीनां च विद्यादेवीनां षोडशः ॥ १ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે-જિન તીર્થંકરના વર્ણ અને લાંચ્છન અને તેના યક્ષ-યક્ષિણીના તથા સોળ વિદ્યા દેવીઓના સ્વરૂપ કહું છું.[1]

१ ऋषभदेव—

तत्राद्यमुत्तराषाढा संभूतं वृषलांछनम् ।
हेमवर्णं यथा कुर्याद् ऋषभजिनमादिमम् ॥ २ ॥




ગોમુખયક્ષ




ચક્રેશ્વરી

૧ **अपराजित सूत्रसंतान**માં આપેલા યક્ષ યક્ષિણીનાં સ્વરૂપો દિગમ્બર જૈન સંપ્રદાયનાં છે. શિલ્પગ્રંથોમાં દેવદેવીઓના આપેલા આયુધોનો ક્રમ **दक्षिणाधः करक्रमात्** એટલે જમણા નીચલા હાથથી ઉપરના હાથ અને પછી ડાબા ઉપલા હાથથી નીચેના હાથ સુધીના આયુધો ક્રમે કહેલા હોઈ આ સામાન્ય નિયમ છે.

પ્રથમ તીર્થંકર આદિનાથ=ઋષભદેવ નો જન્મ ઉત્તરાષાઢા નક્ષત્રમાં ધનરાશિમાં છે. તેમનું લાંચ્છન નંદી-પોઠીયાનું છે. શરીરનો વર્ણ સુવર્ણની કાન્તિ જેવો છે.

**गोमुखयक्ष—**

वरदाक्षपाशफलं गोमुखो गजवाहनः
हेमवर्णमिदं युग्मं गोमुखाप्रतिचक्रयोः ॥ ३ ॥

વરદમુદ્રા, અક્ષમાળા, પાશ અને ફળને ધારણ કરનારો ગાયના જેવા મુખવાળો, હાથીના વાહનવાળો, સુવર્ણના વર્ણનો ગોમુખ યક્ષ જાણવો. હવે અપ્રતિચક્રાનું સ્વરૂપ કહે છે.

**चक्रेश्वरी—**

वरदबाणं चक्रं तु पाशांकुशसुचक्रकम् ।
१वज्रं धनुश्च गरुड-वाहना परिकीर्तिता ॥ ४ ॥




મહાયક્ષ



અજિતાદેવી

વરદમુદ્રા, બાણચક્ર, પાશ, અંકુશ, ચક્ર, વજ્ર અને ધનુષને ધારણ કરનારી ગરૂડના વાહનવાળી સુવર્ણ* વર્ણની ચક્રેશ્વરી-અપ્રતિચક્રા દેવી જાણવી.

## २ अजितनाथ—

अजितं रोहिणीजातं हेमवर्णं गजांकितम् ।

બીજા તીર્થંકર અજીતનાથનું જન્મનક્ષત્ર રોહિણી ને વૃષ રાશિ છે. સુવર્ણ જેવી કાંતિ અને હાથીનું લાંછન છે.

## महायक्ष—

गजारूढो महायक्षः श्यामवर्णश्चतुर्मुखः ॥ ५ ॥

वरदं मुद्गराक्षं च पाशशक्त्यंकुशाभयम् ।
तथा धृतमातुर्लिगं यक्षिणीं शृणु सांप्रतम् ॥ ६ ॥

હાથી પર બેઠેલો મહાયક્ષ શ્યામવર્ણનો, ચાર મુખવાળો, આઠ હાથોમાં વરદમુદ્રા, મુદ્ગર-માળા, પાશ, શકિત, અંકુશ, અભય અને ફળ ધારણ કરેલા છે. હવે યક્ષિણીનું સ્વરૂપ સાંભળો.

## अजितादेवी—

[3]गौराजिता लोहासना वरदपाशांकुशफला ।

તેમની અજિતા યક્ષિણીનો ગૌરવર્ણ છે, લોહાસન (અન્યમતે ગાય) પર બેઠેલી છે. તેના ચાર હાથોમાં વરદમુદ્રા, પાશ, અંકુશ અને ફળ ધારણ કરેલા છે.

---

૨ બાર હાથ ચક્રેશ્વરીનું બીજું સ્વરૂપ **रूपमंडनमां** આપેલ છે.

**द्वादशभुजाष्ट चक्राणिवज्रयोर्द्वयमेव च ।**
**मातुलिंगाभये चैव पद्मस्था गरुडोपरि ॥**

બાર હાથની ચક્રેશ્વરીના આઠ હાથમાં ચક્ર, બે હાથોમાં વજ્ર અને ફળ, અભયમુદ્રા, પદ્માસને ગરૂડ પર બેઠેલી છે. સિદ્ધાચળતીર્થમાં સિંહની સ્વારી વાળી છે પણ તે શાસ્ત્રાધારે નથી લાગતી. બીજે ચાર ભુજાની ચક્રેશ્વરીને ઉપરના બે હાથોમાં ચક્ર, નીચે બીજોરૂ અને અભય, અને બે હાથોવાળી પણ જોવામાં આવે છે.

* યક્ષિણીના સ્વરૂપોમાં કેટલાકના વર્ણ જણાવેલ નથી તે અન્ય ગ્રંથોના આધારે આપવામાં આવેલ છે. આયુધક્રમ પાઠકે યોગ્ય રીતે સમજી કાર્ય કરવું.

૩ આચાર દિનકરમાં ગાયની સવારી કહી છે. જિનાનંદ ચતુર્વિંશતિ સ્તુતિમાં બકરાનું વાહન છે પણ તે અશુદ્ધ છે. તારંગામાં અજિતનાથજીના પરિકરમાં પણ બકરો વાહન છે.

## ३ संभवनाथ—

हेमवर्णं मृगजातं संभवमश्वलांछनम् ॥ ७ ॥

ત્રીજા તીર્થંકર સંભવનાથજીનો સુવર્ણ વર્ણ છે, મૃગશર નક્ષત્રમાં અને મિથુન રાશિમાં જન્મ છે અને તેમને ઘોડાનું લાંચ્છન છે.

## त्रिमुखयक्ष---

नकुलगदाभयदं नागं फलं सुशक्तिकम्
त्रिनेत्रं त्रिमुखं चैव श्यामं च मयूरे स्थितम् ॥ ८ ॥




त्रिमुखयक्ष




દુરિતારીદેવી

તેમના ત્રિમુખ યક્ષને ત્રણમુખ અને ત્રણ ત્રણ નેત્રો છે; શ્યામવર્ણ છે, મોરનું વાહન છે, તેના છ હાથમાં નોળીયો, ગદા, અભય, નાગ, ફળ અને[4] શક્તિ એમ આયુધો છે.

## दुरितारी यक्षिणी—

बरदाक्षभयफलां धवलां मेषवाहनाम् ।
दुरितां द्रुतामाख्यातां देवीं विघ्नविनाशिनीम् ॥ ९ ॥

४ वास्तुसार निर्वाण कलिकामां શક્તિને બદલે માળા કહી છે.

તેમની દુરિતારી યક્ષિણી વિઘ્નોનો નાશ કરનારી, શ્વેતવર્ણની, ઘેટાના[૫] વાહનવાળી છે. તેના ચાર હાથમાં વરદમુદ્રા, માળા, અભયમુદ્રા અને ફળ ધારણ કરેલ છે.

૪ अभिनंदन—

कपिध्वजं हेमवर्णं श्रवणमभिनन्दनम् ।

ચોથા અભિનંદન તીર્થંકરને વાંદરાનું લાંચ્છન છે, સોનાવર્ણું શરીર છે, જન્મ નક્ષત્ર શ્રવણ ને મકર રાશિ છે.

ईश्वरयक्ष—

तस्य यक्षमीश्वरं च श्यामर्णं गजासनम् ॥ १० ॥
फलाक्षनकुलं चैवांकुशहस्तं प्रकीर्तितम् ॥

તેમનો ઈશ્વર યક્ષ શ્યામવર્ણનો, હાથીની સવારીવાળો, ચાર હાથમાં ફળ, માળા, નોળીયો અને અંકુશ ધારણ કરેલો છે.




ઈશ્વર યક્ષ

કાલિકા યક્ષિણી

૫ देवतामूर्ति प्रकरणમાં પાડાનું વાહન કહ્યું છે અને મંત્રાધિરાજ કલ્પમાં મોરનું વાહન કહ્યું છે.

## कालिका यक्षिणी

वरदं पाशांकुशं नागं पद्मासनां तु कालिकाम् ॥ ११ ॥

તેમની કાલિકા યક્ષિણી શ્યામવર્ણ (ઈશ્વર યક્ષ જેવાં) છે. તેમને કમળનું વાહન છે. તેના ચાર હાથમાં-વરદ, પાશ, અંકુશ અને નાગ ધારણ કરેલ છે.

## ५ सुमतिनाथ —

मघोत्पन्नं सुवर्णं च सुमतिं क्रौंचलांछनम् ।

પાંચમા તીર્થંકર સુમતિનાથજીને ક્રૌંચ પક્ષીનું લાંચ્છન છે. સોના જેવો વર્ણ છે; જન્મ નક્ષત્ર મઘા અને સિંહ રાશિ છે.

## तुंबरुयक्ष—

गरुडस्थं तुंबरुं च वरदशक्तिपाशगदाम् ॥ १२ ॥

તેમના તુંબરૂ યક્ષનો શ્વેતવર્ણ છે, ગરૂડની સવારી છે, ચાર હાથમાં વરદમુદ્રા, શકિત, પાશ અને ગદા ધારણ કરેલા છે.




તુંબરુ યક્ષ        મહાકાલી યક્ષિણી

महाकाली यक्षिणी

हेमवर्णां महाकालीं पद्मासनां तु संस्थिताम्
वरदपाशांकुशां च फलहस्तां प्रकीर्तिताम् ॥ १३ ॥

તેમની મહાકાલી યક્ષિણી સોનાવર્ણની, કમળપર બેઠેલી, ચાર હાથમાં વરદમુદ્રા, પાશ, અંકુશ અને ફળ ધારણ કરેલી છે.

६ पद्मप्रभु—

चित्राजातं रक्तवर्णं कमलं च पद्मप्रभम् ।

છઠ્ઠા પદ્મ પ્રભુને કમળનું લાંચ્છન છે, રાતો વર્ણ છે, જન્મ નક્ષત્ર ચિત્રા અને કન્યા રાશિ છે.

कुसुमयक्ष—

कुसुमं नीलं कुरंङ्गफलाभयाक्षनकुलम् ॥ १४ ॥




કુસુમ યક્ષ અચ્યુતાદેવી યક્ષિણી

તેમના કુસુમ યક્ષનો નીલવર્ણ છે, હરણનું વાહન છે, તેના ચાર હાથમાં ફળ, અભય માળા ને નોળીયો ધારણ કરેલા છે.

अच्युता यक्षिणी—

नरस्थामच्युता श्यामा वरदबाणाभयधनुः

તેમની અચ્યુતા યક્ષિણી શ્યામ વર્ણની પુરુષની સ્વારી કરનારી ચાર હાથમાં વરદ મુદ્રા, બાણ, અભય અને ધનુષ્ય ધારણ કરેલી છે.

૭ सुपार्श्वनाथ—

सुपार्श्व हेमवर्णं तु विशाखां स्वस्तिकांकितम् ॥ १५ ॥

સાતમા સુપાર્શ્વજિન સુવર્ણ વર્ણના, સાથીયાના લાંચ્છનવાળા છે. તેમનું જન્મ નક્ષત્ર વિશાખા ને તુલા રાશિ છે.




માતંગ યક્ષ

૭
સુપાર્શ્વનાથ.
સ્વસ્તિક. હેમવર્ણ




શાન્તાદેવી યક્ષિણી

मातङ्गयक्ष—

बिल्वपाशांकुश बभ्रु नीलं गजस्थं मातङ्गम् ।

તેમનો માતંગ યક્ષ લીલાવર્ણનો હાથીની સવારીવાળો, ચાર હાથમાં બીલી ફળ, પાશ, અંકુશ અને નોળીયો ધારણ કરેલ છે.

**शांता यक्षिणी—**

वरदाक्षाभय¹शूलं शांताहेमां गजस्थिताम् ॥ १६ ॥

તેમની શાંતા યક્ષિણીનો સોનાવર્ણ અને હાથીની સવારી છે. તેના ચાર હાથમાં વરદ મુદ્રા, માળા, અભય અને ત્રિશૂળ ધારણ કરેલા છે.

**૮ चंद्रप्रभु—**

चंद्रप्रभुमनुराधां धवलं चंद्रलांछनम् ।

આઠમા ચંદ્રપ્રભુને ચંદ્રમાનું લાંચ્છન છે, શરીરનો સફેદ વર્ણ છે, જન્મ નક્ષત્ર અનુરાધા અને વૃશ્ચિક રાશિ છે.




વિજય યક્ષ ભૃકુટી યક્ષિણી

૧ मंत्राधिकार कल्पમાં ડાબા હાથમાં પાશ અને અંકુશ કહ્યાં છે.

**त्रिजय यक्ष—**

**त्र्यक्षणं विजयं हरितं हंसस्थं चक्रमुद्गरम्[7] ॥ १७ ॥**

તેમનો વિજય યક્ષ લીલાવર્ણનો, ત્રણ નેત્રવાળો, હંસની સવારીવાળો, બે હાથમાં ચક્ર ને મુદ્દગર ધારણ કરેલો છે.

**भृकुटी यक्षिणी—**

**भृकुटी पीत वरालस्थां[8] खड्ग मुगद्रपरशुफलाम् ॥**

તેમની ભૃકુટી યક્ષિણીનો પીળો વર્ણ છે, શ્રાસનું વાહન છે. તેના ચાર હાથમાં ખડગ, મુદ્દગર, ફરશી અને ઢાલ ધારણ કરેલા છે.




અજિત યક્ષ




સુતારા યક્ષિણી

---

૭ **चतुर्विंशति** જિન ચરિત્રમાં ચક્રને સ્થાને તરવાર કહી છે.

૮ **देवतामूर्ति प्रकरण**માં સિંહારૂઢ કહી છે. નિર્વાણુ કલિકામાં વરાહ–સુવરની સવારી કહી છે. ચતુર્વિંશતિ જિન ચરિત્રમાં હંસની સવારી કહી છે. **प्रवचन सारोद्धार, त्रिषष्टि चरित्र, आचार दिनकर** આદિ ગ્રંથોમાં વરાલ એટલે [illegible] વાહન [illegible] છે.

९ सुविधिनाथ—

सुविधिं धवलमूंल जातमकरलांछनम् ॥ १८ ॥

નવમા સુવિધિનાથ જિનનો સફેદ વર્ણ, મઘરનું લાંછન, જન્મનક્ષત્ર મૂળ અને ધનરાશિ છે.

अजितयक्ष—

फलाक्षकुन्तनकुलं कूर्मस्थमजितसितम् ।

તેમના અજિત યક્ષનો સફેદ વર્ણ, કાચબાનું વાહન છે. તેના ચાર હાથમાં ફળ, માળા, ભાલું અને નોળીયો ધારણ કરેલ છે.

सुतारा यक्षिणी

श्वेतां सुतारां वृषस्थां वरदाक्षांकुशघटाम् ॥ १९ ॥




બ્રહ્મ યક્ષ




અશોકા યક્ષિણી

९ मंत्राधिराजकल्प માં માળાને સ્થાને અભય કહ્યું છે.

તેમની યક્ષિણી સુતારાને સફેદવર્ણ છે, નંદીની સવારી છે, ચારહાથોમાં વરદ-મુદ્રા, માળા, અંકુશ અને કળશ=કુંભ ધારણ કરેલા છે.

૧૦ શીતલનાથ—

श्रीवत्साङ्कहेमवर्णं शीतलं पूर्वाषाढजम् ।

દશમા શીતલનાથજીને શ્રીવત્સનું લાંચ્છન છે, સોના જેવો વર્ણ છે, જન્મ નક્ષત્ર પૂર્વાષાઢા અને ધનરાશિ છે.

ब्रह्मयक्ष—

ब्रह्मयक्षं चतुर्वक्त्रं त्रिनेत्रं कमलासनम् ॥ २० ॥
गौरवर्णं मातुलिङ्गमुद्गरं च पाशाभयम् ।

अक्षांकुशगदा बभ्रु हरितामशोकां सुराम् ॥ २१ ॥




ઈશ્વર યક્ષ




માનવી યક્ષિણી

તેમનો બ્રહ્મયક્ષ ગૌરવર્ણનો, ચાર મુખવાળો, ત્રણ ત્રણ નેત્રવાળો, અને પદ્માસને બેઠેલો છે. તેના આઠ હાથોમાં બીજોરૂ ફળ, મુદ્‌ગર-પાશ, અભય-માળા, અંકુશ, ગદા અને નોળીયો ધારણ કરેલા છે. અશોક યક્ષિણી [10]લીલા વર્ણની છે.

अशोका यक्षिणी—

पद्मस्थां वरदापाशांकुशफलकहस्तकम् ॥

તેમની અશોકા યક્ષિણી લીલા વર્ણની, કમળ પર બેઠેલી, ચાર હાથોમાં વરદપાશ, અંકુશ અને ફળ ધારણ કરેલ છે.

११ श्रेयांशनाथ-जिन—

श्रेयांसं हेमवर्णं च श्रुतिजातखड्गांकितम् ॥ २२ ॥

અગીયારમા શ્રેયાંશનાથજીનો સોનાવર્ણ છે, ખડગ, પક્ષીનું લાંચ્છન છે જન્મનક્ષત્ર શ્રવણ ને મકર રાશિ છે.

इश्वरयक्ष —

त्रिनेत्रमीश्वरं गौरं वृषस्थं च फलं गदाम् ।
[11]अक्षं नकुलसंयुतं सिंहस्था मानवी सिताम् ॥ २३ ॥

તેમનો ઈશ્વર યક્ષ ત્રણ નેત્રવાળો, ગોરાવર્ણના, પોઠીયા પર બેઠેલો છે. તેના ચાર હાથમાં ફળ, ગદા, માળા અને નોળીઓ ધારણ કરેલા છે. યક્ષિણી માનવી સફેદ વર્ણની સિંહની સવારી વાળી છે.

मानवी यक्षिणी—

[12]वरदमुद्गरांकुश-कलशहस्तां प्रकीर्तिताम् ॥

તેમની માનવી યક્ષિણી ગોરાવર્ણની સિંહપર બેઠેલી છે. તેના ચાર હાથોમાં વરદ-મુદ્રા, મુદ્‌ગર, અંકુશ, કળશ, ધારણ કરેલા છે.

---

१० देवतामूर्ति प्रकरणम् અને निर्माण कलिकामां; અશોકાનો મુદ્‌ગ વર્ણ=મગ જેવો વર્ણ કહ્યો છે.

११ देवतामूर्ति प्रकरणम् માં માળા અને નોળીયાને બદલે અંકુશ ને કમળ કહ્યાં છે.

१२ देवतामूर्ति प्रकरणम् માં અંકુશ વરદ નોળીયો અને મુદ્‌ગર કહે છે. ત્રિષષ્ટિ શલાકા ચરિત્રમાં ડાબા હાથમાં કુલિશ અને અંકુશ કહે છે.

१२ वासुपूज्यजिन—

महिषांङ्कं वासुपूज्यं रक्तं शतभिषोद्भवम् ॥ २४ ॥

બારમા વાસુપૂજ્ય પ્રભુનું લાંછન પાડાનું છે, રાતો વર્ણ છે, જન્મ નક્ષત્ર શતભિષા ને કુંભ રાશિ છે.




કુમારયક્ષ

१२
वासुपूज्य
पाडालांछन रक्तवर्णी




પ્રચંડાયક્ષિણી

कुमारयक्ष—

श्वेतं कुमारं हंसस्थं फलबाणधनुर्नकुलम् ।

તેમનો કુમારયક્ષ સફેદ વર્ણનો, હંસ પર બેઠેલો, ચાર હાથમાં ફળ, બાણ, ધનુષ્ય ને નોળીયો ધારણ કરેલો છે.

प्रचंडा यक्षिणी—

श्यामां प्रचंडामश्वस्थां वरदशक्तिगदाम्बुजाम् ॥ २५ ॥

તેમની પ્રચંડા યક્ષિણી શ્યામ વર્ણની, ઘોડા પર બેઠેલી, ચાર હાથોમાં વરદ, શક્તિ, ગદા ને કમળ ધારણ કરેલી છે.

## १३ विमलनाथजिन

वराहाङ्कं हेमवर्णं विमलमुत्तराभद्रजम् ।

તેરમા વિમલનાથજિનનો સોના જેવો વર્ણ છે, સુવરનું લાંછન છે, જન્મ નક્ષત્ર ઉત્તરાષાઢા અને મીન રાશિ છે.

षण्मुखयक्ष—

शिखिस्थं षण्मुखं श्वेतं चक्रबाणखड्गफलम् ॥ २६ ॥
पाशाक्षाभयाङ्कुश खेटेधनुश्चक्र नकुलम् ।

તેમનો ષડ્મુખયક્ષ છ મુખવાળો, સફેદ વર્ણનો, મોરના વાહનવાળો છે. તેના બાર હાથોમાં ચક્ર, બાણ, ખડગ, ફળ, પાશ, માળા, અભયમુદ્રા, અંકુશ, ઢાલ, ધનુષ, ચક્ર અને નોળીયો ધારણ કરેલા છે.




ષણ્મુખયક્ષ

વિદિતાયક્ષિણી

## विदिता ( विजया ) यक्षिणी

**पद्मस्थां विदितां नीलां[१३] बाणपाशनागधनुः ॥ २७ ॥**

તેમની વિદિતા યક્ષિણી કમળ પર બેઠેલી, લીલા વર્ણની, ચારે હાથોમાં બાણ, પાશ, નાગ અને ધનુષ વાળી છે.

## १४ अनंतनाथजिन—

**अनंतं हेमं श्येनाङ्कं स्वातिनक्षत्रसंभवम् ।**

ચૌદમા અનંતનાથજિન સોનાવર્ણા છે, શ્યેન-બાજપક્ષી તેનું લાંછન છે, જન્મ નક્ષત્ર સ્વાતિ ને તુલા રાશિ છે.



पातालयक्ष



अङ्कुशायक्षिणी

---

[१३] विदितानो वर्ण **निर्वाणकलिका**मां હરતાલના વર્ણનો કહ્યો છે, જ્યારે-**देवतामूर्ति-प्रकरण**માં પીત વર્ણ કહ્યો છે.

पातालयक्ष—

पाताल[14] त्रिमुखं रक्तं मकरस्थं पद्मखड्गम् ॥ २८ ॥
पाशाक्षखेटनकुलं पद्मस्थांकुशासिताम् ।

તેમનો પાતાલયક્ષ ત્રણ મુખવાળો, લાલ વર્ણનો, મઘરના વાહનવાળો, તેના છ હાથોમાં કમળ, ખડગ પાશ—માળા ઢાલ અને નકુલ ધારણ કરેલ છે. અંકુશાદેવી કમળ પર બેઠેલી શ્વેત વર્ણની છે.

अङ्कुशा यक्षिणी

खड्गपाशांकुशां चैव खेटहस्तां प्रकीर्तिताम् ॥ २९ ॥

તેમની અંકુશા યક્ષિણી કમળ પર બેઠેલી, સફેદ વર્ણની, ચાર હાથોમાં ખડગ, પાશ, અંકુશ અને ઢાલ ધારણ કરેલ છે.



કિન્નરયક્ષ



કંદર્પા યક્ષિણી

[14] મંત્રાધિરાજકલ્પમાં પાતાલયક્ષને ત્રણ મુખ અને ત્રણ ત્રણ નેત્રવાળો કહ્યો છે; વળી તેને કમળનું આસન કહ્યું છે.

## १५ धर्मनाथजिन—

वज्रांकं धर्म्मं हेमं च पुष्यजातं प्रकीर्तितम् ।

પંદરમા ધર્મનાથજી પ્રભુને વજ્રનું લાંછન છે, સોનાવર્ણા છે, જન્મ નક્ષત્ર પુષ્ય ને કર્ક રાશિ છે.

## किन्नरयक्ष—

किन्नरं त्रिमुखं रक्तं कूर्मस्थं फलगदाभयम् ॥ ३० ॥

अक्षपद्मनकुलं च कंदर्पा चाथ कथ्यते ।

તેમનો કિન્નર યક્ષ ત્રણ મુખવાળો, લાલ વર્ણનો, કાચબા પર બેઠેલો, છ હાથમાં ફળ, ગદા, અભય-માળા, કમળ અને નોળીયો ધારણ કરેલો છે. હવે કંદર્પાનું સ્વરૂપ કહું છું.

## कंदर्पा ( पन्नगा ) यक्षिणी

गौरां मत्स्यस्थां कंदर्पां पद्मांकुश पद्माभयाम् ॥ ३१ ॥




ગરુડયક્ષ　　　　નિર્વાણી યક્ષિણી

તેમની કંદર્પા ( પન્નગા ) યક્ષિણી ગૌરવર્ણની, માછલીના વાહનવાળી છે. તેના ચાર હાથમાં કમળ, અંકુશ-કમળ અને અભય ધારણ કરેલા છે.

## ૧૬ શાંતિનાથ જિન—

शान्तिनाथं हेमवर्णं मृगांकभरणीसम्भवम् ।

સોળમા શાન્તિનાથજી સોનાવર્ણા છે. તેમને હરણનું લાંચ્છન છે, જન્મ નક્ષત્ર ભરણી ને મેષ રાશિ છે.

## गरुड यक्ष—

गरुडयक्षं[૧૫] वराहस्थं दंष्ट्रिमुखं श्यामवर्णम् ॥ ३२ ॥

फलपद्माक्ष नकुलं चतुर्हस्तं प्रकीर्तितम् ।




ગંધર્વયક્ષ

બાલાદેવી યક્ષિણી

૧૫ त्रिषष्टि शलाका पुरुष चरित्रમાં ગરૂડ યક્ષને હાથીની સવારી કહી છે.

તેમનો ગરુડયક્ષ વરાહના મુખવાળો અને વરાહની સવારીવાળો શ્યામવર્ણનો છે. તેની ચાર ભુજાઓમાં ફળ, કમળ, માળા અને નોળીયો ધારણ કરેલા છે.

निर्वाणी यक्षिणी—

पद्मासनस्थां निर्वाणीं[१६] गौरां पुस्तकोत्पलाम् ॥ ३३ ॥

पद्मकमंडलुं धत्ते कुंथुनाथमतः शृणु ।

તેમની નિર્વાણી યક્ષિણી કમળપર બેઠેલી છે. ગૌરવર્ણની, ચાર હાથમાં પુસ્તક, કમળ, કમળ અને કમંડળ ધારણ કરેલા છે. હવે કુંથુનાથનું સાંભળો.

१७ कुंथुनाथ जिन—

अजांकं कृत्तिकाजातं हेमाभं कुंथुनाथकम् ॥ ३४ ॥

સત્તરમા કુંથુનાથ જિન સોનાવર્ણા, બકરાના લાંચ્છનવાળા છે. તેમનું જન્મ નક્ષત્ર કૃત્તિકા ને વૃષ રાશિ છે.

गंधर्व यक्ष—

श्यामं गंधर्वं हंसस्थं वरपाशांकुशफलम् ।

તેમનો ગંધર્વ યક્ષ હંસ પર બેઠેલો છે, શ્યામવર્ણનો છે. તેના ચાર હાથોમાં વરદ મુદ્રા, પાશ, અંકુશ અને ફળ ધારણ કરેલા છે.

बाला ( अच्युता ) यक्षिणी

[१७]गौरां बालां मयूरस्थां फलशूलपद्म भुषुण्ढिम् ॥ ३५ ॥

તેમની બાલા ( અચ્યુતા ) યક્ષિણી ગૌરવર્ણની, મોરપર બેઠેલી છે. તેના ચાર હાથમાં ફળ, શૂલ ( ત્રિશૂલ ) કમલ અને ભુષુંઢિ ( લોઢાના ખીલા જડેલ દંડ ) ધારણ કરેલ છે.

१८ अरनाथ जिन—

अरं च नंद्यावर्तकं हेमाभं रेवती तथा ।

અઢારમા અરનાથ પ્રભુ સોનાવર્ણા છે. તેમને નંદ્યાવર્તનું લાંચ્છન છે, જન્મ નક્ષત્ર રેવતી અને મીન રાશિ છે.

---

१६ आचार दिनकरમાં નિર્વાણીનો સુવર્ણ વર્ણ કહ્યો છે.

१७ आचार दिनकर અને प्रवचन सारोद्धारમાં બાલાદેવીનો પીતવર્ણ કહ્યો છે.

यक्षेंद्रयक्ष—

शंखस्थं श्यामं यक्षेंद्रं षण्मुखं त्रिनेत्रोद्भवम् ॥ ३६ ॥

फलबाण खड्गमुद्गर पाशाभयं दक्षिणगम् ।

अक्षांकुश शूलचर्म-धनुर्नकुलं धारयेत् ॥ ३७ ॥

તેમનો યક્ષેંદ્રયક્ષ શ્યામ વર્ણનો, છ મુખવાળો, ત્રણ ત્રણ નેત્રવાળો, શંખ પર બેઠેલો છે. તેની બાર ભુજાઓમાં ફળ, બાણ, ખડગ, મુદ્ગર, પાશ, અભય જમણા[૧૮] હાથમાં છે અને માળા, અંકુશ, ત્રિશૂલ, ઢાલ, ધનુષ્ય અને નોળીયો ડાબા હાથમાં ધારણ કરેલા છે.




यक्षेंद्र यक्ष

३८
अरनाथ
नंद्यावर्त हेमवर्ण




ધારિણી યક્ષિણી

धारिणीयक्षिणी—

पद्मस्थां श्यामधारिणीं फलपद्माक्ष पाशकाम्[१९] ।

---

[૧૮] યક્ષેંદ્રનું વાહન-मंत्राधिराजकल्पમાં વૃષભવાહન અને देवतामूर्तिप्रकरणમાં શેષનાગનું વાહન કહ્યું છે.

[૧૯] ધારિણીના ડાબા હાથમાં પાશને બદલે પ્રવચન સારોદ્ધાર, ત્રિષષ્ટિ અને આચાર દિનકરમાં પદ્મ કહ્યું છે.

તેમની ધારિણી યક્ષિણી શ્યામ વર્ણની, કમળ પર બેઠેલી છે. તેના ચાર હાથમાં ફળ, કમળ, માળા અને પાશ ધારણ કરેલા છે.

## १९ मल्लिनाथजिन—

नीलाङ्ग मल्लि घटाङ्कमश्विनी जात जन्मनि ॥ ३८ ॥

ઓગણીશમા મલ્લિનાથજી જિનનો નીલ વર્ણ છે, કળશનું લાંછન છે, જન્મ નક્ષત્ર અશ્વિની છે, મેષ રાશિ છે.

## कुबेरयक्ष—

कुबेरमिंद्रायुधाभं ताक्ष्यं चतुर्मुखं गजासनम् ।
वरदपरशुशूलाभयाक्षमुद्गरशक्तिफलम् ॥ ३९ ॥

તેમનો કુબેરયક્ષ (પચરંગી) ઇંદ્ર ધનુષ્યના જેવા વર્ણનો છે, ગરૂડના જેવા ચાર મુખવાળો છે, હાથીનું વાહન છે. તેના આઠ હાથોમાં વરદ ફરશી, ત્રિશૂલ, અભય—માળામુદ્ગર, શક્તિ ને ફળ ધારણ કરેલા છે.







કુબેર યક્ષ

વૈરોટ્યા યક્ષિણી

वैरोटया यक्षिणी—

वैरोटयां श्यामां पद्मासनां वरदाक्षशक्तिफलाम् ।

તેમની વૈરોટ્યા યક્ષિણી શ્યામ વર્ણની કમળ પર બેઠેલી છે, તેના ચાર હાથે માં વરદ મુદ્રા-માળા, શક્તિ અને ફળ ધારણ કરેલા છે.

२० मुनिसुव्रतजिन—

मुनिसुव्रतं कृष्णवर्णं कूर्माकं श्रुतिजातकम् ॥ ४० ॥

વીશમા મુનિસુવ્રત સ્વામી શ્યામ વર્ણના, કાચબાના લાંછનવાળા અને તેમનું જન્મ નક્ષત્ર શ્રવણ છે અને મકર રાશિ છે.

वरुणयक्ष—

चतुर्वक्त्रं वरुणाख्यं त्रिनेत्रं सितं वृषस्थम्
फलगदाबाणशक्तिपरशुधनुः पद्मनकुलम् ॥ ४१ ॥




વરુણ યક્ષ

નરદત્તા યક્ષિણી

તેમનો વરુણયક્ષ ચાર મુખવાળો, ત્રણ ત્રણ નેત્રવાળો, સફેદ[20] વર્ણનો, પોઠીયા પર બેઠેલો, આઠ હાથનો, ફળ-ગદા, બાણ ને શક્તિ—ફરશી, ધનુષ્ય, કમળ[21] ને નોળીયો ધારણ કરેલો છે.

नरदत्ता यक्षिणी—

नरदत्तां गौरवर्णां भद्रासनां चतुर्भुजाम् ।
वरदाक्षशूलफलां विंशतिजिनयक्षिणीम् ॥ ४२ ॥

તેમની નરદત્તા યક્ષિણી ગૌરવર્ણની,[22] ભદ્રાસન પર બેઠેલી, ચાર ભુજાવાળી વરદ મુદ્રા, માળા અને ત્રિશૂલ ને ફળ ધારણ કરેલા છે તેવી વીશમા જિનની યક્ષિણી જાણવી.




ભૃકુટિ યક્ષ




ગાંધારી યક્ષિણી

[20] વરુણયક્ષનો શ્યામ વર્ણ પ્રવચન સારોદ્ધારમાં કહ્યો છે.
[21] વરુણને કમળને બદલે માળા ત્રિષષ્ટિમાં કહેલ છે.
[22] નરદત્તાનો સુવર્ણ વર્ણ પ્રવચન સારોદ્ધાર અને દિનકરમાં કહ્યો છે.

२१ नमिनाथ जिन—

नीलोत्पलाङ्कं पीतं च नमिजिनमश्विनीजं ।

એકવીશમા નમિનાથજી પીળા (સુવર્ણ વર્ણના) નીલ કમળના લાંચ્છનવાળા, તેમનું જન્મ નક્ષત્ર અશ્વિની અને મેષ રાશિ છે.

भृकुटि यक्ष—

वृषभस्थं हेमवर्णं चतुर्मुखं भृकुटिं त्रिनेत्रकम् ॥ ४३ ॥
फलशक्तिमुद्गराभयाक्ष वज्रपरशु नकुलकम् ।

તેમનો ભૃકુટિ યક્ષ સોનાવર્ણો નંદીપર બેઠેલો, ચાર મુખનો ને ત્રણ ત્રણ નેત્ર-વાળો, તેના આઠ હાથોમાં ફળ, શક્તિ, મુદ્ગર, અભય-માળા, વજ્ર, ફરશી અને નોળીયો ધારણ કરેલો છે.

गांधारी यक्षिणी—

गांधारीं सितां हंसस्थां वरदखड्ग घटफलाम् ॥ ४४ ॥




ગોમેધ યક્ષ

અંબિકા યક્ષિણી

તેમની ગાંધારી યક્ષિણી સફેદ વર્ણની, હંસપર બેઠેલી, ચાર હાથમાં વરદ મુદ્રા, ખડગ, [૨૩]કળશ અને ઢાલ ધારણ કરેલી છે.

## ૨૨ નેમિનાથ જિન—

शंखांकं कृष्णाभं नेमिं चित्रा च जन्मऋक्षजम् ।

બાવીશમા નેમિનાથ પ્રભુ શ્યામવર્ણના, શંખના લાંચ્છનવાળા છે. તેમનું જન્મ નક્ષત્ર ચિત્રા અને કન્યા રાશિ છે.

## ગોમેધ યક્ષ—

गोमेधं त्रिमुखं कृष्णं पुरुषस्थं च षड्भुजं ॥ ४५ ॥
मातुलिंग परशुचक्रं शक्ति शूल नकुलकम् ।

તેમનો ગોમેધ યક્ષ ત્રણ મુખનો, શ્યામવર્ણનો, પુરુષ પર બેઠેલો, છ ભુજાવાળો બીજોરૂ, ફરશી ને ચક્ર-શક્તિ ત્રિશૂલ અને નોળીયો ધારણ કરેલ છે.

## અંबिका यक्षिणी—

कुष्मांडीं च हेमवर्णां सिंहस्थां च चतुर्भुजाम् ॥ ४६ ॥
[२४]आम्रलुम्बी नागपाशांकुश पुत्रं धृताम्बिकाम् ।

તેમની યક્ષિણી અંબિકા=કુષ્માંડી સોનાવર્ણી, સિંહપર બેઠેલી, ચાર ભુજાવાળી, આમ્રલુંબી, નાગપાશ, અંકુશ અને ખોળામાં પુત્રને ધારણ કરનારી એવી અંબિકા દેવી જાણવી.

## ૨૩ પાર્શ્વનાથ જિન—

पार्श्वं सर्पांकं नीलांगं जन्मविशाखऋक्षकम् ॥ ४७ ॥

---

૨૩ ગાંધારીના ડાબા હાથમાં **निर्वाणकलिकामां** બીજોરૂ ફળ અને કુંત એ અશુદ્ધિથી થયેલ જણાય છે પરંતુ કુંભ જોઇએ. **देवता मूर्ति प्रकरण** અને **मंत्राधिराज कल्पमां** ઢાલ કહી છે તે બરાબર છે. ત્રિષષ્ટિમાં બન્ને હાથમાં બીજોરૂ ફળ કહેલ છે. આચાર દિનકરમાં ભાલું કહ્યું છે પરંતુ ડાબા હાથમાં કળશ અને ઢાલ બરાબર છે તરવાર સામે ઢાલ હોય તે યોગ્ય છે.

૨૪ અંબિકાને આમ્રલુંબીના બદલે બીજોરાનું નિર્વાણ કલિકામાં કહ્યું છે. મંત્રાધિરાજ કલ્પમાં ડાબા હાથમાં ફળ અને અંકુશ કહ્યું છે. પ્રવચન સારોદ્ધાર, ત્રિષષ્ટિ, આચાર દિનકર અને મંત્રાધિરાજમાં જમણા હાથ[illegible]

ત્રેવીશમા પાર્શ્વનાથ જિનને સર્પનું લાંછન છે અને શરીરનો લીલો વર્ણ છે. તેમનું જન્મ નક્ષત્ર વિશાખા અને તુલા રાશિ છે.

**पार्श्वयक्ष—**

> गजमुखं पार्श्वश्यामं कूर्मस्थं च चतुर्भुजम् ।
> फल२५सर्पफणि नकुलं फणामंडित शिरसम् ॥ ४८ ॥

તેમનો પાર્શ્વયક્ષ હાથીના મુખવાળો, શ્યામવર્ણનો, કાચબાના વાહનવાળો, ચાર ભુજામાં ફળ, સર્પ અને નોળીયો ધારણ કરેલો છે. તે માથાપર ફણીયોથી શોભતો છે.

**पद्मावती यक्षिणी—**

> पद्मां सुवर्णां कुक्कुटस्थां पद्मपाशांकुशफलाम् ।

તેમની પદ્માવતી યક્ષિણી સોનાવર્ણી છે, કુર્કુટ સર્પના વાહનવાળી, તેના ચાર હાથોમાં કમળ, પાશ, અંકુશ અને ફળ ધારણ કરેલ છે.




પાર્શ્વયક્ષ　　　　પદ્માવતી યક્ષિણી

૨૫ આચાર દિનકરમાં સર્પને સ્થાને ગદા કહી છે.

२४ महावीर-वर्धमान जिन--

सिंहांकं वीर सौवर्णं जन्मसुत्तरा फाल्गुनीवा ॥ ४९ ॥

ચોવીશમા મહાવીર-વર્ધમાન જિનને સિંહનું લાંછન છે. તેમનું શરીર સોના-વર્ણું છે, જન્મ નક્ષત્ર ઉત્તરા ફાલ્ગુની અને કન્યા રાશિ છે.

માતંગ યક્ષ--

कृष्णं गजस्थ मातंगं द्विभुजं नकुलं फलम् ।

તેમનો માતંગ યક્ષ શ્યામવર્ણનો, હાથીની સવારી વાળો, બે હાથમાં નોળીયો ને ફળ ધારણ કરેલો છે.

सिद्धायिका यक्षिणी---

सिद्धायिकां हरिद्वर्णां सिंहस्थां च चतुर्भुजाम् ॥ ५० ॥



માતંગ યક્ષ — સિદ્ધાયિકા યક્ષિણી

२८ સિદ્ધાયિકા દેવીના ડાબા હાથમાં વીણા ને ફળને બદલે આચાર દિનકરમાં પાશ અને કમળ કહ્યાં છે.

पुस्तकाभयवीणां च फलं तु चतुर्हस्तके ।
जिन-यक्ष-यक्षिणीनां वर्णादीन् कथितान् मया ॥ ५१ ॥

તેમની શાસન દેવી સિદ્ધાયિકા યક્ષિણી લીલા વર્ણની, સિંહપર બેઠેલી, ચાર ભુજાવાળી, પુસ્તક, અભય, [२३]વીણા અને ફળને ધારણ કરેલી છે.

આ પ્રમાણે ચોવીશ જિન તીર્થંકર દેવો અને તેમના ચોવીસ યક્ષ યક્ષિણીઓના વર્ણ વાહન આયુધાદિ સ્વરૂપ મેં કહ્યાં છે.

॥ इति जिनतीर्थंकर-वर्ण-लांछन-यक्ष-यक्षिणो-वर्णवाहन-आयुधादि भेद ॥

॥ अथ षोडश विद्यादेवी स्वरूपम् ॥

प्रथमा रोहिणी ज्ञेया प्रज्ञप्तिर्वज्रशृंखला ।
वज्रांकुशी समाख्याता चक्रेश्वरी तथैव हि ॥ ५२ ॥

नरदत्ता च काली च महाकाली च गौरिका ।
गांधारी च महाज्वाला विज्ञातव्या च मानवी ॥ ५३ ॥




રોહિણી ૧

प्रज्ञप्ति २

१४

वैरोटयाच्छुतिका चैव मानसी महामानसी ।
इमे षोडश खंख्यायां विद्यादेव्यः शुभप्रदाः ॥ ५४ ॥

સોળ વિદ્યાદેવીઓ—૧ રોહિણી, ૨ પ્રજ્ઞપ્તિ, ૩ વજ્રશૃંખલા, ૪ વજ્રાંકુશી, ૫ ચક્રેશ્વરી, ૬ નરદત્તા, ૭ કાલી, ૮ મહાકાલી, ૯ ગૌરી, ૧૦ ગાંધારી, ૧૧ મહાજવાલા, ૧૨ માનવી, ૧૩ વૈરોટયા, ૧૪ અચ્છુતિકા, ૧૫ માનસી, ૧૬ મહામાનસી. એમ સોળ વિદ્યા દેવીઓના નામ જાણવા. જિનશાસનની આ સોળે દેવીઓ શુભ ફળને આપનારી જાણવી.

## १ रोहिणी स्वरूप

रोहिणी श्वेतवर्णा च सुरभिरूढा चतुर्भुजा ।
अक्षसूत्रबाणधनुःशंखैश्चैव समन्विता ॥ ५५ ॥

રોહિણી દેવી સફેદ વર્ણની, ગાય ઉપર બેઠેલી, ચાર ભુજાવાળી, માળા, બાણ, ધનુષ અને શંખ ધારણ કરેલી છે.







વજ્રશૃંખલા ૩ વજ્રાંકુશી ૪

२ प्रज्ञप्ति स्वरूप

प्रज्ञप्तिः श्वेता मयूरस्था वरदशक्तिशक्तिफला ।

બીજી પ્રજ્ઞપ્તિ દેવી સફેદ વર્ણની મયુરપર બેઠેલી, ચાર હાથમાં વરદ, શકિત, શકિત અને ફળ (ઢાલ) ને ધારણ કરેલા છે.[૨૪]

३ वज्रशृंखला स्वरूप

वज्रशृंखला शंखाभा पद्मस्था च चतुर्भुजा ॥ ५६ ॥
वरदशृंखलायुक्ता शृंखलापद्मसंयुता ।

ત્રીજી વજ્રશૃંખલા દેવીનો વર્ણ શંખના જેવો છે, કમળ પર બેઠેલી છે, તેના ચાર હાથમાં વરદ, સાંકળ, સાંકળ અને કમલ ધારણ કરેલા છે.[૨૫]




અપ્રતિચક્રા (ચક્રેશ્વરી) ૫

પુરુષદત્તા ૬

૨૪ આચાર દિનકરમાં બે હાથની પ્રજ્ઞપ્તિને શકિત ને કમળ કહ્યાં છે. મંત્રાધિરાજ કલ્પમાં ત્રિશૂળ દંડ. અભય અને બીજોરૂ ધારણ કરેલી રાતા વર્ણની કહી છે.

૨૫ વજ્રશૃંખલાનું સ્વરૂપ આચાર દિનકરમાં સુવર્ણ વર્ણની, બે ભુજાવાળી, ગદા અને સાંકળને ધારણ કરનારી કહી છે.

४ वज्रांकुशी स्वरूप

वज्रांकुशी सुवर्णाभा गजारूढा चतुर्भुजा ॥५७॥
वरदवज्रांकुशैश्च मातुलिंगेन भूषिता ।

ચોથી વજ્રાંકુશી દેવી સોનાવર્ણની, હાથીની સવારીવાળી, ચાર ભુજામાં વરદ, વજ્ર, અંકુશ અને બીજોરૂ ધારણ કરેલ છે.[२६]

५ अप्रतिचक्रा स्वरूप

अप्रतिचक्रा तडिद्वर्णा तार्क्ष्यस्था चतुश्चक्रा ॥५८॥

પાંચમી અપ્રતિચક્રા વીજળીના જેવી કાન્તિવાળી, ગરુડપર બેઠેલી, ચારે ભુજામાં ચક્રો ધારણ કરેલી છે.[२७]



કાલી ૭



મહાકાલી ૮

२६ વજ્રાંકુશીનું સ્વરૂપ આચાર દિનકરમાં તલવાર, વજ્ર, ઢાલ અને ભાલું ધારણ કરવાનું કહ્યું છે, મંત્રાધિરાજ કલ્પમાં ફળ, માળા, અંકુશ અને શૂલને ધારણ કરવાનું કહ્યું છે.

२७ અપ્રતિચક્રાને મંત્રાધિરાજમાં ભિન્નભિન્ન વર્ણવાળી, નરવાહન કરનારી અને ચારે હાથમાં ચક્ર ધારણ કરનારી કહી છે.

६ पुरुषदत्ता स्वरूप

पुरुषदत्ता सौवर्णा महिषीरूढा शोभिता ।
वरदासिखेटफला चतुर्हस्तसुशोभिता ॥ ५९ ॥

છઠ્ઠી પુરુષદત્તા દેવી સોનાવર્ણી, ભેંસના પર બેઠેલી, ચાર ભુજાવાળી, વરદ, મુદ્રા, તલવાર, ઢાલ અને ફળ ધારણ કરેલી છે.[૨૮]

૭ काली स्वरूप

काली कृष्णा च पद्मस्था सूत्रगदावज्राभया ।

સાતમી કાલી દેવી શ્યામ વર્ણની, કમળ પર બેઠેલી, ચાર હાથમાં માળા, ગદા, વજ્ર અને અભય ધારણ કરેલ છે.[૨૯]




ગૌરી ૯




ગાંધારી ૧૦

૨૮ પુરુષદત્તાને આચાર દિનકરમાં તલવાર, ઢાલ અને બે હાથવાળી કહી છે. મંત્રાધિરાજ કલ્પમાં લાલ કમળપર બેઠેલી કહી છે.

૨૯ કાલીનું સ્વરૂપ આચાર દિનકરમાં બે હાથનું ગદા અને વજ્રનું કહ્યું છે. મંત્રાધિરાજ કલ્પમાં ચાર હાથનું સ્વરૂપ તથા ત્રિશૂલ, માળા, વરદાન અને મુદ્ગર ધારણ કરનારી કહી છે.

## ८ महाकाली स्वरूप

महाकाली तमालवर्णा पुरुषासने संस्थिता ॥ ६० ॥
अक्षसूत्रं तथा वज्रं घंटाभयसमन्विता ।

આઠમી મહાકાલી તમાલ પત્રના વર્ણવાળી, પુરુષના વાહનવાળી, ચાર હાથોમાં માળા, વજ્ર, ઘંટા અને અભયને ધારણ કરનારી છે.[૩૦]

## ९ गौरी स्वरूप

गौरी सौवर्णा गोधास्था वरमुसलोत्पलाक्षा ॥ ६१ ॥[३१]




મહાજવાલા ૧૧




માનવી ૧૨

---

૩૦ મહાકાલીને આચાર દિનકરમાં સફેદ વર્ણની, માળા, ફળ, વજ્ર અને ઘંટાને ધારણ કરનારી કહી છે. શોભન જિન ચતુર્વિંશતિકામાં વજ્ર, ફળ, માળા અને ઘંટાને ધારણ કરનારી કહી છે અને મંત્રાધિરાજ કલ્પમાં મોરના કંઠના જેવા વર્ણવાળી અને કમળ, માળા, અને ઘંટિકાને ધારણ કરનારી કહી છે.

૩૧ ગૌરીનું સ્વરૂપ આચાર દિનકરમાં સફેદ વર્ણનું અને કમળને ધારણ કરનાર કહ્યું છે. મંત્રાધિરાજમાં વાહન નંદી=પોઠીયો અને મુશળને ઠેકાણે દંડનું આયુધ કહ્યું છે.

નવમી ગૌરી દેવી સોના જેવા વર્ણની, ઘોની સવારીવાળી, વરદ, મુસલ, કમળ અને માળાને ધારણ કરનારી છે.

## ૧૦ ગાંધારી સ્વરૂપ

गांधारी नीला पद्मस्था वरमुसलाभयावज्रा ।[૩૨]

દશમી ગાંધારી દેવી લીલા વર્ણની, કમળ પર બેઠેલી, વરદ, મુસલ, અભય અને વજ્રને ધારણ કરનારી છે.

## ૧૧ सर्वास्त्रा महाज्वाला स्वरूप

ज्वाला श्वेता वराहस्थाऽसंख्यशस्त्रैः समन्विता ॥ ६२ ॥[૩૩]



વૈરાટયા ૧૩



અચ્છુતા ૧૪

૩૨ ગાંધારીનું સ્વરૂપ આચાર દિનકરમાં શ્યામ વર્ણ અને મુસલ ને વજ્ર ધારણ કરવાનું કહ્યું છે. મંત્રાધિરાજમાં ત્રિશૂલ, દંડ, અભય અને વરદના આયુધો કહ્યાં છે.

૩૩ મહાજવાલાને સર્વાસ્ત્રા મહાજ્વાલા પણ કહી છે. તેનું સ્વરૂપ આચાર દિનકરમાં બિલાડીનું વાહન અને બે હાથોમાં જ્વાળા ધારણ કરવાનું કહ્યું છે. શોભન જિન સ્તુતિ ચતુર્વિંશતિકામાં ગ્રાસનું વાહન કહ્યું છે. મંત્રાધિરાજ કલ્પમાં હંસનું વાહન કહ્યું છે અને ચારે હાથોમાં સર્પ ધારણ કરવાનું કહ્યું છે.

અગિયારમી મહાજ્વાલા સફેદ વર્ણની, વરાહના વાહનવાળી અને અસંખ્ય શસ્ત્રોને ધારણ કરનારી જાણવી.

## १२ मानवी स्वरूप

मानवी कृष्णा पद्मस्था वरदपाशवृक्षाक्षा । ३४

બારમી માનવી શ્યામવર્ણની, કમળપર બેઠેલી, ચારે હાથોમાં વરદ, પાશ, વૃક્ષ ને માળા ધારણ કરેલી છે.

## १३ वैरोटया स्वरूप

वैरोटया श्यामवर्णा अजगरासने संस्थिता ॥ ६३ ॥
खड्गसर्पा हि सर्पखेटका चतुर्हस्ता सुशोभिता ।




માનસીદેવી ૧૫




મહામાનસીદેવી ૧૬

૩૪ માનવીનું સ્વરૂપ આચાર દિનકરમાં નીલવર્ણની અને નીલ કમળના આસનવાળી અને વૃક્ષ યુક્ત હાથેવાળી કહી છે.

તેરમી વૈરોટયા શ્યામવર્ણની અજગરની સવારી કરનારી ચાર ભુજામાં ખડગ, સર્પ, સર્પ અને ઢાલ ધારણ કરેલ છે.[३५]

## १४ अच्छुता स्वरूप

अच्छुता च तडिद्वर्णा तुरगवाहने स्थिता ॥ ६४ ॥
खडग बाण धनुः खेटं चतुर्हस्ते सुशोभितम् ।

ચૌદમી અચ્છુતા વીજળીના જેવી કાન્તિવાળી ઘોડાપર બેસનારી ચાર ભુજામાં ખડગ, બાણ, ધનુષ્ય અને ઢાલ ધારણ કરેલ છે.

## १५ मानसी देवी स्वरूप

मानसी श्वेता हंसस्था वरदवज्रवज्राक्षा ॥ ६५ ॥[३६]

પંદરમી માનસી દેવી સફેદ વર્ણની, હંસ ઉપર બેઠેલી, ચાર હાથમાં વરદ, વજ્ર, વજ્ર ને માળા ધારણ કરનારી છે.

## १६ महामानसी देवी स्वरूप

महामानसी श्वेतवर्णा सिंहस्योपरि संस्थिता ।
वरदासिखेटकुण्डी चतुर्हस्ते सुशोभिता ॥ ६६ ॥

સોળમી મહામાનસી સફેદ વર્ણની, સિંહની સવારી કરનારી, તેની ચાર ભુજામાં વરદ, તલવાર, ઢાલ અને કમંડળ ધારણ કરેલી છે.[३७]

॥ इति षोडश विद्यादेवी स्वरूपाणि ॥

इतिश्री विश्वकर्माकृते ज्ञानप्रकाशदीपार्णवे वास्तुविद्यायां जिनतीर्थंकर वर्ण-लांच्छन-यक्षयक्षिणी षोडश विद्यादेवीस्वरूपाधिकारे त्रयोविंशतितमोऽध्यायः ॥ २३ ॥

ઇતિશ્રી વિશ્વકર્મા પ્રણીત જ્ઞાન પ્રકાશ દીપાર્ણવ વાસ્તુવિદ્યા મધ્યે જિન તીર્થંકર વર્ણ લાંચ્છનાદિ યક્ષ યક્ષિણી ષોડશ વિદ્યાદેવી વર્ણ વાહન આયુધાધિ સ્વરૂપાધિકાર પર શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષા ટીકાનો ત્રેવીશમો અધ્યાય (૨૩)

---

૩૫ વૈરોટયાનું સ્વરૂપ આચાર દિનકરમાં ગૌરવર્ણની અને સિંહનું વાહન કહ્યું છે. જમણા હાથમાં તરવાર ને બીજો હાથ ઉંચો રાખવો. ડાબા હાથમાં સર્પ અને વરદાન આપતો કરવાનું કહ્યું છે. મંત્રાધિરાજ કલ્પમાં ગરુડની સવારી કહી છે.

૩૬ માનસીનું સ્વરૂપ આચાર દિનકરમાં સુવર્ણના વર્ણવાળી, વજ્ર અને વરદ યુક્ત હાથવાળી કહી છે. મંત્રાધિરાજ કલ્પમાં શૂલ અને માલા ધારણ કરવાનું કહે છે.

૩૭ મહામાનસીનું સ્વરૂપ આચાર દિનકરમાં મગરના વાહનવાળી, ખડગ ને વરદ યુકત બે હાથવાળી કહી છે. મંત્રાધિરાજ કલ્પમાં હરણનું વાહન કહ્યું છે.

# ज्ञानप्रकाशदीपार्णवे

## उत्तरार्धः

### जैन दश दिक्पाल—नवग्रह—प्रतिहारादि—देवदेवी स्वरूप

### चतुर्विंशतितमोऽध्यायः ॥ २४ ॥

### दश दिक्पालादिस्वरूप[१]

इंद्रः—

गजारूढः सहस्राक्षः इन्द्रो वै पूर्वस्मिन् स्थितः ।
वरवज्रांकुशकुंडीं करैर्धत्ते च स्वर्णभाः ॥ १ ॥

પૂર્વદિશાના અધિપતિ હજાર આંખોવાળા ઇંદ્ર ઐરાવત હાથીપર બેઠેલા છે તેના ચાર હાથમાં વરદ, વજ્ર, અંકુશ અને કુંડી (કમંડળ) ધારણ કરેલા એવા સોનાવર્ણના તે દિગ્પાલ જાણવા.

अग्निः—

ज्वालापुंजनिभो देवो मेषारूढो हुताशनः ।
वरदः शक्तिहस्तश्च समृणालकमंडलुः ॥ २ ॥

અગ્નિકોણના જ્વાળા જેવા વર્ણના અગ્નિદેવ ઘેટાની સવારીવાળા છે. તેના ચાર હાથમાં વરદ મુદ્રા, શક્તિ, કમળ અને કમંડળ ધારણ કરેલા છે.

यमः—

यमश्च महिषारूढः कृष्णांगो दक्षिणाधीशः ।
लेखिनों पुस्तकं धत्ते कुक्कुटं दंडमेव च ॥ ३ ॥

---

૧. જૈન દર્શનના પ્રાસાદ સ્થાપત્યોના ઘણા સ્થળે દિગ્પાલ અને નવગ્રહાદિ સ્વરૂપો ચાર હાથના જોવામાં આવે છે પરંતુ જૈનના અન્ય ગ્રંથોમાં મંત્રવિધિમાં એકેક હાથમાં એકેક આયુધ સ્તુતિરૂપે આપેલા છે. તે સ્થાપત્ય નિદર્શન રૂપે નથી પરંતુ નિર્વાણકલિકા અને આચાર દિનકર આદિ જૈન ગ્રંથોમાં આયુધ વર્ણાદિ ભિન્ન ભિન્ન મત જોવામાં આવે છે. નિર્વાણ કલિકામાં બે હાથના આયુધ દર્શાવેલ છે, જે સ્તુતિ રૂપે આપેલ છે. શિલ્પના જુના ગ્રંથોમાં જૈનદર્શનના યક્ષયક્ષિણી, વિદ્યાદેવીઓ દિગપલ નવગ્રહ પ્રતિહારાદિના આયુધ વર્ણવાહનાદિ સ્થાપત્યની દૃષ્ટિએ યોગ્ય આપેલા છે. જો કે સામાન્ય મતભેદ આયુધાદિમાં કશોક છે. ગમે તે એક ગ્રંથાધારે મૂર્તિ નિર્માણ કરવી.

દક્ષિણાધીશ યમદેવ પાડાપર બેઠેલા શ્યામવર્ણના છે. તેના ચાર હાથમાં લેખિની, પુસ્તક, કુકુંટ, અને દંડ ધારણ કરેલા છે.

**निर्ऋतिः—**

२नैर्ऋत्याधीशो निर्ऋतिः धूम्रवर्णः प्रेतवाहनः ।
खड्गं च खेटकं हस्ते कर्त्री च वैरिमस्तकम् ॥ ४ ॥

નૈઋત્યકોણના અધિપતિ નિઋતિદેવ ધૂમ્રવર્ણના પ્રેતના આસનવાળા ( અન્યમતે શ્વાન વાહનવાળા ) તેના ચાર હાથમાં ખડગ ઢાલ કર્ત્રી (કરવત) અને શત્રુનું મસ્તક છે.

**वरुणः—**

मकरारूढो मेघवर्णो वरुणः पश्चिमाधीशः ।
वरं पाशं च कमलं बिभ्रन् कमंडलुं करे ॥ ५ ॥

પશ્ચિમ દિશાના અધિપતિ વરૂણ દેવ મગરના વાહનવાળા, મેઘ જેવા વર્ણના, ચાર હાથમાં વરદ, પાશ, કમળ અને કમંડળ ધારણ કરેલા છે.

**वायुः —**

वायुदेवो मृगारूढो हरिद्वर्णो वायुदिक्पतिः ।
वरं ध्वजं पताकां च दधद्धस्ते कमंडलुम् ॥ ६ ॥

વાયવ્ય કોણના અધિપતિ વાયુદેવ લીલાવર્ણના, મૃગની સવારીવાળા છે. તેના ચાર હાથમાં વરદ મુદ્રા અને ઉપલા બે હાથમાં ધ્વજા પતાકાઓ છે અને નીચલા હાથમાં કમંડળ ધારણ કરેલ છે.

**कुबेरः—**

धनदो गजारूढश्च धवल उत्तराधीशः ।
गदां निधिं द्विहस्ते च कमंडलुं महोदरः ॥ ७ ॥

---

૨ નિઋતિને શ્વાનનું વાહન પણ કહ્યું છે વળી નિઋતિના જુદા જુદા નામો પણ કહ્યા છે.

राक्षसेन्द्रं तथा वक्ष्ये लोकपालं च नैर्ऋतिम्
नरारूढं महाकायं रक्षोभिर्बहुभिर्वृतम् ॥

નિઋતિને રાક્ષસેંદ્ર-રાક્ષસોના રાજા અને લોકપાલ પણ કહે છે. તે મનુષ્યપર બેઠેલા મોટી કાયાવાળા છે. નૈઋત્યકોણમાં કેટલોક વખત ક્ષેત્રપાલની પ્રતિમા પ્રાસાદ મંડોવરમાં નગ્ન રૂપે છે. રાજસ્થાન રાણકપુરના ધરણીવિહારમાં તે રીતે નગ્નરૂપે સિંદુર ચડાવેલ પૂજે છે.

ઉત્તરદિશાના અધિપતિ કુબેર= ધનદ શ્વેતવર્ણના, (ઐરાવત) હાથીપર બેઠેલા, ચાર હાથવાળા, જમણા નીચલા હાથમાં ગદા અને ઉપરના બેઉ હાથમાં ધન=નિધિની કોથળી છે તેના ડાબા નીચલા હાથમાં કમંડળ છે. તેમનું મોટું પેટ (યક્ષના જેવું) છે.

ईशः—

वृषारूढश्च कर्तव्यः ईशानो धवलद्युतिः ।
वरदं च त्रिशूलं च नागेन्द्रं बीजपूरकम् ॥ ८ ॥

ઈશાન કોણના સ્વામી ઈશાનદેવ (ઈશ) સફેદ વર્ણના, નંદીપર બેઠેલા, ચાર હાથમાં વરદ ત્રિશૂલ, સર્પ અને બીજોરૂ (ફળ) ધારણ કરેલ છે.



નાગપાતાલ દેવ



ઉર્ધ્વ બ્રહ્મા

पातालनागः-

[३] पातालाधिपनागोऽयं पद्मस्थश्चित्रवर्णभाः ।
उरगद्वयं हस्ते च धत्ते त्रिशूलं मालिकाम् ॥९॥

પાતાળ લોકના અધિપતિ નાગદેવ વિચિત્રવર્ણના કમળપર બેઠેલા છે. તેના ઉપલા બે હાથમાં બે સર્પ છે અને નીચલા બે હાથમાં ત્રિશૂળ અને માળા ધારણ કરેલા છે (કેટલેક સ્થળે તેમનું શરીર કેડ નીચેથી સર્પાકૃતિપણ જોવામાં આવે છે)

ऊर्ध्वब्रह्मा—

ऊर्ध्वलोकाधीशो ब्रह्मा स्वर्णभाश्च चतुर्मुखः ।
पुस्तकं चाक्षसूत्रं च स्रुवश्चैवं कमंडलुम् ॥ १० ॥

इति दशदिक्पालस्वरूपम् ।

---

૩ જૈન દર્શનમાં નીચે નાગ સ્વરૂપ કહ્યું છે. અન્ય સંપ્રદાયમાં નીચે પૃથ્વીને વિષ્ણુ સ્વરૂપે અને આકાશ રૂપે બ્રહ્મા [illegible]

ઉર્ધ્વ લોકના અધિપતિ બ્રહ્મા સોનાવર્ણના ચાર મુખવાળા, હંસ પર બેઠેલા છે તેમના ચાર હાથમાં પુસ્તક માળા સરવો અને કમંડળ ધારણ કરેલા છે અને હંસનું વાહન છે इति दशदिग्पाल.



સૂર્યદેવ

॥ अथ नवग्रहस्वरूपम् ॥४

सूर्य:-

आदित्यस्य प्रवक्ष्यामि
मूर्तिं नवग्रहान्विताम् ।
रक्तवर्णां महातेजा
सप्ताश्वरथवाहनम् ॥११॥
सर्व लक्षणसंयुक्तां
सर्वाभरण भूषिताम् ।
द्विभुजां चैकवक्त्रां च
श्वतपंकजधृतकराम् ॥१२॥

હવે નવ ગ્રહની પ્રતિમાના સ્વરૂપોમાંના આદિત્ય-સૂર્યનું સ્વરૂપ કહું છું.

રાતા વર્ણના મહા તેજસ્વી સાત ઘોડાના રથના વાહનમાં બિરાજતા એક મુખ અને બે હાથવાળા, બેઉ હાથમાં સફેદ કમળ ધારણ કરેલા છે એવા સર્વ લક્ષણયુક્ત આભૂષણોથી શોભતા નવ ગ્રહોમાંના મુખ્ય સૂર્યનું સ્વરૂપ જાણવું.

(પશ્ચિમે પૂર્વ મુખ)

૪ નવ ગ્રહના સ્વરૂપો અન્ય શિલ્પ ગ્રંથોમાં ચાર હાથવાળા ને ચાર આયુધવાળા પણ કહ્યા છે. કેટલાક આયુધ વર્ણાદિમાં પણ ભિન્નતા છે. અહીં આપેલા બે આયુધવાળાને બદલે ચાર હાથવાળી મૂર્તિઓ કરવામાં આવે તો તેથી કોઈ દોષ ન માની લેવો.




चंद्रः-

सोमश्च श्वेतवर्णो दशाश्वरथवाहनः ।

पद्मामृतघटौ हस्ते धत्ते श्वेतांबरावृतः ॥ १३ ॥

બીજો ગ્રહ સોમ (ચંદ્ર) સફેદ વર્ણનો, દશ અશ્વના રથ પર બેઠેલ, કમળ અને અમૃત કુંભને બે હાથમાં ધારણ કરેલ છે.[૫]

(વાયવ્ય દિશા તરફના)

→ ચંદ્રદેવ




मंगलः-

रक्तवर्णो भवेत् कुजो धरणीभूतश्च कान्तिमान् ।

दण्डं कमण्डलुं हस्ते मेषारूढश्च मंगलः ॥१४॥

ત્રીજો ગ્રહ મંગળ રાતા વર્ણનો, કાન્તિમાન, ધરણીનો પુત્ર, બે હાથમાં દંડ અને કમંડલ ધારણ કરેલો છે અને ઘેટા પર બેઠેલો છે

(ઉત્તર દિશા ઉત્તર)

---

૫ નવ ગ્રહોની મૂર્તિઓ મંડપમાં કે અન્ય સ્થળે બેસારવી તે કઈ દીશામાં બેસારવી તે અનુવાદમાં નીચે આપવામાં આવ્યું છે.

→ મંગળ




→ બુધ

बुधः-

बुधश्च चंद्रसूनुः स्यात्
धत्तेऽक्षसूत्रं कुंडिकाम् ।

कांतिमान् पीतवर्णश्च
सिंहासनोपरिस्थितः ॥ १५ ॥

ચોથો ગ્રહ ચંદ્રનો પુત્ર બુધ છે. કાન્તિવાળો પીળા વર્ણનો છે. તેના બે હાથમાં માળા અને કમંડળ ધારણ કરેલા છે અને તે સિંહની સવારીવાળો છે (ઈશાનકોણ)



→ ગુરુ

गुरुः-

बृहस्पतिर्देवगुरुः
पीतवर्णसमप्रभः ।

हंसवाहनस्थितोऽयं
धत्तेऽक्षमालां पुस्तकम् ॥ १६ ॥

પાંચમો ગ્રહ દેવોના ગુરુ બૃહસ્પતિ છે તે પીળા વર્ણના, તેજસ્વી, હંસ પર બેઠેલા છે. તેના બે હાથમાં માળા અને પુસ્તક ધારણ કરેલા છે.

(પૂર્વ દિશાએ પશ્ચિમ મુખ)




શુક્ર

शुक्रः–

दैत्याचार्यश्च शुक्रस्तु
शुभ्रश्च भृगुनन्दनः ।

अक्षमालां कमंडलुं
घत्तोचाश्वोपरिस्थितः ॥ १७॥

છઠ્ઠો ગ્રહ દૈત્યોના આચાર્ય શુક્ર છે. તે ભૃગુના પુત્ર છે. તેના બે હાથોમાં માળા અને કમંડળ ધારણ કરેલા છે. તે ઘોડા પર બેઠેલા છે. (અગ્નિકોણ)




शनि –

शनैश्चरः कृष्णवर्णो
नीलमणिसमप्रभः ।

दंडं कमंडलुं हस्ते
महामहिषवाहनः ॥ १८॥

સાતમો ગ્રહ શનૈશ્ચર શ્યામ વર્ણનો, નીલમણી જેવી કાન્તિવાળો છે. તેને બે હાથમાં દંડ અને કમંડળ ધારણ કરેલો મોટા પાડાની સવારીવાળો જાણવો. (દક્ષિણ દિશા)




राहुः—

राहुर्नीलसमाभासः
सिंहोपरिस्थितशिरः ।

આઠમા રાહુનું મસ્તક સિંહ પર સ્થાપિત કરેલું છે. તે શ્યામ વર્ણની જેવા આભાસવાળો છે.

(નૈઋત્યકોણ)

←—રાહુ




केतुः—

सर्पपुच्छाकृतिः केतुः
श्यामवर्ण करपुटः ॥१९॥
एवंविधं च कर्तव्यं
नवग्रहस्वरूपकम् ।
किरीटमालाशोभाढ्याः
सर्वाभरणभूषि

નવમો ગ્રહ કેતુ શ્યામ વર્ણનો, મસ્તક વગરનો, ધડ નીચે સર્પપુચ્છાકૃતિવાળો છે. કેતુના બે હાથ કરસંપુટ રૂપે છે. (નૈઋત્યકોણ)

એવી રીતે નવ ગ્રહના સ્વરૂપો, માથે કિરીટમુકુટવાળા અને શરીરના સર્વ આભૂષણોથી શોભતા રૂપો કરવા ઇતિ નવ ગ્રહ.

←—કેતુ

॥ इति नवग्रहस्वरूपम् ॥




जिनेन्द्रस्य अष्ट प्रतिहारा :—
इन्द्र इन्द्रजयश्चैव माहेन्द्रो विजयेन्द्रकः।
धरणेन्द्रः पद्मकश्च सुनाभः सुरदुन्दुभिः
इत्यष्टौ च प्रतीहाराः
वीतरागादिशान्तिदाः।
पृथगेकैकश्चैव
कथयिष्याम्यनुक्रमम् ॥ २२ ॥

જૈન પ્રાસાદના ચારે દિશાના દ્વારના આઠ દ્વારપાલઃ પ્રતિહારોઃ- પૂર્વ દ્વારના ઇંદ્રિ તથા ઇંદ્રિજય, માહેંદ્ર અને વિજય; દક્ષિણ દ્વારના, ધરણેંદ્ર અને પદ્મક પશ્ચિમ દ્વારના અને સુનાભ અને સુરદુદુંભિ ઉત્તર દ્વારના, એમ આઠ પ્રતિહારો વીતરાગદેવના શાંતિને આપનારા જાણવા. હવે એકેકના જુદા જુદા સ્વરૂપો અનુક્રમે કહું છું:

←ઈન્દ્ર ૧

फलं वज्रांकुशौ दंड-
मिन्द्रोऽसव्ये जयस्तथा।
द्वौ वज्रौ फलदण्डौ च
माहेन्द्रोऽसव्ये विजयः ॥२३॥

પૂર્વ દિશાના દ્વારની જમણી શાખામાં ઈન્દ્રના ચારે હાથમાં અનુક્રમે ફળ, વજ્ર, અંકુશ અને દંડ ધારણ કરેલા છે, તેની ડાબી બાજુની શાખામાં ઈન્દ્રજય નામના પ્રતિહારે ઉપરથી ઉલટા અપસવ્યે દંડ, અંકુશ, વજ્ર અને ફળ ધારણ કરેલા છે. દક્ષિણના દ્વારની જમણી શાખાના મહેંદ્ર પ્રતિહારના હાથમાં બે વજ્ર ઉપરના હાથમાં અને ફળ અને દંડ નીચેના હાથમાં ધારણ કરેલા છે. ત્યારે ડાબી તરફની શાખામાં વિજય પ્રતિહારે અપસવ્યે નીચેના હાથમાં દંડ ને ફળ ને ઉપલા બે હાથમાં બે વજ્ર ધારણ કરેલાં છે.




ઈન્દ્રજય ૨




वज्राभयफणिदण्डं
धरणेन्द्रोऽसव्ये पद्मकः ।
तदायुधयोगोद्भवा-
स्त्रिपंचाश्च फणोर्ध्वगाः ॥२४॥
धरणेन्द्रः पद्मकश्च
सर्वे शान्तिकराः स्मृताः ।

પશ્ચિમ દિશાના દ્વારની જમણી તરફની શાખામાં ધરણેંદ્રના હાથમાં વજ્ર, અભય, સર્પ અને દંડ ધારણ કરેલા છે. જ્યારે ડાબી તરફની શાખામાં પદ્મક નામે પ્રતિહારના હાથમાં અપસવ્યે અનુક્રમે દંડ, સર્પ, અભય અને વજ્ર ધારણ કરેલા છે. તે આયુધના યોગે ધરણેંદ્ર અને પદ્મક નામના પ્રતિહારો શાંતિને આપનારા જાણવા અને તેના માથા પર ત્રણ કે પાંચ (કે સાત) ફણાની સર્પાકૃતિ કરવી.

←માહેન્દ્ર ૩




फलं वंशद्वयं दण्डं
सुनाभोऽसव्येदुन्दुभिः ॥२५॥
यक्षरूपाधिकाराश्च
निधिहस्ताः शुभोदराः ।
सर्वशान्तिप्रदा एते
सुनाभः सुरदुन्दुभिः ॥ २६ ॥

ઉત્તર દિશાના દ્વારની જમણી શાખામાં સુનાભ પ્રતિહારના હાથમાં ફળ અને ઉપરના બે હાથોમાં દ્રવ્યની વાંસળી અને જમણા નીચલા હાથમાં દંડ ધારણ કરેલ છે. ડાબી તરફની શાખામાં સુરદુન્દુભિ પ્રતિહારના ડાબા નીચેના હાથમાં દંડ અને ઉપરના બેઉ હાથે દ્રવ્યની વાંસળી ધારણ કરેલ છે. જમણા નીચલા હાથમાં ફળ ધારણ કરેલ છે. આ બન્ને પ્રતિહારો સુનાભ-સુરદુંદુભિ યક્ષના જેવા સ્વરૂપવાળા, હાથમાં દ્રવ્યવાળા મોટા પેટવાળા છે, તેઓ સર્વને શાન્તિ આપનારા જાણવા.

←વિજય ૪



[६]इत्यष्टौ च जिनेन्द्रस्य
प्रतिहाराश्च शान्तिदाः ।
नगरादौ पुरे ग्रामे
सर्वविघ्नप्रणाशनाः ॥२७॥

॥ इति अष्ट जिनप्रतिहाराः ॥

એ રીતે જિંન ભગવાનના આઠ પ્રતિહાર સ્વરૂપો નગર, પુર અને ગામ એ સર્વના સર્વપાપનો નાશ કરનારા અને શાંતિ આપનારા છે.

अथ चतुः प्रतिहारी देवी—

द्वितीयवप्रद्वारेषु
प्राक्क्रमेण चतुर्ष्वपि ।
सर्वा अप्यभयपाशां
कुशमुद्गरपाणयः ॥२८॥

←—પટ્ટક ૫

देव्यो जया च विजया
चाजिता चापराजिता ।
तस्थुश्च द्राश्मशोणाश्म
स्वर्णनीलत्विषः क्रमात् ॥२९॥

॥ इति चतुः प्रतिहारी देवी ॥

સમવસરણના સુવર્ણના બીજા ગઢમાં પૂર્વ આદિ ચારે દિશાના દ્વારની પ્રતિહારી જયા, વિજયા, અજિતા અને અપરાજિતા એમ ચાર દેવીઓ છે, તે પ્રત્યેક ચાર ભુજાવાળી છે. તેની ભુજાઓમાં અનુક્રમે અભય, પાશ, અંકુશ અને મુદ્દગર ધારણ કરેલ છે. તેમાં જયા સફેદવર્ણની, વિજયા લાલવર્ણની, અજિતા સોનાવર્ણની અને અપરાજિતા દેવી નીલવર્ણની છે.



ધરણેન્દ્ર ૬

---

૬ ફૂટ નોટ—આ આઠ પ્રતિહારો. સમવસરણનો ઉપલો ગઢ રત્નનો છે તેના ચારે દિશાના દ્વારના આ જ પ્રતિહારો કહ્યા છે.




अथ क्षेत्रपालस्वरूपम्—

क्षेत्रपालो महाकायः
क्षेत्रानुरूपनामतः।
ऊर्ध्वकेशः श्यामवर्णः
पिंगाक्षी त्रयनेत्रकः ॥३०॥
पादुकाभिरुढो नग्नो
विकृतदंष्ट्रः षडभुजः।
मुद्गरपाशडमरुं
दक्षिणहस्ते धारयेत् ॥ ३१ ॥
वामे च श्वानांकुशदण्डं
क्षेत्रपालस्तदुच्यते।
जिनस्य दक्षिणांगे
स्थाप्य ईशानदक्षिणदिशि ॥३२॥

←सुनाભ ७ ॥ इति क्षेत्रपालः ॥

પોતપોતાના ક્ષેત્રના નામ રૂપવાળા ક્ષેત્રપાળનું રૂપઃ-ઉંચા કેશવાળા, શ્યામવર્ણના, પીળી ત્રણુ આંખોવાળા, પગમાં ચાખડીવાળા, નગ્ન અને વિકૃત દાંતોવાળા છે. તેના છ હાથમાં મુદ્ગર, પાશ અને ડમરુ જમણા હાથમાં ધારણુ કરેલા છે અને ડાબા હાથોમાં કુરકુરીયા (કુતરું), અંકુશ અને દંડ ધારણુ કરેલા છે. એવા ક્ષેત્રપતિ જાણુવા. તે જિનપ્રભુની દક્ષિણ-જમણી બાજુ કે ઈશાન તરફ કે દક્ષિણાભિમુખે સ્થાપન કરવા.




←૮ સુરદુ દુ.ભ

---

૭ સમવસરણુના નીચેના ચોટીના ગઢના ચાર દ્વારે એકેક એમ ચારના નામો ૧ ઘુમરૂં ૨ ખટવાંગી ૩ નૃમુંડમાલી ૪ જટામુકુટમંડિત કહ્યા છે પણુ તેમાં તેના આયુધાદિ કહેલા નથી.

८ क्षेत्रपालो विधातव्यो दिग्वासाः घंटभूषितः। कार्तिकां डमरुं बिभ्रद्दक्षिणे तु करद्वये वामे शूलं कपालं च मुंडमालोपवीतकः।

ક્ષેત્રપાલનું સ્વરૂપ નગ્ન, ઘંટાથી શોભતું, કરવત અને ડમરૂ બે હાથમાં ડાબા હાથમાં ત્રિશૂલ અને ખોપરીનું પાત્ર ધારણુ કરેલ છે અને મુંડમાલાનું યજ્ઞોપવીત છે......


માણિભદ્ર


ક્ષેત્રપાળ

माणिभद्रस्वरूपम्—

माणिभद्रः कृष्णवर्णः ऐरावतोपरिस्थितः ।
वराहमुखोर्ध्वदंतोर्ध्वं जिनचैत्यं च धारयेत् ॥ ३३ ॥

खेटं त्रिशूलं मालं च पाशांकुशशक्तिं करे ।
एवंविधं प्रकर्तव्यः सर्वकामफलप्रदः ३४ ॥

इति माणिभद्रः

માણિભદ્ર દેવ શ્યામવર્ણના, ઐરાવત હાથીપર બેઠેલા, વરાહના જેવા મુખવાળા છે. તેમણે દાંત ઉપર જિન ચૈત્ય ધારણ કરેલ છે, તેમને છ ભુજા છે. તેમના જમણા હાથોમાં ઢાલ, ત્રિશૂલ, માળા છે અને ડાબા હાથોમાં પાશ, અંકુશ અને શકિત તલવાર ધારણ કરેલ છે. ઇતિ માણિભદ્ર સ્વરૂપ.





श्रुतदेवी सरस्वती २व३५

**श्री सरस्वती स्वरूपम्—**

श्रुतदेवी शुक्लवर्णा प्रभामंडलसंयुता । ९-१०-११
सर्वालंकारसंयुक्ता स्वरूपा यौवनान्विता ॥ ३५ ॥

दक्षिणेवरकमलं वामे पुस्तकमालिकाम् ।
एवंलक्षणसंयुक्ता वाग्देवी हंसवाहना ॥ ३६ ॥

॥ इति सरस्वती स्वरूपम् ॥

---

९ मल्लिषेणाचार्य— अभयज्ञानमुद्राक्षमाला पुस्तकधारिणी
त्रिनेत्रा यातु मा वाणी जटावालेंदु मंडिता ॥ वाग्देवी.

१ અભય ૨ જ્ઞાનમુદ્રા ૩ માળા અને ૪ પુસ્તક ધારણ કરેલા છે. ત્રણ નેત્ર છે. માથે જટામુકુટ છે એવી વાણીદેવી સરસ્વતી જાણવી.

१० बप्पभट्टिसूरि— वीणा पुस्तक मौक्तिकाक्षवलय श्वेताब्ज चलात्करां

શ્રુતદેવી સરસ્વતી શ્વેતવર્ણનાં પાછળ પ્રભામંડળવાળાં, યૌવન સ્વરૂપવાળાં, સર્વ પ્રકારના અલંકારથી શોભતાં છે. તેના જમણા હાથમાં વરદ, કમળ અને ડાબા હાથમાં પુસ્તક અને માલા ધારણ કરેલાં છે. એવા સર્વ લક્ષણથી યુક્ત વાગ્દેવી સરસ્વતી હંસપર બેઠેલા જાણવા.

**इतिश्री विश्वकर्मा कृतायां ज्ञानप्रकाश वास्तुविद्यायां दिक्पालनवग्रह जिन प्रतिहार देव देवदेवीस्वरूपाधिकारे चतुर्विंशतितमोध्याय ॥ २४ ॥**

**ઇતિ વિશ્વકર્મા વિરચિત જ્ઞાનપ્રકાશ દીપાર્ણવનો દિગપાલ નવગ્રહ જિન પ્રતિહારાદિ દેવ દેવીઓના સ્વરૂપાધિકાર પર સ્થપતિ પ્રભાશંકર ઓઘડભાઇએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષા ટીકાનો ચોવીશમો અધ્યાય.**

# પરિશિષ્ટ

જૈન દર્શનમાં તાંત્રિક વિદ્યા કદાચ પાછલા યુગમાં પ્રવેશ પામી હોય તેમ પુરાતત્વજ્ઞોનું માનવું છે કારણ કે સાત્વિક વૃત્તિવાળા જૈન દર્શનના પ્રારંભ કાળમાં તાંત્રિક વિદ્યાનો પ્રવેશ અસંભવિત ભાસે છે. બૌદ્ધ દર્શનમાં પણ એવીજ સ્થિતિ હતી. ગૌતમબુદ્ધે પોતાની હયાતીમાં પોતાની જાતની પ્રતિમાનો પણ વિરોધ કરેલો હતો. પછી દેવ દેવીઓની પ્રતિમાનું તો સ્થાનજ કયાંથી હોય ? બૌદ્ધ સંપ્રદાયમાં પાછળથી તાંત્રિક વિદ્યા એટલી હદે પહોંચી કે દેશના અન્ય સંપ્રદાયના પ્રમુખ દેવ દેવીઓને ગૌણ ગણી તેમના દેહ પર પોતાના સંપ્રદાયના દેવ દેવીઓની નૃત્યના ભાવવાળી કલ્પના મૂર્તિઓ રચી હતી. શિવ તથા વિષ્ણુ સંપ્રદાયના પ્રાધાન્ય દેવ બ્રહ્મના ચત્તી ઉંધી સૂતેલી મૂર્તિ પર બૌદ્ધની તારાદેવી કે અન્ય દેવીઓની નૃત્ય કરતા ભાવવાળી મૂર્તિઓની રચના તાંત્રિકોએ કરી હતી. આવી અયોગ્ય અને અન્ય સંપ્રદાયને આઘાત પહોંચાડનારી પ્રવૃત્તિ સામે પ્રબળ વિરોધ સ્વાભાવિકજ ઉઠયો હતો જેના પરિણામે શ્રીમદ્ શંકરાચાર્ય જેવા અવતારી પુરૂષે એ બૌદ્ધ સંપ્રદાયનું ખંડન કરવાની પ્રવૃત્તિ હાથ ધરેલી. આથી

---

૧ વીણા ૨ પુસ્તક મોતીની માળા અને સફેદ કમળ ધારણ કરેલા છે. તેવું સરસ્વતીનું સ્વરૂપ બપ્પભટ્ટિસૂરિએ વર્ણવ્યું છે.

અન્યત્ર સરસ્વતીના બાર નામો-૧ ભારતી ૨ સરસ્વતી ૩ શારદા ૩ હંસ ગામિની ૫ વિશ્વવિખ્યાતા ૬ વાગેશ્વરી ૭ કૌમારી ૮ બ્રહ્મચારિણી ૯ પંડિતમાતા ૧૦ બ્રહ્મપુત્રી ૧૧ બ્રહ્માણી ૧૨ વરદા.

૧૧ **देवता मूर्ति प्र.** માં બાર સરસ્વતીના નામ. ૧ મહાવિદ્યા ૨ મહાવાણી ૩ ભારતી ૪ સરસ્વતી ૫ આર્યા ૬ બ્રાહ્મી ૭ કામધેનુ ૮ વેદગર્ભા ૯ ઇશ્વરી ૧૦ મહાલક્ષ્મી ૧૧ મહા કાલી ૧૨ મહા સરસ્વતી.

આ દીપાર્ણવ ગ્રંથના અધ્યાય ૧૭ માં પણ સરસ્વતી સ્વરૂપ આપેલા છે તે **दे. मू. प्र.** થી ભિન્ન સ્વરૂપો છે.



જીનગુરૂ પ્રતિમા-( શ્રીમદ્ હીરવિજયસૂરીશ્વરજી, મોગલ સમ્રાટ અકબરના ગુરૂ )

બૌદ્ધ સંપ્રદાયનું પ્રાબલ્ય સમયે સમયે ઘટતું ગયું અને અંતે બૌદ્ધ સંપ્રદાયને ભારતમાંથી દેશવટો લેવો પડયો.

પરંતુ જૈન સંપ્રદાયના પૂર્વાચાર્યોએ પોતાના સહદેશીય અન્ય સંપ્રદાયોની આવા પ્રકારની લાગણી ન દુખાવવાનું ડહાપણ બતાવ્યું હતું. જેના પરિણામે ભારતમાં એ સંપ્રદાય ફાલ્યો ફૂલ્યો અને આજે સુસ્થિતિમાં ટકી રહેલો છે. સંપ્રદાયોમાં સહજ જ પરસ્પર વિરોધાભાસ હોય પરંતુ બૌદ્ધોના આચાર્યોએ લીધેલા પગલાના કારણેજ તેને પોતાના જન્મ સ્થાન જેવા ભારતમાંથી દેશવટો મળ્યો.

જૈન સંપ્રદાયમાં પણ તાંત્રિક વિદ્યાના ગ્રંથો હશે એવું તેમના દેવ દેવીઓના સ્વરૂપો તથા તેની ધ્યાન સ્તુતિ પરથી આપણે જાણી શકીએ છીએ, અને તેવી મૂર્તિઓ પણ જોવામાં આવે છે. પદ્માવતી દેવી અને તેના સ્વરૂપો, ચોસઠ યોગિનીઓ, બાવન વીર ક્ષેત્રપાલ ભૈરવાદિ સ્વરૂપો, ઘંટાકર્ણ એજ દર્શાવે છે.

પાર્શ્વનાથ પ્રભુની શાસનદેવી પદ્માવતીના ચાર હાથમાં કમળ, પાશ, અંકુશ ને ફળ ધારણ કરેલાં છે, તેને કુર્કુટ સર્પનું વાહન છે, માથે ત્રણ કે પાંચ ફણા છે. તે સોનાવર્ણી છે. તે પ્રતિમાના વિશેષ વર્ણનું કાવ્ય સંસ્કૃતમય લોકભાષામાં સ્તુતિ રૂપે પ્રાપ્ત થયું છે તેવું અહીં આપ્યું છે.

## अथ जपमाला ( पद्मावती दंडक )

श्रीपार्श्वनाथ वर सेवित चरणं पद्मावती जनभवभयहरणम् ।<br>
फणिपति रक्षण दक्षिण सहितं भवजल तारण परभव रहितम् ॥१॥<br>
वामभाग प्रविष्टय गण रक्षं दैत्यदानवभय नाशनदक्षम् ।<br>
हंसारूढकुर्कटपाणिवाहं गमनदुर्धरजनत्रयमोहम् ॥२॥<br>
चतुर्विंशति बाहु विराजं तेषामायुध विविध सुद्राजम् ।<br>
दक्षिण कर वज्रायुध सोहे वामभाग अंकुश मन मोहे ॥३॥<br>
कमल चक्र छत्रांकित सारं डमरुकशोभा वामकरतारम् ।<br>
चाम्र कपाल खड्ग धनुषकोसं बाणमुशलहल अरिलिखासम् ॥४॥<br>
शक्ति अग्निज्वाला गण धरणं मुंडमाला वरशत्रुकशरणम् ।<br>
तारामंडल गगन विशालं दक्षिणकर शोभित त्रिशूलम् ॥५॥<br>
फरस नागमुद्गर प्रचंडं सव्य हस्तधृत वर्तनदंडम् ।<br>
नागपाश पाषाणं विशालं अङ्घ्रिपसाणं कल्पद्रुम जालम् ॥६॥<br>
एवं आयुध ग्रहण गरिष्टं दुर्जन जंबल नाशनदुष्टम् ।<br>
कामिजनामनं फलमभीष्टं पूजितं पद्मावतीदेवी इष्टम् ॥७॥<br>
षोडशाभरणालंकृत गात्रं कमलाकरवर शोचित नेत्रम् ।<br>
चंद्राननमुखममृततेजः रक्तांबर सुदया रसभाजम् ॥८॥<br>
पद्मावतीदेवी चरणपवित्रं अष्टविधार्चन हेमसुपात्रम् ।<br>
भाव रहित पूजित नरनारी तेषां धणकण संपति भारी ॥९॥



ચોવીશ ભુજાયુકત પદ્માવતીદેવી

શ્રી પાર્શ્વનાથ પ્રભુની પાદ સેવિકા પદ્માવતીદેવી મનુષ્યના ભવના ભય હરનારી છે. જમણી તરફ દક્ષિણે નાગદેવ ભવ જલનું તારણ કરનાર અને ભયરહિત કરનાર છે. ડાબી તરફ ગણુ રક્ષા કરનારા અને દૈત્ય દાનવનો ભય નાશ કરનારા છે. હંસ પર બેઠેલ કુર્કુટ પાણિવહ ગમન દુર્ઘટ ત્રણુ લોકને મોહિત કરનારી દેવી છે તેણે ચોવીશ હાથોમાં જુદા જુદા આયુધો ધારણ કરેલા છે. જમણા હાથમાં વજ્ર અને ડાબા હાથમાં અંકુશ શોભી રહ્યા છે. કમલ ચક્ર છત્ર ડમરૂ ડાબા હાથમાં શોભે છે. ઢાલ ખપ્પર ખડગ ધનુષ ( કોસ ) બાણુ મુશલ હળ અને શત્રુનું મસ્તક તરવાર અગ્નિજવાલા મુંડમાલા વરદ આકાશમાં તારા મંડળ જેવા વિશાળ જમણા હાથમાં ત્રિશૂલ શોભી રહ્યું છે. ફરશુ નાગ મુદ્ગર અને દંડ પ્રચંડ એવા જમણા હાથમાં ધારણ કરતા કરેલા છે. નાગપાશ મોટો પાષાણુ દુર્જનોની દુષ્ટતાનો નાશ કરવા સારૂ એ આયુધો ધારણ કરેલા છે એવી દેવીના પૂજનથી કામની ઇચ્છાવાળાના મનનું અભિષ્ટ ફળ મળે છે સોળે

શણગારથી શરીર સજેલું છે. તેમના નેત્રો કમળના જેવા શોભી રહ્યા છે. મુખ ચંદ્રમાના અમૃત તેજથી શોભે છે. રાતા વસ્ત્રો પહેરેલ છે એવી પદ્માવતીદેવીના ચરણો અષ્ટ વિધથી સુવર્ણપાત્રમાં પુજવા જે નરનારી ભાવ સહિત તેની પૂજા કરે છે તેને પશુ, અનાજ અને સંપત્તિ વધે છે.

સંસ્કૃતમય લોકભાષા મિશ્ર આ સ્તોત્ર છે.

**अद्भुत पद्मावती कल्प**માં ચાર ભુજાયુકત પદ્માવતીની બે શ્લોકની સ્તુતિ છે.

## भैरव पद्मावती कल्प-

**पाशफलवरदगजवशकरणकरा पद्मविष्टरा पद्मा ।**
**सा मां रक्षतु देवी त्रिलोचना रक्तपुष्पाभा ॥**

જેના હાથમાં પાશ ફળ વરદ અને અંકુશ ધારણ કરેલા છે, પદ્મરૂપ-કમળના આસનવાળી ત્રણ નેત્રવાળી રાતા પુષ્પના વર્ણવાળી એવી પદ્માવતીદેવી મારું રક્ષણ કરો.

## पद्मावतीना पर्याय नामो

**तोतला त्वरिता नित्या त्रिपुरा कामसाधिनी ।**
**दिव्या नामानि पद्मायास्तथा त્રिपुर भैरवी ॥ ॥भैरव पद्मावती कल्प॥**

૧ તોતલા ૨ ત્વરિતા ૩ નિત્યા ૪ ત્રિપુરા ૫ કામસાધિની ૬ અને છઠ્ઠી ત્રિપુરભૈરવી એ છ પદ્માવતીદેવીના અન્ય નામો જાણવા (હવે તેના સ્વરૂપો નીચે આપીએ છીએ)

૧ **तोतला**—પાશ, વજ્ર, ફળ અને કમળ ચાર હાથમાં ધારણુ કરેલા છે.

૨ **त्वरिता**—શંખ, કમળ, અભય અને વરદ ચાર હાથમાં ધારણુ કરેલા છે, સૂર્યના જેવો વર્ણ છે.

૩ **नित्या**—પાશ, અંકુશ, કમળ અને અક્ષમાલ ચારે હાથમાં ધારણુ કરેલા છે, હંસનું વાહન છે, સૂર્ય જેવો વર્ણ છે, જટામાં બીજનો ચંદ્ર ધારણુ કરેલ છે.

૪ **त्रिपुरा**—શુલ, ચક્ર, કળશ (?) કમળ, ધનુષબાણુ, ફળ અને અંકુશ એમ આઠ હાથોમાં ધારણુ કરેલા છે. કંકુ વર્ણના દેવી છે.

૫ **कामसाधिनी**—શંખ, કમળ, ફળ અને કમળ ચારે હાથમાં ધારણુ કરેલા છે. બંધુક (બળોરીયા)ના પુષ્પ જેવો વર્ણ છે, કુર્કુટ સર્પનું વાહન છે.

૬ **त्रिपुरभैरवी**—પાશ, ચક્ર, ધનુષબાણુ, ઢાલ, તરવાર, ફળ અને કમળ એ આઠ ભુજાઓએ ધારણુ કરેલા છે, ઇંદ્ર ગોપ જેવો વર્ણ છે, ત્રણુ નેત્ર છે.

**पन्नगाधिपशेखरां विपुलारुणांम्बुजविष्टराम् ।**
**कुर्कुटोरगवाहनामरुणप्रभां कमलाननाम् ।**
**त्र्यंबकां वरदांकुशायत पाशदिव्यफलाङ्कितान् ।**
**चिंतयेत् कमलावतीं जपतां सतां फलादायिनीम् ।**

માથા ઉપર સર્પની ફેણોવાળી કુર્કુટસર્પના વાહનવાળી વિસ્તીર્ણ રાતા કમળોના જેવા આસનવાળી, રાતા વર્ણવાળી, કમળ સરખા મુખવાળી, ત્રણ નેત્રવાળી વરદ અંકુશ પાશ અને દિવ્ય

ફળ જેના હાથમાં છે એવી પદ્માવતીદેવીનું જપ કરનારા સત્પુરુષોએ આ ફળ દેનારી દેવીનું ધ્યાન ધરવું.

છ પ્રયોગોમાં તે દેવીના આસન અને વર્ણ પૃથક્ પૃથક્ કહેલા છે.

(૧) આકર્ષણ સિદ્ધિમાં દંડાસન અને અરૂણવર્ણ (૨) વશ્યકર્મમાં સ્વસ્તિકાસન અને રક્ત કુસુમવર્ણ (૩) શાંતિપૌષ્ટિ કર્મમાં પદ્માસન અને ચંદ્રકાંતવર્ણ (૪) વિદ્વેશોચ્ચાન કર્મમાં કુર્કુટાસને ધૂમ્રવર્ણ (૫) સ્તંભન કર્મમાં પીતવર્ણને વજ્રાસન. (૬) નિષેધ કર્મમાં કૃષ્ણ વર્ણ અને ઉચ્ચ ભદ્રપીઠ. એમ છ કાર્યસિદ્ધિ પ્રયોગમાં સાધકના આસન અને દેવીના વર્ણ ભિન્ન ભિન્ન કહ્યા.

**જ્વાલામાલિનીમંત્રસ્તોત્ર—જ્વાલામાલિની દેવીનું સ્વરૂપ.**

**ज्वालामाला करालिन दिगंतराल महामहिष वाहने ।**
**खेटक कृपाण त्रिशूल हस्ते शक्ति चक्रपाश शरासनम् ।**
**विशिखभि राजमाने षोडशार्धभुजे ।**

જ્વાલામાલિનીદેવી ભીમ મહાકાય સ્વરૂપ ધારણીક મહારૌદ્રી મોટા પાડા પર બેઠેલી છે તેના આઠ હાથોમાં ઢાલ. તરવાર ત્રિશૂલ. શક્તિ ચક્રપાશ અને (મસ્તક) ધારણ કરેલા છે.

**॥ अथ घंटाकर्ण ॥**

**घंटाकर्ण महावीर सर्वभूवहितरक्षं च**
**उपसर्ग भयं घोरं रक्षरक्ष महाबल (स्वाहा)**
**घंटाकर्ण महावीर सर्वव्याधि विनाशक**
**विस्फोटकऽभय प्राप्ते रक्ष रक्ष महाबल, स्वाहा ।**

હે ઘંટાકર્ણ મહાવીર, સર્વભૂત પ્રાણી હિતની રક્ષા કરો. ઉપસર્ગ ભય અને દુઃખ સામે મહાબળવાન એવા તમો અમારૂં રક્ષણ કરો. હે ઘંટાકર્ણ મહાવીર, સર્વ વ્યાધિનો નાશ કરો. વિસ્ફોટક ભય આદિ સામે હે મહાબળ અમારૂં રક્ષણ કરો.

આ મંત્ર જૈન વિધિમાં આવે છે.

**घंटाकर्णोऽष्टादशदो पापरोगं विदारयन्**
**वज्रासिदंड चक्रेषु मुसलांकुशमुद्गरान् ॥ १ ॥**
**दक्षिणे तर्जनी खेटं शक्तिमुंड च पाशकम् ।**
**चापं घंटां कुठारं च द्वाभ्यां चैव त्रिशूलकम् ॥ २ ॥**
**घंटामालाकुलोदेवो विस्फोटक विमर्दक । अग्निपुराण अ० ४६ ॥**

ઘંટાકર્ણ દેવ પાપ અને રોગના નાશ કરનારા છે. તેમને અઢાર ભુજાઓ છે. વજ્ર, તરવાર, દંડ, ચક્ર, મુશલ, અંકુશ, મુદ્ગર (મસ્તક ?) બાણ, તર્જની મુદ્રા, ઢાલ, શકિત, મસ્તક, નાગપાશ, ધનુષ, ઘંટા, કુઠાર અને (બે) ત્રિશૂલ ધારણ કરેલાં છે.




ઘંટાકર્ણ (મહાવીર)

ઘંટાકર્ણનું ઉપર દર્શાવેલ સ્વરૂપ અઢાર હાથોનું છે. પરંતુ હમણાં હમણાં ઘંટાકર્ણની સ્થાપના કેટલેક સ્થળે થતી જોવા સાંભળવામાં આવે છે. ઉત્તર ગુજરાત વિજાપુર પાસે મહુડી ગામે આચાર્ય શ્રી બુદ્ધિસાગરજી મહારાજે તેની પહેલ વહેલી ચાલીશેક વર્ષ પૂર્વે સ્થાપના કરી હતી. તે તરફ શ્રદ્ધાના પ્રવાહે બીજા સ્થળોમાં પણ ઘંટાકર્ણની પટ રૂપે આકૃતિની મૂર્તિ સ્થાપન થાય છે. ઉભી ધનુષ્ય ચડાવેલ પાછળ તીર-ભાથાનો સંચહ અને કેડે તરવાર લટકાવેલી પગ આગળ વજ્ર અને ગદા નીચે પડેલા દેખાડવામાં છે તે પટ આકૃતિની મૂર્તિના ફરતા નિશા આદિ મંત્રો કોતરાય છે. કોઈક સ્થળે તેના કાને અને હાથે ઘંટિકાઓ લટકાવેલ છે.

આવા સ્વરૂપના પ્રાચીન શાસ્ત્રોક્ત પાઠ હજુ અમારા જોવામાં આવ્યા નથી. પરંતુ જૈન ક્રિયાવિધિમાં દેવી પૂજનના બાવનવીરમાં ઘંટાકર્ણનું નામ આવે છે તેમજ અષ્ટોત્તરી

સ્તોત્રમાં પણ આગલે દીવસે રાત્રીએ ઘંટાકર્ણ ૧૦૧ વાર ગણવાનું વિધાન છે. પંચ કલ્યાણ અષ્ટભદ્રી જિન પ્રાસાદમાં તેનું સ્વરૂપ કરવાનું કહેલું છે આથી તે સાવ અર્વાચીન તો નથીજ એમ જણાય છે.

કેટલાક વિદ્વાનોની માન્યતા છે કે ઘંટાકર્ણ બાવન વીરમાંના એક છે. કેટલાક તેને મહાદેવનો ગણ માને છે તો કોઇ કાર્તિક સ્વામીનું રૂપ માને છે. કેટલાક વિદ્વાનોનું એવું કહેવું છે કે ઘંટાકર્ણ દેવની પ્રતિમા વિશે પ્રાચીન સાહિત્ય નથી તેમ તેની કલ્પના પણ નથી અગર તેની આકૃતિ કેવી બનાવવી તેનો પણ ક્યાંય જુનો પાઠ નથી. તેઓ એમ માને છે કે આ ઘંટાકર્ણ દેવ મહાદેવનો ગણ કહેવાય છે તેનું સ્વરૂપ અગ્નિપુરાણ અધ્યાય ૪૬ માં સવિસ્તર આપેલ છે. બે હાથવાળો ધનુષ્ય ને બાણ ચડાવેલ આકૃતિ અર્જુન વીરની છે તે વિશે પ્રાચીન સમયમાં એવી માન્યતા હતી કે રામાયણ કે મહાભારતાદિ યુદ્ધની કથાઓ વંચાય ત્યારે સભામાં કોઇ વિઘ્ન ન થાય તેથી દરવાજાના મથાળે તેવી મૂર્તિનું ચિત્ર કરી મુકતા અને તેની ચારે તરફ ઘંટાકર્ણ મંત્રો લખતા તેને આધુનિક લોકો ઘંટાકર્ણ માનવા લાગ્યા આવી લૌકિક માન્યતા છે.

## ॥ चतुःषष्टि योगिनी ॥

ચોસઠ યોગિનીઓના પૃથક પૃથક નામો જૈન ગ્રંથોમાં જોવામાં આવે છે, પરંતુ તેના સ્વરૂપ લક્ષણો હજુ સુધી અમારા જોવામાં આવેલ નથી, તેવીજ રીતે બાવન વીરના નામો મળે છે પરંતુ સ્વરૂપ મળવામાં નથી; કદાચ તેના સ્વરૂપો કોઇ ભંડારો કે યતિવર્ય પાસે હોય તો.

પુરાણોમાં સ્તુતિરૂપે નામો છે. અગ્નિપુરાણ અ. ૫૦ માં ચોસઠ નામો આપેલા છે પરંતુ તે જૈન મતના બેઉ પ્રકારથી ભિન્ન છે, પુરાણોમાં હેમાદ્રિકૃત ખંડમાં ચોસઠ યોગિનીના સ્વરૂપો આયુધાદિ સાથે આપેલા છે તેના નામો અગ્નિપુરાણને ઘણાખરા મળતા છે. જબલપુર પાસે ખજુરાહોમાં જે ચોસઠ યોગિનીની પ્રતિમાનું ખંડિત મંદિર છે તેમાં જબલપુર પાસે ચોસઠ યોગિનીનું ગોળવૃતાકારે મંદિર છે. મધ્યમાં મંદિર અને ફરતા ચોક પછી ગોળ પરસાળમાં દેરીઓ જેમ ચોસઠ યોગિનીની મૂર્તિઓ ખંડિત હાલતમાં છે તેના નામો જે વેચાય છે તે હેમાદ્રિકૃત ખંડથી પણ ભિન્ન છે. અન્ય ગ્રંથાધારે તે હશે. આ દેવીઓ ઉગ્ર તામસી કહી છે.

## ॥ श्री चतुःषष्टि योगिनी स्तोत्रम् ॥ (जैनमत)

**ॐ ह्रीं १ दिव्ययोगी २ महायोगी ३ सिद्धयोगी ४ गणेश्वरी ।**
**५ प्रेताशी ६ डाकिनी ७ कालि ८ कालरात्रि ९ निशाचरी ॥ १ ॥**

**१० हुंकारी ११ सिद्धवैताली १२ ह्रींकारी १३ भूतडामरी ।**
**१४ उर्ध्वकेशी १५ विरूपाक्षी १६ शुक्लाङ्गी १७ नरभोजिनी ॥ २ ॥**

**१८ षट्कारी १९ वीरभद्रा २० धूम्राक्षी २१ कलहप्रिया ।**
**२२ राक्षसी २३ घोररक्ताक्षी २४ विश्वरूपा २५ भयंकरी ॥ ३ ॥**

२६ वैरी २७ कुमारिका २८ चंडी २९ वाराही ३० मुंडधारिणी ।
३१ भास्करी ३२ राष्ट्रटंकारी ३३ भीषणी ३४ त्रिपुरान्तका ॥ ४ ॥

३५ रौरवी ३६ ध्वंसिनी ३७ क्रोधा दुर्मुखी ३८ प्रेतवाहिनी ।
३९ खटवांगि ४० दीर्घलंबोष्ठी ४१ मालिनी मंत्र योगिनी ॥ ५ ॥

४२ कालिनी ४३ त्राहिनी ४४ चक्री ४५ कंकोली ४६ भुवनेश्वरी ।
४७ केटी निकटी माया च ४८ वामदेवा ४९ कपर्दिनी ॥ ६ ॥

५० केशमर्दी च ५१ रक्ता च ५२ रामजंघा ५३ महर्षिणी ।
५४ विशाली ५५ कार्मुकी ५६ लोला ५७ काकद्रष्टि ५८ रधोमुखी ॥ ७ ॥

५९ मडोयधारिणी व्याधी भूतादि ६० प्रेतनाशिनी ।
६१ भैरवी च ६२ महामाया ६३ कपालिनी ६४ वृथाङ्गिनी ॥ ८ ॥

चतुषष्ठि समाख्याता योगिन्यो वरदप्रदाः ।
त्रैलोक्ये पूजिता नित्यं देवमानवयोगिभिः ॥ ९ ॥

चतुर्दश्यां तथाष्टभ्यां संक्रातौ नवमीषु च ।
यः पठेत् पुरतो भूत्वा तस्य विघ्नं प्रणश्यति ॥ १० ॥

राजद्वारे तथोद्वेगे संग्रामे अरि संकटे ।
अग्निचौरनिपातेषु सर्वग्रहविनाशिनी ॥ ११ ॥

य इमा जपते नित्यं शरीरे भयमागते ।
स्मृत्वा नारायणीं देवीं सर्वोपद्रवनाशिनीम् ॥ १२ ॥

## ચોસઠ યોગિની નામ. ( આગમસાર સંગ્રહ )

૧ વારાહી ૨ વામની ૩ ગરૂડા ૪ ઇંદ્રાણી ૫ આગ્નેયી ૬ વામ્યા ૭ નૈઋત્યા ૮ વારૂણી ૯ વાયવ્યા ૧૦ સોમ્યા ૧૧ ઇશાની ૧૨ બ્રહ્માણી ૧૩ વૈષ્ણવી ૧૪ માહેશ્વરી ૧૫ વૈમાનિકા ૧૬ શિલા ૧૭ શિવહુતિ ૧૮ ચામુંડા ૧૯ જયા ૨૦ વિજયા ૨૧ અજિતા ૨૨ અપરાજિતા ૨૩ હરસિદ્ધિ ૨૪ કાલિકા ૨૫ ચંડા ૨૬ સુચંડા ૨૭ કનકદત્તા ૨૮ સુદંતા ૨૯ ઉમા ૩૦ ઘંટા ૩૧ સુઘંટા ૩૨ પાંસુપ્રિયા ૩૩ આશાપુરા ૩૪ લોહિતા ૩૫ અંબા ૩૬ અસ્થિભક્ષી ૩૭ નારાયણી ૩૮ નારસિંહી ૩૯ કૌમારા ૪૦ વાનરતિ ૪૧ અંગા ૪૨ વંગા ૪૩ દીર્ઘદંષ્ટ્રા ૪૪ યમદંષ્ટ્રા ૪૫ પ્રભા ૪૬ સુપ્રભા ૪૭ લંબા ૪૮ લંબોષ્ટિ ૪૯ ભદ્રા ૫૦ સુભદ્રા ૫૧ કાલી ૫૨ રૌદ્રી ૫૩ રૌદ્રમુખી ૫૪ કરાળા ૫૫ વિકરાળા ૫૬ સાક્ષી ૫૭ વિકટાક્ષી ૫૮ તારા ૫૯ સુતારા ૬૦ રંજનીકરી ૬૧ રંજના ૬૨ શ્વેતા ૬૩ ભદ્રકાલી ૬૪ ક્ષમાકરી

ક્ષેત્રપાળ અને બાવનવીરના એક જ સ્વરૂપો છે તેવું કેટલાક વિદ્વાનોનું કથન છે. ક્ષેત્રપાલના નામનો પાઠ નીચે પ્રમાણે છે. પરંતુ તેના સ્વરૂપો હજુ મળવામાં નથી.

अथातः क्षेत्रपालानां वक्ष्ये पूजनमुत्तमम् ।
श्रृणुष्वावहितो भूत्वा न श्रुतं-यथाक्वचित् ॥१॥

सर्वक्षेत्रेषु पूज्यंते सर्वतीर्थेषु यत्पुनः ।
ग्रामेषु नगरे चैव पूज्यंते च हितार्थिभिः ॥२॥

अपूजितास्तु कुर्वंति विघ्नाच्छासुहस्तशः ।
अजरो१ व्यापकश्चैव२ इंदुचौर३ स्तृतीयकः ॥३॥

इंद्रमूर्तिश्चतुर्थस्तु४ उक्षः५ पंचम उच्यते ।
षष्ठः कुष्मांडनामा६ च वरुणः७ सप्तमः स्मृतः ॥४॥

अष्टमो बटुकश्चैव८ विभुक्तानु९ नवस्तथा ।
लिप्तकाय१० स्तुदशमो लीलांको११ रुद्रसंज्ञकः ॥५॥

एकादशो१२ द्वादशश्च ऐरावतः१३ इति स्मृतः ।
औषधिघ्नः१४ ततःप्रोक्तो बंधवो१५ दिव्यकस्तथा१६ ॥६॥

कंबलो१७ भीषणश्चैव१८ गवयो१९ घंटः२० एव च ।
व्यालश्चैव२१ तथाणुश्च२२ चंद्रवारुण२३ एव च ॥७॥

पटटोपश्चतुर्विंशो२४ जटालपंचविंशकः२५ ।
ऋतुनामा२६ च षड्विंशस्तथा धर्मोश्वरस्मृतः२७ ॥८॥

विटंगो२८ मणिमानश्च२९ गणबंधुश्च डामरः३०-३१ ।
दुष्टिकर्णोऽपरः३२ प्रोक्तः स्थविरस्तुततःपरः३३ ।९॥

दंतरो३४ धनेंद्र३५ श्चैवं नागकर्णो३६ महाबलः ।
केत्कारःम्लेकरः३८-३९ सिंहमृगाः४० यथास्तथापरः ॥१०॥

मेघवाहन४१ नामा च तीक्ष्णोष्ठो४२ ह्यमलस्तथा४३
शुक्लतुंडिः४४ सुधालापि४५ तथा बर्बरकः४६ स्मृतः ॥ ११ ॥

पर्वतः४७ पावन४८ श्चैव ह्येवं क्षेत्राधिपाःस्मृता ।४९
पेम्त्वाक्ष५० दजराद्यास्ते५१ पावर्नाताः५२ प्रकीर्तिताः १२ ॥

प्रतिष्ठादिषु चै स्थाप्याः क्षेत्राधिपयुताश्च ते ।
विषायर्चन कल्पलतायां वै पायतंत्रेच ॥ १३ ॥

चतुषष्टि क्षेत्रपाल स्थापनमुक्तं तेषां (?)
नामानि तथा आवाहन मंत्राश्च भिन्न भिन्न सन्ति ॥ १४

(स्कंधपुराणांतगर्त काशीखंड)

અહીં બાવન નામો આપેલા છે. ચોસઠ ક્ષેત્રપાલ કહે છે. ક્ષેત્રપાલ અને ભૈરવાદિરૂપોમાં કેટલીક સમાનતા છે. આ ક્ષેત્રપાલોના સ્વરૂપ આયુધવર્ણ વાહનાદિ હજુ જોવામાં નથી. ઉપરોક્ત પાઠ સ્કંધપુરાણાન્તર્ગત કાશીખંડમાં છે. આચારદિનકરમાં બાવનવીરના નામો માત્ર આપેલાં છે, આયુધાદિ નથી. બાવનવીરના અન્ય લૌકિક નામો પાઠ વગરના જોવામાં આવેલા છે તેમાં કાતરીયોવીર પારવીયાવીર અગાશીયાવીર કૃલણીયાવીર જેવા લૌકિક નામો છે તેને કોઇ શાસ્ત્ર પ્રમાણ હોય તેમ દેખાતું નથી. તેથી કોઈ ગ્રામીણ તાંત્રિકોની તે રચના લાગે છે. ઉત્તર ગુજરાતમાં ઉંઝા પાસે ગામડામાં બાવનવીરમાંના એકનું નાનું મંદિર છે. પાટણ નજીક અનાવાડા પાસે વીરનું સ્થાનક છે.

જૈન પ્રાસાદમાં કયા કયા દેવાદિ સ્વરૂપો કરવા તે વિશે શિલ્પના અન્ય ગ્રંથોમાં અને પંચકલ્યાણ મંદિરના પાઠમાં જાણ છે. દશ દિગ્પાલ લોકપાલ નવ ગ્રહ છ ઋતુ, બાર રાશિ, બાર મેઘ–સત્તાવિશ લક્ષણો, યક્ષ યક્ષિણીઓ સોળ વિદ્યા દેવીઓ આઠ આય આઠ વ્યય નક્ષ-તારા, છ રાગ, છત્રીશ રાગિણી, સાત સ્વર તથા તાપસમુનિઓ કિન્નર ગાંધર્વ વિદ્યાધરો નાગ અને અષ્ટ સિદ્ધિ નૃત્યનાયકા દેવાંગનાઓમાં ત્રીશ સ્વરૂપો કરવાના બત્રિશ દેવાંગનાના સ્વરૂપો શિલ્પગ્રંથોમાં કહેલા તેના સ્વરૂપ અને લક્ષણો પ્રમાણે જ કરવા. મનકલ્પિત કરવા જોઇએ નહિ. ૧ મેનકા ૨ લીલાવતી ૩ વિધિચિના ૪ સુંદરી ૫ સુભામિની ૬ હંસાદેવી ૭ સર્વકલા ૮ કપુરમંજરી ૯ પદ્મિની ૧૦ ગૂઢશબ્દા ૧૧ ચિત્રિણી ૧૨ ચિત્રવલ્લભા ૧૩ ગૌરી ૧૪ ગાંધરી ૧૫ દેવશાખા ૧૬ મરીચિકા ૧૭ ચંદ્રાવલી ૧૮ ચંદ્રરેખા ૧૯ સુગંધા ૨૦ શત્રુમર્દિની ૨૧ માનવી ૨૨ માનહંસા ૨૩ સ્વભાવા ૨૪ મુદ્રિકા ૨૫ મૃગાક્ષી ૨૬ ઉર્વશી ૨૭ રંભા ૨૮ ભુજઘોષા ૨૯ જયા ૩૦ વિજયા ૩૧ ચંદ્રવક્ત્રા ૩૨ કામરૂપા એ રીતે બત્રીશ દેવાંગનાઓ છે **इति द्वांत्रिशत् नृत्यनायका :** આ દેવાંગનાના સ્વરૂપ લક્ષણો અમારા ગ્રંથ સંગ્રહમાં છે.



# ज्ञानप्रकाशदीपार्णवे

## उत्तरार्धः

### अथ वास्तु विद्यायां ज्ञानप्रकाशदीपार्णवे

॥ पंचविंशतितमोऽध्यायः ॥

॥ श्री समवसरणाध्यायः २५ ॥

## સમવસરણુ–ભૂમિકા

હેતુ–જે સ્થળે તીર્થંકરપ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય તેજ સ્થળે દેવતાઓ સમવસરણુની રચના કરે. એક યોજન ભૂમિ સાફ કરી જળવૃષ્ટિ કરી સુવર્ણ, માણિકય



વર્તુલાકાર સમવસરણુ તળ અને દર્શન; વર્તુલાકાર સમવસરણુનું તળ અને દર્શન (બીજેપ્રકાર); ચતુરસ્ર સમવસરણુ તળ અને દર્શન

રત્નથી પીઠ બાંધે છે. ભૂમિતલ (પીઠ) ઉપર ત્રણ વર્તુલાકાર ગઢો (વપ્રો) બનાવે છે. સૌથી નીચેનો બહારનો પહેલો ગઢ ચાંદીનો, તેના ઉપર સુવર્ણના કાંગરાઓ હોય છે.

જમીનથી પીઠબંધ (પહેલા ગઢને મથાળે) ભૂમિતલ ઉપર આવવાને દશ હજાર પગથિયાં (દશ હજાર હાથના ૨૫૦૦ ધનુષ ઉંચા) ચડવાના હોય છે. ત્યારબાદ ૫૦ ધનુષ જેટલું સમતલ-સપાટ જમીન આવે છે. આ ગઢમાં વાહનો રહે છે. વાહનમાં હાથી, ઘોડા, ઉંટ, પાલખી, વિમાન વગેરે.

આ ગઢથી બીજા (વચલા) ગઢ પર જવાને પાંચ હજાર પગથીયા (પાંચ હજાર=૧૨૫૦ ધનુષ ઉંચા) ચડવાના હોય છે. ત્યાં વળી ૫૦ ધનુષ્ય પ્રમાણુ અંતર સપાટ જમીનનું તળ આવે છે. તે બીજો ગઢ (મધ્યનો) સોનાનો હોય છે અને તેના કાંગરા રત્નના હોય છે. આ ગઢના ઈશાન કોણુમાં દેવચ્છંદ (પ્રભુને બેસવાનો ઓટલો) રચવો કે જ્યાં તીર્થંકર પ્રથમ દેશના આપ્યા બાદ વિશ્રામ લે છે. આ વચલા ગઢમાં તિર્યંચ જીવો બેસે છે. પરસ્પર વિરોધી જીવો સહોદરની જેમ રહે છે.

છેલ્લો ત્રીજો અંદરનો ઉપલો ગઢ રત્નમય મણિના કાંગરાવાળો હોય છે. ત્યાં ઉપર જવાને પાંચ હજાર પગથિયાં (પાંચ હજાર હાથ=૧૨૫૦ ધનુષ્ય) ઉંચા ચડવાના હોય છે. પછી ૫૦ ધનુષ્ય જેટલું સમભૂતલ=ચોરસ જમીન હોય છે.

આ ગોળ સમવસરણુના મધ્ય બિન્દુથી આ ગઢની અંદરની દિવાલનું અંતર ૧૩૦૦ ધનુષ્ય પ્રમાણુ હોય છે. દરેક ગઢ એકેકથી ઉંચો એટલે એકંદરે ત્રીજા ગઢની અંદરની ભૂમિની ઉંચાઇ મૂળ જમીનથી ૧૦,૦૦૦+૫૦૦૦+૫૦૦૦=૨૦,૦૦૦ વીશહજાર હાથ એટલે ૫૦૦૦ ધનુષ્ય અગર અઢી કોશ થાય.

અભ્યંતર (વચલા) ગઢના મધ્ય ભાગમાં સિંહાસન કરવું. દરેક પગથીયું એકેક હાથ પહોળું અને એક હાથ ઉંચુ કરવું.

પ્રમાણુ: ૨૪ આંગુલ=૧ હાથ. ૪ હાથ=૧ ધનુષ્ય. ૨૦૦૦ ધનુષ્ય=૧ કોશ-ગાઉ. ૪ કોશ=૧ યોજન.

બીજા પ્રકારના વર્તુલાકાર સમવસરણુનો વિષ્કંભ (વિસ્તાર પહોળાઇ) એક યોજન છે. કેમકે ગઢની અંદરની દિવાલ સમવસરણુના મધ્યબિન્દુથી ૧૩૦૦ ધનુષ્ય જેટલી દુર છે. આ દિવાલ ૩૩ ધનુષને ૩૨ આંગળ એટલે ૩૩⅓ ધનુષ્ય જેટલી જાડી છે. આ દિવાલથી બીજા ગઢની અંદરની દિવાલ વચ્ચે ૧૩૦૦ ધનુષ્યનું અંતર છે.

વળી આ ગઢની દિવાલ પણુ ૩૩⅓ ધનુષ્ય જેવડી જાડી છે. આ દિવાલ અને સૌથી બહારના ગઢની દિવાલ પણુ ૩૩⅓ ધનુષ્ય જાડી છે. એટલે સમવસરણુ મધ્ય-બિન્દુથી સૌથી બહારની ગઢની બહારની દિવાલનું અંતર ૧૩૦૦+૩૩⅓+૧૩૦૦+૩૩⅓+૧૩૦૦+૩૩⅓ કુલ ૪૦૦૦ ધનુષ જેટલું છે. એટલે ગોળ સમવસરણુની ત્રીજ્યા અરધા યોજનની અર્ધ હોય છે એથી કરીને તેનો વિષ્કંભ એક યોજનનો આખો કુલ વિસ્તાર હોય છે.

## ચતુષ્કોણાકાર–સમવસરણ

વર્તુલાકાર સમવસરણની જેમ ચતુરસ્ર સમવસરણ પણ હોય છે. આવા સમવસરણના દરેક ગઢની દિવાલ ૧૦૦ ધનુષ પ્રમાણ જાડી કહી છે. સૌથી બહારના ગઢની અંદરની દિવાલ અને મધ્યમ ગઢની બહારની દિવાલ વચ્ચે ૧૦૦૦ ધનુષ્યનું અંતર હોય છે. જ્યારે મધ્યમ ગઢની અંદરની દિવાલ અને અભ્યંતર (વચલા=ઉપલા) ગઢની બહારની દિવાલ વચ્ચે ૧૫૦૦ ધનુષનું અંતર હોય છે.

અંદરના ગઢની ચારે દિવાલો સમવસરણના મધ્યબિન્દુથી ૧૩૦૦ ધનુષ્યને અંતરે આવેલી છે. આથી કરીને સમવસરણ એક યોજન લાંબું અને પહોળું થાય છે. સૌથી બહારના ગઢની દિવાલની જાડાઈ કહી નથી. ૧૦૦૦+૧૦૦+૧૫૦૦+૧૦૦+૧૩૦૦+અર્ધથી એટલે ૪૦૦૦+૪૦૦૦ કુલ આઠ હજાર ધનુષ્ય ( એક યોજન વિસ્તાર સમચોરસ ).

ચતુષ્કોણ સમવસરણમાં દરેક ખુણે બબ્બે વાવડીઓ કરવી, જ્યારે વર્તુલાકાર સમવસરણમાં એકેક વાવડી કરવાની કહી છે.

ગઢના દ્વારો—દરેક ગઢને એકેક દિશામાં એકેક એમ ચાર દ્વારો હોય છે. તે દરેક દ્વારે ચચ્ચાર મુખીવાળી વાવડીયો હોય છે. દ્વારે તોરણ અને અષ્ટમંગળ કોતરવા. દરેક દ્વાર ઉપર સુવર્ણના કમળમાં ધર્મચક્ર સ્ફટિકમણિમય હોય છે. દ્વારે દ્વારપાલ હોય છે.

અશોકવૃક્ષ –૨૦૦ ધનુષ્ય જેટલી લંબાઈ પહોળાઈવાળી અને તીર્થંકરના દેહ પ્રમાણની ઉંચાઇ વાળાં એવા ત્રણ ત્રણ પગથિયાવાળા ચાર દ્વારવાળા તેમજ સમવસરણની બરાબર મધ્યમાં અંતરોએ રચેલા મણિપીઠના ઉપર અશોકવૃક્ષ રચેલું છે. અશોકવૃક્ષ તીર્થંકર દેહ પ્રમાણથી બાર ગણું મોટું હોય છે તેનો ઉપરનો ઘેરાવો એક યોજનથી કાંઈક અધિક હોય છે.

અશોકવૃક્ષ ઉપર ચૈત્યવૃક્ષ હોય છે જે વૃક્ષ નીચે તીર્થંકરને કેવળજ્ઞાન પ્રાપ્ત થાય તે ચૈત્યવૃક્ષ બહાર ચાર દ્વારે એકેક ધ્વજદંડ એક હજાર યોજન હોય છે.

### श्री विश्वकर्मा उवाच

समवसरणं[1] वक्ष्ये आद्यकैलाससंभवम् ।
(सुरासुरगुरुश्चैव ?) निर्मितं च सुरासुरैः ॥ १ ॥
शिवात्परतरं शिव सिद्धस्यानुक्रमस्तथा ।
कैलासे समोसरणं सिद्धमूर्तिः सदाशिवः ॥ २ ॥

૧ મેરૂ સમવસવણનાં રચનાના પ્રાસાદના લક્ષણો સ્થુળ સ્વરૂપે શ્લોક ૧ થી ૪૧ સુધીમાં કહ્યા છે ત્યાર પછી સમવસરણની લક્ષણ રચના કહી છે.

શ્રી વિશ્વકર્મા કહે છેઃ કૈલાસ પર્વતની જેવું સમવસરણનું સ્વરૂપ હું કહું છું તે દેવ અને દૈત્યો આદિએ બનાવેલું છે. શિવથી પરમ શિવ સિદ્ધનો અનુક્રમ છે. કૈલાસરૂપ સમવસરણમાં સિદ્ધ મૂર્તિ સદાશિવ સદા કલ્યાણકારી છે. વિશ્વદેવ વીતરાગ પદ્માસન વાળીને બેઠેલા છે. તે આદિ એવા ઇશ્વર ચારે દિશામાં બેઠેલા છે.

पद्मासनस्थितो देवो वीतरागो विश्वेश्वरः ।
एवमेकैकदेवैश्च आदीशश्चतुरो दिशः ॥ ३ ॥

प्रासादः पूर्वमानं च कर्तव्यः चतुराननः[२]
पीठबंधं प्रकर्तव्यं भिट्टत्रयसमन्वितम् ॥ ४ ॥

महापीठं प्रकर्तव्यं गजाश्वं च नरादिकम् ।
प्राकारश्च प्रकर्तव्यः स्वरूपो लक्षणान्वितः ॥ ५ ॥

सार्द्धभागयत्परिधौ (?) तत्रन्ययतमानतः
तेन पदप्रमाणेन कर्तव्यं च सच्छिलिपभिः ॥ ६ ॥

श्रीमेरोश्च विधानेन कथ्यते मानमुत्तमम्
पद्मानं दीर्घमानं विभक्तिः भागसंख्यया ॥ ७ ॥

સમવસરણની રચના કરવામાં તેના આગળના પ્રાસાદમાનથી ચતુર્મુખ પ્રાસાદ કરવો. તેને પીઠબંધ ત્રણ ભિટ્ટવાળુ મહાપીઠ ગજથર અશ્વથર અને નરથરાદિનું કરવું તેને પ્રાકાર=ગઢ લક્ષણ સ્વરૂપ પ્રમાણે કરવો. દોઢ ભાગ... પરિધ... બીજામાન તેના પદ પ્રમાણે શિલ્પીએ કરવા. શ્રી મેરૂ નામે ઉત્તમમાનનો પ્રાસાદ પદમાનથી લાંબો અને તેના અંગોપાંગ ભાગ વિભક્તિની સંખ્યાએ કરવા.

नारद उवाच–विश्वकर्मा स्वयंदेवः सर्वदेवेषु पूजितः
किंचिदहं श्रोतुमिच्छामि श्रीमेरुशिखरोत्तमम् ॥ ८ ॥

जगत्याः पीठमानं च प्राकारैः परिवेष्टितम् ।
मंडोवरं मंडपं च[३] स्याग्र वृत्तकोत्तम ॥ ९ ॥

समोसरणायतनं किं शोभितं चतुर्दिशि ।
एकपीठं समारूढं जिनेन्द्रश्च चतुर्दिशि ॥ १० ॥

---

२ " ब्रह्मणा सदा " પાઠાન્તર.
३ कीदृशं परिवर्तितम् । પાઠાન્તર.

इलिका तोरणैर्युक्तं परिकरं सिंहासनं
एतत्सर्वं प्रसादेन कथ्यतां कमलासन ॥ ११ ॥

નારદજી કહે છે, હે વિશ્વકર્મા આપ પોતે દેવ સર્વ દેવોમાં પુજ્ય છો. ઉત્તમ એવું (સમવસણ મેરૂ શીખર કેવું થાય તે મને સંભળાવો. તેની જગતી–પીઠ અને તેના ફરતા પ્રાકારો (ગઢો) કેવા પ્રકારના કરવા? તેનો મંડોવર અને આગળ મંડપ ફરતા કેમ કરવા? સમવસરણ–આયતન ચારે બાજુથી શોભતું કેમ કરવું) એક પીઠ ઉપર જિનેંદ્રપ્રભુ ને ચારે દિશાએ ઇલિકા તોરણવાળા અને પરિકર સિંહાસન એ સર્વ હે કમલાસન (બ્રહ્મારૂપ) આપ મને પ્રસાદે કરીને કહો.

मेरुश्चमेरुमाकारं प्राकारैः परिवेष्टितम् ।
तदूर्ध्वे प्रासाद् छंदं शिखरं शृंगसंयुतं ॥ १२ ॥
घंटाकलशसुराढ्य–मुरुशृगं च कामदं (?)
प्रासादं कारयेत्प्राज्ञः स्वरूपो लक्षणान्वितः ॥ १३ ॥
अष्टभागैर्द्विरष्टैर्वा नखार्द्धे द्वादशोपि वा
पदमानं समाख्यातं उर्ध्वमानं तदेव हि ॥ १४ ॥
छंदभेदो न कर्तव्यः कृते दोषमहद्भयम् ।

શ્રી વિશ્વકર્મા કહે છે. મેરૂ મેરૂના આકારનો અને ફરતા પ્રાકાર–ગઢો કરવા તેના પર પ્રાસાદ છંદના શિખર શૃંગ સહીત આમલસારા કળશથી અને ઉરુશૃંગોથી શોભતા એવા કામનાને દેનારા કરવા. તે પ્રાસાદ બુદ્ધિમાન શિલ્પીએ લક્ષણ યુકત સ્વરૂપોવાળા કરવા. તેના અંગ વિભકિત આઠ ભાગ સોળ ભાગ, દશભાગ કે બાર ભાગના કરવા. તેના ઉપર શિખરનું માન જે કહ્યું હોય તે કરવું. તેમાં છેદ ભેદ ન કરવો; કરે તો મહા ભય ઉપજાવનાર દોષ ઉત્પન થાય.

त्रयःप्राकाराः कर्तव्याः तोरणैर्हेमरत्नमयैः ॥ १५ ॥
चतुर्द्वारैः समोपेतैर्द्वारपालैश्च संयुतः ॥
ज्ञातिशुद्धं च कर्तव्यं कपिशीर्षं घनाकुलम् (?) ॥१६॥
प्रासादस्य प्रमाणेन जगती शुभ लक्षणा ।
अतोर्ध्वपदमानेन प्राकारान् कारयेद्बुधः ॥ १७ ॥

સમવસરણને ત્રણ ગઢ કરવા. ચારે દ્વારો દ્વારપાલ સહિત કરી તે પર સોનાના રત્ન જડીત તોરણો કરવા. પ્રાસાદ શુદ્ધછંદ જાતિના કરવા તેના પર કોઠારાઓ.... કરવા પ્રાસાદના પ્રમાણે શુભ લક્ષણવાળી જગતી પણ કરવી.

त्रिगुणां द्विगुणां चैव सपादं वा तृतीयकम् ।
पंचमांश प्रकर्तव्यां कपिशीर्षस्तु संस्थितः ॥ १८ ॥

सार्द्धभाग परिधौयक्ता द्विभागं वापि दीयते
तदार्द्धमध्यपर्यंतं खातं वै प्रभूजयेत् ॥ १९ ॥

તે ઉપર બુદ્ધિમાન શિલ્પીએ પદ (ભાગ)માનથી પ્રાકાર (કીલ્લાગઢ) કરવા. ત્રણ ગણા બમણા કે સવાત્રણ ગણા (?) કરવા. ગઢની ઉંચાઈના પાંચમા ભાગે કાંગરાં કરવા. દોઢ ભાગ પરિધ કે બે ભાગ પરિધની વાવડીયો (દ્વારની બે બાજુ) કરવી. તેમાં અર્ધથી મધ્ય સુધીમાં ખાડો રાખવો.

पीठबद्धं प्रकर्तव्यं स्त्रकैः स्वकैश्च मानतः
जिनेंन्द्रोक्ष मात्रचैव (?) प्राकारैश्च परिभ्रमेत् ॥ २० ॥

रम्यं श्रीमेरु प्रासादं पंचसुरेम्यः कर्तव्यम् ।
ब्रह्मविष्णुजिनेभ्यश्च आदित्याय शिवाय च ॥ २१ ॥

ज्ञातिशुद्धं प्रकर्तव्यं सभ्रमं भ्रमवर्जितम् ।
पदं च पदमानेन पदभक्तिरनेकधा ॥ २२ ॥

પ્રાકાર-કીલ્લાં ગઢને પોતપોતાના માને પીઠ કરવું. જિનેન્દ્રપ્રભુને જાણવાવાળા એવા જીવો પ્રાકાર ફરતા ફરી શકે તેવું કરવું. શ્રી રમ્ય એવો શ્રી મેરૂ પ્રાસાદ બ્રહ્મા, વિષ્ણુ, શિવ, જિન અને સૂર્ય એ પાંચ દેવોને થઈ શકે તેવો શુદ્ધ જાતિનો ભ્રમવાળો અગર ભ્રમ વગરનો પણ મેરૂ પ્રાસાદ કરવો. પદના માને પદ રાખવા પ્રાસાદની શિખરની પદવિભકિતના વિભાગ તો અનેક કહ્યા છે.

प्रासादस्य प्रमाणेन मंडपं चतुरोदिशि
तस्यांगे वेदिका कार्या श्रीमेरोः पदमानतः ॥ २३ ॥

शालायाश्च प्रमाणेन द्वारंचैवं प्रकल्पयेत् ।
द्वारस्य च विभागे न प्रतिमाविविधाःस्मृताः ॥ २४ ॥

पीठं पीठमिवाकारं तस्योर्ध्वे सिंहमासनम् ।
चतुर्दिक्षु[४] जिनेंद्राश्च परिकरैर्विभूषिताः ॥ २५ ॥

પ્રાસાદના પ્રમાણથી ચારે તરફ મંડપો કરવા તેના અંગ પ્રમાણે વેદિકા (કક્ષાસન) શ્રી મેરૂના પદમાનથી કરવા. મૂળ ગર્ભગૃહની પહોળાઈ પ્રમાણથી દ્વારની કલ્પના કરવી. અને દ્વારના વિભાગથી પ્રતિમાજીના માનના અનેક જુદા જુદા પ્રમાણો કહ્યાં છે.

पद्मानं दृष्टिमानं कर्तव्यं च सुशिल्पिभिः ।
दृष्टिवेधं न कर्तव्यं कृते दोषमहद्भयम् ॥ २६ ॥

પીઠના આકારનું પીઠ પબાસણુ સિંહાસન તે પર સિંહ આદિની ગાદી કરી ચારે તરફ ચોમુખ જીનેંદ્રપ્રભુ પરિકર સહિત શોભતા પધરાવવા. દ્વારની ઉંચાઇના પદ વિભાગના માનથી સારા શિલ્પીએ પ્રભુનું દૃષ્ટિમાન રાખવું. દૃષ્ટિવેધ ન થવા દેવો. ને દૃષ્ટિવેધ થાય તો મહા ભય ઉપજે.

अग्रतः पृष्ठतश्चैव वामदक्षिणतोऽपिवा ।
जिनेंद्रायतनं चैव पद्वेधविवर्जितम् ॥ २७ ॥
प्रथमं पद्मानं च शताग्रे चाष्ट संयुतं ।
द्विसप्ततिस्तथा कार्या शतार्द्धं च द्व्याधिकम् ॥ २८ ॥
चतुर्विंशति जिनेन्द्राश्च भाषितं विश्वकर्मणा ।
ज्येष्ठमध्यं कनिष्ठं च त्रिविधमानमुत्तमम् ॥ २९ ॥
जगतीं पीठमानं च मंडपं च तथैव च ।
मेरुछंदे समुत्पन्नो ज्ञातव्यश्च सुशिल्पिभिः ॥ ३० ॥

પ્રાસાદના આગળ પાછળ અને ડાબી જમણી તરફ જિનેન્દ્રના આયતન (દેવકલિકાઓ) પદવેધ ન આવે તેમ કરવું, પહેલા એકસો આઠ દેરીઓ સહિતનું જિનાયતન, બીજું બહોતેર જિનાયતન, ત્રીજું બાવન જિનાયતન અને ચોથું ચોવીશ જિનાયતનવાળા આયતનો જિનેન્દ્ર પ્રભુને ફરતા કરવાનું શ્રી વિશ્વકર્માએ કહ્યું છે. તે જ્યેષ્ઠ મધ્ય અને કનિષ્ઠ એમ ત્રણ માનના....થાય. તેને જગતી પીઠ અને મંડપો કરવા. આવો મેરુછંદ જાતિમાં ઉત્પન્ન થયેલો એવો પ્રાસાદ ચતુર શિલ્પીએ કરવો.

---

૪ **रूपमण्डन**માં મંડન સૂત્રધારે સમવસરણનું સંક્ષિપ્ત વર્ણન કરતાં સ્થાપિત તીર્થંકર અને યક્ષિણીના નામ પણ આપે છે પરિકરનું સંક્ષિપ્ત વર્ણન કરે છે.

श्री आदिनाथो नेमिश्च पार्श्वो वीरश्चतुर्थकः
चक्रेश्वर्यंबिका पद्मावतीसिद्धायिकेपि च ॥ १ ॥
कैलास समवसरणं सिद्धिवर्ति सदाशिवम् ।
सिंहासनं धर्मचक्रमुपरिद्रातपत्रकम् ॥ २ ॥

૧ આદિનાથ ૨ નેમનાથ ૩ પાર્શ્વનાથ અને ૪ ચોથા મહાવીર એમ ચાર પ્રધાન જિન પ્રતિષ્ઠાઓ અને ૧ ચક્રેશ્વરી ૨ અંબિકા ૩ પદ્માવતી અને ૪ સિદ્ધાયકા એ ચાર દેવીઓ પ્રમુખ એવું સદાશિવના કૈલાસ જેવું સમવસરણમાં પધરાવવા તેમના સિંહાસનની ગાદીમાં ધર્મચક્ર અને તેની બે બાજુ ઇંદ્રો (અગર કાઉસગ્ગ) અને ઉપર છત્રવટામાં અશોકપત્ર હોય તેવું પરિકર કરવું.

ઉપર પ્રમાણે આદિ, નેમ, પાર્શ્વ ને મહાવીરના ચાતુર્યુગ સિવાય શાશ્વતા જિન પ્રભુ વૃષભાનન–નંદી ચંદ્રાનન–ચંદ્ર વારિક્ષેણુ સૂર્ય કે સર્પ અને ચોથા વર્ધમાન સિંહ પધરાવવાનું વિશેષ કરીને જૈનોમાં કહ્યું છે.



ચતુરસ્ર સમવસરણ તળ અને દર્શન

प्रासाद पृथुमाने च
त्रिगुणं मानमुत्तमम् ।
तस्यान्ते प्राकारं कार्यं
तन्मध्ये च सुरालयम् ॥३२॥

शालायाः सममानेन
मंडपस्य भ्रमस्य च ।
भ्रमहीनं न कर्तव्यं
सार्द्धं द्विगुणमुत्तमम् ॥ ३३ ॥

तत्परे च महारम्याः
प्राकारास्त्रयो वेष्टिताः
मेरुर्मेरुरिवाकारं
वृषाकारं तथैव च ॥ ३४ ॥

एकत्रिपंचशाखाश्च
प्रतिशाखाश्चानेकधा ।
पूर्वशाखा च माहेंद्री
दक्षिणे जान्हवी तथा ॥३५॥

कालिंदी चोत्तरे शाखा
तपनी पश्चिमा स्मृता ।
मेरुश्च पंचशाखोऽयं
देवतानामनुक्रमम् ॥ ३६ ॥

પ્રાસાદ રેખાએ હોય તેનાથી ત્રણ ગણો મંડપ ઉત્તમ માનનો જાણવો. તેની અંદર ગઢો કરવા અને તેની વચ્ચે સુરાલય (પ્રાસાદ) કરવો. શાલા= ગર્ભગૃહના પદના બરોબર મંડપનું ફરતું પદ ભ્રમનું રાખવું. મંડપ ભ્રમ વગર ન કરવો. તે ભ્રમ દોઢ કે બે



વર્તુલાકાર સમવસરણનું પીઠિકા તળ

વિભાગનો ઉત્તમ જાણવો. તેના પર મહા રમ્ય એવા ત્રણ પ્રાકાર-ગઢ ફરતા કરવા. મેરુએ મેરુ આકારનો શિવરૂપ, અને મંડપ નંદી આકારનો કરવો. એક, ત્રણ, પાંચ, સાત, નવ એમ શાખાઓ દ્વારને કરવી. પૂર્વની શાખા માહેન્દ્રી, દક્ષિણે જાન્હવી, ઉત્તરની કાલિંદી અને પશ્ચિમની તપતી નામની શાખાઓ મેરુ પ્રાસાદને પંચશાખા દેવતાઓના અનુક્રમથી કરવી.

पूजयेत्सर्वदेवान्, श्रीमेरुशिखरोपमे ।
यत्कांचनमये मेरौ कृताः प्रदक्षिणास्त्रयः ॥ ३७ ॥

तदेवं शैलमेरौ च कृतेपुण्य समाहितम् ।
छंदभेदो न कर्तव्यो जातिभेदस्तथैव च ॥ ३८ ॥

छंदभेदे भवेन्मृत्युर्जातिभेदे कुलक्षयः
तस्मात्सर्वप्रयत्नेन शास्त्रदृष्टया च कारयेत् ॥ ३९ ॥

મેરુ શિખરમાં સર્વ દેવોને પૂજવા યોગ્ય છે. પહેલા સોનાનો મેરુ થતો. ત્રણ પ્રદક્ષિણાવાળો થતો. હવે પાષાણનો મેરુ દેવોને કહ્યો છે. તો પણ તેનાથી પુણ્યની પ્રાપ્તિ થાય છે. પ્રાસાદમાં છંદ ભેદ કે જાતિ ભેદ ન થવા દેવો. છંદભંગથી મૃત્યુ અને જાતિભંગથી કુળનો નાશ થાય છે તે સારૂ સર્વપ્રયત્ને કરી શાસ્ત્રોકત વિધિથી કામ કરવું.

अज्ञानाद् कुरुते यस्तु शास्त्र नैव........
शिल्पिनं च कुलं हंति स्वामिनस्तु क्षयं भवेत् ॥ ४० ॥

प्रतिमादोषवहा स्यादाचार्यो नरकं व्रजेत् ।
पदवेधविहीनं च दृष्टिवेधविवर्जितम् ॥ ४१ ॥

तत्कृतं च शुभं ज्ञेयं प्रजाराज्ञाम् शुभावहम् ।

पुरे शान्तिशुभं ज्ञेयं मेरुप्रासादकृते सति ॥
तत्रदेशे च कल्याणं गीतवाद्यैः सुरैर्नृपैः ॥ ४२ ॥

इति मेरु समवसरण

શાસ્ત્ર માર્ગ તજીને કોઈ અજ્ઞાનથી કાર્ય કરે તો તે શિલ્પીના કુળનો ક્ષય થાય અને સ્વામીની લક્ષ્મીનો નાશ થાય. પ્રતિમાના દોષથી આચાર્ય નરકમાં જાય. પ્રાસાદ ને મંડપમાં પદવેધ કે પદવિહીન ન કરવું, દષ્ટિવેધ પણ ન થવા દેવો. તેમ કરવાથી રાજા અને પ્રજાનુ શુભ શ્રેય થાય છે. આવા નિર્દોષ મેરુ પ્રાસાદ કરાવવાથી શહેરને શાન્તિ અને શુભ કહ્યું છે. તેવા દેશમાં રાજા પ્રજાનું કલ્યાણ થાય અને દેવો પ્રસન્ન રહી ગીતવાદ્યાદિ થયા કરે છે.

॥ अथ समवसरण स्वरूपम् ॥

प्राप्ते केवलज्ञाने च देवकृत्समवसरणम् ।
चतुरस्रं वृत्ताकारं द्विविधं समवसरणम् ॥ ४३ ॥

अधः पीठं तलं कार्यं तस्योपरि वप्रत्रयम् ।
प्रतिवप्रे चतुर्द्वारे चतुर्दिक्षु च वापिकाम् ॥ ४४ ॥

સમોસરણનું સ્વરૂપ કહે છેઃ જ્યારે તીર્થંકર પ્રભુને કેવળ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે દેવો સમોસરણની રચના કરે છે. ચોરસ અને ગોળ એમ બે પ્રકારે સમોસરણની રચના થાય છે. નીચે ભૂમિતળ પર પીઠ (કર્ણપીઠ) કરવું. તે પર ત્રણ ગઢો-કિલ્લા-પ્રાકાર કરવા. પ્રત્યેક ગઢની ફરતા ચારે દિશામાં ચાર દ્વાર વાપિકા વાવડી સહિત કરવા.

[5]रौप्यश्च प्रथमो वप्रस्तस्य सौवर्णं कपिशीर्षम् ।
विमानादिवाहनानि तस्मिन् सर्वाणि निवेशयेत् ॥ ४५ ॥

નીચેનો પહેલો ગઢ ચાંદીનો કહ્યો છે, તેને સુવર્ણના કાંગરા છે. તે ગઢમાં દેવોના સર્વ વાહનો-પાલખી, વિમાન, હાથી, ઘોડા રહે છે.

---

૫ સ્થાપત્યની દષ્ટિએ ચાંદી, સોના કે રત્ન દ્રવ્યને બદલે પાષાણના એક જ વર્ણના સમવસરણ કરે છે. કોઈ વિશેષ સફેદ પીળા કે લાલ વર્ણના આરસના પણ સમોસરણના વર્ણને મેળવવા પ્રયત્ન કરે છે. પ્રત્યેક ગઢમાં દેવવાહન, પરસ્પર વિરોધી જીવો કે દેવ, મનુષ્ય, સાધુ સાધ્વી આદિ સ્વરૂપો કોતરે છે; અગર કોઇ સાદા પણ રાખે છે. લૌકિક ભાષામાં

નીલ રત્નને સુવર્ણનાં, ત્રીજો રૂપાનો હોય,
સમોસરણમાં ત્રણ ગઢ, અનુક્રમ ગણુશો એમ.

द्वितीयं सौवर्णं दुर्गं रत्नं च कपिशीर्षकम् ।
प्राकारे च द्वितीये च तिर्यंचस्तु परस्परम् ॥ ४६ ॥

विरोधं त्यक्त्वा तिष्ठंति सस्नेहं सहोदरा इव ।

બીજો (વચલો) ગઢ સોનાનો છે, તેને રત્નના કાંગરા છે. આ બીજા ગઢમાં પરસ્પર વિરોધી જીવો જાણે સ્નેહવાળા સહોદર હોય તેમ પ્રભુ પાસે સર્વ તિર્યંચ જીવો હર્ષ સહિત બેઠા છે. (બિલાડી ને મૂષક-સર્પ ને નોળિયો-મૃગ ને વ્યાઘ્ર)

तृतीयं रत्नदुर्गं च कपिशीर्षं मणिमयम् ॥ ४७ ॥

देवमनुजादीनां सुपर्षदा द्वादश स्थिताः

ઉપરનો ત્રીજો ગઢ રત્નનો છે, તેના કાંગરા મણિના છે ને ત્રીજા ગઢમાં દેવો મનુષ્યો (સાધુસાધ્વી) બાર પ્રકારની પર્ષદા બેસે છે.

मध्येऽशोकवृक्षश्च योजनमेकं विस्तृतः ॥ ४८ ॥

वप्रोर्ध्वे च चतुर्दिक्षु सिंहासनछत्रत्रयम् ।
चतुर्दिक्षु पीठोपरि अर्हज्जिनप्रतिष्ठितम् ॥ ४९ ॥

उभयपक्षे यक्षं च मणिमयचामरधारकः ।
प्रतिवप्रे प्रतिद्वारं वाप्योऽष्टमंगलांकितम् ॥ ५० ॥

ઉપરના ગઢના મધ્યમાં અશોકવૃક્ષ એક યોજન વિસ્તારનું છે. તેની નીચે પીઠિકારૂપ સિંહાસનો ચારે તરફ છે અને ત્રણ છત્રો ચારે તરફ પ્રભુ પર છે.

---

ફૂટનોટ આગલા પૃષ્ઠથી ચાલુ

સમવસરણનો ઉપલો ગઢ રત્નનો, બીજો સોનાનો અને નીચેનો ત્રીજો ચાંદીનો એમ અનુક્રમે જાણવા. સમવસરણમાં ચાર પ્રતિમા પધરાવવામાં આવે છે તે ઘણે ભાગે શાશ્વતાજિન પ્રભુ ૧ ઋષભદેવ ૨ ચંદ્રાનન ૩ વારિષેણ અને ૪ વર્ધમાન વિશેષ કરીને હોય છે. તે પ્રત્યેકને ફરતાં ચાર પરિકરો પણ કોઈ કરાવે છે. તેથી વિશેષ ચૌમુખને ચાર થાંભલીઓ મુકી તે પર શિખર કે શામરણ છત્રી કરે છે. આ બધાનો દ્રવ્ય ભાવ પર આધાર વિશેષ રહે છે. પરિકરો કે છત્રી કરેલ ન હોય તો દોષ નથી. કેટલાક પરિકર કે છત્રી વગરના પણ સમવસરણ હોય છે. સમવસરણ નાના સ્વરૂપે થાય છે. વિશેષ ભાવથી કરે તો તે ત્રણે ગઢો પર પગથિયા ચડીને જવાય તેટલું મોટું સમવસરણ પણ કરાવે છે.

શ્લોક. ૧ થી ૪૧ સુધીમાં સમોવસરણના ચૌમુખ પ્રાસાદ સ્થાપત્યનું વિવરણ આપેલું છે. ચતુર્મુખ પ્રાસાદને ફરતી દેરીઓ ૧૦૮, ૭૨, ૫૨ કે ૨૪ આયતન કરવાનું કહ્યું છે. મધ્યમાં સમોવસરણ થાય. સમવસરણની રચનાનું વિગતથી વિવરણ શ્લોક ૪૨ થી છે.

ચારે તરફના સિંહાસન પર અર્હંત પ્રભુ બિરાજે છે. પ્રભુની બેઉ તરફ યક્ષ યક્ષિણી મણિજડિત ચામર ઢોળી રહ્યા છે, ત્રણે ગઢના પ્રત્યેક દ્વાર આગળ જળપૂર્ણ વાવડીઓ એકેક ગઢે આઠ આઠ છે. દ્વારોપર રત્નજડિત અષ્ટ મંગળ અંકિત છે.

द्वारेषु रौप्यवप्रस्य प्रतिहारास्तुंबरु¹ : ।
नृमुंडमाली-खट्वांगी-जटामुकुटभूषिताः ॥ ५१ ॥

द्वितीयवप्रद्वारेषु प्राक् क्रमेण चतुर्ष्वपि ।
जया च विजया चैवाजिता चापराजिताः ॥ ५२ ॥

सर्वाःस्युरभयपाशांकुशमुद्गरपाणयः ।
तस्थुश्चंद्राश्म शोणाश्म स्वर्णनीलात्विषःक्रमात् ॥ ५३ ॥

પ્રથમ નીચલા રૂપાના ગઢના ચારે દ્વારના પ્રતિહારો ૧ તુંબરૂ ૨ કપાલી ૩ ખટ્વાંગી ૪ જટામુકુટધારી એમ ચાર છે. બીજા ગઢમાં પૂર્વાદિ ચારે દ્વારની દેવી પ્રતિહારી ૧ જયા ૨ વિજયા ૩ અજિતા ૪ અપરાજિતા એ ચાર દેવીઓ છે. તેની ચારે ભુજામાં અભય, પાશ, અંકુશ અને મુદ્દગર ધારણ કરેલા છે. તેનો વર્ણ અનુક્રમે સફેદ, લાલ, સોનાવર્ણ અને નીલ છે.

रत्नवप्रस्य द्वारेषु द्वौ द्वौ प्रातिहारकौ ।
इंद्र इंद्रजयश्चैव माहेंद्रो विजयस्तथा ॥ ५४ ॥

धरणेंद्रःपद्मकश्चैव सुनाभःसुरदुन्दुभिः ।
इत्युक्तं समोसरणं प्रयुक्तं सुशिल्पिभिः ॥ ५५ ॥

---

¹शत्रुंजय माहात्म्य—प्रतिवप्रं प्रतिद्वारं तुंबरुप्रमुखाः सुराः दंडिनो हि प्रतीहाराः स्फारशृंगारिणोऽभवन् ॥

शांतिनाथ चरित्र—द्वारेषु रौप्यवप्रस्य प्रत्येकंतुंबरुस्तित नृमुंडमाली खट्वांगी जटामुकुटभूषितः ॥

हेमवीर चरित्र—अन्यवप्रेप्रतिद्वारं. तस्यौद्वास्युस्तुंबरुः षड्वांगी नृशिरः खट्वी जटामुकुटमंडितः ॥

બીજા વપ્રની જયાદિ પ્રતિહારિણીના ચારેયના એકજ પ્રકારના આયુધ છે પરંતુ તે તેના વર્ણભેદે ઓળખી શકાય.

ઉપરના ત્રીજા ગઢના ચારે દ્વારે બબ્બે પ્રતિહારોઃ અનુક્રમે પૂર્વે ઇંદ્ર અને ઇંદ્રજય, દક્ષિણે માહેંદ્ર ને વિજય, પશ્ચિમે ધરણેંદ્ર ને પદ્મક; અને ઉત્તરના દ્વારે સુનાભ અને સુરદુંદુંભિ ઉભેલા છે. આ આઠે પ્રતિહારો વીતરાગના છે. તેના ચચ્ચાર હાથના આયુધો અધ્યાય ચોવીશમાં કહ્યા છે એ રીતે સમવસરણની રચના કરવાનું શાસ્ત્રકારોએ બુદ્ધિમાન શિલ્પીને કહ્યું છે.

**इतिश्रीविश्वकर्माकृते ज्ञानप्रकाशदीपार्णवे वास्तुविद्यायां समवसरण लक्षणाधिकारे पंचविंशतितमोऽध्यायः ॥ २५ ॥**

ઇતિ શ્રી વિશ્વકર્મા વિરચિત જ્ઞાનપ્રકાશ દીપાર્ણવ વાસ્તુવિદ્યામધ્યે સમવસરણ લક્ષણાધિકારે શિલ્પ વિશારદ શ્રી પ્રભાશંકર ઓઘડભાઇ સ્થપતિ સોમપુરાએ રચેલી શિલ્પ પ્રભા નામક ભાષા ટીકાનો પચ્ચીશમો અધ્યાય.



# ज्ञानप्रकाशदीपार्णवे

## उत्तरार्धः

### अथ वास्तुविद्यायां ज्ञानप्रकाशदीपार्णवे–अष्टापद–स्वरूप–पाध्याय २६

### अष्टापद रचनानी भूमिका

### अष्टापदोर्ध्वे सिंहनिषद्या–प्रासाद–वर्णन

પ્રથમ તીર્થંકર **શ્રી** ઋષભદેવ સ્વામીના દેહનો અગ્નિસંકાર અષ્ટાપદ પર્વત ઉપર કર્યો. ત્યાં ભરત ચક્રવર્તી મહારાજે સિંહ નિષદ્યા નામે પ્રાસાદ રચના વર્ધકી-રત્ન (શિલ્પી=સ્થપતિ) પાસે કરાવી.

भरतस्तत्र च स्वामि संस्कारासन्नभूतले ।
प्रासादं योजयामास त्रिगव्यूतिसमुच्छ्रयः ॥ १ ॥

नामतः सिंहनिषद्या पद्मानिर्वाणवेश्मनः ।
उच्चैर्वार्द्धकीरत्नेन रत्नाश्माभिरकारयत् ॥ २ ॥

ભરત ચક્રવર્તીએ શ્રી ઋષભદેવના અગ્નિસંસ્કારના સમીપ ભૂમિ પર ત્રણ ગાઉ ઉંચો અને જાણે મોક્ષ મંદિરની વેદિકા હોય તેવો **"સિંહ નિષદ્યા"** નામનો પ્રાસાદ રત્નમય પાષાણોથી વાર્ધકી ૧ રત્ન (સ્થપતિ) પાસે કરાવ્યો.

તેની ચારે તરફ પ્રભુના સમવસરણની જેમ સ્ફટિક રત્નના ચાર રમણીય દ્વારો કરાવ્યા. તે દ્વારોની બંને તરફ શિવલક્ષ્મીના ભંડારની જેવા રત્ન ચંદનના સોળ સોળ કળશો રચાવ્યા. દરેક દ્વારની જાણે સાક્ષાત પુણ્ય વલ્લી હોય તેવા સોળ સોળ રત્નમય તોરણો રચાવ્યા. ફરતા મંડપના પ્રશસ્તિ લિપિના જેવા અષ્ટ મંગળની સોળ સોળ પંક્તિઓ રચી. જાણે ચાર દિગ્પાલોની સભા ત્યાં લાવ્યા હોય તેવા વિશાળ મુખમંડપો રચ્યા. તે ચાર મુખમંડપોની આગળ ચાલતાં શ્રી વલ્લી મંડપની અંદર ચાર પ્રેક્ષાસદન મંડપો (રસિક મંડપ જેવા કક્ષાસન-વાળા) કરાવ્યા. તે પ્રેક્ષા મંડપોની મધ્યમાં સૂર્યબિંબને ઉપહાસ્ય કરનારા વજ્રમય અક્ષવાટ રચ્યા અને દરેક અક્ષવાટની મધ્યમાં કમળમાં કણિકાની જેમ એકેક મનોહર સિંહાસન રચ્યું. પ્રેક્ષા મંડપની આગળ એકેક મણિપીઠિકા રચી. તેની પર રત્નના મનોહર ચૈત્યસ્તૂપ રચ્યા. તે દરેક ચૈત્યસ્તૂપમાં આકાશને પ્રકાશિત કરનારી દરેક દિશાએ મોટી મણિપીઠિકા રચી.

मणिपीठिकोपरिस्थाः पंचशतधनुमिताः
शाश्वत प्रतिमाः स्थिता ऋषभ चंद्राननयोः ॥ ३ ॥

वारिषेण वर्धमान पर्यंकासनस्थिताः
सिंहनिषद्याप्रासादे नंदीश्वर द्वीपसमः ॥ ४ ॥

તે મણિપીઠિકાની ઉપર ચૈત્ય સ્તૂપની સન્મુખ પાંચસો ધનુષ્ય પ્રમાણવાળી રત્નનિર્મિત અંગવાળી ઋષભાનન, ચંદ્રાનન, વારિષેણ અને વર્ધમાન નામની ચારે પર્યંકાસને બેઠેલી મનોહર નેત્રરૂપી પોયણાને ચંદ્રિકા સમાન નંદીશ્વર મહાદ્વીપના ચૈત્યની અંદર છે તેવી શાશ્વતજિન પ્રતિમાઓ રચાવી સ્થાપન કરી.

તે દરેક ચૈત્ય સ્તૂપની આગળ અમૂલ્ય માણિક્યમય વિશાળ એવી સુંદર પીઠિકાઓ રચી તેના પર અકેક ઈંદ્રધ્વજ રચ્યો. જાણે દરેક દિશાએ ધર્મે પોતાના જયસ્તંભો આરોપ્યા હોય તેવા તે ઈંદ્રધ્વજ જણાતા હતા.

દરેક ઈંદ્રધ્વજ આગળ ત્રણ ત્રણ પગથિયાં અને તોરણવાળી નંદા નામે પુષ્કરિણી (વાવડીઓ) રચી. સ્વચ્છ શીતલ જળથી ભરેલી અને વિચિત્ર કમળોથી શોભતો તે પુષ્કરિણીઓ દધિમુખ પર્વતના આકારભૂત પુષ્કરિણીઓ જેવી મનોહર લાગતી હતી.

તે સિંહ નિષદ્યા નામના મહાચૈત્યના મધ્યભાગમાં મોટી મણિપીઠિકા બનાવી અને સમવસરણની જેમ તેના મધ્યભાગમાં વિચિત્ર રત્નમય એક દેવચ્છંદ રચ્યો (જ્યાં પ્રભુ ચડતાં વિશ્રામ લઈ દેશના દે છે).

તે ચૈત્યની ભીંતોમાં વિચિત્ર મણિમય ગવાક્ષ (ઝરૂખા) રચ્યા હતા તેના પ્રભાપટલથી જાણે તેમાંથી પડદા ઉત્પન્ન થયેલા હોય તેવા જણાતા હતા....

---

૧ જેમ અર્હંત જિન તીર્થંકરોના આ લોક ભોગ્ય પુણ્ય ફળરૂપ વરેલી સિદ્ધિઓ તરીકે અષ્ટપ્રાતિહાર્યો હોય છે તેમ મહા ચક્રવર્તીની પાસે ચૌદ રત્નો હોય છે. તેમાં વર્દ્ધકી–સ્થપતિ શિલ્પી એ તેમનું છઠ્ઠું રત્ન કહ્યું છે. મહાચક્રવર્તી કલ્પે તે કાર્ય તે ચૌદ રત્નથી, અસાધ્ય હોય તો પણ પળવારમાં સાધ્ય થાય છે તે મહાચક્રવર્તીની સાથે જ તે રત્નો હાજર હોય છે.

सेनापतिगृहपतिपुरोहितगजतुरग वार्धकीः स्त्री ।
चक्रं छत्रं चर्म मणिः कांकिनी खङ्गदंडः च ॥ ३ ॥

મહાચક્રવર્તીના ચૌદ રત્નોમાં સેનાપતિ, ગૃહપતિ, પુરોહિત, હાથી, ઘોડો, શિલ્પી વાર્ધકી અને સ્ત્રી એ સાત રત્નો પંચેન્દ્રિય છે. ચક્ર, છત્ર, ઢાલ, મણિ, કાંકિણી રત્ન, ખડગ અને દંડ એ સાત રત્નો એકેન્દ્રિય છે. આ ચૌદ રત્નો મહાચક્રવર્તીની સેવામાં સદા સર્વદા હાજર હોય છે. આ અકેક રત્નના હજાર હજાર દેવો અધિષ્ઠાયક હોય છે. (જૈન દર્શન)

देवच्छंदे प्रतिष्ठिताः प्रतिमास्तत्र निर्मलाः ।
ऋषभस्वामिमुख्यानां चतुर्विंशतिरर्हताम् ॥ ५ ॥

प्रतिमाः स्वस्वसंस्थाना मानवर्णाधरास्तु ताः ।
साक्षादिव स्वामिनो भासः शैलेषीध्यानवर्तिनः ॥ ६ ॥

આગળ કહેલા દેવચ્છંદની ઉપર શૈલેશી ધ્યાનમાં વર્તતી હોય તેવી દરેક પ્રભુના પોતપોતાના દેહના માન જેવડી ને પોતપોતાના દેહના વર્ણ (રંગ)ને ધારણ કરનારી, જાણે દરેક પ્રભુ પોતે જ બિરાજમાન હોય તેવી ઋષભ આદિ ચોવીશ અર્હંતોની નિર્મલ રત્નમય પ્રતિમા રચીને સ્થાપન કરી.

तत्र षोडश सौवर्णा लाजवर्तसमद्वये ।

द्वौ स्फटिकौ द्वे वैडूर्ये द्वे च रक्तमणिमये ॥
तासां चार्हत्प्रतिमानां सर्वासामपिजह्विरे ॥ ७ ॥

તેમાં સોળ પ્રતિમા સોનાવર્ણની, બે રાજવર્ણ (શ્યામ) રત્નની, બે સ્ફટિકની, બે (લીલા) વૈડૂર્યની અને બે રક્તવર્ણની (પૂર્વે બે, દક્ષિણે ચાર, પશ્ચિમે આઠ ને ઉત્તરે દશ) એમ ચોવીશ પ્રતિમાઓ બેસારી દેવચ્છંદ ઉપર ઉજ્જવલ રત્નની ચોવીશ ઘંટાઓ શામરણ રચી.

अष्टापदस्य शिखरे मणिमाणिक्यभूषणम् ।
नंदीश्वरस्य चैत्यानां प्रतिस्पर्द्धिनं पावनम् ॥ ८ ॥

चैत्यं भरतचक्रिमात्‌ आज्ञानुसारं कारितम् ।
तेन वार्द्धकी रत्नेन यथाविधि प्रमाणतः ॥ ९ ॥

અષ્ટાપદ પર્વતની ઉપર મસ્તકના મુકુટ-મણિ જેવા તથા નંદીશ્વરાદિના ચૈત્યની સ્પર્ધા કરે તેવું પવિત્ર એવું તે ચૈત્ય ભરત મહારાજની આજ્ઞા થતાં તત્કાળ સર્વ કળાના જ્ઞાતા એવા વાર્દ્ધકી રત્ને (સ્થપતિ શિલ્પીએ) વિધિ પ્રમાણે બનાવી આપ્યું.

चक्रिणा दंडरत्नेन शृंगाणि च छेदितानि ।
ऋजुस्तंभवत्स्थितत्रात्‌ मनुजा नैवारोहन्ति ॥ १० ॥

२०

पर्वतमेखला इव सोपानान्यष्टौ च कृतः ।
योजनमेकमुच्चानि तेनाष्टापदः प्रसिद्धः ॥ ११ ॥

ततःप्रभृति शैलोऽसौ नाम्नाष्टापद इत्यभूत् ।

ભરત ચક્રવર્તીએ દંડરત્ન વડે તે પર્વતના દાંતા પાડી નાખ્યા. તેથી સરળ અને ઉંચા સ્તંભની પેઠે એ પર્વત લોકોને ન ચડી શકાય તેવો થઈ ગયો–પછી મહારાજા એ પર્વતની ફરતી મેખલાઓ જેવા અને મનુષ્યોથી ઉલ્લંઘન થઈ શકે નહિ એવા એકેક યોજનને અંતરે આઠ પગથિયાં બનાવ્યા. ત્યારથી તે પર્વતનું નામ "અષ્ટાપદ" પડયું.

"त्रिषष्टिशलाका पुरुष पर्व" (१) सर्ग ६ શ્લોક ૫૯૯ થી ૬૩૬

## अध्याय २६–अष्टापद स्वरूप (चालु)

श्रीविश्वकर्मा उवाच

चतुर्विंशतिर्जिनचैत्यं शतार्द्धं च द्वयाधिकम् ।
द्वयधिकसप्ततिस्तथा कार्या शतमष्टोत्तरम् ॥ १ ॥

जगत्यां च तथा प्रोक्ता मंडपं च तथव च ।
समोसरणमष्टापदं मया प्रोक्तं सुविस्तरैः ॥ २ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે: ચોવીશ જિનાયતન; બાવન જિનાયતન, બહોતેર જિનાયતન અને એકસો આઠ જિનાયતન અને તેની જગતી અને મંડપોનું પણ મેં કહ્યું છે; હવે સમવસરણ અને અષ્ટાપદના સ્વરૂપો વિસ્તારથી કહું છું.

नारदोवाच

विश्वकर्मा स्वयं देवो विश्वकर्मा जगत्पतिः च
जिनालयं कथं देव ! अष्टापदस्य लक्षणम् ॥ ३ ॥

तन्मध्ये देवतास्थानं चतुर्दिक्षु जिनास्तथा ।
तद् भ्रमैर्देवतामानं पदमानं कथं प्रभो ! ॥ ४ ॥

નારદજી કહે છે હે વિશ્વકર્મા ! આપ સ્વયં વિશ્વના કર્તા જગત્પતિ દેવ છો. જિનાયતનો અને અષ્ટાપદના લક્ષણો મને કહો. તેની ચારે દિશામાં જિન દેવોનાં સ્થાન અને ફરતા દેવસ્થાનના પદના માન મને હે પ્રભો, કહો.




અષ્ટાપદતલ દર્શન

श्रीविश्वकर्मा उवाच

जगत्योर्ध्वं च शालाया गर्भे च देवतापदम् ।
द्वारस्य द्वारमानेन स्तंभ कुंभोदुंबरम् ॥ ५ ॥

प्रासादस्य समं ज्ञेयम् सपादं सार्द्धमेव च
द्विगुणं वाथ कर्तव्यं मंडपसमसूत्रतः ॥ ६ ॥

प्रासादा अष्टभद्रं च वामदक्षिणतोऽपि वा ।
मंडपगर्भसूत्रेण कर्तव्यं शुभमीप्सितम् ॥ ७ ॥

શ્રી વિશ્વકર્મા કહે છે. જગતીની ઉપરની (અષ્ટાપદની) શાલા દેવના ગર્ભગૃહના પદે કરવી. થાંભલા કુંભીને ઉદુમ્બર તે સર્વદ્વારના માને રાખવા. પ્રાસાદના જેટલો સવાયો દોઢો કે બમણો મંડપ કરવો તે શુભ જાણવું. મૂળ મંદિરની ડાબી જમણી

તરફ અષ્ટભદ્રના પ્રાસાદો કરવા. તે તેના ગર્ભસૂત્રને અનુસરીને શુભ ઇચ્છિત ફળની કામના વાળાએ મંડપો કરવા.

भूमिश्च भूमिमानेन चतुर्द्वारयुतं शुभम् ।
अष्टभागैर्द्विरष्टैर्वा [2]नखार्धं द्वादशोऽपि च ॥ ८ ॥

प्रासादमाने प्रतिमा कर्तव्या शुभमीप्सितम् ।
भद्रे भद्रे राजसेनो वेदी सुखासनं शुभम् ॥ ९ ॥

આ પ્રાસાદમાં એક ભૂમિ ઉપર બીજી એમ મજલાઓ માનથી કરવા અને તેને પ્રાસાદ ચારે તરફ દ્વારવાળો કરવો તે શુભ જાણવું. તે પ્રાસાદ આઠ ભાગ, સોળ ભાગ, દશ ભાગ, બાર ભાગ (કે ચોવીશ ભાગ)ની વિભક્તિનો કરવો. પ્રાસાદના પ્રમાણથી પ્રતિમાજી કરતા તે શુભ જાણવું. પ્રાસાદના ભદ્રે ભદ્રે રાજસેનક વેદિકા આસનપટ્ટાદિ સુખાસન (કક્ષાસન) કરવા.

एकवक्त्रो त्रिवक्त्रो वा चतुर्वक्त्रस्तथैव च
एकवक्त्रे च कर्तव्या मुखे चैव त्रिशालिका ॥ १० ॥

चतुर्दिक्षु चतुर्वक्त्रं तस्याग्रे मंडपः शुभः ।

આ અષ્ટાપદ પ્રાસાદ એક મુખનો-ત્રણ મુખનો, કે ચાર મુખનો કરવો. એક મુખના પ્રાસાદને આગળ ત્રિશાલિકા કરવી. ચાર મુખના પ્રાસાદને ચારે દિશામાં તેની આગળ મંડપો કરવા તે શુભ છે.

तदर्धं च न कर्तव्यं शालावेधः प्रजायते ॥ ११ ॥

पटशालाप्रवेशेन दृश्यते यस्य वास्तुषु ।
स्वामिसुखमाचार्यश्च पूजा न लभ्यते नरैः ॥ १२ ॥

तस्मात्सर्वं प्रयत्नेन कर्तव्यं च पूजागमैः ।
तत्कृतं च शुभं ज्ञेयं सर्वकामफलप्रदम् ॥ १३ ॥

पुत्र पौत्र प्रवर्ध्धन्ते प्रजाराज्ञजयावहम् ।
........................................ ॥ १४ ॥

---

२ द्वादशांशैर्जिनैस्तथा-પાઠાન્તર.

......................................................... ।
राजसेन तथा वेदी आसनं मतवारणम् ॥ १५ ॥

इलिकातौरणैर्युक्तः शाला पूरितः शुभः
तन्मध्ये च महामेरुश्चतुर्दिक्षु जिनेश्वरम् ॥ १६ ॥

प्रथमार्चा प्रमाणेन द्विचतुरष्टदिङ्मिताः
दृष्टिस्तु दृष्टिमानेन स्तनान्तं वा शुभं भवेत् ॥ १७ ॥




અષ્ટાપદ દર્શન

..........................................................अनुवाद ११ थी १४३)

અષ્ટાપદના ચાતુર્મુખ (મંડપ)ને રાજસેનક વેદિકા આસનપટ્ટ કક્ષાસન કરવા. શાલા-આગલી ચોકીને ઇલિકાતોરણયુક્ત સુશોભિત કરવું. તેવા પ્રાસાદની મધ્યમાં મહામેરુ જેવી વેદીપર ચારે દિશાએ જિનેશ્વર પધરાવવા. પહેલા આગલા બિમ્બના પ્રમાણના પૂર્વાદિ દિશામાં ક્રમે બે, ચાર, આઠ અને દશ એમ ચોવીશ જિન બિંબ સ્થાપન કરવાં. તે સર્વની દૃષ્ટિ સમસૂત્રમાં એક રાખવી અગર સર્વ પ્રતિમાના સ્તનસૂત્ર એકસૂત્રમાં રાખવા.

तेन मानेन कर्तव्यमधःस्थानेन नंदति ?

આમ સમસૂત્રના માનથી રાખતાં નીચેની ગાદી ચડાવવી.

पदं च पदमानेन पदं पदानुसारतः ? ॥ १८ ॥

एकभूमिर्द्विभूमिर्वा त्रिभूमिर्वा कृतं शुभम् ।
आदिपदानुमानेन कर्तव्यं भूमिमुदयम् ॥ १९ ॥

तदूर्ध्वे शृंगमुत्सेधं जटायां तत्प्रकल्पयेत् ।
तदूर्ध्वे ऊरुशृंगाणि अंडकैः कलशैर्युतम् ॥ २० ॥ इति अष्टापद ॥

પદના માને પદો રાખવા, પદના અનુસારે પદો રાખવા. પદના માનથી એક ભૂમિ કે બે ભૂમિ કે ત્રણ ભૂમિનો પ્રાસાદ કરવો તે શુભ છે. મુખ્ય આદિ પદના માને ઉપરનો ભૂમિનો ઉદય રાખવો. તેના ઉપર શૃંગો ચડાવી જટાની કલ્પના જેવું શિખર કરવું. તેના ઉરુશૃંગો અંડકો-કળશ યુકત પ્રાસાદ કરવો.

॥ इति अष्टापद ॥

इतिश्री विश्वकर्माकृते ज्ञानप्रकाशदीपार्णवे वास्तुविद्यायां अष्टापद लक्षणाधिकारे षड्विंशतितमोऽध्यायः ॥ २६ ॥

ઈતિશ્રી વિશ્વકર્મા વિરચિત જ્ઞાનપ્રકાશ દીપાર્ણવના વાસ્તુવિદ્યાના અષ્ટાપદલક્ષણાધિકાર પર શિલ્પવિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો છવ્વીશમો અધ્યાય (૨૬)



# ज्ञानप्रकाशदीपार्णवे

## उत्तरार्धः

अथ ज्ञानप्रकाश दीपार्णवे

मेरुगिरिस्वरूपम् तथा नंदीश्वरद्वीपरचना

॥ सप्तविंशतितमोऽध्यायः २७ ॥

॥ अथ मेरुगिरिस्वरूपम् ॥

श्रीविश्वकर्मा उवाच

वृत्ताकारो मेरुगिरिः शालभद्रभूस्थितः ।
सुवर्णवर्णो मेरुश्च नीलवर्णास्य चूलिका ॥ १ ॥

नंदनं प्रथमे कंदे तथोपरि सोमनसम् ।
शेषं च पंडकवनं चूलिका तस्योपरि ॥ २ ॥

चूलिकोपरि कर्तव्यं शाश्वतजिनचैत्यकम् ।

શ્રી વિશ્વકર્મા મેરુગિરિનું સ્વરૂપ કહે છે. મેરુગિરિ ગોળ આકારે છે. નીચે પ્રથમ ભદ્રશાલ ભૂમિ પર તે સ્થિત છે. મેરુનો વર્ણ સોના જેવો ( સામાન્ય રીતે સોમનસ પીતવર્ણ, પંડકવર્ણ, રક્તવર્ણ મતાન્તરે કહ્યો છે). ઉપર ચૂલિકાનો નીલવર્ણ કહ્યો છે. પ્રથમ કંદ રૂપે નંદનવન છે. તે ઉપર ચડતાં સોમનસવન આવે છે. તેનાથી ઉપર ચડતાં બાકી ઉપર પંડકવન આવે છે (જ્યાં પ્રભુજીનો જન્માભિષેક થાય છે). તે ઉપર ચૂલિકા આવે છે. ચૂલિકાની ટોચ પર શાશ્વત જિનચૈત્ય આવેલું છે.

पूर्वदक्षे श्वेतवर्णाऽपरोत्तरे रक्तवर्णका ॥ ३ ॥

पूर्वादिक्रमयोगेन सिद्धिशिला पंडोपरि ।
शिला च धनुषाकारा जन्माभिषेकस्तत्र च ॥ ४ ॥

પંડકવનમાં પૂર્વ ને દક્ષિણ દિશાની શ્વેતવર્ણની સિદ્ધશિલા છે. પશ્ચિમ અને ઉત્તરે રક્તવર્ણની સિદ્ધશિલા છે. એમ પૂર્વાદિ શિલાએ તે સિદ્ધશિલા પંડકવન






મેરુગિરિ તળ અને દર્શન

પર છે. તે શિલાઓનો આકાર ધનુષાકાર કલ્પ્યો છે (તે સિંહાસન ગાદી તરીકે જાણવી). પૂર્વ પશ્ચિમ બે એમ બબ્બે શિલા છે. તે સિદ્ધશિલા પર, પ્રભુનો જન્મ થાય ત્યારે ત્યાં ઇંદ્રો તેમના જન્માભિષેકનો ઉત્સવ કરે છે.

હવે માનપ્રમાણ કહે છે.

नंदनोदयस्त्रयांशो विंशांशकं सोमनसम्
पांडुकं च कलांशेन प्रतिमामाने चूलिका ॥ ५ ॥

उर्ध्वव्यासः त्रिशांशेन अधश्च पंचत्रिंशकः
भावमेरोः कल्पितांशा क्षेत्रमाने न योजयेत् ॥ ६ ॥

હવે મેરુગિરિનું માન પ્રમાણ સ્થાપત્યની દૃષ્ટિએ કહે છે. નીચેનું નંદનવન ત્રણ ભાગનું ઊંચું (તેમાં કર્ણપીઠની આકૃતિ કરવી), તે ઉપર વીશ ભાગ ઉંચાઈમાં સોમનસવન આવે, તેના પર સોળ ભાગનું ઉંચું પંડકવન આવે અને પ્રતિમાના પ્રમાણથી ચૂલિકાનું પ્રમાણ રાખવું (પ્રતિમાના બે હાથની પહોળાઈથી કાંઇક વિશેષ). ઉપરનો વ્યાસ પાંડુક ત્રીશ ભાગ વિસ્તારમાં અને નીચેનો પાંત્રીશ ભાગ જાણવા. આ ભાવ મેરુની સ્થાપત્યની કૃતિનું જાણવું. જૈન ગ્રંથોમાં કહેલા ક્ષેત્રપ્રમાણનું સેવન કરવું કાર્યક્ષેત્રે બહુ અશકય છે.[1]

चतुर्दिशि जिनगेहं सोमनसवने स्थितम् ।
विदिशि शक्रप्रासादो वापी सजलपूर्णका ॥ ७ ॥

સોમનસ વનના ફરતા ચાર દિશામાં જિન ભવન કરવાં. વિદિશામાં ચાર ઇંદ્રોના પ્રાસાદો જળપૂર્ણ વાવોસહિત કરવા.

---

૧ જૈનગ્રંથોમાં આપેલા પ્રમાણનો સંબંધ કાર્યક્ષેત્રની સુલભતાને બાધકર્તા છે તેથી સામાન્ય રીતે સ્થાપત્યની દૃષ્ટિએ અહીં ભાગ પ્રમાણ કહ્યા છે. પ્રતિમાના પ્રમાણથી દ્વારની દૃષ્ટિ રાખી બાકીના ગાદીના અને સોમનસને પાંડકવન નીચે કર્ણપીઠ તરીકે નંદનવનની કલ્પના કરવી. વિસ્તારમાં તો પ્રતિમાના મેળથી કુશળ બુદ્ધિમાન શિલ્પીએ નક્કી કરવો. આ પ્રમાણ પ્રાસાદમાં કરવાના મેરુની રચનાનું જાણવું; બાકી અંજન શળાકાદિ ક્રિયા અગર જો વિશેષ દ્રવ્ય વ્યય કરીને મોટા સ્વરૂપમાં મેરુની રચના કરવાની હોય તો તે ઉપર મનુષ્યોને ચડવાના સાધારણ પગથિયાંની સગવડ વગેરેની વ્યવસ્થાવાળો મેરુ કરવો જોઈએ. જ્યારે ઉપરોક્ત માન-પ્રમાણથી સ્થૂળ પ્રમાણ રાખવાની ફરજ પડે છે ત્યારે સોમનસક પાંડકવનનો વિસ્તાર વધુ રાખવો પડે છે. આથી દોષ માની લેવો નહિ.

वने नंदने च कार्याश्चतुर्दिशि जिनगृहाः
विदिशि शक्रप्रासादो वापी च जलपूर्णका ॥ ८ ॥

जिनेंद्रप्रासादान्तरे दिक्कुमारी-कूटानि च ।
तत्रकूटोपरिकुक्षौ ईशाने बलकूटकम् ॥ ९ ॥

નંદનવનની ચાર દિશાઓમાં જિનમંદિરો અને વિદિશામાં ઇંદ્રના ચાર પ્રાસાદો કરવા. તેમાં ફરતી જળપૂર્ણ વાવો કરવી. જિન ચૈત્યને ઇંદ્ર પ્રાસાદની વચ્ચે આંતરે એકેક દિગ્કુમારીના કૂટ=ટેકરીઓ આવેલી છે (એમ કુલ આઠ કૂટ છે). તે કૂટપર્વતની ટેકરી પર એકેક દેરી કરવી (દિગ્કુમારીને રહેવાને). આઠ કૂટ ઉપરાંત ઈશાન કોણમાં એક બલકૂટ વિશેષ કરવું (ઈશાનમાં ઇંદ્રભવન, પછી બલકૂટ, પછી દિગ્કુમારી કૂટ અને પછી ઉત્તર દિશાનું ચૈત્ય એમ ક્રમ).

मेरुश्च पर्वताकारो गुहावृक्षादिभिर्वृतः ।
अधोभागे पशुपक्षी भव्यजीवास्तथोपरि ॥ १० ॥

नंदनस्य अधोभागे महानदो भद्रशालकम् ॥
एवंविधोयं मेरुगिरि....................॥ ११ ॥ इतिमेरुगिरि स्वरूपम्

મેરુગિરિને ફરતા પર્વતોનો આકાર-ટેકરા ગુફાઓ ઝરણા વૃક્ષો ફરતા કરવા. નીચે પશુપક્ષ્યાદિ અને તે પર ભવ્ય જીવો છે. નંદનવન જે કર્ણપીઠના રૂપનું નીચે કરવાનું તેની ફરતી નીચે ખાઈ મહાનદી સ્વરૂપ કરવી. મંદિરની જમીનને ભદ્રશાલ સ્વરૂપ માનવી. ઇતિ મેરુગિરિ સ્વરૂપ.

## अथ नंदीश्वर-द्वीप-रचना

विश्वकर्मा उवाच

अथ नंदीश्वरो द्वीपः द्विपंचाशच्चकूटवान् ।
कूटोपरि चतुर्मुखं चैत्यं चतुर्द्वारकम् ॥ १ ॥

चतुर्दिशि चतुर्गिरिरंजनःश्यामवर्णकः ।

શ્રી વિશ્વકર્મા નંદીશ્વરદ્વીપની રચના કહે છે. નંદીશ્વર દ્વીપોમાં બાવન કૂટ પર્વતોના છે. પ્રત્યેક કૂટ ઉપર ચાર મુખના ચાર દ્વારવાળા ચૈત્ય છે. ચારે દિશામાં શ્યામવર્ણના ચાર અંજનગિરિ આવેલા છે.

अंजनस्य चतुर्दिशि दधिमुखाख्यः पर्वतः ॥ २ ॥
प्रत्येकं च विदिशायां द्वौ द्वौ रतिकरौ गिरी
एवमष्ट रतिकरा चतुर्दधिरेकांजनः ॥ ३ ॥




नंदीश्वर द्वीपनी रचना

त्रयोदश गिरयश्च चतुर्दिशि च पर्वताः
एवमंजनसमूहः स्याद् द्विपंचाशचतुर्दिशि ॥ ४ ॥

ચારે દિશાએ આવેલ ચાર અંજનગિરિ છે. પ્રત્યેક અંજનગિરિની ચારે દિશાએ એકેક એમ ચાર દધિમુખ પર્વત આવેલા છે. પ્રત્યેક વિદિશામાં બબ્બે બબ્બે રતિકર પર્વતો આવેલા છે. એવા આઠ રતિકર પર્વત-ચાર દધિમુખ પર્વત અને વચલો મધ્યનો અંજનગિરિ પર્વત મળી કુલ તેર પર્વતો છે. પ્રત્યેક અંજનગિરિ ચારે દિશાના તેરના સમૂહમાં મધ્યમાં આવેલ છે. એવા ચારે તરફના અંજનગિરિના સમૂહના કુલ મળીને (૧૩×૪=૫૨) બાવન કૂટ થાય.

प्रतिकूटोपरि चैत्यं चतुर्द्वारं सुशोभनम् ।
समस्तबिंबसंख्या च द्विशताधिकमष्टकम् ॥ ५ ॥

इति नंदीश्वर द्वीपरचना

પ્રત્યેક કૂટ ઉપર ચાર દ્વારથી શોભતું એકેક ચૈત્ય છે. બધા મળીને જિન બિમ્બોની સંખ્યા બસો આઠની થાય[૨] (તેર તેરના ચારે દિશાના સમુહ વચ્ચે મેરુ પર્વત આવેલો છે).

इति श्री विश्वकर्माकृते ज्ञानप्रकाश दीपार्णवे वास्तुविद्यायां मेरु-नंदीश्वर स्वरूपलक्षणाधिकारे सप्तविंशतितमोध्यायः ॥ २७ ॥

ઇતિશ્રી વિશ્વકર્મા વિરચિત જ્ઞાનપ્રકાશ દીપાર્ણવ વાસ્તુવિદ્યાના મેરુ અને નંદીશ્વર સ્વરૂપ પર શિલ્પ વિશારદ પ્રભાશંકર ઓઘડભાઈ સોમપુરાએ રચેલી શિલ્પપ્રભા નામની ભાષાટીકાનો સત્તાવીશમો અધ્યાય (૨૭).

૨ ઉપરોકત આપેલ પાઠ સ્થાપત્યની રચનાની દષ્ટિએ છે પરંતુ જૈન દર્શનશાસ્ત્રોમાં બિમ્બ સંખ્યા નીચે પ્રમાણે આપી છે.

આ નંદીશ્વર દ્વીપના મધ્યના પટ્ટોમાં જંબુદ્વીપ-સમુદ્રાદિ દ્વીપના આઠ વલયોવાળી રચના કરવી. તેમાં મધ્યમાં જંબુદ્વીપની વચ્ચે મેરુની રચના કરી ચાર શાશ્વત જિનમૂર્તિઓ પધરાવવી.

સ્થાપત્યની દષ્ટિએ ઉપર કહેલા ૧૩×૪=૫૨ કૂટ × ૪=૨૦૮ એમ બસો આઠ બિમ્બ સ્થાપન થાય છે તે બરાબર છે. પરંતુ મધ્યના મેરુના ચાર શાશ્વતાજિન બિમ્બ ગણતાં કુલ ૨૧૨ બસોબાર બિમ્બની સ્થાપના થાય.

શાસ્ત્રોકત વર્ણનમાં એકેક ગિરિ ચૈત્ય ઉપર ચોમુખદ્વારના ૧૨૪ બિમ્બ પધરાવેલા કહ્યા છે. તેવા બાવન ગિરિ ઉપર ૧૨૪×૫૨=૬૪૪૮ છ હજાર ચારસો અડતાલીશ બિમ્બ સંખ્યા બધી મળીને નંદીશ્વર દ્વીપ ઉપરની કહી છે.

આ તમામ પ્રભુના નામો શાશ્વતા જિન પૈકીના જ છે. તેમાં કોઈ ચોવીશી પધરાવવાની હોતી નથી. આમ શાસ્ત્રોકત વર્ણનમાં આ પ્રત્યેક ગિરિ ચૈત્યને ચારે તરફ ચાર મુખ મંડપો અને તેના આગળ પ્રેક્ષા મંડપો છે તેમ કહેલું છે. એટલે ૫૨×૪=૨૦૮ બસો આઠ મંડપો અને બસો આઠ પ્રેક્ષા મંડપો થયા. કેટલી વિશાળ ભવ્યતા !

# જિનદર્શન

## પરિશિષ્ટ (૧)

### अथ जिनप्रासाद आयतनादि कथ्यते

श्री विश्वकर्मा उवाच

जिनाग्रे चतुष्किका शुकाग्रे गूढमंडपः
गूढस्याग्रे चतुष्किका तदग्रे नृत्यमंडपः ॥ १ ॥

શ્રી વિશ્વકર્મા કહે છેઃ જિન પ્રભુના પ્રાસાદ આગળ (બહાર ખુલ્લા ચોકમાં) સમવસરણ કરવું. મૂળ મંદિરના શુકનાશ એટલે ડોળી મંડપ આગળ ગૂઢમંડપ કરવો અને ગૂઢમંડપ આગળ (છ નવ) ચોકીઓ કરવી, તેનાથી આગળ નૃત્ય મંડપ કરવો.

प्रथमप्रासादमाने शताग्रे चाष्टसंयुताः
चतुरशीतिर्द्विसप्तः शतार्द्धं च द्वयाधिकम् ॥ २ ॥

चतुर्विंशति जिनेंद्रा भाषितं विश्वकर्मणा ।
ज्येष्टमध्यकनिष्ठं च त्रिविधं मानमुत्तमम् ॥ ३ ॥

મૂળ પ્રાસાદના માનથી ફરતી એકસો આઠ દેવકુલિકાઓ મૂળમંદિર સાથે કરવી તેમજ ચોરાશી તથા બહોતેર દેવકુલિકાઓ તથા બાવન દેવકુલિકાઓ અને ચોવીશ દેવકુલિકાઓ મૂળમંદિર સાથે કરવાનું શ્રી વિશ્વકર્માએ કહ્યું છે. તેવા જ્યેષ્ઠ મધ્યમ અને કનિષ્ઠ એવા ત્રણે પ્રકારના માનના પ્રાસાદો ઉત્તમ જાણવા. એ રીતે પાંચ પ્રકારે જિનાયતનો કરવાનું કહ્યું છે.

पंचविंशति विस्तारं अष्टाविंशति मुखायते
भागैकं लोपयेत्कर्णं चतुरशीति जिणालयः ॥ ४ ॥

विंशविंशकृतेक्षेत्रे पृष्ठे चत्वारिंश मुखायते ।
जिणमालास्तथा नाम सर्वकल्याणकारिका ॥ ५ ॥

---

૧ ચોરાશી જિનાયતન બીજા પ્રકારે પાછળ એકવીશ, બાજુમાં બાવીશ બાવીશ અને આગળ અઢાર દેવકુલિકા અને મુખ્ય મંદિર મળીને કુલ ચોરાશી જિનાયતન થાય. બાજુમાં મોટી દેરીઓ કરવાને મહાધર કહે છે તે દેવકુલિકા નાની સંખ્યામાં ગણવી અને ચાર ગર્ભે બલાણક કરવા તેવું ચોરાશી જિણાલયને જીણમાલા નામે જાણવું. રાણકપુરનુ ધરણી વિહાર પ્રાસાદ એ આ પ્રકારની કૃતિ છે. એકસોઆઠ જિનાયતન બુદ્ધિમાન શિલ્પીએ યુક્તિથી ગોઠવી લેવું.




પચીશ ભાગ પહોળાઇ અને અઠ્ઠાવીશ ભાગ ઉંડાઇ લંબાઇનું ક્ષેત્ર કરવું. તેના ચાર ખુણાના અકેક પદ લોપવા ( એટલે ચારે ખૂણે ખાંચા પડે). વીશવીશ આગળ પાછળ દેવકુલિકાઓ અને બાજુમાં વીશવીશ દેવકુલિકાઓ ( ચાર મહાધર

સહિતની) કરવી. મધ્યમાં એક અને અંદર ચારખુણે ચાર મળી કુલ ચોરાશી જિનાયતને (ચારે બાજુ મધ્યમાં બલાણક કરવા) આમ સર્વ કલ્યાણ કરનાર એવું "જિણમાલ" નામ જાણવું.

वामदक्षे चतुस्त्रिंशदष्टाग्रे नवपृष्ठतः ।
मूलप्रासादसंयुक्ते वर्णसंख्या जिनायतम् ॥ ६ ॥

બાવન જિનાલયની રચના: મુખ્ય મંદિરની ડાબી જમણી તરફ સત્તર સત્તર: આગળ આઠ અને પાછળ નવ દેવકુલિકાઓ મૂળમંદિર સહિત બાવન જિનાયતનની રચના જાણવી

वामदक्षे च पंचाशत् पृष्ठे रुद्रोऽग्रतो दश ।
मूलप्रासादसंयुक्तं द्विसप्ततिर्जिनायतम् ॥ ७ ॥

બહોંતેર જિનાયતનની રચના કહે છે: મુખ્ય મંદિરની ડાબી જમણી બાજુમાં પચ્ચીશ પચ્ચીશ અને પાછળ અગિયાર અને આગળના ભાગમાં દશ દેવકુલિકાઓ તથા મુખ્ય મંદિર સહિત કુલ બહોંતેર જિનાયતનની રચના જાણવી.

अग्रपृष्ठद्वयोर्विध चतुर्विंशायतं खलु ।
अष्टाष्ट सप्तकुलिका सहितं मूलमंदिरे ॥ ८ ॥

ચોવીશ જિનાલય બે પ્રકારે થઈ શકે. મૂળ મંદિરના આગળ અગર પાછળ પણ દેવકુલિકાએ થાય. તેમાં ત્રણ બાજુ આઠ આઠ અગર પાછળ કરે તો સાત (આગળ આઠ આઠ કરે તો એક વધારાની દેરીમાં સરસ્વતી સ્થાપન કરવાનું અન્ય ગ્રંથોમાં કહ્યું છે.)

આ પાંચે પ્રકારના જિનાયતનોમાં કયા કયા જિનતીર્થંકરો પધરાવવા બાબત વિચારણીય છે. ચોવીશ જિનાયતનમાં વર્તમાન કાળની ચોવીશી પધરાવવી. બાવન જિનાયતનોમાં વર્તમાન કાળની અને અતીત (ગત) ચોવીશીએ મળી ૪૮ પ્રભુજી અને ચાર શાશ્વતા જિન મળીને બાવન પ્રભુ પધરાવી શકાય. બાવન જિનાલય એ નંદીશ્વરદ્વીપના પ્રતીક રૂપ છે. બહોતેર જિનાયતનમાં અતીત (થયેલી) ચોવીશ, વર્તમાન ચોવીશ અને અનાગત (ભાવી) ચોવીશ મળી ૭૨ બહોતેર જિનપ્રભુ પધરાવી શકાય. ચોરાશી જિનાયતનમાં ત્રણેકાળની ચોવીશીના ૭૨ પ્રભુજી અને ચાર શાશ્વતાના બાર પ્રભુજી મળી ચોરાશી પ્રભુ પધરાવી શકાય. એકસો આઠ જિનાયતનમાં ત્રણે કાળના ૭૨ અને વીશ વિહરમાન અને શાશ્વતા સોળ મળી ૧૦૮ પધરાવી શકાય. આજ પ્રમાણે પધરાવવા જોઈએ એવો આગ્રહ ન હોય. પરંતુ વ્યાવહારિક ગોઠવણ આ રીતે યોગ્ય ગણાય. પછી તો એકથી વિશેષ નામના તીર્થંકરના પ્રતિમાજી પણ પધરાવે છે. વળી અકેક દેવકુલિકામાં ત્રણ ત્રણ એમ ત્રગડાને મેળે પ્રતિમાજી પધરાવવાની પ્રથા છે. તેમાં ત્રણે કાળના પ્રતિમાજીએ અને વીશ વિહરમાન અને ચાર શાશ્વતા જિન પ્રતિમાજીનો મેળ કરીને બેસારવા પ્રયત્ન કરે છે.

यदि स्थान मानाश्रये न्यूनाधिक्यं देवकुले ।
पार्श्व पृष्ठाग्रसंख्येन तत्र दोषो न जायते ॥ ९ ॥

કદાચ સ્થાન જગ્યાનો આશ્રય જાણીને પડખાની દેરીઓ આગળ પાછળ વધારવી પડે અગર તેમાં ઓછા વધુ કરવું પડે તો તેનો દોષ ન જાણવો. જો કે કુલ સંખ્યા તો ૮૪, ૭૨, ૫૨ કે ૨૪ મેળવવી.

अग्रतः पृष्ठतश्चैव वामदक्षिणतोऽपिवा ।
जिनेंद्रायतनं चैव पदवेधं विवर्जितम् ॥ १० ॥

प्रासादस्तंभकर्णानां वेधद्वारेषु वर्जयेत्
प्रासादमंडपानां तु गर्भे कृत्वा सुखं वहेत् ॥ ११ ॥

ચોરાશી, બહોંતેર, બાવન કે ચોવીશ જિનાયતનની દેવકુલિકાઓ કરવામાં મંદિરના આગળ પાછળ કે પડખે કે બધી બાજુમાં પદનો વેધ ન આવે તેમ કરવું (વેધ તજવો). પ્રાસાદના સ્તંભો અને ખુણાઓનો વેધ દ્વારમાં ન આવે તેમ કરવું. તે મૂળમંદિરના દ્વારમાં પણ વેધ ન આવે તેમ કરવું. તે સર્વમંડપ અને પ્રાસાદના ગર્ભથી અનુસરીને કરવાથી સુખને આપનાર જાણવું.

लघुपदे कुलिकायां पक्षगर्भं च....
देवकुलीगर्भगेहे ब्रह्मगर्भं न लोपयेत् ॥ १२ ॥

ब्रह्मगर्भे यदि लुप्ते वेधदोषो महद्भयम् ।
क्वचित् पार्श्वगर्भलोपे तत्र दोषो न विद्यते ॥ १३ ॥

જિનાયતનના નાના પદો પર શિખર કરવામાં પડખાનો ગર્ભ....પરંતુ દેવકુલિકાના ગર્ભગૃહના શિખરનો ઉભો બ્રહ્મગર્ભ કદી ન લોપવો. જો બ્રહ્મગર્ભ લોપે તો વેધદોષનો ભય ઉપજે પરંતુ કદાચ (નાના પદના કારણે) પડખાના ગર્ભ લોપાય તો તેનો દોષ....

जिनायतं शुभं कार्यं सर्वज्ञैर्हि सुशिल्पिभिः
वास्तुज्ञाने स्वतः सिद्धः वास्तुवेत्ता देवसमः ॥ १४ ॥

વાસ્તુ શાસ્ત્રમાં પોતે સિદ્ધ થએલા જ્ઞાનવાળા અને વાસ્તુના જાણવાવાળા દેવ રૂપ એવા સર્વ કળાના જાણકાર તેવા સારા કુશળ શિલ્પીએ આવું અનેક ગુંચો-વાળું જિનાયતનું કામ બુદ્ધિ અને તર્કથી કરવું.

## એક સો આઠ જિનાયતન
## ચાતુર્મુખ મહાપ્રાસાદ તળદર્શન




**દીપાર્ણવ-ઉત્તરાર્ધ**

| | |
|---|---|
| ચાતુર્મુખ મહાપ્રાસાદ | |
| ચાતુર્મુખ પ્રાસાદ. | ૫ |
| કોણના પ્રાસાદ | ૪ |
| મહાધર પ્રાસાદ | ૮ |
| દેવકુલિકાઓ | ૯૧ |
| | ૧૦૮ |
| મેઘનાદ મંડપ | ૪ |
| મંડપ | ૩૬ |
| | ૪૦ |
| બલાણક | ૪ |
| ભૂમિતળના સ્તંભ સંખ્યા | ૧૬૩૨ |

ઉપરાંત

દ્વિતીય ભૂમિના અન્ય વધુસ્તંભો.

કુલવિસ્તાર દીર્ઘ ગજ ૨૬૫×૩૦૧ ગજ

शास्त्रविहिनापवादेन कथ्यते मुनिपुंगवैः ।
गुणदोषौ च विज्ञाय शिल्पी कुर्वंति बुद्धिमान् ॥ १५ ॥

કદાચ કોઈ સમય કારણસર અપવાદરૂપ શાસ્ત્ર વિહિન માર્ગ ઋષિમુનિઓએ કહ્યા હોય તો તેના ગુણદોષ જાણીને બુદ્ધિમાન શિલ્પીએ તેવું કાર્ય કરવું.

क्वचित् शास्त्रविहिनं तु यदि कर्मज्ञधीमताम् ।
कर्मठे कुशले तस्मिन् वेधदोषो न जायते ॥ १६ ॥

વાસ્તુ કર્મના બુદ્ધિમાન કર્મઠના જ્ઞાતા એવા કુશળ સ્થપતિને જો કદાચ એવા સંજોગોમાં અણુછૂટકે શાસ્ત્રવિહિન માર્ગે જવું પડે તો તે વેધદોષ ન જાણવો

अलिंद तलभूम्युच्चं देवकुलीभुवस्तलम् ।
प्रणालं कारयेद्धिमान पूर्वतश्चाग्रभागत ॥ १७ ॥

અલીંદ પરસાળ-ચોકીની ભૂમિ તળ કરતાં દેવકુલિકાના ગર્ભગૃહનું ભૂમિતલ ઉંચું રાખવું અને તેનો ઢાળ આગળ પૂર્વમાં બુદ્ધિમાન શિલ્પીએ રાખવો.

गुणाश्च बहवो यत्र दोष एको भवेद्यदि ।
गुणाधिकं चाल्पदोषं कर्तव्यं नात्र संशय ॥ १८ ॥

જે સ્થાપત્ય કામમાં ઘણા ગુણો હોય અને કોઇ એકાદ દોષ હોય તો તે દોષ ગણાતો નથી. તેવા અધિક ગુણવાળા અને અલ્પદોષવાળાં કાર્ય નિર્દોષ છે તેમ જાણવું. તેમાં સંશય ન કરવો. અગ્નિકુંડમાં જળબિન્દુઓની સ્થિતિ જેવું તે જાણવું.

अष्टापद समोसर्पो शिखरं मेरुमानकम् ।
कृते भावकल्पांश क्षेत्रमानं न योजयेत् ॥ १९ ॥

અષ્ટાપદ, સમવસરણ કે મેરૂશિખરને શાસ્ત્રોમાં કહેલા એમના માનપ્રમાણ પ્રમાણે કરવાનું અશકય હોય તો ન કરવાં. પરંતુ તેના વ્યવહારૂ કલ્પિતભાગથી ભાવ દેખાડવો.

॥ वृक्षार्णव ॥

# જંબુદ્વીપમાં ભરતક્ષેત્રના જૈન તીર્થંકરોની અતિત-(ભૂત), વર્તમાન અને અનાગંત (ભાવિ) ચોવીશીઓનાં ક્રમ, નામ અને લાંચ્છન

## જંબુદ્વીપે ભરતક્ષેત્રે વર્તમાન ચોવીશી

| ક્રમ | તીર્થંકર | લાંચ્છન | ક્રમ | તીર્થંકર | લાંચ્છન |
|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | પોઠીયો | ૧૩ | વિમલનાથ | વરાહ |
| ૨ | અજિતનાથ | હાથી | ૧૪ | અનંતનાથ | સીંચાણો પક્ષી |
| ૩ | સંભવનાથ | ઘોડો | ૧૫ | ધર્મનાથ | વજ્ર |
| ૪ | અભિનંદન | વાંદરો | ૧૬ | શાંતિનાથ | હરણ |
| ૫ | સુમતિનાથ | ક્રૌંચ પક્ષી | ૧૭ | કુંથુનાથ | બકરો |
| ૬ | પદ્મપ્રભુ | કમળ | ૧૮ | અરનાથ | નંદ્યાવર્ત |
| ૭ | સુપાર્શ્વનાથ | સ્વસ્તિક | ૧૯ | મલ્લિનાથ | કળશ |
| ૮ | ચંદ્રપ્રભુ | ચંદ્રમા | ૨૦ | મુનિસુવ્રત | કાચબો |
| ૯ | સુવિધિનાથ | મગર | ૨૧ | નેમિનાથ | નીલકમળ |
| ૧૦ | શીતલનાથ | શ્રીવત્સ | ૨૨ | નેમિનાથ | શંખ |
| ૧૧ | શ્રેયાંસનાથ | ગેંડો | ૨૩ | પાર્શ્વનાથ | સર્પ |
| ૧૨ | વાસુપૂજ્ય | પાડો | ૨૪ | મહાવીરપ્રભુ | સિંહ |

## જંબુદ્વીપે ભરતક્ષેત્રે અતિત (ભૂત) ચોવીશી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | શ્રીકેવલજ્ઞાન | સિંહ | ૧૩ | શ્રીસુમતિ | પાડો |
| ૨ | નિર્વાણી | સર્પ | ૧૪ | શિવગતિ | ગેંડો |
| ૩ | સાગર | શંખ | ૧૫ | અસ્તાગ | શ્રીવત્સ |
| ૪ | મહાયશ | નીલકમળ | ૧૬ | નમિશ્રૃંગ | મઘર |
| ૫ | વિમલ | કાચબો | ૧૭ | અનિલ | ચંદ્રમા |
| ૬ | સર્વાનુભૂતિ | કળશ | ૧૮ | યશોધર | સ્વસ્તિક |
| ૭ | શ્રીધર | નંદ્યાવર્ત | ૧૯ | કૃતાર્થ | કમળ |
| ૮ | શ્રીદત્ત | બકરો | ૨૦ | જિનેશ્વર | ક્રૌંચપક્ષી |
| ૯ | દામોદર | હરણ | ૨૧ | શુદ્ધમતિ | વાંદરો |
| ૧૦ | સુતેજા | વજ્ર | ૨૨ | શિવંકર | ઘોડો |
| ૧૧ | સ્વામીનાથ | બાજપક્ષી | ૨૩ | સ્યાનંદર | હાથી |
| ૧૨ | મુનિસુવ્રત | વરાહ | ૨૪ | સંપ્રતિ | પોઠીયો |

## જંબુદ્વીપે ભરતક્ષેત્રે અનાગત (ભાવી) ચોવીશી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | પદ્મનાભ | સિંહ | ૧૩ | નિષ્કાય | પાડો |
| ૨ | સુરદેવ | સર્પ | ૧૪ | નિષ્પુલાક | ગેંડો |
| ૩ | સુપાર્શ્વ | શંખ | ૧૫ | નિર્મમ | શ્રીવત્સ |
| ૪ | સ્વયંપ્રભ | નીલકમળ | ૧૬ | ચિત્રગુપ્ત | મઘર |
| ૫ | સર્વાનુભૂતિ | કાચબો | ૧૭ | સમાધિ | ચંદ્રમા |
| ૬ | દેવશ્રુત | કળશ | ૧૮ | સંવર | સ્વસ્તિક |
| ૭ | ઉદય | નંદ્યાવર્ત | ૧૯ | યશોધર | કમળ |
| ૮ | પેઢાલ | બકરો | ૨૦ | વિજય | ક્રૌંચપક્ષી |
| ૯ | પોટ્ટીલ | હરણ | ૨૧ | મલ્લિ | વાંદરો |
| ૧૦ | શતકીર્તિ | વજ્ર | ૨૨ | શ્રીદેવ | ઘોડો |
| ૧૧ | સુવ્રત | બાજપક્ષી | ૨૩ | અનંતવીર્ય | હાથી |
| ૧૨ | અમમ | વરાહ | ૨૪ | ભદ્રકૃત | પોઠીયો |

## વીશ વિહરમાન (મહાવિદેહ ક્ષેત્રમાં વર્તમાનકાળમાં વિચરતા)

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | સીમંધર | વૃષભ | ૧૧ | વજ્રધર | શંખ |
| ૨ | યુગમંધર | હાથી | ૧૨ | ચંદ્રાનન | વૃષભ |
| ૩ | બાહુ | હરણ | ૧૩ | ચંદ્રબાહુ | કમળ |
| ૪ | સુબાહુ | વાંદરો | ૧૪ | ભુજંગદેવ | કમળ |
| ૫ | સુજાત | સૂર્ય | ૧૫ | ઈશ્વર | ચંદ્ર |
| ૬ | સ્વયંપ્રભ | ચંદ્ર | ૧૬ | નેમિપ્રભ | સૂર્ય |
| ૭ | ઋષભાનન | સિંહ | ૧૭ | વીરસેન | વૃષભ |
| ૮ | અનંતવીર્ય | હાથી | ૧૮ | મહાભદ્ર | હાથી |
| ૯ | સુરપ્રભ | ઘોડો | ૧૯ | ચંદ્રદેવયશા | ચંદ્રમા |
| ૧૦ | વિશાળ | સૂર્ય | ૨૦ | અજિતવીર્ય | સાથીયો |

નીચેના ચાર શાશ્વત જીન સુપ્રસિદ્ધ છે. તેમનાં આ નામો દશ ક્ષેત્રની દશ ચોવીશીઓમાં અને વિહરમાન જિનમાં અવશ્ય લભ્ય થાય જ છે.

શાશ્વતજિન લાંચ્છન

૧ ઋષભાનન–નંદી

૨ ચંદ્રાનન–ચંદ્ર

૩ વારિષેણ–સૂર્ય કે પાડો

૪ વર્ધમાન–સિંહ

પૂ. આચાર્ય વિજયોદયસૂરિજી અને શ્રી વિજયનંદનસૂરિજીની યાદી પ્રમાણે શાશ્વત જીનને લાંચ્છન નથી. અમદાવાદ શાંતિનાથજીની પોળમાં ભોંયરાઓ ચોમુખના શાશ્વતા છે. તેને એકેને લાંચ્છન જ નથી. તે રીતે રાજસ્થાનમાં પણ એક સ્થળે તેઓએ તેમ જોયેલું છે.



સિદ્ધચક્ર

જિનતીર્થંકરોને પાંચ કલ્યાણકો નીચેની વિગતે હોય છે.

૧ ચ્યવન કલ્યાણક–દેવલોકમાંથી માતાની કુક્ષમાં પધારતાં.

૨ જન્મ કલ્યાણક-જન્મ સમયે પ્રભુનો મેરૂ પર્વત પર ઇંદ્રો ઉત્સવ કરે છે.

૩ દીક્ષા કલ્યાણક–સંસાર ભોગની દીક્ષા ઉત્સવ.

૪ કેવળજ્ઞાન કલ્યાણક–દીક્ષા તપના અંતે શ્રેષ્ટ જ્ઞાનની પ્રાપ્તી થયા પછી સમવસરણ પર બેસી દેશના આપે છે.

૫ મોક્ષ કલ્યાણક-શરીર ત્યાગ–દેહોત્સર્ગ–

## વર્તમાનના ચોવીશ તીર્થંકરોની ગણધર સંખ્યા ૧૪૫૨

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | ગણધર | ૮૪ | ૧૩ | વિમલનાથ | ગણધર | ૫૭ |
| ૨ | અભિનંદન | ,, | ૯૫ | ૧૪ | અનંતનાથ | ,, | ૫૦ |
| ૩ | સંભવનાથ | ,, | ૧૦૧ | ૧૫ | ધર્મનાથ | ,, | ૪૩ |
| ૪ | અભિનંદન | ,, | ૧૧૬ | ૧૬ | શાંતીનાથ | ,, | ૩૬ |
| ૫ | સુમતિનાથ | ,, | ૧૦૦ | ૧૭ | કુંથુનાથ | ,, | ૩૫ |
| ૬ | પદ્મપ્રભુ | ,, | ૧૦૭ | ૧૮ | અરનાથ | ,, | ૩૩ |
| ૭ | સુપાર્શ્વનાથ | ,, | ૯૫ | ૧૯ | મલ્લીનાથ | ,, | ૨૮ |
| ૮ | ચંદ્રપ્રભુ | ,, | ૯૩ | ૨૦ | મુનિસુવ્રત | ,, | ૧૮ |
| ૯ | સુવિધિનાથ | ,, | ૮૮ | ૨૧ | નમિનાથ-નેમનાથ | ,, | ૧૭ |
| ૧૦ | શીતલનાથ | ,, | ૮૧ | ૨૨ | નેમનાથ-નિમનાથ | ,, | ૧૧ |
| ૧૧ | શ્રેયાંશનાથ | ,, | ૭૬ | ૨૩ | પાર્શ્વનાથ | ,, | ૧૧ |
| ૧૨ | વાસુપૂજ્ય | ,, | ૬૬ | ૨૪ | મહાવીર | ,, | ૧૧ |







ૐકાર પંચપરમેષ્ઠી
અર્હંત શ્વેત—સિદ્ધ-રક્ત
આચાર્ય-પીત—ઉપાધ્યાય લીલા
સાધુ શ્યામ વર્ણ

હ્રીંકારમાં વર્ણ પ્રમાણે ચોવીશી

ચોવીશ તિર્થંકર ભગવાનના ચૌદસો બાવન ગણધર છે. આ ગણધરની મૂર્તિઓ પટ રૂપે પાલીતાણા આગમ મંદિરમાં છે. પરંતુ વિશેષે કરીને તેમના પગલાંની આકૃતિ પટ રૂપે કરેલ જોવા મળે છે.

## સહસ્રકૂટાંતર્ગત ૧૦૨૪ તીર્થંકરની રચના

૭૨૦ પાંચ ભરતક્ષેત્ર અને પાંચ ઐરાવત એ દશ ક્ષેત્રની અતિત વર્તમાન અને અનાગત. એ ત્રણની ત્રણ ત્રણ ચોવિશિના ૭૨૦ તીર્થંકરો નિચેની વિગતે.

| | |
|---|---|
| ૭૨ જંબુદ્વીપ ભરતક્ષેત્રના અતિત વર્તમાન અને અનાગત | ૨૪+૨૪+૨૪ ની ત્રણ ચોવીશી |
| ૭૨ ધાતકીખંડે પૂર્વ ભરતક્ષેત્રના | ૨૪+૨૪+૨૪ ની ત્રણ ચોવીશી |
| ૭૨ ધાતકીખંડે પશ્ચિમ ભરતક્ષેત્રના | ૨૪+૨૪+૨૪ ની ત્રણ ચોવીશી |
| ૭૨ પુષ્કરાર્ધ પૂર્વ ભરતક્ષેત્રના | ૨૪+૨૪+૨૪ ની ત્રણ ચોવીશી |
| ૭૨ પુષ્કરાર્ધ દ્વીપાર્ધે પશ્ચિમ ભરતક્ષેત્ર | ૨૪+૨૪+૨૪ ની ત્રણ ચોવીશી |
| ૭૨ જંબુદ્વીપે ઐરાવતક્ષેત્રે | ૨૪+૨૪+૨૪ ની ત્રણ ચોવીશી |
| ૭૨ ધાતકીખંડે પૂર્વ ઐરાવતક્ષેત્રે | ૨૪+૨૪+૨૪ ની ત્રણ ચોવીશી |
| ૭૨ ધાતકીખંડે પશ્ચિમ ઐરાવતક્ષેત્રે | ૨૪+૨૪+૨૪ ની ત્રણ ચોવીશી |
| ૭૨ પુષ્કરાર્ધદ્વીપે પૂર્વ ઐરાવતક્ષેત્રે | ૨૪+૨૪+૨૪ ની ત્રણ ચોવીશી |
| ૭૨ પુષ્કરાર્ધદ્વીપે પશ્ચિમ ઐરાવતક્ષેત્રે | ૨૪+૨૪+૨૪ ની ત્રણ ચોવીશી |

૭૨૦ આ સાતસો વીશ પ્રભુજીના નામો જૈનગ્રંથોમાં આપેલા છે.

૧૬૦ મહાવિદેહ

| ઉત્કૃષ્ટ કાળે જંબુદ્વીપે | ધાતકીખંડના પૂર્વાર્ધના | ધાતકીખંડના પશ્ચિમાર્ધ | |
|---|---|---|---|
| ૩૨ + | ૩૨ + | ૩૨ | ૩૨×૫ મળી કુલ ૧૬૦ પ્રભુ |
| પુષ્કરાર્ધ પૂર્વાર્ધ | પુષ્કરાર્ધ પશ્ચિમાર્ધ | | |
| ૩૨ + | ૩૨ + | કુલ ૧૬૦ના નામો જૈન ગ્રંથોમાં આપેલા છે. | |

૨૦ વિહરમાન તીર્થંકરો

૧૨૦ ભરતક્ષેત્રની વર્તમાન ચોવીશીના ૨૪ તીર્થંકરોના પાંચ પાંચ કલ્યાણકની ૨૪×૫=૧૨૦ મૂર્તિઓ

૪ શાશ્વતા તીર્થંકરો

૧૦૨૪ કુલ એકહજાર ચોવીશ તીર્થંકરોનો ચારે બાજુ ૨૫૬, ૨૫૬ પ્રભુના ઉભા પટ્ટ આકૃતિની રચના કરીને કરવી. તેમાં પ્રત્યેક બાજુ એકેક મોટી શાશ્વત જીન પ્રતિમાની મૂર્તિ (અને તો પરિકર સહિતની) કરી ફરતા નીચે ઉપર ને બાજુમાં પ્રતિમા નાની નાની કરવી.



૧૧૭૦ તીર્થંકરનો સહસ્ત્રકૂટ

ઉત્કૃષ્ઠ કાળે વિચરતા ૧૭૦ તીર્થંકર એક સાથે અજિતનાથજીના સમયમાં જગત પર થયા. તેમાં મૂળનાયક અજિતનાથજીની મધ્યમાં પ્રતિમા કરવી. તેની સંખ્યા નીચે પ્રમાણે જાણવી.

૧૬૦ પ્રભુ મહાવિદેહ ઉત્કૃષ્ઠકાળે

| જંબુદ્વીપના | ઘાતકીખંડ | | પુષ્કરાર્ધ | |
|---|---|---|---|---|
| | પૂર્વાર્ધ | પશ્ચિમાર્ધ | પૂર્વાર્ધ અને | પશ્ચિમાર્ધ |
| ૩૨ + | ૩૨ + | ૩૨ + | ૩૨ + | ૩૨ |

૫ ભરતક્ષેત્રના પાંચ

૫ ઐરાવતક્ષેત્રના પાંચ

૧૭૦ પ્રભુજીનો પટ મધ્યમાં જરા મોટી અજિતનાથજીની પ્રતિમા કરી ફરતા નાના નાના પ્રતિમાજી કરવા.

જૈન દર્શનમાં શુભ એવા અષ્ટમંગળ કહ્યા છે.

अथाष्ट मंगलः स्वस्तिकं नंद्यावर्त च दर्पणंयुग्ममत्स्यघटम् ।
श्रीवत्सं च भद्रासनं वर्धमानाष्टमंगलम् ॥ १ ॥

જૈન અષ્ટમંગળમાં (૧) સ્વસ્તિક, (૨) નંદ્યાવર્ત, (૩) દર્પણ, (૪) બે માછલીની જોડી, (૫) કુંભ, (૬) શ્રીવત્સ અને (૭) ભદ્રાસન, (૮) વર્ધમાન એ આઠ મંગળ જાણવા.




અષ્ટમંગળ

* અષ્ટમંગળનો ક્રમ ઘણા સ્થળે આઘોપાછો જોવામાં આવે છે.

તેને લોકકાવ્યમાં : દર્પણ, ભદ્રાસન, વર્ધમાન, શ્રીવત્સ, મત્સ્ય, જોડ,
કળશ, સ્વસ્તિક, ને નંદ્યાવર્ત અષ્ટમંગળ એ કોડ.

પ્રભુના ગર્ભપ્રવેશ સમયે માતાને ચૌદ સ્વપ્નનાં દર્શન થાય છે.

अथ चौद स्वप्नः गजो नंदी मृगराजो लक्ष्मी पुष्पमाला चंद्रः ।
भास्करश्च ध्वजो घंटः पद्मसरः क्षिरार्णवः ॥ १ ॥
देवगृहं रत्नराशिः निर्धूममग्नि स्वप्नकाः ।
चतुर्दश स्वप्नकानि पश्यंति जिनमातृकाः ॥ २ ॥

(૧) હાથી, (૨) પોઠીયો, (૩) સિંહ, (૪) લક્ષ્મીજી, (૫) પુષ્પની બે માળા, (૬) ચંદ્ર, (૭) સૂર્ય, (૮) ધ્વજા, (૯) કુંભ, (૧૦) પદ્મસરોવર, (૧૧) ક્ષીરસાગર, (૧૨) દેવવિમાન-ગૃહ, (૧૩) રત્નસમુહ અને (૧૪) ધુમાડા વગરનો અગ્નિ-એ ચૌદ વસ્તુઓ પ્રભુજીના માતાજીને ગર્ભપ્રવેશ પહેલાં સ્વપ્નમાં દેખાય છે.

લોક કાવ્યમાં ચૌદ સ્વપ્ન ॥ વારણ વૃષભસિંહ, લક્ષ્મી, બે ફૂલમાળ; ચંદ્ર, સુરજ, ધ્વજ, કળશ, પદ્મસરોવર, ન્યાલ. ક્ષીરસમુદ્ર, દેવવિમાન, રત્નઢગ, નિર્ધૂમ આગ; જુએ સુપન એ ચૌદ શુભ જીનમાત મહાભાગ. ॥

KANTILAL.H.MISTRI. PRABHASHANKER.O.STHAPATI.

ચૌદ સ્વપ્ન

* ચૌદ સ્વપ્નનો ક્રમ ઘણા સ્થળે આઘાપાછા જોવામાં આવે છે.

જીનતીર્થંકર પ્રભુ જ્યાં જ્યાં વિચરે ત્યાં આ લોક ભોગ્ય અષ્ટપ્રતિહાર્ય હાજર જ હોય છે. તેનો જીન પ્રભુના પરિકરમાં યથાસ્થિત મૂર્ત રૂપે દર્શાવેલું હોય છે.

अष्ट प्रातिहार्यः अशोकवृक्षः सुरपुष्पवृष्टि र्दिव्यध्वनिश्चामरमासनं च ।
भामंडल दुंन्दुभिरात पत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥

(૧) અશોકવૃક્ષ, (૨) દેવોની પુષ્પવૃષ્ટિ, (૩) દીવ્યધ્વનિ શંખ, (૪) ચામર, (૫) આસન, (૬) ભામંડળ, (૭) દુંદુભિ વાદ્ય, (૮) છત્ર એ આઠ પ્રતિહાર્ય શ્રી જીનેશ્વર પ્રભુના જાણવા.



# જિનદર્શન પરિશિષ્ઠ (૨)

જીન પ્રતિમા લક્ષણમાં પદ્માસન અને કાયોત્સર્ગ ધ્યાની એમ બે પ્રકાર સ્વરૂપ કહ્યાં છે. અર્હંત પ્રતિમાના વિશેષ લક્ષણમાં અષ્ટપ્રાતિહાર્ય-સાથે હોવાનું માનેલ છે. બાકીની જીનપ્રતિમા સિદ્ધાવસ્થાની માનવાનું કહ્યું છે. અષ્ટ પ્રતિહાર્યમાં, (૧) અશોકવૃક્ષ, (૨) સિંહાસન, (૩) ચામર, (૪) ભામંડળ, (૫) દેવદુદુંભિ, (૬) દિવ્યધ્વનિ, (૭) સુરપુષ્પવૃષ્ટિ, (૮) છત્ર કહ્યાં છે. અને પરિકરમાં તે સર્વ સમાવિષ્ઠ કરેલ હોય છે.

પદ્માસન બેઠેલી જીન પ્રતિમાનું સ્વરૂપ એક જ પ્રકારના માન પ્રમાણનું હોય છે. પરંતુ તેના લાંચ્છન ચિહ્ન પરથી તે ચોવીશમાંથી કયા પ્રભુજી છે તે ઓળખાય છે. ઘણી પ્રાચીન પ્રતિમાઓને લાંચ્છન હોતાં નથી. તેમ પરિકર પણ બહુ જુના મળતા નથી. પરંતુ કોઈનાં ઉપર અશોકવૃક્ષની આકૃતિ કે નીચે ધર્મચક્રવાળી પ્રાચીન પ્રતિમાઓ મળે છે.

પુરાતત્ત્વજ્ઞો માને છે કે કુશાન કાળની પ્રતિમાઓમાં લાંચ્છન કે પરિકરનો સાવ અભાવ છે. ગુપ્તકાળની કોઇ કોઇ પ્રતિમાઓ પર લાંચ્છન ધર્મચક્રની મુદ્રા અને ગાંધર્વો સાહચર્ય મળે છે. પરિકર પદ્ધતિ પાછલા કાળની હોય તેમ તેના ઉપલબ્ધ અવશેષો પરથી જણાય છે. પહેલા તીર્થંકર આદિનાથ પ્રભુની કોઇ કોઈ પ્રાચીન મૂર્તિને ખભે વાળની લટો તેમજ તીર્થંકર પ્રતિમાને ઉપવીતનું ચિન્હ પણ જોવામાં આવે છે.

પ્રાચીન આગમોમાં વાસ્તુ દેવોના નામ આપી સમયોચિત તેની પૂજાદિ કરવાનું કહ્યું છે. ચોસઠ યોગીનીઓના તથા ક્ષેત્રપાલાદિ વીરના નામો અને અન્ય

તાંત્રિક દેવદેવીઓના સ્વરૂપ વર્ણન મંત્રક્રિયાવિધિ સહીત જૈન ગ્રંથોમાં આપેલા છે. કદાચ પાછલા કાળમાં બૌદ્ધોના અનુકરણરૂપ તે પ્રવિષ્ટ થયું લાગે છે. અહિંસક સંપ્રદાયમાં આવી તાંત્રિક ક્રિયા આશ્ચર્યજનક લાગે છે.

જૈન સંપ્રદાયના પ્રાધાન્ય બે વિભાગ (૧) દિગંમ્બર અને (૨) શ્વેતાંમ્બર છે. કશા આભરણ અલંકાર રહીત કે એવા ચિહ્ન વગરની નિર્લેપ વિતરાગ પ્રભુની પ્રતિમા હોય છે. દિગંમ્બરોમાં નગ્નરૂપે અને શ્વેતાંમ્બરોમાં લંગોટવાળી વિતરાગ પ્રભુની પૂજા થાય છે. શ્વેતાંમ્બરમાં ભાવિક ભક્તો પ્રભુભક્તિને વિશેષ પ્રાધાન્ય આપવા આભુષણ-અલંકારોથી પ્રતિમાજીને વિભૂષિત કરે છે. પ્રાસાદમાં મુખ્ય પ્રધાન સ્થાપિત કરેલ પ્રતિમાને “મૂળનાયક” કહેવામાં આવે છે.

કોઇપણ દેવના મંદિરમાં મૂળનાયક મૂર્તિના પર્યાય સ્વરૂપો જુદા જુદા સ્થળે કોતરવામાં આવે છે. દ્વાર પરના ઉતરંગમાં કે તેની શાખોમાં તે દેવના પ્રતિહાર સ્વરૂપો જોતાં તે કયા દેવનું મંદિર છે તે ઓળખવાનું સાધન પ્રાપ્ત થાય છે.

જીન મંદિર દ્વારના ઉતરંગમાં જીન મૂર્તિ, તેની શાખોમાં પ્રતિહાર સ્વરૂપ કે ષોડશ વિદ્યાદેવીના સ્વરૂપો તથા મૂળ મંદિરની બહાર પ્રદક્ષિણામાં ત્રણ ગવાક્ષોમાં જીન મૂર્તિની સ્થાપના કરે છે. મંડોવરની જંઘામાં યક્ષયક્ષણીના સ્વરૂપો કરેલા હોય છે. તીર્થંકરના લાંચ્છન પીઠના થરમાં કોતરેલા હોય છે. મંડપ કે ચોકીના ઘુમટ-ઘુમટીમાં જીન સંપ્રદાયના ચિહ્નો-અષ્ટમંગળ, ચૌદ સ્વપ્ન કે જીન મૂર્તિઓ કે યક્ષયક્ષીણીના સ્વરૂપો કોઈ કોઈ સ્થળે કોતરેલા હોય છે. પ્રત્યેક મંદિરમાં ઉપર કહેલું શિલ્પ આવશ્યક ગણ્યું નથી. પરંતુ ત્યાં કહેલી શિલ્પાકૃતિ જોતાં જ તે કયા સંપ્રદાયનું છે તે જાણી શકાય છે કોઇ દ્વાર, ગોખ કે એવા ભાગ પર સમવસરણ મેરૂ કે પ્રભુના જીવન દૃશ્યો કોતરેલા હોય છે તે પરથી જીન મંદિર ચોક્કસ રીતે ઓળખી શકાય છે. દશ દિગ્પાલ; નવ ગ્રહો; આઠ આય-વ્યય, દેવાંગનાઓ આદિ સ્વરૂપો તો કોઇપણ સંપ્રદાયમાં એક જ પ્રકારના કોતરવામાં આવે છે. કારણ કે પ્રત્યેક સંપ્રદાયમાં તે હોય છે તેમાં કંઇ ભેદ હોતો નથી.

બૌદ્ધ સંપ્રદાયના પ્રારંભ કાળ બાદ જૈન સંપ્રદાયની સ્થાપના થઇ એવું કેટલાક પાશ્ચાત્ય વિદ્વાનો માને છે. પરંતુ તેમની આ ગંભીર ભૂલ છે. બૌદ્ધો પર જૈન સાહિત્યની અસર પડી છે. અને બૌદ્ધ આચાર્યોએ તેનો ઘણો વિકાસ કર્યો છે. એથી જૈન સંપ્રદાયની પ્રાચીનતા ઓછી ઠરતી નથી. વાસ્તુશાસ્ત્ર પર લખેલા ગ્રંથો વિશ્વકર્મા પ્રણિત છે; જે પરથી તેના ઉતારા પાછલા કાળના આચાર્યોએ કરેલા છે.

જૈન વિદ્વાનોના લખેલા ગ્રંથમાં માગધી ભાષાનો ‘વત્થુસાર’ (વાસ્તુસાર) ગ્રંથ બારમી સદીના કાળનો દીલ્હીના બાદશાહ અલાઉદ્દીનના ખજાનચી ઝવેરી ઠક્કુર ફેરૂએ રચેલો છે. આ વત્થુસારની રચના તેણે જુના શિલ્પ ગ્રંથો પરથી કરી છે.

વત્થુસારના ત્રણ પ્રકરણોમાં (૧) ગૃહાદિ વિષય, (૨) જીન ચૈત્ય વિષય, (૩) જીનબિંબ એ પર તેણે બહુ સુંદર લખેલું છે. ક્રિયા જ્ઞાનના અભાવે ઠક્કુર ફેરૂના કેટલાક મંતવ્યોમાં એકતા નથી. બીજા એક જૈન દિગંમ્બર વિદ્વાન આચાર્ય વસુનંદીએ રચેલ 'પ્રતિષ્ઠા સાર સંગ્રહ'માં શિલ્પના વિષય પર વિદ્વતાપૂર્ણ હકીકત આપી છે. ઉપરોક્ત બંન્ને જૈન વિદ્વાનોના કેટલાક મંતવ્યો પરસ્પર ભિન્ન છે. તેમજ પ્રાચીન પરંપરામાં પણ કેટલીક બાબતોમાં તેઓ જુદા પડે છે. દૃષ્ટિ આદિ વિષયોમાં તેઓમાં ઘણો મતભેદ છે. છતાં એકંદરે આ વિદ્વાનોના ગ્રંથો સુંદર છે.

શાશ્વત જિન ચૈત્યનું વર્ણન પ્રતિક્રમણના રોજીંદા નિત્ય કર્મના પાઠમાં બોલાય છે: લાંબા સો યોજન વિસ્તાર પચાસ ઉંચા પહોંતેર ઘાટ" આગમગ્રંથોમાં સ્તૂપ સંબંધે ઉલ્લેખો મળે છે. જૈનોનું અનુકરણ બૌદ્ધોએ કર્યું હોવાનું ચોક્કસ રીતે માનવું પડે છે. કલ્પસૂત્ર અને આગમગ્રંથોમાં કહ્યું છે કે જ્યારે તીર્થંકર ભગવાન નિર્વાણ પામ્યા ત્યારે તેમના અગ્નિ સંસ્કારના સ્થાને દેવોએ સ્તૂપ રચ્યા. જૈન સ્તૂપો વર્તમાન કાળમાં જોવામાં આવતા નથી. પરંતુ મથુરામાં સાતમા તીર્થંકર સુપાર્શ્વનાથ પ્રભુની સ્મૃતિનો સ્તૂપ હતો તે ઇસ્વી પૂર્વે સાતમી શતાબ્દિનો હતો તેવું પુરાતત્વજ્ઞો દૃઢપણે સિદ્ધ કરે છે. જૈનોમાં આચાર્યાદિ પૂજ્ય સાધુ મહારાજના અગ્નિ સંસ્કારના સ્થાને વર્તમાનકાળના સ્વરૂપની દેરી કે ગુરૂમંદિર ઓટલા પર બનાવે છે. ઓગણીસમી સદી પહેલાં ત્યાં પગલાં પધરાવવાની પ્રથા હતી. પ્રત્યેક સંપ્રદાયમાં દેવપ્રાસાદના આગળના વિશાળ પ્રાંગણમાં મોટો સ્તંભ ઉભો કરવાની પ્રથા છે. આ પ્રથા ગુજરાતમાં પ્રાચીન કાળમાં હતી. પણ વર્તમાનકાળે તે લુપ્ત થઈ છે. જૈન દિગંમ્બર મંદિરો આગળ વિશાળ મોટા સ્તંભો ઉભા કરવાની પ્રથા છે. શ્વેતાંમ્બર સંપ્રદાયમાં તે સ્થંભને "માણવક સ્થંભ" નામે શાસ્ત્રોમાં ઓળખાવે છે. તેનો લૌકિક અર્થ "માણેક થંભ" છે. દિગંમ્બરો તેને "માન થંભ" કહે છે. પણ તે માણવહ સ્તંભનું અપભ્રંશ છે.

જૈનોના કળામય ભવ્ય મંદિરો દેશના પૃથક પૃથક ભાગોમાં છે. તે જેટલા કળામય છે તેટલા જ તે સુઘડ હોય છે. મંદિરની સ્વચ્છતા જૈનો જેટલી અન્ય સંપ્રદાયમાં નથી તે ભારે પ્રશંસનીય દૃષ્ટાંતરૂપ છે.



